ललित-वाङ्मय-ग्रंथमाला : १५

# The Count of Monte Cristo

# કાઉન્ટ ઑફ મૉન્ટેક્રીસ્ટો

( ડ્યૂમા )

ગુજરાતી ભાષાંતર

## દ્વિતીય ભાગ

---

કર્તા

એક ગ્રેજ્યુએટ

---

અમદાવાદ

૧૯૮૩ ૧૯૨૭

---

કિં. રૂ. ૩-૦-૦

# અનુક્રમણિકા

છપાય છે !          છપાય છે ! !          છપાય છે ! ! !



# The Count of Monte Cristo

# કાઉન્ટ ઑફ મૉન્ટેક્રીસ્ટો

## દ્વિતીય ભાગ

# પ્રકરણ ૨૭ મું.

"પહેલાં તો" ફેડરોસે કહ્યું. "મહારાજ, આપે મને એક વચન આપવું પડશે."

"શું વચન?" પાદરીએ પૂછ્યું.

"આજે હું અત્યારે આપને જે વાત કહેવાનો છું, તે વાતનો આપને કદાચ ઉપયોગ કરવાની જરૂર પડે તોપણ આપે કદી કોઈને પણ આ બાતમી આપને મેં કહેલી છે એવી વાત કહેવી નહિ. કારણ કે જે લોકોની ગુપ્ત વાતો હું આપને હમણાં જણાવવાનો છું, તે લોકો દ્રવ્યવાન, લાગવગવાળા, અને સત્તાધીશ છે; અને તેઓ ધારે તો એક નિમિષ માત્રમાં મારૂં કાટલું કરી નાંખે એમ છે."

"એ બાબતમાં તમે તદ્દન બેફીકર રહો." પાદરીએ જવાબ આપ્યો. "હું એક પાદરી છું અને પાપનો અંગીકાર—ગુન્હાની કબુલતને પવિત્ર ગણીને ગુપ્ત રાખવી એ મારી ફરજ છે. પાપમાંથી મુક્તિ અપાવવાની સત્તા જેવી રીતે મને મળેલી છે, તેવીજ રીતે સાંભળેલાં રહસ્યોને ગુપ્ત રાખવાની ફરજ પણ મારા ઉપર નંખાએલી છે. વળી આપણા મૃત મિત્ર એડમન્ડની અંતિમ ઇચ્છાઓ જેમ બને તેમ યોગ્ય રીતે અમલમાં મૂકવી એજ આપણું કર્તવ્ય છે. એથી વિશેષ કાંઈપણ પગલાં આપણે આગળ ભરવાનાં નથી. માટે હવે દ્વેષ અગર સંકોચ રાખ્યા સિવાય તમારે જે કહેવાનું હોય તે ખુશીથી કહો. જે લોકોના વિષે તમે મને વાત કરનાર છો તેમને હું ઓળખતો નથી, અને તેમને ઓળખવાનો મને કદી પ્રસંગ આવવાનો પણ સંભવ નથી. વળી હું તો ઇટાલીઅન છું અને વળી

વધારામાં એક ધર્મગુરૂ છું; એટલે સંસારની જંજાળથી વિરક્ત છું. મરનારની અંતિમ ઇચ્છાઓનો અમલ થયો કે તુરતજ હું તો મારા મઠમાં ચાલ્યો જવાનો છું; અને ત્યાંથી અહીં પણ એજ કારણે આવ્યો છું."

આ છેવટના વચનથી કેડરોસને ઘણી હિંમત આવી.

"વારૂ ત્યારે. એમ હોય તો," કેડરોસ બોલ્યો. "હું તમને તમામ હકીકત જણાવીશ. કારણ જેમને એડમન્ડ પોતાના ઇષ્ટ મિત્રો ધારતો હતો તે લોકોની મિત્રતાના સંબંધમાં ખરી હકીકત જણાવી મારે આપની આંખો ઉઘાડવી જોઇએ."

"ચાલો ત્યારે, તેના પિતાની વાત પ્રથમ શરૂ કરો જોઇએ." પાદરી બોલ્યો. "એડમન્ડે મને પોતાના વૃદ્ધ પિતાના સંબંધમાં ઘણી ઘણી વાતો કહી છે. તેને તેના પિતા ઉપર ઘણોજ સ્નેહ હતો."

"મહારાજ, એ ઇતિહાસ બધો દિલગીરીથી ભરેલો છે. આપને કદાચ પ્રથમનો તો બધો ઇતિહાસ માલુમ હશેજ." કેડરોસે માથું ધુણાવતાં પૂછ્યું.

"હા, હા." પાદરીએ જવાબ આપ્યો. "એડમન્ડને પકડવામાં આવ્યો તે પળ સુધીની તો સર્વ વાત મને એડમન્ડે કરેલી છે. જુઓને, તેને કેદ કરવામાં આવ્યો તે વખતે શું તેના વિવાહની મીજબાનીનો જલસો ચાલી રહ્યો નહોતો?"

"હા હા. એવી રીતે અતિ આનંદમાં શરૂ થએલા જલસાનો અતિ શોક ભરેલો અંત આવ્યો. એક પોલીસ અમલદાર ચાર સીપાઇઓને લઇને ત્યાં આવ્યો અને એડમન્ડને કેદ પકડવામાં આવ્યો."

"હા, ત્યાં સુધીની બધી હકીકત મને માલુમ છે." પેલા પાદરીએ કહ્યું. "એડમન્ડ તો બિચારો પોતાને શું શું વીતી તેજ

મને કહી શક્યો; પણ જે પાંચ મનુષ્યો તેને અતિશય વહાલાં હતાં, તેમનો તેને ફરીથી બીલકુલ મેળાપજ થયો નહિ. તેને કેદ પકડવામાં આવ્યો તે વખતે તેને તેમનાં જે દર્શન થયાં હતાં તે તેમનાં છેલ્લાંજ દર્શન હતાં. તે બિચારાએ તો ફરીને તેમના સમાચાર પણ સાંભળ્યા નથી."

"વારૂ ત્યારે. જ્યારે એડમન્ડને પકડીને લઈ જવામાં આવ્યો, ત્યારે તેના શેઠે તેના કામની બધી માહિતી મેળવી. આ સમાચાર બધા શોકજનક હતા. તેનો વૃદ્ધ પિતા તો બિચારો એકલો પોતાને ઘેર ગયો, અને આંખમાં આંસુ સાથે તેના પુત્રના લગ્ન સમયના પોષાકની ઘડી કરીને તેને ઉંચો મૂકી દીધો. તેણે આખો દિવસ પોતાની કોટડીમાં ફર્યા કર્યું. તેને બીલકુલ નિદ્રા તો આવેજ ક્યાંથી? મારી ઓરડી તેની ઓરડીની બરાબર નીચે હોવાથી મને આ બાબતની તમામ માહિતી છે. મને પોતાને પણ બીલકુલ ઉંઘ આવી નહિ; કારણ કે તે બુઢ્ઢા માણસનું દુઃખ મારાથી જોઇ શકાતું નહોતું. તેનાં પગલાંના દરેક અવાજથી મારા હૃદયને ધક્કો લાગતો.

"બીજે દિવસે પેલી બિચારી મર્સીડીસ ન્યાયાધીશ વાઇલ-ફોર્ટનું રક્ષણ મેળવવાને ગઇ. તેમાં કાંઇ તેનું વળ્યું નહિ, એટલે તે બુઢ્ઢાની પાસે ગઇ. આખી રાત બીલકુલ ઉંઘ આવી નહોતી તેને લીધે તથા દુઃખને લીધે તે કમનસીબ બુઢ્ઢાનું મુખ લેવાઇ ગએલું જ્યારે મર્સીડીસે જોયું, ત્યારે તેણે તેને પોતાની સાથે પોતાને ત્યાં લઇ જવાને માગણી કરી, કે જેથી પોતે તે બુઢ્ઢાની સંભાળ લઇ શકે. પણ તે વૃધ્ધે તેમ કરવા ના પાડી.

"ના," તે વૃધ્ધે જવાબ આપ્યો. "આ ઘરનો હું કદી ત્યાગ કરવાનો નથી. કારણ મારો દીકરો બિચારો મને ઘણોજ વ્હાલ છે-

તેથી જ્યારે તે કેદખાનામાંથી છૂટશે કે તુરતજ પહેલો મનેજ મળવાને દોડી આવશે. જો હું અહીંજ રહીને તેની રાહ જોઉં નહિ, તો મારે માટે તે શું ધારે ?"

"આ બધું મેં બારીમાંથી સાંભળ્યું. મરસીડીસ તે બુઢ્ઢાને સમજાવી પટાવીને પોતાને ત્યાં લઈ જાય તો સારૂં એમ મારૂં માનવું હતું; કારણ કે તેના દુઃખથી મારા જીવને જરા પણ ચેન પડતું નહિ."

"પણ તમે ઉપર જઇને તે બુઢ્ઢાને આશ્વાસન આપવાનો પ્રયત્ન કેમ ન કર્યો ?" પાદરીએ પૂછ્યું.

"અરે સાહેબ," કેડરાસે જવાબ આપ્યો." મારા જેવાથી તેને આશ્વાસન આપી શકાય તેમ નહોતું. વળી, મને કારણ તો કાંઇ સમજાતું નથી પણ તે મને ચ્હાતો નહોતો. એક દિવસે રાતના મેં તેને ડસકાં ખાઇને રોતો સાંભળ્યો, એટલે મારાથી પછી ઉપર ગયા સિવાય રહેવાયું નહિ. પણ જ્યારે હું ત્યાં ગયો ત્યારે તો તે રોતો નહોતો પણ પ્રભુની પ્રાર્થના કરતો હતો. તેની પ્રાર્થના નમ્રતા અને આજીજી ભરેલી હતી. મને પોતાને આવી બાબતમાં ઝાઝી શ્રદ્ધા નથી, તો પણ મને તે જોઇને ઘણુંજ લાગી આવ્યું. મેં મારા મનમાં કહ્યું "ઠીક છે કે મારે પોતાને છોકરાં નથી. કારણ કે મારે છોકરાં હોત અને આ વૃદ્ધને બિચારાને જે દુઃખ પડે છે તેવું દુઃખ જો મારે માથે આવી પડયું હોત, અને હાલ તે જેવી રીતે પ્રાર્થના કરે છે તેવી પ્રાર્થના કરતાં મને આવડત નહિ, તો મારે તો સમુદ્રમાં ડુબીને તુરત મરી જવું પડત. મારાથી તો તેવું દુઃખ કદી સહન થાયજ નહિ."

"ઓ પિતાજી!" પાદરી મનમાંજ બબડયો. કેડરોસને કાને તે શબ્દો પડયા નહિ.

" તે બિચારો એકલોજ પડી રહેતો. એડમન્ડનો શેઠ મોં૰ મોરેલ અને મર્સીડીસ એ બે જણુ તેને મળવાને આવતાં પણુ તે ઘરમાં હોય છતાં કોઇને મળતોજ નહિ. એક દિવસે તેણે મર્સીડીસને પોતાની ઓરડીમાં આવવા દીધી, અને જ્યારે તે ગરીબ છોકરીએ પોતાનું દુઃખ બાજુ ઉપર મૂકીને તેને દિલાસો આપવા માંડયો, ત્યારે તેણે તેને કહ્યું:—

" દીકરી, ખાત્રીથી માનજે કે એડમન્ડ મરીજ ગએલો હોવો જોઇએ. આપણે હવે તેની આશા રાખવી વ્યર્થ છે. ઉલટું તે આપણી સ્વર્ગમાં રાહ જુએ છે. હું તો ઘણો સુખી છું; કારણુ કે હું વૃદ્ધ છું એટલે હવે તેને જલદીથી જઇને મળીશ."

" કોઇ માણુસ પોતે ગમે તેટલો ભલો અને સારો હોય, શાણો ચાલાક અને ચતુર હોય તો પણુ તેવા મનુષ્યને પણુ દુઃખી માણુસને મળવા જવાનું કાર્ય અતિ કઠણુ થઇ પડે છે. લોકો થોડા વખત પછી તેને જોવા જવાનું છોડી દે છે; કારણુ કે તેના દુઃખનો ચેપ જોવા જનારને લાગે છે, અને તેઓ પણુ શોકાતુર બને છે. તેથી છેવટે તે વૃદ્ધને જોવા જવાનું ઓછું થતું ગયું, અને તે બિચારો એકલો પડયો. વખતો વખત અજાણ્યા માણુસો તેની ઓરડીમાં જતા અને કાંઇ પોટકાં લઇને પાછા ફરતા જણુાતા. આ પોટકાં શાનાં હતાં તેનું મેં અનુમાન કર્યું. તે બુઢ્ઢો પોતાના પેટની ખાતર ધીરેધીરે બધી ચીજો વેચી નાંખતો હતો."

" આખરે તે બુઢ્ઢાની સર્વ વસ્તુઓ વેચાઇ ગઇ. લગભગ નવ માસનું ભાડું પણુ ચઢી ગયું, અને માલીકે તેને કાઢી મૂકવાની ધમકી પણુ આપી. તેણે એક અઠવાડીઉં વધારે રહેવા દેવાને વિનંતિ કરી તેથી રહેવા દીધો. મને આ વાતની ખબર પડી તેનું કારણુ એ

કે મકાન માલીક તેની ઓરડીમાંથી નાકળીને સીધો મારી ઓરડીમાં તે દિવસે આવ્યો હતો.

"ત્રણ દિવસ સુધી તો તે બુઢ્ઢાને ઓરડીમાં ફરતો મેં સાંભળ્યો હતો. પણ ચોથે દિવસે તો કાંઇ અવાજ સંભળાયો નહિ. પછી તો ગમે તે જોખમે પણ તેની પાસે જવાનો મેં નિશ્ચય કર્યો. બારણું બંધ હતું પણ મેં કાણામાંથી નજર કરી તો તે ઘણોજ નિર્બલ અને ફીક્કો પડી ગએલો દેખાયો. હું તેથી મોં. મોરેલને ત્યાં ગયો. તેને સમાચાર કહીને પછી મર્સીડીસને ત્યાં દોડયો. તેઓ બન્ને તુરતજ આવ્યાં. મોં. મોરેલ એક ડૉકટરને તેડતો આવ્યો. ડૉકટરે તે બુઢ્ઢાને કાંઇ ઓઝરીનો વ્યાધિ થયો છે એમ જણાવ્યું અને કેટલુંક પથ્ય પાળવાનું કહ્યું. પછી તેણે દવા લખી આપી. આ જોઇને તે વૃધ્ધે જે મંદ હાસ્ય કર્યું છે તે હજી પણ મારાથી ભૂલી શકાય તેમ નથી. તે પછી તેણે પોતાનાં બારણાં બધાને માટે ખુલ્લાં રાખ્યાં; કારણ કે હવે તેને પોતાને ખોરાક નહિ લેવા માટે એક બ્હાનું મળ્યું હતું. ડૉકટરે ખોરાક ઘણોજ નિયમિત લેવાને કહેલું હતું.

પાદરીના મુખમાંથી "અરે!" નિકળી ગયું.

"આપને આ વાતમાં રસ પડે છે નહિ સાહેબ?" કેડરોસે પૂછ્યું.

"હા." પાદરીએ જવાબ આપ્યો. "તમારી વાત ઘણી અસરકારક છે."

"મર્સીડીસ ફરીથી જ્યારે પાછી આવી ત્યારે તેને વૃદ્ધની તબીઅતમાં એટલો બધો ફેરફાર થઇ ગએલો લાગ્યો કે તે તેને પોતાને ત્યાં લઇ જવાને વધારે આતુર બની.

મોં. મોરેલની પણ તેવી જ ઇચ્છા હતી. તે તો તેને ઇચ્છા નહિ છતાં ખાણું લઇ ગયો હોત, પણ તે બુઢ્ઢાએ ના પાડી અને એટલો બધો રડી પડયો કે તેમને બધાને ભય લાગ્યો. તેથી મસી-ડીસ તો તેની પથારી પાસે ત્યાં જ રહી. મોં. મોરેલ તો બિચારો નાછૂટકે ઘેર ગયો, પણ જતાં જતાં એક ખૂણામાં થોડાક પૈસા રાખી ગયો. ડોકટરના હુકમનો લાભ લઇને તે બુઢ્ઢાએ તો કાંઇપણ ખાવાનુંજ માંડી વાળ્યું. છેવટે નવ દિવસના કોરા ઉપવાસ પછી તે બુઢ્ઢો આશાભંગ થઇને મરણ પામ્યો! જે લોકોએ તેના ઉપર આ વિપત્તિ આણી હતી તેમને શાપ આપતો તે મરણ પામ્યો ! મરતી વખતે તેણે મરસીડીસને કહ્યું: "દિકરી, એડમન્ડ જો કોઇ દિવસ જીવતો હોય, અને મળે, તો તેને મારો એટલો સંદેશો કહેજે કે હું તેને આશિષ આપતો મરૂં છું."

પેલા પાદરીથી હવે તો જરાપણ બેસી રહેવાયું નહિ. તેણે ઓરડીમાં બે વખત ફેરા માર્યા. તેનો કંઠ સુકાઇ જતો તેને લાગ્યો.

"અને તમારૂં ધારવું એવું છે કે તે વૃદ્ધ માણસ બિચારો ભૂખમરાથી મરી ગયો ?" "સાહેબ, ભૂખમરાથી ?" કેડરોસે કહ્યું "અરે સાહેબ, આપ કહો તેવા સોગન ખાઇને સાબીત કરવાને હું તૈયાર છું."

પાદરીએ પોતાની પાસે ટેબલ ઉપર એક પાણીનો અડધો ભરેલો પ્યાલો હતો તે લીધો અને એકાએક ગટગટાવી ગયો; અને પછી પાછો પોતાની જગાએ આવીને બેઠો.

"આ તો એક ઘણો જ ગંભીર બનાવ કહેવાય!" તેણે ખો-ખરા અવાજે કહ્યું.

"અરે ઘણો જ ગંભીર ! કારણ કે આ બનાવ પ્રભુની કૃતિ નહોતી, પણ મનુષ્યની જ કૃતિનું પરિણામ હતું."

"વારૂ, હવે મને બીજાઓની વાત જણાવો." પાદરીએ કહ્યું. "અને યાદ રાખજો કે" તેણે વધારામાં ધમકી આપતાં જણાવ્યું, "તમે તમામ વાત ખુલ્લે ખુલ્લી કહી દેવાનું મને વચન આપ્યું છે. જે લોકોએ આવી રીતે પુત્રને આશાભંગથી, અને પિતાને ભૂખમરાથી મરણને શરણ કર્યાં, તે માણસો કોણ ?"

"બે માણસો; જેઓ તેની ઘણી અદેખાઇ કરતા હતા તે. એક પ્રેમને લીધે અને બીજો લોભને લીધે. ફરનાન્ડ અને ડેંગ્લર્સ."

"વારૂ, આ અદેખાઇ શી રીતે જણાઇ આવી ?"

"તેઓએ એડમન્ડના ઉપર બોનાપાર્ટ પક્ષનો મળતીઓ અને છુપો જાસુસ હોવાનું ત્હોમત મૂક્યું હતું."

"એમાંથી કોણે તેના ઉપર ત્હોમત મૂક્યું હતું ? ખરો ગુન્હેગાર કોણ ?"

"બન્ને જણ. એકે કાગળ લખ્યો અને બીજાએ તે ટપાલમાં નાંખ્યો."

"કાગળ લખાયો ક્યાં આગળ ? ક્યારે લખાયો ?"

"માર્સેલ્સમાં જ; અને લગ્નની મિજબાનીના પહેલ જ દિવસે."

"હાં હાં. એમકે ? ઠીક ઠીક." પાદરી બબડયો. "મિત્ર ફેરીઆ, મુરબ્બી ફેરીઆ, તમને માણસની કેવી બરાબર પરીક્ષા કરતાં આવડતી હતી ?" તેણે પોતાના મનને જ પ્રશ્ન કર્યો, પણ તેનો અવાજ કેડરોસ સાંભળી ગયો.

"તમે શું કહ્યું સાહેબ ?" કેડરોસે પૂછ્યું.

"ના, ના કાંઇ જ નહિ. કાંઇ નહિ." પાદરી બોલ્યો. "ચાલો, આગળ ચલાવો."

"ડ્રેંગ્લર્સે પોતે જ ડાબે હાથે તે પત્ર લખ્યો હતો કે જેથી તેના અક્ષર કોઇ બીલકુલ ઓળખી શકે નહિ, અને ફરનાંડે તે ટપાલમાં નાંખ્યો."

"પણ" પાદરી એકાએક ધ્રુરકી ઉઠયો. "તમે પોતે જાતે જ ત્યાં હાજર હતા?"

"હું?" કેડરોસ અચંબો પામતો બોલ્યો. "તમને કોણે કહ્યું કે હું પોતે ત્યાં હાજર હતો?"

પાદરીને પોતે ભૂલ કરેલી જણાઇ. ઉતાવળમાં પોતે ભાંગરો વાટી દીધો ખરો એમ લાગ્યું. તેથી તેણે તુરત જ પોતાની ભૂલ સુધારવા માટે ઉમેર્યું:—

"મને તો કોઇએ જ કહ્યું નથી, પણ જ્યારે તમે આવી ઝીણામાં ઝીણી વિગત વર્ણવી શકો છો, ત્યારે તો તમે પોતે જ ત્યાં હાજર હોવા જોઇએ, અને નજરે આ બધું તમે જોએલું હોવું જોઇએ."

"હા, હા, ખરી વાત, ખરી વાત." કેડરોસ ગુંગળાતા અવાજે બોલ્યો. "હું ત્યાં હાજર હતો ખરો."

"આવું દુષ્ટ કૃત્ય કરતાં તેમને તમે બીલકુલ રોક્યા નહિ?" પાદરીએ પૂછ્યું. "તમે તેમને રોકવાનો પ્રયત્ન ન કર્યો એટલે તમે પણ તે કાવતરામાં ભેગા ભળેલા જ હોવા જોઇએ!"

"સાહેબ," કેડરોસે જવાબ આપ્યો. "તે લોકોએ મને એટલો બધો દારૂ પાયો હતો કે મારૂં લગભગ બધું જ ભાન જતું રહ્યું હતું. મારી આસપાસ શું ચાલતું હતું તેનું મને નહિ જેવું ભાન હતું. આવી સ્થિતિનો માણસ જેટલું કહી શકે તેટલું મેં કહ્યું, પણ

તે બન્ને જણાએ મને ખાત્રીથી એવું કહ્યું કે તે બે જણા તો માત્ર હાસ્ય કરતા હતા, અને કોઇને કાંઇ પણ નુકશાન કરવાનો તેમનો હેતુ નહોતો."

"પણ મહેરબાન, બીજે દિવસે તો તમને ચોખ્ખું માલુમ પડી આવ્યું જ હશે કે તેઓનો ખરેખર શો હેતુ હતો. આમ છતાં પણ એડમન્ડને જ્યારે પકડવામાં આવ્યો તે વખતે તમે ત્યાં હાજર હતા છતાં તમે કાંઇ પણ બોલ્યા નહિ."

"હા જી, હું ત્યાં હતો, અને જે જે હકીકત જાણતો હતો તે સૌ કહી દેવાને ઘણો આતુર હતો; પણ મને ડેંગ્લર્સે અટકાવ્યો. તે બોલ્યો "એડમન્ડે કદાચ ખરેખર ગુન્હો કર્યો જ હોય તો ? તે એલ્બાના ટાપુમાં જો ઉતર્યો હોય અને પારિસમાંના બોનાપાર્ટ પક્ષને માટે એલ્બાથી કાંઇ કાગળ પત્રો ખરેખરજ લઇ આવ્યો હોય તો ? જો આવો કાંઇ પત્ર તેની ઝડતી લેતાં મળી આવ્યો તો પછી તેને મદદ કરનારા બધા તેના મળતીઆઓમાં ગણાશે." હું એટલું તો કબુલ કરૂં છું કે તે વખતની રાજકીય પરિસ્થિતિને લીધે મને ઘણો જ ભય લાગતો, અને તેથી જ મેં મૌન ધારણ કર્યું. આ બાયલાપણું-હિચકારાપણું તો ખરૂં જ, પણ સાહેબ, તેમાં મેં કાંઇ ગુન્હો કર્યો નથી."

"હાં, હાં. હવે સમજ્યો. તમે માત્ર જેમ ચાલે તેમ ચાલવા દીધું એટલું જ."

"હા જી." કેડરોસે જવાબ આપ્યો. "આ મારા કૃત્યને માટે મને રાત્રિ દિવસ હમેશાં પશ્ચાત્તાપ થાય છે. હું વારંવાર પ્રભુની માફી માગું છું, કારણ કે હું સોગનપૂર્વક કહું છું કે મારી આખી જીંદગીમાં જો મેં કાંઇ પણ પાપ કર્યું હોય તો તે એજ છે, અને

તેને લીધે જ હું મારી હાલની દશા ભોગવું છું. હું મારા તે વખતના સ્વાર્થીપણાને માટે પ્રાયશ્ચિત્ત ભોગવી રહ્યો છું, અને આથી જ જ્યારે જ્યારે મારી સ્ત્રી કાંઇ પણ ફરીઆદ કરે છે ત્યારે હું તેને કહું છું કે ચુપ રહે. પ્રભુની મરજી જ એવી છે."

અને ખરેખરો પશ્ચાત્તાપ થતો હોય તેમ તેણે ફરીથી પ્રભુની પ્રાર્થના કરવા માંડી.

"વારૂ, તમે બધી વાત ખુલ્લે ખુલ્લા જણાવી દીધી છે, અને આ રીતે તમે પોતે તમારો વાંક કાઢો છો, અને ગુન્હો પણ કબુલ કરો છો, એટલે તમે ક્ષમાને લાયક છો."

"પણ સાહેબ, કમનસીબે એડમન્ડ મરણ પામ્યો છે એટલે તેની માફી હું મેળવી શકયો નથી." કેડરોસ બોલ્યો.

"પણ તેને આ વાતની બીલકુલ ખબર જ નહોતી." પાદરીએ કહ્યું.

"પણ સાહેબ, હવે તો તે બધું જાણતો જ હશે." કેડરોસ વચમાં જ બોલ્યો. "કહે છે કે મરણ પામેલાઓને તો સર્વ પ્રકારનું અને તમામ જ્ઞાન હોય છે."

થોડીવાર શાંતતા ફેલાઇ રહી. પાદરીએ ઉઠીને વિચારમાંને વિચારમાં આમ તેમ ફરવા માંડયું. થોડીવાર પછી પાછો પોતાની જગાએ આવીને બેઠો.

"તમે બે ત્રણ વખત કોઇક મોં. મોરેલની વાત કરતા હતા, તે કોણ છે વારૂ?" પાદરીએ પૂછયું.

"ફેરેઓન નામના વહાણનો માલીક છે. એડમન્ડ તેની પાસે નોકર હતો."

"વારુ, આ શોકપૂર્ણ નાટકમાં તેણે શું ભાગ ભજવ્યો છે?"

"અરે, તેણે તો એક પ્રમાણિક, બ્હાદૂર, અને ખરી લાગણી વાળા મિત્રનો ભાગ ભજવ્યો છે. તેણે બિચારાએ તો વીસ પચીસ વખત એડમન્ડને માટે ખટપટ કરી. જ્યારે શહેનશાહ નેપોલીઅન પાછા ગાદી ઉપર આવ્યા ત્યારે મોં. મોરેલે એડમન્ડને માટે ઘણી ઘણી અરજીઓ કરી, ઠેર ઠેર વિનંતિઓ અને આજીજીઓ કરી, અને છેવટે ધમકીઓ આપવાને પણ બાકી રાખ્યું નહિ. આ બધામાં તેણે એટલી બધી લાગણી બતાવી અને એટલી બધી ખટપટ કરી કે બીજી વખતની રાજ્યક્રાન્તિ વખતે-જ્યારે નેપોલીઅનને ફરીથી ગાદી છોડવાની ફરજ પડી, ત્યારે મોં. મોરેલને પોતાને જ બોના-પાર્ટના પક્ષના માણસ તરીકે હેરાન કરવામાં આવ્યો, અને તેના ઉપર કામ ચલાવવામાં આવ્યું. એડમન્ડના પિતાને તે અસંખ્ય વખત મળવા અને જોવા આવતો, અને તેને પોતાને ઘેર લઇ જઇને રાખવાને પણ અનેક વખત કહ્યું. તે બુઢ્ઢાના મરણ પહેલાં એક દિવસ ઉપર તો પરાણે પરાણે છાનામાના એક ખુણામાં તે પૈસા સંતાડીને મૂકી ગયો હતો. આ પૈસાથી તો તે બુઢ્ઢાનું દેવું પતાવવામાં આવ્યું, અને તેની અંતિમ ક્રિયા સારી રીતે કરવામાં આવી. અરે, જે કોથળીમાં તે પૈસા મૂકી ગયો હતો તે કોથળી હજી પણ મેં મારી પાસે સાચવી રાખી છે. તે લાલ રેશમી કપડાની છે."

"અને" પાદરીએ પૂછ્યું. "આ મોં. મોરેલ હજી જીવે છે?"

"હા જી." જવાબ મળ્યો.

"ત્યાર તો તે ઘણો ધનાઢ્ય અને સુખી હોવો જોઇએ." પાદરી બોલ્યો.

કેડરોસના મુખ ઉપર એક ભયાનક હાસ્ય ફરકી રહ્યું. "હા જી. મારા જેટલોજ તે સુખી છે."

"શું ? મોં. મોરેલ દુઃખી અવસ્થામાં છે ?"

"અરે સાહેબ, તે બિચારો તો પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠો છે. અરે વળી વધારામાં તેની આબરૂ ઉપર પાણી ફરી વળવાનો વખત આવી લાગ્યો છે."

"અરે ! તમે આ શું કહો છો !"

"હા જી." કેડરોસે જવાબ આપ્યો. "પચીસ વરસ જેટલી લાંબી મુદ્દત સુધી અથાગ મહેનત કરીને માર્સેલ્સના બજારમાં મોં. મોરેલે પોતાની આબરૂ સ્થાપી હતી. તેની આંટનો પ્રશ્નજ રહ્યો ન હોતો. હવે એવો સમય આવ્યો છે કે આ સર્વ આબરૂ જવા બેઠી છે. ગયા બે વરસમાં તેનાં પાંચ વહાણુ તો નાશ પામ્યાં છે. બીજી ત્રણુ મોટી મોટી પેઢીઓ ડુબી તેમાં તેના ઘણુા પૈસા ગયા. તેનું ફેરેઓન નામનું એકજ વહાણુ, કે જેના ઉપર એડમન્ડ નોકરી કરતો હતો તે જ માત્ર રહ્યું છે. તે હિંદુસ્થાન વેપારની સફરે ગએલું છે. તેના ઉપર હવે આ વ્યાપારીની બિચારાની સર્વ આશાઓ રહી છે. આ સફર સફલ નિવડે તો તે બિચારો કાંઈક પોતાની આબરૂ બચાવી શકે. પણુ જો બીજાં વહાણુની માફક આ વહાણુ પણુ ભાંગીને નાશ પામે તો તો તેના બચાવનો રસ્તો જ નથી."

"વારૂ, તે દુર્ભાગી મનુષ્યને બૈરી છોકરાં કાંઇ છે કે ?"

"હા જી. તેની સ્ત્રી તો ફીરસ્તા જેવી છે. તેને એક પુત્રી છે તે પણુ તેની માતાના જેવી જ છે. આ છોકરીનાં લગ્ન થવાનાં હતાં; પણુ જેની સાથે તે પરણુવા માગતી હતી તેનું કુટુંબ હવે આવી નિર્ધન અવસ્થામાં આવી પડેલા વ્યાપારીની દીકરી લઇને તેની

સાથે સંબંધ બાંધવાની તેને પરવાનગી આપે તેમ નથી. તેને એક પુત્ર છે તે લશ્કરમાં અમલદાર છે, અને તે એક રત્ન જેવો છોકરો છે. પણ આ બધાથી આ નિર્ભાગીને શાન્તિ મળવાને બદલે બમણું દુઃખ ઉપજે છે. તે એટલો બધો લાગણીવાળો માણસ છે કે જો તેની આસપાસ કોઇ ન હોય તો આત્મહત્યા કર્યા સિવાય રહે જ નહિ; અને તે રીતે જ તેના દુઃખનો અંત આવે તેમ છે."

"અરે આ તો અતિ ભયંકર સ્થિતિ!" પાદરી બોલી ઉઠયો.

"અને સાહેબ, પરમેશ્વર સત્ય અને પુણ્યનો આવો જ બદલો આપે છે." મેં જે એકજ પાપ કર્યું છે તે આપને જણાવી દીધું છે. તેને માટે હું આવી દુર્ભાગી અવસ્થા ભોગવું છું. મારી સ્ત્રી જીર્ણ જ્વરને લીધે મરવા પડી છે, અને મારાથી તેને માટે કાંઇ થઇ શકે તેમ નથી. મારે પણ એડમન્ડના વૃદ્ધ પિતાની પેઠે ભૂખમરાથી મરવાનો પ્રસંગ આવવાનો છે, અને ફરનાન્ડ અને ડેંગ્લર્સ તો ધનમાં રાળે છે."

"વારૂ એ શી રીતે?"

"કારણ કે તેઓ પોતાનાં સર્વ દુષ્ટ કૃત્યોમાં ફાવ્યા છે, અને પાપીઓ છતાં ભાગ્યે તેમને ખરેખરી યારી આપી છે. જ્યારે મોં. મોરેલ જેવા પ્રમાણિક માણસોની તદ્દન પડતી આવી છે."

"આ દુષ્ટ કૃત્ય કરવાને બીજાઓને લલચાવનાર, અને તેથી સર્વથી વધારેમાં વધારે પાપિષ્ટ અને દુષ્ટ ગુન્હેગાર ડેંગ્લર્સ જણાય છે. ઠીક, ત્યારે તેનું શું થયું?"

"તેનું શું થયું? અરે તે તો પછી થોડા વખતમાં માર્સેલ્સ છોડી ગયો. ભલા બિચારા મોં. મોરેલને તેના પાપ અગર ગુન્હાની જરા પણ માહિતી નહોતી. તેથી તેણે ભલામણ કરી તે ઉપરથી

સ્પેનમાં એક બેંકમાં તેને ઘણા સારા હોદ્દાની જગા મળી. જ્યારે સ્પેન સાથે યુદ્ધ જાહેર થયું ત્યારે તે પાછો આવ્યો અને ફ્રેન્ચ લશ્કરના મોદીખાના ઉપર તેની નિમણુક થઈ. આ જગ્યાએ તેણે અથાગ ધન પેદા કરી લીધું. પછી તે દ્રવ્યની મદદથી તેણે સટ્ટાનો વેપાર કર્યો, અને હમેશાં પાપીઓ જે જય મેળવે છે, તેથી તેનું ધન વધીને બમણું, ત્રણ ગણું, ચાર ગણું થયું. પ્રથમ તો જે બેંકમાં તે જોડાયો હતો તેના મુખ્ય માલીકની દીકરી સાથે તે પરણ્યો હતો; પણ તેના મરી ગયા પછી તેણે એક વિધવાની સાથે પુનર્લગ્ન કર્યું. આ સ્ત્રીનું નામ "મેડમ નારગોન" છે અને તે હાલના રાજાના ખાનગી કારભારીની પુત્રી થાય છે. એટલે રાજદરબારમાં પણ તેનું ઘણું સારૂં માન છે. ડેંગ્લર્સ તો હવે લક્ષાધીશ થઈ ગયો છે અને વધારામાં તેને રાજ્ય તરફથી કાઉન્ટનો ખિતાબ એનાયત કરવામાં આવ્યો છે. હવે તેને એકલો ડેંગ્લર્સ કોઈ કહી શકે તેમ નથી; પણ તે કાઉન્ટ ડેંગ્લર્સ કહેવાય છે. હવે તો તેણે એક મોટી વિશાળ હવેલી બાંધી છે. તેને ત્યાં ઉત્તમમાં ઉત્તમ દસ તો ઘોડા છે. તેના પોતાના માટે છ તો ખીજમતદારો છે. તેની સ્ત્રીને માટે તો જુદાજ. નોકર ચાકરો પણ ઘણા છે. હવે તેની પાસે દ્રવ્ય કેટલું વધી ગયું હશે એનો તો મારાથી ખ્યાલ પણ કરી શકાય તેમ નથી."

"ઓહો !" પાદરીએ કહ્યું. "તે તો ઘણો સુખી છે ત્યારે." પાદરીના અવાજમાં કાંઇક વિચિત્રતા લાગતી હતી.

"સુખી ! અરે, આનો ખુલાસો કોણ કરી શકે ? માણસ ખરેખર સુખી છે કે કેમ તે તો કોણ કહી શકે ? સુખ અને દુઃખ એ તો મનના કારણો છે, અને મનુષ્ય પોતે સુખી છે કે દુઃખી તે તો તેનું પોતાનું મનજ જાણી શકે. બીજા કોઇને તેની શી

ખબર પડે ? કદાચ વખત બે વખત તે બડબડે તો આસપાસની દિવાલો સાંભળી શકે ખરી, અને તે જ માત્ર જાણી શકે. પણ દિવાલો બોલી શકતી નથી, એટલે બીજાને જણાવી શકે નહિ. પણ જો અથાગ દ્રવ્યથી મનુષ્ય સુખી થઇ શકતો હોય તો તો ડેંગ્લર્સ સુખી છે ખરો."

"અને ફરનાન્ડ ?"

"અરે તેનો પણ બીજો લગભગ આના જેવોજ ઇતિહાસ છે."

"પણ તેના જેવો એક અશિક્ષિત, અનાથ, ગરીબ માછી-મારનો છોકરો તે વળી શું કરી શકે ? હું તો આભોજ થઇ જાઉં છું. મારૂં તો મગજજ ગુમ થઇ ગયું છે."

"અરે હર કોઇનું પણ મગજ ગુમ થઇ જાય તેમ છે. તેની જીંદગીમાં કાંઇક ગુપ્ત રહસ્ય રહેલું હોવું જોઇએ જ. પણ તેની કોઇ-નેય પણ ખબર નથી."

"વારૂ એ તો ઠીક, પણ દેખાઇતી રીતે તે કેવી રીતે આગળ વધ્યો ? અગર તેને દ્રવ્યપ્રાપ્તિ થઇ ?"

"અરે સાહેબ, તેને પણ બન્ને વાનાં મળ્યાં છે. દ્રવ્ય અને સારી સ્થિતિ."

"એ તો કેવળ અશક્યજ લાગે છે."

"આપને એમ પ્રથમ લાગે છે ખરૂં, પણ આપ બધી કથા સાંભળશો એટલે આપને બરાબર સમજાશે."

એમ કહીને તેણે આગળ ચલાવ્યું:—

"શહેનશાહ નેપોલીયન પાછા ગાદીએ આવ્યા તે પહેલાં થોડાક દિવસ ઉપર ફરનાન્ડને ફરજીઆત લશ્કરી ભરતીમાં દાખલ થવું પડયું. બુરબન રાજાઓના સમયમાં તો ફરનાન્ડને નોકરી ઉપર

જવાની કાંઇ જરૂર પડી નહિ; પણ શહેનશાહ નેપોલીયન ફરીથી ગાદીનશીન થયા, ત્યારે લશ્કરમાં અસાધારણ ભરતી થઇ તે વખતે ફરનાન્ડને નોકરી ઉપર જવાની જરૂર પડી. મારે પણ જવું પડયું. પણ ફરનાન્ડ કરતાં હું ઉમ્મરે મોટો હોવાથી, અને મારૂં લગ્ન તરતનું થએલું હોવાથી મને માત્ર દરીઆ-કિનારેજ મોકલવામાં આવ્યો. ફરનાન્ડને તો લઢાઉ લશ્કરમાં જવું પડયું અને તેને સરહદ ઉપર મોકલવામાં આવ્યો. "લીગ્ની" ની લઢાઇમાં તે હાજર હતો. તે લઢાઇ થઇ ગયા પછી બીજે દિવસે રાતના એક સેનાપતિના તંબુમાં દ્વાર આગળ પહેરો ભરવાનું કામ તેને સોંપવામાં આવ્યું હતું. આ સેનાપતિ શત્રુની સાથે છૂપો પત્ર-વ્યવહાર ચલાવતો હતો. તે જ રાતના સેનાપતિ શત્રુઓને મળી જવાનો હતો. તેણે ફરનાન્ડને તે કાવતરામાં સામેલ થવા કહ્યું. ફરનાન્ડે હા પાડી અને તેની સાથે ગયો.

"જો નેપોલીઅનનો વિજય થયો હોત, તો ફરનાન્ડના આ કૃત્યને માટે તેના ઉપર લશ્કરી ન્યાયાધીશી ( Court martial ) માં કામ ચાલ્યું હોત અને કદાચ દેહાન્ત દંડની સજા પણ થઇ હોત. પણ નેપોલીઅનનો પરાજય થતાં આ તેનું કૃત્ય સ્તુતિપાત્ર ગણાયું, અને તેની ઉન્નતિનું કારણ થઇ પડયું. તેને ચઢતા હોદ્દાની જગા મળી અને તે ફ્રાન્સ પાછો આવ્યો. પેલા સેનાપતિનો તેને ઘણો સારો ટેકો મળેલો હોવાથી તે આગળ વધ્યો; કારણ કે તે સેનાપતિ પોતે રાજાની મેહેરબાનીનું પાત્ર થઇ પડેલો હતો. સને ૧૮૨૩ માં તો તે કેપ્ટન થયો. જ્યારે સ્પેનીશ યુદ્ધ શરૂ થયું ત્યારે ફરનાન્ડ મૂળ સ્પેનનો રહીશ હોવાથી તેને છૂપી બાતમી કાઢવા માટે મોકલવામાં આવ્યો. આ વખતે ડેંગ્લર્સે સટ્ટો ખેલવાની

શરૂઆત કરી હતી. ત્યાં ફરનાન્ડ અને ડેંગ્લર્સ ભેગા થયા, મળી ગયા અને સામ દામ ભેદથી અનેક લોકોને પોતાના પક્ષમાં ખેંચી લીધા અને પછી છુપા માર્ગથી પોતાની પલટણ સ્પેનમાં દાખલ કરી, એટલી બધી બહાદૂરી બતાવી અને એવી રાજસેવા બજાવી, કે તેને કર્નલની જગા મળી, કાઉન્ટનો ખિતાબ મળ્યો, અને 'લીજીઅન ઓફ ઓનર' ના પદકથી તેને વિભૂષિત કરવામાં આવ્યો.

"કિસ્મત્! કિસ્મત્!" પાદરી બબડયો. "આ બધાનું કારણ ભવિતવ્યતા જ."

"પણ સાંભળો તો ખરા મારા મેહેરબાન!" કેડરોસે કથા ચલાવી. "આટલેથી કાંઇ અટકવાનું નથી. યુદ્ધ બંધ પડયું અને આખા યૂરોપમાં શાંતિ ફેલાઇ રહી. ફરનાન્ડની ચઢતી આથી જરા થોડો સમય અટકી પડી. માત્ર ગ્રીસ દેશ એકલો જ તુર્કસ્તાન સાથે લઢવાને તૈયાર થઇ ગયો હતો, તેણે સ્વતંત્ર થવાને આ યુદ્ધ આદર્યું હતું. એકાએક 'એથેન્સ' તરફ સર્વ યૂરોપનું ધ્યાન ખેંચાયું. ગ્રીક લોકોની દયા ખાવી અને મદદ કરવી એ કાર્ય તે વખતે ઘણું સ્તુતિપાત્ર ગણાતું. ફ્રાન્સની સરકારથી ગ્રીક લોકોને ખુલ્લી રીતે મદદ કરી શકાય તેમ નહોતું, પણ ફ્રાન્સના લોકો છુટા છવાયા પોતે થઇને મદદ કરવા જાય તો તેનો ફ્રાન્સની સરકાર તરફથી જરા પણ પ્રત્યવાય નહોતો, બલકે અંદરખાનેથી સહાનુભૂતિ હતી. ફરનાન્ડે તેથી ગ્રીસ જઇને ત્યાં નોકરી કરવાની પરવાનગી માગી અને તે તેને મળી. છતાં ફ્રેંચ લશ્કરમાં તેનું નામ ચાલુ જ રહ્યું. તેણે ત્યાં પોતાનું નામ કાઉન્ટ–દ–મોર્સર્ફ રાખ્યું હતું. આ કાઉન્ટ–દ–મોર્સર્ફ પાછળથી અલીપાશાની નોકરીમાં ઘણા મોટા હોદ્દા ઉપર જોડાયો. અલીપાશા માર્યો ગયો, પણ તેના મરણ પહેલાં

તેણે ફરનાન્ડની નોકરીની કદર કરીને તેને ઘણું દ્રવ્ય આપ્યું. તે લઇને ફરનાન્ડ પાછો ફ્રાન્સ આવ્યો, અને તેને નાયબ સેનાપતિની જગોએ કાયમ કરવામાં આવ્યો. "

"એટલે હવે ?" પાદરીએ પૂછ્યું.

"એટલે હવે," કેડરોસ બોલ્યો. "તેણે અતિ સુંદર મકાન વેચાણુ રાખ્યું છે અને પેરીસના ઉત્તમમાં ઉત્તમ લત્તામાં રહે છે."

પાદરીએ કાંઇક બોલવાને માટે મ્હો ખુલ્લું કર્યું અને થોડીવાર ખંચાયો; પછી જરા નિશ્ચય ઉપર આવીને બોલ્યો:—

"અને મર્સીડીસનું શું થયું ત્યારે? કહે છે કે તેણી ક્યાંક જતી રહી છે."

"હા જતી રહી તો ખરી." કેડરોસ બોલ્યો. "જેવી રીતે સૂર્ય જતો રહે છે અને બીજે દિવસે પાછો વધારે તેજથી ઝળકી ઉઠે છે, તે પ્રમાણે તે થોડો સમય સંતાઇ ગઇ હતી."

"ત્યારે તેની પણ સારી ચઢતી થઇ હોય એમ લાગે છે?" પાદરીએ જરા તિરસ્કાર ભરેલા હાસ્યથી પૂછ્યું.

"અરે સાહેબ, તે તો હાલમાં પેરીસમાં સૌથી મોટામાં મોટી સ્ત્રી થઇ પડી છે." કેડરોસે જવાબ વાળ્યો.

"ચાલો ત્યારે, તે વાત પણ કહો જોઇએ." પાદરીએ કહ્યું. "હું તો જાણે કે કાંઇ સ્વપ્નની વાતો સાંભળતો હોઉં એમ મને તો લાગે છે. પણ મેં એટલી બધી અવનવીન વાતો સાંભળી છે અને અસાધારણ બનાવો જોયા છે કે આ તમારી વાતોથી મને એટલું બધું આશ્ચર્ય લાગતું નથી."

"'એડમન્ડથી વિખુટી પડવાથી શરૂઆતમાં તો મર્સીડીસ અતિશય નિરાશ અને દુઃખી થઇ. ન્યાયાધીશની મહેરબાની મેળવ-

વાને તેણે અનેક પ્રયત્નો કર્યા પણ તેનો હેતુ પાર પડયો નહિ, અને તે એડમન્ડને છોડાવી શકી નહિ. એડમન્ડના પિતાને તે અતિશય વ્હાલી, અને તે બુઢ્ઢાની સંભાવના કરતી એ વાત તો મેં આપને જણાવી છેજ, આવી રીતે નિરાશામાં તે દિવસ ગાળતી હતી, એવામાં તેના ઉપર એક અણુચિન્તવી આફત આવી પડી. ફરનાન્ડને તેને મૂકીને જવાનું થયું. ફરનાન્ડના કાવતરા અને ગુન્હાની તેને બિચારીને બિલકુલ માહિતી નહોતી એટલું જ નહિ પણ સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. તેથી તે ફરનાન્ડને પોતાના સગા ભાઇની માફક ગણતી અને વ્હાલી હતી. ફરનાન્ડ ગયો અને મર્સીડીસ એકલી પડી. ત્રણ માસ થઇ ગયા છતાં તેની આંખોમાં આંસુ સુકાતાં નહોતાં. તે બિચારીને એડમન્ડ કે ફરનાન્ડ એમાંથી એકકેના સમાચાર મળ્યા નહોતા. પેલો વૃદ્ધ પણ પોતાના દુઃખમાં ડુબેલો હતો એટલે તેને કોઇ આશ્વાસન આપી શકે તેમ નહોતું. એક દિવસે તો તે અતિશય નિરાશ થઇ ગઇ. તેનો પ્રિયતમ—એડમન્ડ, અગર તેનો મિત્ર ફરનાન્ડ, એમાંથી એકકેને દેખવાની આશા તેને હવે ફોકટ લાગી. એટલામાં તેણે પગલાં સાંભળ્યાં. આ પગલાં તેને પરિચિત લાગ્યાં, અને તે આતુરતાથી ફરીને જોવા લાગી. બારણું ખુલ્યું અને લશ્કરી અમલદારના પોષાકમાં સજ્જ થએલો ફરનાન્ડ તેની નજર આગળ આવીને ખડો થયો.

“ મર્સીડીસે અતિ આનંદથી તેનો હાથ પકડયો. ફરનાન્ડે આ જુસ્સાનો ભળતો જ અર્થ કર્યો, અને પ્રેમના આવેશ તરીકે માની લીધો. તે બિચારી ગરીબ અબલા તો પોતે હવે આ દુનીઆમાં એકલી નથી, પણ પોતાનું રક્ષણ કરનાર કોઇક છે, એવા વિચારથી

આનંદમાં આવી ગઇ હતી. તેના હૃદયમાં ફરનાન્ડના ધારવા જેવો કાંઇ વિચાર હતો જ નહિ. વળી વધારામાં એટલું તો કબુલ કરવું જ જોઇએ કે તે ફરનાન્ડને ધિક્કારતી તો નહોતી. તે માત્ર તેને ચ્હાતી નહોતી એટલું જ હતું. તેણે પોતાનું હૃદય બીજાને આપી દીધું હતું. તે બીજો ગેરહાજર હતો. તેનાં દર્શન ફરીથી થવાનો સંભવ નહોતો. કદાચ તે મરણને શરણ થયો હશે એમ પણ ધારવામાં આવતું હતું. પ્રથમ તો આ છેલ્લા વિચારથી મર્સીડીસની આંખોમાં આંસુઓ ઉભરાઇ જતાં, અને મનોવ્યથાને લીધે હાથ ઘસતી. પણ આ વિચાર કોઇ તેને જણાવતું ત્યારે તે તે વિચારોને ધિક્કારતી. ફરનાન્ડ પાછો આવ્યો તે દિવસે તેના પોતાના જ મનમાં આ વિચાર અતિશય જોરથી ઘુંટાવા લાગ્યો. વળી પેલો વૃદ્ધ દાંતે હમેશાં તેને કહ્યા કરતો કે 'આપણો એડમન્ડ તો મરણને શરણ થઇ ગયો હોવો જોઇએ; નહિ તો તે આપણી પાસે આવ્યા સિવાય રહે જ નહિ.' હવે તે વૃદ્ધ તો મરણ પામ્યો હતો. જો તે જીવતો હોત તો મર્સીડીસ બીજાની સાથે કદી પણ પરણી નહોત. કારણ કે તેને પોતાને તે વૃદ્ધને જોઇને પોતાનું વચન યાદ આવત. ફરનાન્ડ આ વાત બરાબર સમજી ગયો હતો, તેથી જ્યારે તેણે તે વૃદ્ધના મરણના સમાચાર સાંભળ્યા ત્યારે જ તે મર્સીડીસની પાસે પાછો આવ્યો. હવે તે અમલદાર બની ગયો હતો. પહેલે દિવસે તો તેણે પોતાના પ્રેમનો જરા પણ ઇશારો થવા દીધો નહિ. પછી બીજી વખત જ્યારે તે આવ્યો, ત્યારે તેણે તેને પોતાના પ્રેમનું સ્મરણ કરાવ્યું. મર્સીડીસે છ માસની વધારે મુદત એડમન્ડની રાહ જોવાને અને તેનો શોક કરવાને માગી લીધી."

"એટલે એ રીતે બધા મળીને અઢાર માસ થયા." પાદ-

રીએ જરા હાસ્ય કરીને કહ્યું. "ખરા પ્રેમીએ આથી કેટલીક વધારે રાહ જોવી ?" પછી તે બબડયો. "સ્ત્રી જાત જ હરામી હોય છે. સ્ત્રી એ નિર્બલતા અને ચંચલતાની જીવંત મૂર્તિ છે. તો પછી તેનો પ્રેમ પણ કેવી રીતે સ્થિર હોઇ શકે ?"

"આ પછી ૭ માસે" કેડરોસ બોલ્યો. "ફરનાન્ડ અને મર્સીડીસનાં લગ્ન થયાં. મર્સીડીસનાં લગ્ન થયાં ખરાં, પણ લગ્ન સમયે તો તે લગભગ મૂર્છિત થઇ ગઇ. જેમ તેમ કરીને શાંત રહેવાનો દેખાવ તેણે ધારણ કર્યો. તેના હૃદયમાં ચાલી રહેલું તુમુલ યુદ્ધ તે અતિ પ્રયાસથી શાંત કરવા મથી, પણ વ્યર્થ. ફરનાન્ડ તેના કરતાં વધારે સુખી હતો, પણ તેના મનને નિરાંત તો ન હોતી જ. કારણ કે તે વખતે તેને એડમન્ડના આવી ચઢવાનો સતત ભય લાગવા માંડયો. ફરનાંડ જેમ બને તેમ પોતાની પત્નીને લઇને જતો રહેવા માગતો હતો. કેમકે માર્સેલ્સમાં રહેવાથી અનેક વાતોનું સ્મરણ થાય તેમ હતું. લગ્ન થયા પછી આઠમે દિવસે તેઓ માર્સેલ્સથી ચાલ્યાં ગયાં."

"તમે ફરીથી કોઇવાર મર્સીડીસને જોએલી ખરી કે ?"

"હાજી. સ્પેન સાથેના યુદ્ધ વખતે જોએલી. ફરનાન્ડે તેને 'પરમીનાન' માં રાખી હતી; તે પોતાના પુત્રને શિક્ષણ આપવામાં રોકાએલી હતી."

પાદરી ચમકી ઉઠયો. "તેનો પુત્ર ?"

"હાજી." કેડરોસે જવાબ આપ્યો." તેનો પુત્ર—નાનો આલ્બર્ટ"

"પણે તેના પુત્રને શિક્ષણ આપવાનું કાર્ય કરી શકવાને માટે તેને પોતાને શિક્ષણ મળ્યું હોવું જોઇએ. એડમન્ડ તો મને એવું

કહેતો હતો કે તે તો એક ભલા બિચારા ગરીબ મચ્છીમારની દિકરી હતી. તેણી ઘણી સ્વરૂપવાન હતી, પણ અશિક્ષિતજ હતી."

"ઓહો! કેડરોસે જવાબ આપ્યો. "શું તે પોતાની પ્રિયતમાથી આટલો બધો અજ્ઞાત હતો? અરે, તેને રાજમુકુટ પહેરાવવામાં આવે તો તે એક રાણીને પણ લજવે તેવી છે. તે એક સૌથી વધારે ખુબસુરત અને બુદ્ધિવાળી સ્ત્રી છે. ફરનાન્ડનું ભાગ્ય ખીલતું ચાલ્યું, અને તેના ભાગ્યના ખીલવા સાથે મર્સીડીસ પણ વધારે ને વધારે ખીલવા લાગી. તે ચિત્રકલા, નાટયકલા, સંગીત, સાહિત્ય વિગેરે દરેક ચીજ શીખી. પણ સાહેબ, આ સંબંધમાં આપને હું મારો પોતાનો ખાનગી અભિપ્રાય જણાવવાની રજા લઉં છું. મારૂં ધારવું એવું છે કે તે પોતાના મગજમાં આવતા વિચારોને બીજી દિશામાં વાળવાને, અને ભૂતકાલનાં ભૂતને ભૂલી જવાને–મગજમાંથી દૂર કરવાને જ આ બધો પ્રયત્ન કરતી હતી. તેના હૃદય ઉપરના ભારને ઓછો કરવાના હેતુથી જ તે પોતાના મગજને કેળવી અને કસી રહી હતી. પણ હવે જ્યારે તમામ હકીકત આપને જણાવવાના મેં સોગન જ ખાધા છે, ત્યારે તો મારે આપને જણાવવું જોઇએ કે દ્રવ્ય, માન, આબરૂ, પ્રતિષ્ઠા સર્વ કાંઇ તેને પ્રાપ્ત થયું છે છતાં—" કેડરોસ અટકયો.

"છતાં શું?" પેલા પાદરીએ પૂછયું.

"છતાં મને તો પાકી ખાત્રી છે કે તે સુખી નથી."

"તમે એમ ધારો છો તેનું કારણ શું?"

"હું આપને જણાવું છું. જ્યારે મારી ઘણી અધમ સ્થિતિ આવી પડી, ત્યારે મારા જુના મિત્રો મને કાંઇક મદદ કરશે એમ મેં ધાર્યું. હું ડેંગ્લર્સને ત્યાં પ્રથમ ગયો તો તેણે તો મને મળવાની

ચોખ્ખી ના પાડી. પછી હું ફરનાન્ડને ત્યાં ગયો તો તેણે પણ મારી મુલાકાત તો લીધી જ નહિ; પણ પોતાના ખીજમતદારની સાથે મને એકસો ફ્રાંક મોકલી આપ્યા."

"ત્યારે તો તમને એમાંથી એકેની પણ મુલાકાત થઇ નહિ ?"

"નાજી. પણ મેડમ મોર્સર્ફને (ફરનાન્ડની પત્ની–મર્સીડીસને) મેં જોઇ ખરી."

"તમે તેને કેવી રીતે જોઇ ?"

"હું પાછો ફરતો હતો એટલામાં એક કોથળી મારા પગ આગળ પડી. તેમાં પચીસ લુઇના સોનાના શિક્કા હતા. મેં તુરતજ ઉંચું જોય તો મર્સીડીસને જોઇ. તેણે તુરતજ બારીનો પડદો બંધ કરી દીધો."

"વારૂ. મોં–દ–વાઇલફોર્ટ–પેલા ન્યાયાધીશના શા સમાચાર છે ?" પાદરીએ પૂછ્યું.

"સાહેબ, એની સાથે મારે કદી મિત્રાચારી હતી જ નહિ. મારે અને તેને બિલકુલ ઓળખાણુજ નહિ, પછી મારાથી તેની પાસે કાંઇ માગવા શી રીતે જવાય ?"

"ત્યારે તેનું શું થયું ? એડમન્ડને દુઃખ દેવામાં તેણે શું ભાગ ભજવ્યો હતો તે તમને ખબર નથી ?"

"નાજી. હું તો માત્ર એટલુંજ જાણું છું કે એડમન્ડને કેદમાં મોકલ્યા પછી થોડા દિવસે તેનાં લગ્ન થયાં, અને માર્સેલ્સ છોડીને તે ગયો. પણ મને તો ખાત્રી છે કે બીજાઓની માફક તેનું ભાગ્ય પણ ખુલ્યું હોવું જોઇએ. ડેંગ્લર્સના જેટલોજ તે ધનાઢ્ય અને ફરનાન્ડના જેટલોજ લાગવગ ધરાવતો હોવો જોઇએ. માત્ર હું જ

એક આવી અધમ દશામાં આવી પડયો છું અને સૌ કોઇ મને વિસરી ગયું છે.”

“દોસ્ત, તારી ભૂલ છે. પ્રભુનો ન્યાય સજ્જડ, સચોટ અને પ્રમાણિકજ હોય છે. કેટલીક વખત તે લાંબા વખત સુધી ભૂલ કરતો અને ભૂલી જતો આપણને જણાય છે ખરો, પણ છેવટે પાછી એવી ઘડી આવી પહોંચે છે કે જ્યારે પ્રભુ આપણને યાદ કરે છે. જો! આ તેની સાબીતી!”

આમ કહેતાં કહેતાં પાદરીએ પેલો હીરો પોતાના ખીસ્સામાંથી બહાર કાઢીને કેડરોસને આપ્યો અને કહ્યું:—

“લે દોસ્ત, આ હીરો લે. તે હવે તારોજ છે.”

“શું મને એકલાને જ તે આપો છો?” કેડરોસે વિસ્મયથી પૂછ્યું. “સાહેબ, મારા જેવા ગરીબની આપ શા સારૂ મશ્કરી કરો છો?”

“જો ભાઇ, આ હીરો એડમન્ડના મિત્રો વચ્ચે વહેંચી આપવાનો હતો. પણ આજની આ તમામ કથા સાંભળીને મારી ખાત્રી થઇ છે કે એડમન્ડને માત્ર એકજ મિત્ર હતો. તેથી હવે આ હીરાના ભાગ પાડવાના રહેતા નથી. લે, આ હીરો લે અને તું પોતે એકલોજ તેનો માલીક હોવાથી તેને વેચી દે. તેની કીંમત પચાસ હજાર ફ્રાંક એટલે લગભગ બે હજાર પાઉન્ડ જેટલી છે. બલકે તે કરતાં પણ કાંઇક વધારે હશે. એ પૈસા આવે તેનાથી તું તારી સ્થિતિ સુધાર.”

“અરે સાહેબ,” એક હાથે કપાળ ઉપરનો પસીનો લુછતાં, અને બીજો હાથ લાંબો કરીને કેડરોસ બોલ્યો. “મારા જેવા માણસનાં દુઃખ, સુખ, અને આશા–નિરાશાનું હાસ્ય કરતા નહિ.”

"જો ભાઇ, સુખ શું છે, અને નિરાશા શું છે, તે હું સારી રીતે સમજું છું; અને હું આવી લાગણીઓની કદીજ મશ્કરી કરતો નથી. માટે લે, પણ બદલામાં—"

કેડરોસે પોતાનો હાથ પાછો ખેંચી લીધો. પાદરી હસ્યો.

"બદલામાં" તેણે કહ્યું. "પેલા વૃદ્ધ દાંતેને ત્યાં મોં. મોરેલ જે પૈસા ભરીને રાતી રેશમની કોથળી મૂકી ગયો હતો, અને જે હજી તારી પાસે છે તે મને આપ."

કેડરોસના વિસ્મયનો પાર રહ્યો નહિ. તેણે તો ધાર્યું હતું કે કોણ જાણે શું એ માગશે. તેણે પેલી કોથળી લાવીને તુરત રજુ કરી.

"સાહેબ, આપ તો ખરેખરા પ્રમાણિક અને પ્રભુથી ડરીને ચાલવાવાળા માણસ જણાઓ છો; કારણ કે એડમન્ડે આપને આ હીરો આપ્યાની વાત કોઇનાજ જાણવામાં ન હોતી, તેથી તે આપે ઉડાવી ખાધો હોત તો કાંઇ જ વાંધો આવત નહિ."

"હા હા. મારી જગાએ તું હોત તો તેમજ થયું હોત!" પાદરી મનમાં જ બબડયો. તે તુરત જ ઉઠયો અને પોતાની ટોપી હાથમાં લીધી.

"ઠીક." તેણે કહ્યું. "ત્યારે તેં જે બધી હકીકત મને કહી તે તમામ ખરી જ છે, અને હું તે બધી માનું છું."

"મહારાજ," કેડરોસે જવાબ આપ્યો. "આ ખૂણામાં ક્રોસ પડેલો છે, અને આ ટેબલ ઉપર બાયબલ પડેલું છે. હું તે બન્ને પવિત્રમાં પવિત્ર વસ્તુઓના સોગન લઇને કહું છું—અરે મારી જાતના સોગન લઇને કહું છું કે મેં તમને જે હકીકત કહી છે તે બધી જેવી બનેલી તેવી સત્ય જ હકીકત કહી છે. જેવી રીતે કયામતના—પ્રભુ આગળના છેલ્લા ન્યાયના દિવસે દેવદૂત મનુષ્યનાં

પુણ્ય–પાપનો હિસાબ પ્રભુના કાનમાં કહે, તેવી જ રીતે કેવળ સત્ય હકીકત જ મેં આપને જણાવી છે."

"ઠીક ત્યારે." કેડરોસના અવાજ અને રીતભાત ઉપરથી તેના બોલવા ઉપર વિશ્વાસ આવ્યો, અને પાદરીએ કહ્યું: "એમ હોય તો ઘણું સારૂં. આ હીરાથી તું સુખી થાઓ! ચાલો, છેલ્લા પ્રણામ! આવી રીતે જ્યારે મનુષ્ય જાત એક બીજાનાં ગળાં જ રેંહેંસે છે, ત્યારે તો તેમનાથી દૂર જ નાસતા ફરવું સારૂં."

કેડરોસને ઉપકાર માનવાના કાર્યમાં પરાણે પરાણે અટકાવીને પાદરી ચાલતો થયો. બારણું પોતાની મેળેજ ઉઘાડી લીધું, બહાર નિકળ્યો, ઘોડા ઉપર સ્વાર થયો, અને પેલા વીશીવાળાને સલામ કરીને જે રસ્તે આવ્યો હતો તે જ રસ્તે પાછો ચાલ્યો ગયો. કેડ-રોસ પાછો વળ્યો ત્યારે તેણે પોતાની સ્ત્રીને વધારેને વધારે ધ્રુજતી અને ફીક્કી પડી ગયેલી પોતાની પાછળ ઉભેલી જોઇ.

"ત્યારે શું મેં આ સાંભળ્યું તે બધું સત્ય છે?"

"શું વારૂ? આપણને એકલાને જ હીરો આપ્યો તે?" કેડરોસે આનંદથી ગાંડો ઘેલો થતાં પૂછ્યું.

"હા." "હા હા. કેવળ સત્ય જ. જો આ રહ્યો તે હીરો. લે ખાતરી કરી જો."

તે સ્ત્રી થોડીવાર તે હીરાને નિહાળી રહી. પછી બોલી: "વારૂ, આ હીરો ખોટો–બનાવટી હોય તો?" "બનાવટી?" તે બબડ્યો. "ખોટો? તે માણસ મને ખોટો હીરો શા માટે આપી જાય?"

"બધી છુપી વાતો ફોકટની જાણી જવાને માટે, મૂર્ખા!"

આ વિચારથી કેડરોસના તો હોંસકોસ ઉડી ગયા.

"અરે," તેણે પોતાની ટોપી લેતાં કહ્યું. "લાવ, હમણાંજ ખાત્રી કરી લાવું."

"કેવી રીતે ?"

"પાસેના ગામમાં આજે મેળો છે, અને તેમાં પેરીસના કેટલાક ઝવેરીઓ હંમેશાં આવે છે. તેમને બતાવી આવું. જોજે ઘર સંભાળજે. હું બે કલાકમાં પાછો આવું છું."

કેડરોસ ઉતાવળો ઉતાવળો ઘરમાંથી નીકળ્યો, અને પેલો અપરિચિત પાદરી જે દિશામાં ગયો તેની સામેની દિશામાં દોડયો.

"પચાસ હજાર ફ્રાંક!" તેની સ્ત્રી એકલી પડી ત્યારે બબડી. "પચાસ હજાર ફ્રાંક! વાત જો ખરી હોય તો તો તે એક મોટી રકમ કહેવાય! પણ તેટલી રકમ પાસે હોય માટે મનુષ્ય ધનાઢ્ય તો ન જ ગણાય."

---

## પ્રકરણ ૨૮ મું.

બેલીગ્રેડ' અને 'બોકેર' ના રસ્તા ઉપરની વીશીમાં ગત પ્રકરણમાં વર્ણવેલો બનાવ બન્યો તેને બીજે દિવસે વાદળી રંગના સુંદર પોષાકમાં સજ્જ થએલો એક ત્રીસ બત્રીસ વરસનો આદમી માર્સેલ્સ શહેરના કોટવાળને મળવાને આવ્યો. તેના દેખાવ ઉપરથી તે કોઇ અંગ્રેજ ગૃહસ્થ હોય તેમ લાગતું હતું.

"સાહેબ," તેણે કહ્યું. "રોમમાં જે 'ટોમસન એન્ડ ફ્રેંચ' ના નામની શરાફોની ધીકતી પેઢી છે, તેનો હું મુખ્ય મુનીમ છું. આજે લગભગ દસ વરસથી આ માર્સેલ્સ શહેરની "મોરેલ એન્ડ સન'

ની પેઢી સાથે અમારી પેઢી સંબંધ ધરાવે છે. હાલમાં તેમની સાથે અમારો લાખ બે લાખ ફ્રાંકનો વેપાર ઉભો છે. વળી અમારા તેમની પાસે લાખ દોઢ લાખ ફ્રાંક બીજા લ્હેણા નીકળે છે. અમને એવી બાતમી મળી છે કે આ પેઢી દેવાળું કાઢવાની તૈયારીમાં છે. આ બાતમીથી જરા ચિન્તા ઉત્પન્ન થઇ છે, તેથી તે પેઢીના સંબંધમાં સત્ય હકીકત શું છે તે જાણવાને મને તાબડતોબ મોકલવામાં આવ્યો છે."

"સાહેબ," કોટવાળે જવાબ આપ્યો. "ચાર પાંચ વરસથી 'મોરેલ એન્ડ સન' ની પેઢીની પડતી દશા આવી છે એ મને પોતાને સારી રીતે માલુમ છે. એ પેઢીનાં ચાર પાંચ વહાણો નાશ પામ્યાં છે, અને બીજી પાંચ સાત પેઢીઓ ભાગી તેના છાંટા પણ તેમને લાગ્યા છે. મારા પોતાના પણ થોડાક પૈસા તે પેઢી પાસે લ્હેણા પડે છે. તો પણ મારો પોતાનો અભિપ્રાય પૂછો તો મારાથી એમનું જરા પણ ભુંડું બોલી શકાય તેમ નથી. કારણ કે તેમણે અત્યારસુધી પોતાની આંટ જાળવી રાખી છે. જો કોટવાળ તરીકે મોં. મોરેલના સંબંધમાં પૂછતા હો તો મારે એમ કહેવું પડશે કે તેના જેવો પ્રમાણિક માણુસ બીજો મળવો મુશ્કેલ છે. અત્યારની ઘડી સુધી તેની આંટને તેણે જરા પણ આંચ આવવા દીધી નથી. આથી વિશેષ મારે કાંઇ પણ કહેવાનું નથી. વિશેષ જાણવાની તમારી જો ઇચ્છા હોય તો અત્રેના કારાગૃહોના તપાસણી કામદાર મોં. દ—બોવાઇલ કરીને છે તેમને મળો. તેમણે તે પેઢીમાં ઘણી મોટી રકમો જમા રાખેલી છે. તેથી જો કાંઇ પણ ચિન્તા કરવા જેવું હોય તો મારા કરતાં તે સારી રીતે જાણી શકે તેમ છે; અને તેથી તે તમને વધારે ઉપયોગી માહિતી આપી શકશે."

પેલો અંગ્રેજ ગૃહસ્થ આ વાત બરાબર સમજી ગયો અને નમન કરીને ચાલતો થયો. તે સીધો મોં. દ–બોવાઇલને ત્યાં ગયો. મોં. દ–બોવાઇલ પોતાના ખાનગી ઓરડામાં હતો. પેલો અંગ્રેજ ગૃહસ્થ પરવાનગી મેળવીને ત્યાં પહોંચી ગયો અને જાણે કે આ પહેલાં પણ મોં. દ–બોવાઇલને તે ઘણી વખત મળ્યો હોય તેવી રીતે એકદમ તેની સાથે વાત કરવા લાગ્યો. મોં. દ–બોવાઇલ આ વખતે કોઇ જુદા જ વિચારમાં એટલો બધો મશગુલ થઇ ગએલો હતો કે આસપાસ શું ચાલે છે તે બાબતનો વિચાર કરવાને પણ તેને અવકાશ નહોતો. પેલા અંગ્રેજ ગૃહસ્થે મોં. દ–બોવાઇલની વિચાર-ગ્રસ્તતાનો લાભ લઇ એકદમ વાત છેડી.

" સાહેબ, " મોં. દ–બોવાઇલે કહ્યું. " કમનસીબે આપના મનમાં જે ભીતિ છે તે બિલકુલ અસત્ય નથી. તેનો જીવતો જાગતો દાખલો હું આ ઉભો છું. મારી સ્થિતિ કેવળ નિરાશા ભરેલી છે. મેં ' મોરેલ–એન્ડ સન્સ ' ની પેઢીમાં બે લાખ ફ્રાંક મુકેલા છે. આ બે લાખ ફ્રાંક મારી દિકરીના લગ્નની પહેરામણી તરીકે આપ-વાના હતા. મેં તે શરાફને ખબર આપી હતી કે બે હપ્તાથી આ રકમ આપવાની છે તે વખતસર અપાવી જોઇએ. પણ મોં૦ મોરેલ હમણાં જ અહીં આવ્યો હતો તે મને કહેતો ગયો છે કે તેનું વહાણ ફેરેઓન આ માસની તા. ૧૪ મી એ આવી પહોંચવાની વકી છે. જો તે પ્રમાણે તે આવી પહોંચશે તો તો વખતસર નાણાં આપી શકાશે; નહિ તો તો તેનાથી એક કોડી પણ આપી શકાય તેમ નથી."

" પણ " પેલા અંગ્રેજ ગૃહસ્થે કહ્યું. " આ તો ચાદર ઓઢ-વાની જ વાત કહેવાય. પૈસા નહિ આપવાની જ વાતો ને ! "

"હા જી, દેવાળું જ તો. નહિ તો વળી બીજું શું?" મો. બાવાઇલે નિ:શ્વાસ મૂકતાં કહ્યું.

પેલો અંગ્રેજ ગૃહસ્થ જરા વિચારમાં પડી ગયો. પછી તે બોલ્યો "ત્યારે તો તમારા પૈસાની બાબતમાં તમને ભય લાગે છે ખરૂં?"

"અરે, ભય શું? હું તો ધારૂં છું કે મારાં તો નાણાં બધાં ડુબ્યાંજ."

"વારૂ ત્યારે, તમારૂં એ ડુબતું લ્હેણું તમારી પાસેથી કોઈ વેચાણુ રાખે તો?"

"અરે, વિવાહથી રૂડું શું?"

"લાવો ત્યારે, હું તે વેચાણુ રાખવાને તૈયાર છું."

"તમે?" "હા હા. હું."

"પણ તમે તો તેનો વટાવ ઘણો જ માગવાના!"

"ના ના. એક પાઇ પણ વટાવ નહિ. અમારી પેઢી એવા કોઇને ફોગટના લુંટવાના ધંધા કરતી નથી."

"ત્યારે તમે વેચાણુ રાખશો? વારૂ અને પૈસા?" "તૈયાર, આ રહ્યા."

આમ કહેતાં પેલા અંગ્રેજ ગૃહસ્થે પોતાના ખીસ્સામાંથી નોટોનું એક પોટકું કાઢયું, કે જેમાં મોં. દ–બોવાઇલની લ્હેણુ રકમ કરતાં પણ બમણી રકમ હતી. મોં૦ બોવાઇલ તો આનંદથી ગાંડા જેવો થઇ ગયો. તો પણ પોતાના મનનો કાંઇક નિગ્રહ કરતાં તેણે કહ્યું.

"સાહેબ, આપ મારૂં લ્હેણું વેચાણુ લેવાને તયાર થયા છો, પણ આપનું નાણું ભાગ્યે જ આપને પાછું મળી શકે તેમ છે, એ મારે આપને જણાવવું જોઇએ."

"તેમાં મારે પોતાને તો કાંઇ લેવા દેવા નથી." પેલા અંગ્રેજે જણાવ્યું. "એ તો અમારી પેઢીને જોવાનું છે. હું તો તેમનો નોકર છું. તેમનો વિચાર કદાચ પોતાની પ્રતિસ્પર્ધી પેઢીનો વિનાશ કરવાનો હશે. એ ગમે તેમ હોય, તેની તમારે અને મારે શું કરવા પંચાત જોઇએ? જો તમે તમારૂં લ્હેણું લખી આપતા હો તો આ પૈસા રહ્યા. મને તો દલાલી મળે એટલે બસ."

"હા હા. એ તો જાણે નિયમસર છે, સાધારણ રીતે ટકો દોઢ ટકો અપાય છે, પણ હવે મને તમે આટલો લાભ કરી આપો છો તો પછી બે, ત્રણ, પાંચ, અને તેથી વધારે ટકા તમે માગો તો તેટલા પણ આપવાને હું રાજી છું."

"મહેરબાન," પેલો અંગ્રેજ ગૃહસ્થ હસવા લાગ્યો. "તમે ભૂલી જાઓ છો કે હું 'ટામસન એન્ડ ફ્રેન્ચ' ની પેઢીનો નોકર છું; અને એવી રીતે અપ્રમાણિકપણું અમારી પેઢીને છાજે નહિ. એટલે મારે પણ અપ્રમાણિકપણાની દલાલી ખપે નહિ. હું જે દલાલી માગું છું તે તદ્દન જુદા જ સ્વરૂપમાં માગું છું."

"તમે કેવી રીતની દલાલી માગો છો તે મને જણાવો."

"આ રાજ્યનાં કેદખાનાંઓ તપાસવાનો અધિકાર તમને છે એમ મેં સાંભળ્યું છે. શું આ વાત ખરી છે? કેદખાનાના તપાસણી અધિકારી તમે છો?"

"અરે હું ચૌદ વરસથી તે જગાએ કામ કરૂં છું."

"ત્યારે તો તેનાં રજીસ્ટરો પણ તમારે ત્યાં રહેતાં હશે જ?"

"હા હા. મારે ત્યાં છે."

"આ રજીસ્ટરોમાં કેદીઓના સંબંધની માહિતી આપેલી હોય છે કે?" "હા. જી."

"કોઈ કેદીના સંબંધમાં કાંઇ ખાસ નોંધ કરવામાં આવતી હશે ખરી કે ?"

"અરે, દરેક કેદીના સંબંધમાં ખાસ નોંધ કરવામાં આવે છે."

"ઠીક. જુઓ સાહેબ, મેં બધું શિક્ષણ રોમ શહેરમાં લીધેલું છે. હું જે વખતે ત્યાં રહેતો હતો તે વખતે ત્યાં એક પાદરી હતો. તે ત્યાંથી એકાએક ગુમ થયો હતો. હમણાં મને એવી ખબર મળી છે કે તેને 'શાતો–દ–ઇફ' ના કિલ્લામાં કેદમાં નાંખવામાં આવ્યો હતો. તે હાલમાં મરણ પામ્યો છે, તો તેના મરણ કાંઇક માહિતી મારે જોઇએ છીએ."

"તેનું નામ શું ?"

"એનું નામ આબે ફેરીઆ હતું."

"અરે, હા, હા. હવે મને બરાબર યાદ આવે છે. તે તો ગાંડો હતો." "હા. હા. એમ કહે છે ખરા !"

"અરે કહે છે શું ? તે ખરેખર જ ગાંડો હતો. મને પોતાને તેનો સારી રીતનો અનુભવ છે."

"કદાચ હશે. પણ તેનું ગાંડપણ કેવા પ્રકારનું હતું ?"

"એક અખૂટ દ્રવ્યનો ખજાનો અમુક એક જગાએ દાટેલો છે એવી પોતાને ખબર છે એમ તે કહ્યાં કરતો; અને જો તેને છોડી દે તો તે બધો ખજાનો સરકારને આપી દેવાને તે તૈયાર હતો."

"ગરીબ બિચારો ! તે મરણ પામ્યો છે ખરું ને ?"

"હાજી, પાંચ છએક માસ થયાં. ઘણું કરીને તે ગયા ફેબ્રુઆરીમાં મરણ પામ્યો.

"ઓહો ! આપને તો માસ પણ યાદ છે ને શું ? આપની સ્મરણશક્તિ ઘણી સારી લાગે છે. એવા તો કેટલાએ કેદીઓ

મરણ પામતા હશે! તેમના સંબંધમાં આટલી બધી ચોક્કસ માહિતી તમને ભલી યાદ રહે છે!"

"આ ગાંડા પાદરીના મરણની બરાબર યાદ રહેવાનું તો સાહેબ, બીજું એક ખાસ કારણ છે. તેના મરણના સંબંધમાં એક અતિ વિચિત્ર બનાવ બનેલો હતો!"

"અરે એવું તે શું બન્યું હતું? જો તે બાબત ગુપ્ત અગર રાજકીય સ્વરૂપની અને મહત્વની ન હોય તો જરા જણાવો તો ખરા!" પેલા અંગ્રેજ ગૃહસ્થે અતિ આતુરતાથી પૂછ્યું. પેલા અમલદારને મુખચર્યાના અવલોકનનો અભ્યાસ હોત તો અત્યારે આ પ્રશ્ન કરનારના મુખ ઉપરના વિચિત્ર વિકાર અને પ્રશ્ન કરવાની આતુરતાને લીધે કાંઇ વિચારનું કારણ મળાત. પણ તે ભલા અમદારનું ધ્યાન તો પોતાની મુડી આવી રીતે અનાયાસે બચી તેના આનંદમાં જ નિમગ્ન હતું.

"એ ગાંડા પાદરીની કોટડીથી ચાળીસ પચાસ ફીટ દૂર એક બીજી કોટડીમાં બોનાપાર્ટના એક અનુયાયીને પુરવામાં આવ્યો હતો. કેટલાએક ભયંકર રાજદ્રોહી ગુન્હેગારોને બોનાપાર્ટના પુનરાગમનમાં ભાગ લેવાના ગુન્હા માટે શિક્ષા કરવામાં આવી હતી, તેમાંનો એક માણસ તે હતો. તે ઘણો જ સાહસિક, નિશ્ચયી અને ભયંકર માણસ હતો." "શું કહો છો?" પેલો અંગ્રેજ ગૃહસ્થ બોલ્યો.

"હા જી." મોં૦ દ–બોવાઇલે જવાબ આપ્યો. "સને ૧૮૧૬–૧૭ માં મેં પોતે એ માણસને જોયો હતો. તેની કોટડીમાં પેસવું એ પણ એક ઘણું જોખમનું કામ હતું. સિપાઇઓની એક ટુકડી સાથે જ અમે તેની કોટડીમાં દાખલ થઇ          એ માણસે તો મારા

મન ઉપર ઘણી જ ઉંડી છાપ બેસાડી છે. અરે તેનો ચ્હેરો તો હું કદી ભૂલવાનો નથી."

પેલો અંગ્રેજ ગૃહસ્થ મનમાં જ હસવા લાગ્યો.

"અને સાહેબ," તેણે પૂછ્યું. "આપ હમણાં એમ કહેતા હતા કે તે બે જણાની કોટડીઓ—"

"હા હા. તે બે કોટડીઓ વચ્ચે પચાસ ફીટનું અંતર હતું. પણ આ એડમન્ડ દાંતે તો—"

"એ ભયંકર ગુન્હેગાર કેદીનું નામ એડમન્ડ દાંતે હશે?"

"એડમન્ડ દાંતે હતું. પાછળથી એમ જણાયું કે આ એડમંન્ડ દાંતેએ કોઇ છૂપી રીતે ઓજારો મેળવ્યાં અગર તો પછી ગુપ્ત રીતે નવિન બનાવ્યાં; કારણ કે આ બે કેદીઓ એક સુરંગ ખોદીને એક બીજાની સાથે સંતલસ કરતા હતા."

"હાં? ત્યારે તો તે સુરંગ નાસી જવાના ઇરાદાથી જ ખોદી હશે! એમાં તો જરા પણ સંશય નથી લાગતો!"

"ના ના. બીલકુલ સંશય નહિ. પણ કેદીઓના કમનસીબે પેલો પાદરી એકાએક મરી ગયો."

"તેથી પેલું નાસી જવાનું કાવતરૂં પડી ભાગ્યું હશે!"

"પેલા મરણ પામેલા ગાંડા પાદરીની બાબતમાં તો તેમ થયું ખરૂં! પેલા બીજાની બાબતમાં તો એથી જુદું જ થયું. એડમન્ડ દાંતેને ઉલટ નાસી જવાનું વધારે સરળ થઇ પડેલું જણાયું. તે તો ખરેખર એમ ધારતો હશે કે જેમ બીજે ઠેકાણે રીવાજ છે તેવી રીતે શાતો-દ-ઇફમાં મરણ પામેલા કેદીઓને પણ દાટી દેવામાં આવતા હશે. તે પેલા ગાંડા પાદરીના મડદાને પોતાની કોટડીમાં

લઇ ગયો, તેની જગાએ પોતે કોથળામાં અડી ગયો અને પછી રાહ જોતો પડી રહ્યો."

"અરે એ તો ઘણુંજ બહાદૂરીનું અને જોખમનું કામ! આ ઉપરથી તે માણસ ઘણો હિંમતબાજ હોવો જોઇએ એમ જણાય છે." પેલા અંગ્રેજ ગૃહસ્થે જણાવ્યું.

"સાહેબ, તે અતિશય ભયંકર અને બહાદૂર માણસ હતો. સરકારને તેના વિષે ઘણો ભય હતો, પણ સુભાગ્યે તેણે પોતાના જ કૃત્યથી સરકારનો ભય દૂર કર્યો."

"તે કેવી રીતે?" "કેવી રીતે? શું આપ હજી સમજ્યા નહિ?" "ના ના." "સાહેબ, શાતો-દ-ઇફના કિલ્લા આગળ સ્મશાન નથી, તેથી કેદીઓ મરી જાય તો તેમનાં મડદાંને સમુદ્રમાંજ ફેંકી દેવામાં આવે છે. મડદાને એક છત્રીસ શેરનો સીસાનો ગોળો પગે બાંધવામાં આવે છે"

"પછી?" પેલા અંગ્રેજ ગૃહસ્થે પોતાને જાણે કાંઇ સમજ ન પડી હોય તેમ પૂછ્યું.

"પછી શું? એડમન્ડ દાંતેના પગે પણ આવી રીતે ગોળો બાંધી તેને મડદું ધારીને દરીયામાં ફેંકી દેવામાં આવ્યો." "ખરેખર?"

"હાજી." પેલા અમલદારે કહ્યું. "જે વખતે તેને ખડક પરથી દરીયામાં ફેંકવામાં આવ્યો તે વખતે તેને કેટલું આશ્ચર્ય લાગ્યું હશે! તે વખતનો તેનો ચહેરો જોવા જેવો હોવો જોઇએ!"

"પણ જોવાય શી રીતે?"

"કાંઇ ફીકર નહિ. મને એનો ચિતાર મગજમાં આવે તેમ છે તો!" આમ બોલતો પેલો અમલદાર ખડખડ હસી પડયો.

"અરે, મને પણ કાંઇક ચિતાર આવે છે!" પેલા અંગ્રેજ ગૃહસ્થ પણ હસવા લાગ્યો. પણ તેનું હાસ્ય મંદ મંદ હતું.

"અને" પેલા અંગ્રેજ ગૃહસ્થે હસવું ખાળીને પૂછ્યું. "તે આવી રીતે ડુબી મૂઓ?"

"અરે એમાં જરા પણ સંશય નથી."

"એટલે એક ગાંડો અને એક ભયંકર તોફાની, એ બન્ને કેદીઓનો એક સાથેજ અંત આવ્યો અને સરકાર તે બલામાંથી છુટી."

"હાજી."

"પણ આ સંબંધમાં કાંઇ સરકારમાં હકીકત તમારે નિવેદન કરવી પડી હશે જ?" પેલા અંગ્રેજે પૂછ્યું."

"હા હા. છેવટનો રીપોર્ટ કરવો પડેલો જ. અને એ વાત જાહેર કરવામાં પણ આવી હતી. એડમન્ડ દાંતેનાં સગાં વહાલાં કોઇ હોય તો તેમને ખબર મળવી જોઇએ ને!

"ત્યારે તો એ મરણ પામ્યો એ વાત ચોક્કસ રીતે સિદ્ધ થએલી છે એમ જણાય છે. ધારો કે એ એડમન્ડ દાંતેની કાંઇ મિલકત હોય, તો હવે તેનો વારસો તેનાં સગાં સંબંધીને મળી શકે ખરો કે! એમાં હવે કાંઇ સંશય કે ભૂલ જેવું તો નથી ને?"

"અરે સંશય કે ભૂલ કેવી! તેનાં સગાં સંબંધી ગમે તેને તેવો દાખલો જોઇતો હોય તો તે પણ મળી શકે!"

"ચાલો ઠીક! હશે! જવા દો એ વાત હવે!" પેલા ગૃહસ્થે બેદરકારીથી કહ્યું. "આપણે તો બીજી જ વાતોએ વળી ગયા. આપણે તો પેલા કેદખાનાનાં રજીસ્ટરોની વાત ચાલતી હતી."

"હા હા. આ વાત તરફ આપણું ધ્યાન ઘણુંજ દોરવાઇ ગયું. માફ કરજો સાહેબ!"

"માફ શું કરવાનું છે વળી એમાં? એ વાતમાં મને તો ઘણોજ આનંદ પડયો."

"હા હા. વાત તો ઘણી રસિક છે. એમાં વાંધો નહિ. હાં, હવે તમારે પેલા પાદરીના સંબંધમાં બધી માહિતી જોઇએ છીએ કેમ? "હાજી. મળે તો મોટો ઉપકાર." "આવો, અંદરના દિવાનખાનામાં ચાલો, એટલે હું તમને બતાવું."

બન્ને જણા અંદરના દિવાનખાનામાં ગયા.

તેનું અંદરનું દિવાનખાનું એ ખરેખર તેનું કચેરીનુંજ દિવાનખાનું હતું. દરેક રજીસ્ટર ઉપર નંબર લગાવેલા હતા. દરેક પુસ્તક, દફતર, કાગળ સૌ વ્યવસ્થિત રીતે ગોઠવેલાં હતાં. પેલા કામદારે પોતાના પરોણાને એક સુખાસન–ઇઝીચેર ઉપર બેસાડયો, અને પછી શાતો–દ–ઇફના કીલ્લાનું રજીસ્ટર, અને બીજા જરૂરના કાગળો અને દફતરો તેના આગળ રજુ કર્યાં. પછી તેને જેટલું અને જે જે જોવું હોય તે નિરાંતે જોવા માટે તેને તક આપવા સારૂ પોતે દૂર એક ખૂણામાં જઇને વર્તમાન પત્ર વાંચવા બેઠો.

પેલા ગાંડા પાદરી આબે ફેરીઆના સંબધની હકીકત તો તેને સહેલાઇથી જડી. પણ પેલા અમલદારે જે વિચિત્ર વાત એડમન્ડ દાંતેના સંબંધમાં કહી હતી તે તેના મગજમાં હજી તેવી જ રમ્યા કરતી હતી, અને તેને તેમાં એટલો બધો રસ પડયો હતો કે પહેલાં પેલા પાદરીની બધી હકીકત વાંચી લીધી, અને તે પુરી થઇ કે તેણે રજીસ્ટરનાં પાનાં આગળ ઉથલાવા માંડયાં. આવી રીતે નજર કરતાં કરતાં એડમન્ડ દાંતેના સંબંધની હકીકત જે જગ્યાએ

લખેલી હતી ત્યાં આવી પહોંચ્યો. એ જગાએ એડમન્ડના સંબંધમાં રજીસ્ટરમાં અથ ઇતિ તમામ નોંધ હતી, એટલું જ નહિ પણ રજીસ્ટરો વ્યવસ્થિત હોવાથી આ રાજકીય કેદીના સંબંધમાંની ગુપ્ત નોંધ પણ તેમાંથી મળી આવી.

પેલા અંગ્રેજ ગૃહસ્થને એડમન્ડના ઇતિહાસમાં વધારે ને વધારે રસ પડતો ગયો, અને તે વધારે ને વધારે ધ્યાનપૂર્વક વાંચતો ગયો. તેને ડખલ કરવાનું પેલા અમલદારને યોગ્ય લાગ્યું નહિ. બધી નોંધ ક્રમવાર હતી. પ્રથમ તો એડમન્ડના ઉપર જે ત્હોમત મૂકવામાં આવ્યું હતું તે ત્હોમત તેના જોવામાં આવ્યું. તેની સાથે સાથે જ એડમન્ડના ઉપર ચાલેલા સંક્ષિપ્ત ચોકસીના કામના સંબંધમાં માહિતી હતી. એડમન્ડના શેઠ મોં. મોરેલે તેને છોડવવાના સંબંધમાં અરજી કરી હતી તેના સંબંધની હકીકત પાછળથી દાખલ કરવામાં આવી હતી. રજીસ્ટરની સાથેના દફતરમાં આ તમામ અસલ કાગળો હતા. તેનું પેલા અંગ્રેજ ગૃહસ્થે અતિ ધ્યાનપૂર્વક મનન કર્યું. પછી તેણે પેલો અમલદાર જ્યાં બેઠો બેઠો વર્તમાનપત્ર વાંચતો હતો તે તરફ નજર કરી તો તેને વાંચવામાં મશગુલ બની ગએલો જોયો. આ લાગ જોઇને ધીમે રહીને પેલો ત્હોમતનામાનો—બાતમી આપ્યાનો કાગળ તેણે તેમાંથી કાઢી લીધો અને છુપી રીતે પોતાના ખીસ્સામાં સરકાવી દીધો. પછી કામની તપાસના કાગળો પાછા ફરીથી બારીકીથી વાંચ્યા અને જોયું તો તેમાં નોરટીઅરનું નામ કોઈ જગાએ જણાયું નહિ. આગળ ચાલતાં મોરેલે કરેલી તા. ૧૦ એપ્રીલ. ૧૬૧૫ ની અરજી તેના જોવામાં આવી. આ અરજીમાં ભલા મોરેલે એડમન્ડે શહેનશાહની બજાવેલી સેવા બતાવી, તેની કેટલીક અતિશયોક્તિ પણ કરેલી હતી. ( આ

વખતે શહેનશાહ નેપોલીઅન ફરીથી રાજ્યાસનારૂઢ થએલો હતો. ) હવે જ પેલા અંગ્રેજ ગૃહસ્થની આંખો ઉઘડી. આ શહેનશાહ નેપોલીઅનને કરેલી અરજી ન્યાયાધીશ વાઇલફોર્ટે આગળ જવા ન દેતાં અટકાવી રાખીને કબજે કરી લીધી હતી. પછી જ્યારે નેપોલીઅનને ફરીથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો, અને જુના રાજવંશને રાજગાદી પ્રાપ્ત થઇ, તે વખતે આ અરજીનો તે ન્યાયાધીશે એડમન્ડના સામે એક ભયંકર હથીઆર તરીકે ઉપયોગ કર્યો હતો. આ સર્વ કારણને લીધે જ્યારે રજીસ્ટરમાં એડમન્ડ દાંતેના નામ સામે થએલી નીચે પ્રમાણેની નોંધ તેના વાંચવામાં આવી ત્યારે તેને જરા પણ આશ્ચર્ય લાગ્યું નહિ.

“ એડમન્ડ દાંતેઃ—બોનાપાર્ટનો એક ભયંકર અનુયાયી; બોનાપાર્ટના એલ્બાના ટાપુમાંથી થયેલા પુનરાગમનમાં મહત્વનો ભાગ ભજવનાર તથા તેનો એક ખાસ મળતીઓ અને મદદગાર. આ કેદીને હમેશાં તદન એકાન્ત કોટડીમાં પુરી રાખવો. તેના ઉપર ઘણી બારીક દેખરેખ અને ઘણો સખ્ત જાપ્તો, પહેરો, વિગેરે રાખવું.”

આ નોંધની નીચે બીજા કોઇએ લખેલું હતું: “ ઉપરની નોંધ જુઓ. કાંઇ થઇ શકે તેમ નથી. ”

પછી મો. મોરેલની અરજી નીચે જે શેરો કરવામાં આવ્યો હતો તેના અક્ષર અને રજીસ્ટરમાં એડમન્ડના નામ સામે નોંધ કરેલી હતી તેના અક્ષરો મેળવી જોયા તો આ બન્ને અક્ષરો એકજ ઇસમના જણાયા. અરજી નીચે શેરો વાઇલફોર્ટે પોતે જ કરેલો હતો. એટલે આ બન્ને વાઇલફોર્ટે જ લખેલાં હતાં.

જે બીજો ટુંકો શેરો કરેલો હતો તે કોઇ બીજા તપાસણી-કામદારે કરેલો હશે એમ જણાયું. એ અમલદારને પ્રથમ એડમન્ડની સ્થિતિ જોઇ દયા આવી હશે, અને પાછળ પેલી નોંધ જોઇને તેનો વિચાર ફરી ગએલો હશે.

પેલો અમલદાર મોં. દ–ઓવાઇલ તો આ બધો વખત ખૂણામાં બેઠો બેઠો વર્તમાનપત્ર જ વાંચ્યા કરતો હતો. એટલે તેના જોવામાં કાંઇ આવ્યું નહોતું. પણ કદાચ તેણે જોયું હોત તો જે કાગળ પેલા અંગ્રેજ ગૃહસ્થે પોતાના ખીસ્સામાં સરકાવી દીધો હતો તેને તે જરાપણ મહત્વ આપે તેમ નહોતું. પેલા અંગ્રેજ ગૃહસ્થનું કૃત્ય ગમે એવું ખોટું અગર ગેરકાયદે હશે, તો પણ મોં. ઓવાઇલ પોતાના બે લાખ ફ્રાંકનું મહત્વ એટલી બધી સારી રીતે સમજતો હતો કે તેને તેમ કરતાં તેણે જરા પણ અટકાવ્યો ન હોત.

" બસ ! " પેલો અંગ્રેજ ગૃહસ્થ જોરથી રજીસ્ટર બંધ કરતાં બોલ્યો. અવાજથી મોં૦ ઓવાઇલે વાંચવામાંથી ઉંચે જોયું.

" આપનો ઘણો આભાર થયો. " પેલા ગૃહસ્થે મોં.–દ–ઓવાઇલને કહ્યું. " મારે જે જોઇતું હતું તે સર્વ મળી આવ્યું. હવે મારે મારૂં વચન પાળવું જોઇએ. મને માત્ર એક કાગળના કટકા ઉપર તમારૂં ' મોરેલ એન્ડ સન ' ની પેઢી પાસેનું લ્હેણું લખી આપો, અને તેમાં હું આ પૈસા આપું છું તેની પહોંચ પણ આપો એટલે હું તમને આ પૈસા આપું. "

આમ કહીને તે ઉઠયો. મોં૦ ઓવાઇલે એક કાગળના કકડા ઉપર તે પ્રમાણે લખી કાઢયું, અને પેલા અંગ્રેજ ગૃહસ્થે નોટો ગણીને ટેબલ ઉપર મૂકી.

---

## પ્રકરણ ૨૯ મું.

મોરેલના મકાનથી જાણીતો અને ભોમીઓ માણસ જો થોડાં વરસ બહાર ગામ રહી આવીને હમણાં પાછો માર્સેલ્સમાં પાછો આવ્યો હોય તો તેને તે મકાનમાં જતાં તેમાં ઘણો ફેરફાર થએલો માલુમ પડે.

મોં. મોરેલ એન્ડ-સન-ની પેઢીની ઑફીસ પણ આ મકાનમાં જ હતી. ધમધોકાર વ્યાપાર ચાલતો હોય તેવી પેઢીની ઓફીસમાં જે દોડધામ, આનંદ, ઉત્સાહ અને ચાલાકી નજરે પડે છે તે અત્યારે આ પેઢીની ઓફીસમાં કયાંય પણ દેખાતાં નહોતાં. કારકુન, ગુમાસ્તા, નોકરો, મજુરો, અને ગ્રાહકોની પ્રથમની ધમાલ અને ભીડ અદૃષ્ય થઇ ગયાં હતાં.

આ સર્વ વૈભવની જગાએ અત્યારે માત્ર શોક અને દિલગીરીની છાયા છવાઇ રહી હતી. અનેક નોકરો પૈકી અત્યારે માત્ર બે જ કારકુનો નજરે પડતા હતા. આમાંનો એક ત્રેવીસ ચોવીસ વરસનો યુવાન હતો. તે પોતાના શેઠની પુત્રીને ખરા જીગરથી ચ્હાતો હતો, અને તેના મિત્રોએ તેને અનેક રીતે વારંવાર સમજાવ્યા છતાં તેણે પોતાની નોકરી છોડી નહોતી. ગમે તેવા સંજોગો આવે તો પણ તે છોડવાનો તેનો ઇરાદો નહોતો.

બીજો મનુષ્ય એક અતિ જુનો અને ઘરડો નોકર હતો. તેની એક આંખ ગએલી હતી. તે આ પેઢીનો નાણાં ચુકવનાર પારેખ હતો. તેના યુવાન સોબતીઓએ બધાએ તેનું નામ 'કોકલીસ' પાડયું હતું, અને આ મનુષ્ય પણ વખત જતાં તેના નામથી ટેવાઇ ગયો હતો.

કોકલીસ મોરેલની નોકરીમાં દાખલ થયો ત્યાર પછી તેની સ્થિતિમાં ધીરેધીરે ફેરફાર થતો ચાલ્યો હતો. એક હમાલ જેવી નાની જગાએથી વધીને તે અત્યારે પારેખ બન્યો હતો તો પણ તેને જરા પણ મોટાઇ નહોતી. ગમે તે સ્થિતિમાં હોવા છતાં પોતાના શેઠની ગમે તેવી સેવા નિમકહલાલીથી બજાવવાને તે તૈયાર હતો. મોરેલની કંપનીની ચઢતી સાથે તે ચઢયો. શેઠની અવનતિ આવતાં તે પોતાના શેઠને છોડીને ગયો નહિ, પણ તેની પડતી એ પોતાની પડતી માની લીધી. તેનામાં જરાપણ ફેરફાર થયો નહિ. તે પહેલાંના જેવો અને જેટલોજ ભલો, શાન્ત, નિમકહલાલ અને સંતોષી હતો. તે માત્ર એકજ બાબતમાં કોઇને પણ નમતું આપે તેમ નહોતું. આ બાબત આંકડાની ગણત્રીની હતી. હીસાબની બાબતમાં જગતમાં કોઇનું પણ તે સાંભળે તેમ નહોતું. તેના શેઠને પણ ગોઠતો નહિ. ગમે તેવી લલચાવનારી યોજનાઓ હોય પણ તે કદી પણ ફસાય તેમ નહોતું.

પેઢીની પડતી આવતાં સર્વ નોકર ચાકરો બીજી જગાએ લાભની આશાથી ચાલતા થયા હતા. પુષ્પમાંથી મધ ઉડી ગયા પછી ભમર તેની પાસે કદી જતો નથી. પણ કોકલીસને મન તો પોતાનો શેઠજ રહ્યો. પોતાના શેઠની પડતી આવી છે એ વાત તે જોઇ શકતો નહોતો—માનતો જ નહોતો. છેલ્લાં વીસ વરસથી નાણાં અદા કરવાનું કામ તે કરતો હતો, અને તેને નાણાં મેળવવાને જરાપણ તકલીફ કદી પડીજ નહોતી; એટલે તેવી વાત તેના માનવામાં ન આવે એ સ્વાભાવિકજ હતું.

પેઢીના નોકર ચાકરોને બધાને રજા મળી. ધંધો રોજગાર ઓછો થઇ ગયો, છતાં કોકલીસ તો તેની તેજ જગાએ નજરે પડતો. છેલ્લા મહિનામાં જે નાણાં દેવાં પડતાં હતાં તે બરાબર વાયદાસર

અદા કરવામાં આવ્યાં હતાં. તેજ દિવસે શેઠની કાંઇક જુજબાજ ભુલ કોકલીસને માલુમ પડી આવી હતી, અને તેટલા પૈસા વધારે અદા કરવાને બદલે તેણે શેઠના ધ્યાન ઉપર આ વાત આણી હતી.

"શાબાસ, કોકલીસ, તું તો ખરેખર એક હીરોજ છે !"

આ વખાણ સાંભળીને કોકલીસ શરમાતો શરમાતો ત્યાંથી જતો રહ્યો. આખા માર્સેલ્સ શહેરમાં મોરેલના જેવો પ્રમાણિક માણસ ભાગ્યેજ કોઈ હશે ! તેના જેવા શેઠને મુખે પોતાનાં વખાણ સાંભળીને તેને ભારેમાં ભારે ઇનામ મળ્યા જેટલો સંતોષ થયો.

શેઠની સ્થિતિ આથી તદ્દન જુદીજ હતી. ચાલુ માસ શરૂ થયો ત્યારથી દિને દિને તેની ચિન્તામાં વધારો થતો ચાલ્યો હતો. ચાલુ માસ આખરે તેને જે દેવું આપવાનું હતું તેને માટે પૈસાની સવડ કરવાને તે પોતાનાથી બનતું સર્વ કરી રહ્યો હતો. હજી તેના નામને જરા પણ આંચ આવી નહોતી. અત્યાર સુધી તે પોતાની આંટ સાચવી શકયો હતો. તેના ઉપર આફતો આવી પડી હતી એ વાત તો સર્વ કોઇ જાણતું હતું, પણ પોતાનું દેવું આપવાને તે અસમર્થ નિવડશે છે એમ હજી સુધી કોઇ ધારતું નહોતું. તેણે પોતાની સ્ત્રી તથા પુત્રીના દાગીના તેમજ ઘરની કિંમતી વસ્તુઓ વેચવા કાઢી હતી, અને તે માર્સેલ્સમાં ન વેચતાં કોઇ દૂરના શહેરમાં વેચવા માટે મોકલાવી દીધી હતી કે જેથી માર્સેલ્સ શહેરમાં તેણે દેવાળું કાઢયાની અફવા ઉડે નહિ. આ રીતે વળી એક માસ વધારે તેણે ખેંચ્યો. પણ હવે તો તેના સર્વ ઉપાયો ખુટી પડયા. આવી વાત લાંબો વખત છાની રહેતી નથી, તેથી હવે કોઇની પાસેથી નાણાંની સવડ થયા તેમ નહોતું. પંદરમી તારીખે મેં૦ બોવાઇલને ચાર હજાર પૌંડ આપવાના હતા, અને તે પછી એક

મહિને તેને જ પાછી બીજી ચાર હજાર પૌંડની રકમ અદા કરવાની હતી. આ રીતે એકંદરે આઠ હજાર પૌંડની સવડ થવાની જરૂર હતી. પૈસા ધીરે એવું હવે કોઇ રહ્યું ન હતું. હવે મોરેલને માત્ર એક જ આશા ઉપર આધાર હતો. તેનું વહાણુ 'ફેરેઓન' પૂર્વ તરફના દેશોની સફરે ગયું હતું. થોડા દિવસ ઉપર એક બીજું વહાણુ તે તરફથી આવી પહોંચ્યું હતું, તેના તરફથી બાતમી મળી હતી કે ફેરેઓન ઉપડી ચુકયું હતું. ફેરેઓન વખતસર આવી પહોંચે તો જ મોરેલની આબરૂ બચે તેમ હતું.

પણુ પેલા બીજા વહાણુને આવી પહોંચ્યાને એક પખવાડીઉં થઇ ગયું, છતાં ફેરેઓનનો તો હજી પત્તો જ નહોતો. તે પણુ ફેરે-ઓનની માફક કલકત્તાથી જ આવ્યું હતું.

આવા સંજોગોમાં દિવસો જતા હતા એવામાં મોં. દ—બોવા-ઇલને ત્યાં રોમની 'ટોમસન એન્ડ ફ્રેન્ચ'ની કંપનીનો જે ખાનગી કારકુન આપણે જોયો હતો અને જેણે મોરેલ પાસેનું મોં. દ—બોવા-ઇલનું લહેણું ખરીદી લીધું હતું, તેજ કારકુન તે પછીના બીજે જ દિવસે મોં. મોરેલને મળવા આવ્યો. એમેન્યુઅલ પણુ હાજર જ હતો. આ એમેન્યુઅલ તે બીજો કોઇ જ નહિ પણુ કોકલીસના મદદગાર તરીકે નોકરીમાં ચાલુ રહેલો હતો તેજ કારકુન હતો. કોઇક નવિન મનુષ્ય આવતો કે એમેન્યુઅલનો જીવ ઉડી જતો; કારણુકે હવે જે કોઇ નવિન માણુસ આવતો તે માત્ર કોઇ લ્હેણુદાર જ નિકળતો. પોતાના શેઠની તકલીફ ઓછી કરવાના હેતુથી આ નવીન આવનાર ઇસમની સાથે એમેન્યુઅલે વાતચીત કરવા માંડી, પણુ તે નવિન અતિથિએ તુરત જ એમેન્યુઅલને તેમ કરતાં અટકાવ્યો. પોતે મોં. મોરેલને જ મળવા ઇચ્છતો હતો એમ તેને જણુાવ્યું.

એમેન્યુઅલે એક દીર્ઘ નિઃશ્વાસ મુકયો અને કોકલીસને બોલાવી આવનાર ઇસમની ઇચ્છા તેને પ્રદર્શિત કરી. કોકલીસે તેને પોતાની પાછળ આવવા કહ્યું. જીના ઉપર સોળ સત્તર વર્ષની એક અતિ રૂપવતી કુમારિકા મળી. આ કુમારિકાએ પેલા અજાણ્યા મનુષ્ય તરફ ચિંન્તાપૂર્ણ દૃષ્ટિથી જોયું.

"શેઠ તેમના દિવાનખાનામાં છે, નહિ બેન ?" કોકલીસે પેલી છોકરીને પૂછ્યું.

"હા, હા, દિવાનખાનામાં જ હશે." પેલી છોકરીએ જવાબ દીધો. "કોકલીસ, તમે જાઓ અને તપાસ કરો અને આ ગૃહસ્થને તેમની પાસે લઇ જાઓ."

"શેઠને મારૂં નામ જણાવવું નિરર્થક છે." પેલા અંગ્રેજ ગૃહસ્થે જવાબ આપ્યો. "શેઠ મારૂં નામ જાણતા નથી તેમ મને ઓળખતા પણ નથી. માટે એવું જ કહેવરાવો કે રોમના-શેઠના પોતાના આડતીઆ ટોમસન એન્ડ ફ્રેન્ચના તરફથી તેમનો ખાસ ખાનગી કારકુન તેમને મળવાને માટે આવેલ છે."

પેલી છોકરીના મુખ ઉપરથી હોસકોસ ઉડી ગયા. તેણી જેમ તેમ કરીને નીચે ઉતરી. પેલા બે જણ ઉપર ચડયા અને બીજે દાદરે જઇને થોભ્યા. કોકલીસે એક નાની ઓરડીમાં પેલા અજાણ્યા માણસને બેસાડયો, અને એક બીજા બારણાથી બીજા દિવાનખાનામાં દાખલ થયો. પેલા અજાણ્યા માણસને થોડીવાર થોભવું પડ્યું. કોકલીસ પાછો આવ્યો અને તેને પોતાના શેઠની પાસે લઇ ગયો.

પેલો અંગ્રેજ ગૃહસ્થ દિવાનખાનામાં દાખલ થયો. એક ટેબલ આગળ મોરેલને ચોપડા તપાસતો તેણે જોયો. આ ચોપડામાં મોરેલના દેવાની નોંધ હતી. આ નવિન આવનાર ઇસમને જોતાં જ

મોરેલે તે ચોપડો એકદમ બંધ કર્યો, ઉભો થયો અને તેનું સ્વાગત કર્યું. તે નવિન આવનાર ગૃહસ્થ બેઠો એટલે પોતે પણ બેઠો.

આ નવલકથાની શરૂઆતમાં આપણે આ વ્યાપારીને જોયો હતો. તે વાતને આજે ચૌદ વરસ વીતી ગયાં હતાં. તે વખતે તેની ઉમ્મર છત્રીસ વરસની હતી. આજે તેને પચાસ વરસ પુરાં થયાં હતાં. ચિન્તાએ તેના હૃદયમાં થોડાં વરસથી સતત નિવાસ કર્યો હતો. તેના કેશ બધા શ્વેત થઇ ગયા હતા. તેના કપાળ ઉપર કરચલીઓ પડી ગઇ હતી. તેની તીક્ષ્ણ દૃષ્ટિમાં પહેલાંનો નિશ્ચય હવે જણાતો નહોતો. કોઇપણ વસ્તુના અગર મનુષ્યના સામે બરાબર દૃઢતાથી તે જોઇ શકતો નહોતો. પેલો અંગ્રેજ ગૃહસ્થ કાંઇક આતુરતા, કાંઇક જીજ્ઞાસા, અને કાંઇક રસથી તેના સામે જોઇ રહ્યો.

"કેમ સાહેબ," નવિન આવનાર ઇસમ પોતાના સામે જોઇ રહ્યો હતો એ જોઇને મોરેલની ચિન્તા જરા વધી અને તેણે પૂછ્યું. "તમે મને મળવા આવ્યા છો અને મારી સાથે કાંઇ વાતચીત કરવા માગો છો ખરું?"

"હા શેઠ સાહેબ, હું ધારૂં છું. હું કોણ છું અને મને કોણે મોકલ્યો છે, એ વાત આપ સાહેબને માલુમ પડી જ હશે."

"હા. 'ટોમસન એન્ડ ફ્રેંચ' ની પેઢી તરફથી તમે આવ્યા છો એમ મને ખબર મળી છે."

"હા શેઠજી, તે બરાબર છે. અમારે દેવા પડતા પંદર વીસ હજાર પૌંડ આ માસમાં ફ્રાન્સમાં જ આપવાના છે. આપ સાહેબની નિયમિતતા અને આંટનો અમને સંપૂર્ણ વિશ્વાસ હોવાથી અમારી પેઢીએ તમારી સહીની હુંડીઓ બધી ભેગી કરી છે, અને જેમ જેમ તે પાકતી જાય તેમ તેમ તેનાં નાણાં આપ સાહેબની

પાસેથી વસુલ કરીને તેમાંથી અમારૂં દેવું પતાવવાની વ્યવસ્થા કરવાને મને તેમણે ખાસ મોકલ્યો છે."

મોરેલે એક અતિ ઉંડો નિઃશ્વાસ મૂકયો, કપાળ ઉપર હાથ ફેરવ્યો અને પરસેવાનાં બિંદુઓ લુછી નાંખ્યાં.

"ત્યારે તો તમારી પાસે અમારી હુંડીઓ છે?"

"હા જી, છે ખરી." "વારૂ કેટલી રકમની છે?" મોરેલે પૂછયું. તેણે પોતાનો અવાજ મજબુત રાખવાને પ્રયત્ન કર્યો. "આ રહ્યા સાહેબ બધા કાગળો." પેલા નવીન ગૃહસ્થે કાગળો ખીસ્સામાંથી બહાર કાઢતાં કહ્યું. "એક આ અહીંના કારાગૃહના તપાસણી અધિકારીનું બે લાખ ફ્રેંકનું લ્હેણું. આ આપની લખી આપેલી ચીઠ્ઠી. હું ધારૂં છું કે એ આપ સાહેબની જ સહી છે."

"હા, પાંચેક વરસ ઉપર તેણે અમારે ત્યાં પૈસા સાડા ચાર ટકાના વ્યાજે મૂકેલા."

"ત્યારે સાહેબ તે કયારે પાકે છે તે પણ આપને ખબરજ હશે."

"અડધી આ માસની પંદરમી તારીખે. બીજી બાકીની રકમ આવતા માસની પંદરમી તારીકે પાકે છે."

"હા જી, બરાબર. હવે બત્રીસ હજાર ફ્રાંકની ચીઠીઓ તો ટુંક મુદતની છે. તે બધી તમારી સાહેની છે, અને માલીકોએ અમારા નામે કરી આપેલી છે."

"હા, હા. મારે તે સર્વ કબુલ છે." બોલતાં બોલતાં મોરેલનો અવાજ ગુંગળાયો. આખી જીંદગીમાં આજે પહેલી જ વખત પોતાનું દેવું આપવાને તે અસમર્થ બન્યો હતો. "બસ?" "ના જી. બીજી છે ને! આ માસની આખરે આ બીજી કેટલીક હુંડીઓ પાકે છે. જુઓને સાહેબ, આ જાણે કે પેરકલ પેઢીની, અને આ વળી

વાઇલ્ડ અને ટરનરની પેઢીની મળીને બીજી પંચાવન હજાર ફ્રાંકની છે. એકંદર સરવાળો બધો મળીને બે લાખ સત્યાસી હજાર અને પાંચસો ફ્રાંકનો થાય છે."

આ ગણત્રી દરમ્યાન મોરેલના મનમાં શું વ્યથા થતી હતી તેનું વર્ણન કરી શકાય તેમ નથી.

"બે લાખ સત્યાસી હજાર અને પાંચસો ફ્રાંક!" તે ફરીથી બોલ્યો.

"હા જી." પેલા અંગ્રેજ ગૃહસ્થે જવાબ આપ્યો.

"સાહેબ," જરાવાર શાંત રહીને પછી તે અંગ્રેજ ગૃહસ્થે ફરીથી પાછું કહ્યું. "આપ માઠું લગાડશો નહિ. આપની પ્રમાણિકતા અને નિયમિતતામાં અમને હજી સંપૂર્ણ વિશ્વાસ છે, અને હજી બહાર બીજાઓને પણ કોઇ જાતની શંકા નથી. પણ આ માર્સેલ્સ શહેરમાં એવી અફવા ચાલી રહી છે કે આપ સાહેબ કાંઇક આફતમાં આવી પડયા છો."

આ નિર્દય ઘા મોરેલથી સહન થઇ શકયો નહિ. તેના મુખ ઉપરથી સઘળો રંગ ઉડી ગયો.

"સાહેબ," મોરેલે કાંઇક હિંમત લાવીને જવાબ આપ્યો. "આજે પચીસ વરસ થયાં મારા પિતાની પાસેથી આ પેઢીનો વહીવટ મારાં હાથમાં આવ્યો છે. તે પહેલાં મારા પિતા ઓછામાં ઓછાં પાંત્રીસ ચાળીસ વરસ સુધી વહીવટ ચલાવતા હતા. તે પહેલાંની વાત જાણે આપણે અત્યારે કરવાની જરૂર નથી. અમો પિતા પુત્રના આટલા લાંબા સમયના વહીવટમાં આજ સુધી કોઇપણ દિવસે અમારા નામને બટ્ટો લાગવાનો પ્રસંગ આવ્યો નથી."

" જી હા. " પેલા અંગ્રેજે વળતો જવાબ આપ્યો. "તે મને બરાબર માલુમ છે સાહેબ. પણ એક આબરૂદાર અને પ્રમાણિક વ્યાપારી તરીકે આપ મને મહેરબાની કરીને જણાવશો કે આ નાણાં તમે બરાબર વાયદાસર આપી શકશો ?"

આવી રીતે આટલી ધૃષ્ટતાથી વાત કરનાર આ અવનવિન મનુષ્યના શબ્દોથી મોરેલ કંપી ઉઠયો. પછી થોડીવાર રહીને બોલ્યો.

" જુઓ ભાઇ, આપ જ્યારે આવા નિખાલસ હૃદયથી આવી રીતે વાત કરો છો, ત્યારે મારે આપને ખુલ્લા હૃદયથી સત્ય હકીકત જ જણાવવી જોઇએ. જો મારૂં વહાણ સહિસલામત આવી પહોંચશે તો તો હું વાયદો સાચવી શકીશ. કારણ કે હાલમાં કેટલાએક અકસ્માતોને લીધે મારૂં નામ જરા બજારમાં હલકું પડયું છે; પણ તે વહાણ માલ સાથે આવી પહોંચતાં પાછો મારો વ્યવહાર બધો ચાલુ થશે. પરંતુ જો 'ફેરેઓન' વહાણનો વિનાશ થયો, અને આ મારો છેલ્લો ઉપાય મારા હાથમાંથી જતો રહ્યો—" તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

"ઠીક," પેલા બીજાએ કહ્યું. "આમાં તમે નિષ્ફળ થયા તો ?"

"તો તો પછી" મોરેલે જવાબ દીધો. "પરિણામ માઠું એ ભયંકર વિચારથી હું કંપી ઉઠું છું. પણ મારા ઉપર હવે કાંઇ દુઃખ પડવામાં બાકી રહી નથી. છેવટે આબરૂ ગુમાવવાનો પ્રસંગ પણ આવવાનોજ. "

"પણ શેઠ સાહેબ, આપને મદદ કરે તેવા કોઇ આપના મિત્રો નથી ?"

મોરેલે જરા શોક ભરેલું હાસ્ય કર્યું.

"ભાઇ, વ્યવહારમાં મિત્રતા હોય જ નહિ. "

"હા જી, હા." પેલો અંગ્રેજ બોલ્યો. "આપ સાહેબનું કહેવું સત્ય છે. ત્યારે માત્ર આ એકજ માર્ગ રહ્યો છે?"

"હા, એક જ." "છેલ્લો જ?" "છેલ્લો જ."

"એટલે જો આ માર્ગ નિરુપયોગી નિવડે તો?"

"તો તો મારો વિનાશ જ થાય. મારૂં જડમૂળ જ ઉખડી જાય."

"સાહેબ, હું અહીં આવ્યો ત્યારે એક વહાણુ બંદરમાં દાખલ થતું હતું."

"તે મને ખબર છે. મારો નિમકહલાલ નોકર હમેશાં દેખરેખ રાખતો જ રહે છે. તેણે મને ખબર કહી છે."

"ત્યારે શું તે વહાણુ આપનું ન હોય?"

"ના ના. એ તો બોરડો શહેરના એક વ્યાપારીનું છે. એ પણ હિંદુસ્તાનથી જ આવે છે; પણ તે મારૂં પોતાનું ન હોય."

"ત્યારે તો તેને કદાચ ફેરેઓનનો રસ્તામાં ભેટો થયો હશે? અને કાંઇક સમાચાર આવ્યા હશે?"

"જુઓ ભાઇ, હું આપને એક વાત ખુલ્લે ખુલ્લી જણાવું? મારા વહાણુના સમાચાર સાંભળવાને પણ મને કંપારી વછુટે છે. એના કરતાં તો અનિશ્ચિતતા સારી કે કાંઇક આશા રાખી શકાય." પછી જરા ધીમા અવાજે મોરેલે વધાર્યું. "આટલી બધી વાર થાય જ નહિ. ફેરેઓન કલકત્તાથી પાંચમી ફેબ્રુઆરીએ નિકળ્યું છે, એટલે એ તો આજે એક મહિના પહેલાં અહીં આવી પહોચવું જોઇતું હતું."

એટલામાં બહારથી કાંઇક અવાજ આવતો જણાયો.

"અરે શું છે? આ શાનો અવાજ આવે છે?" પેલા અતિથિએ પૂછ્યું.

"અરે! અરે! આ શું? શાનો અવાજ છે આ? આટલો બધો ઘોંઘાટ શાનો છે આ?"

જીના ઉપર લોકોના ઉતાવળે પગલે ચઢવાનો અવાજ આવવા લાગ્યો. વચમાં વચમાં કોઇક ડુસકાં લઇને રોતું હોય તેમ લાગ્યું. મોરેલ એકદમ ઉઠીને બારણા આગળ ગયો, પણ આગળ જવાની તેની હિંમત ચાલી નહિ, અને તે એક ખુરશી ઉપર ફસડાઇ પડયો. બન્ને જણા એક બીજાના સામે જોઇ રહ્યા. મોરેલ થર થર ધ્રુજતો હતો. પેલો અંગ્રેજ તેના તરફ દયાની લાગણીથી જોઇ રહ્યો હતો. અવાજ બંધ પડયો પણ કાંઇક અવનવિન બનાવ બનવાની અણી ઉપર હોય એમ લાગ્યું.

જીના ઉપર પગલાંનો અવાજ થતો હતો તે બારણા આગળ આવીને અટકયો હતો. જરાવારમાં બારણું ખુલ્યું અને મોરેલની પુત્રી આંસુ ભરેલી આંખો સાથે આવીને ઉભી. શેઠ બીચારો ધ્રુજતો ઉભો થયો અને એક ખુરશીનો ટેકો રાખીને ઉભો રહ્યો.

"પિતાજી!" તે છોકરી બોલી. "આફતની ખબરો લાવવાને માટે આ પુત્રીને ક્ષમા કરશો!" એમ કહીને તેની સોડમાં ભરાઇ. "પિતાજી! હિંમત રાખો! હિંમત!"

"ત્યારે ફેરેઓનનો વિનાશ થયો છે એ વાત નિશ્ચિત છે કેમ?" ભાંગ્યા તુટયા અવાજે તે બબડયો.

પેલી છોકરી કાંઇ બોલી શકી નહિ પણ ઇશારતથી તેણે હા કહી.

"વારૂ પણ દિકરી, ખલાસીઓનું શું થયું?"

"બચ્યા છે." તે છોકરીએ કહ્યું. "હમણાં જ જે વહાણ બંદરમાં દાખલ થયું તેના ખલાસીઓએ આપણા નાવિકોને બચાવ્યા."

તે વ્યાપારીએ પ્રભુનો પરમ આભાર માનવાને અને તેની ઇચ્છાને આધીન થવાની તત્પરતા બતાવવાને આકાશ તરફ હાથ જોડયા.

"હે પરમાત્મા! તારો પરમ આભાર અને કૃપા છે! તું મને એકલાને જ શિક્ષા કરે છે એટલું સારૂં છે. ગરીબ બિચારા મારા નોકરોને બચાવ્યા તે તારી મારા ઉપર મોટામાં મોટી દયા છે."

આ જોઇને પેલા અંગ્રેજનું હૃદય ભરાઇ આવ્યું.

"આવો! આવો!" મોરલે કહ્યું. "બધા અંદર આવો. હું ધારૂં છું તમે બધા બહાર ઉભા છો."

તુરતજ મેડમ મોરેલ–શેઠની સ્ત્રી રોતી રોતી અંદર દાખલ થઇ. તેની પાછળ એમેન્યુઅલ હતો. બહારના ઓરડામાં આઠ દસેક ચીંથરેહાલ ખલાસીઓનાં ડોકાં દેખાવા લાગ્યાં.

આ માણસોને જોતાંજ પેલો અંગ્રેજ ગૃહસ્થ જરા ચોંકયો અને જરા આગળ આવ્યો; પણ પાછો તરતજ ખંચાયો અને દિવાનખાનાના એક ખૂણામાં ભરાઇ ગયો.

મેડમ મોરેલ પોતાના પતિની પાસે આવીને બેઠી અને તેનો હાથ પોતાના હાથમાં લીધો. જ્યુલી તો હજી તેના ખભા ઉપર માથું મૂકીને રડતી હતી. એમેન્યુઅલ દિવાનખાનાના મધ્ય ભાગમાં ઉભો હતો.

"આ બધો બનાવ કેવી રીતે બન્યો?" શેઠે પૂછ્યું.

"પેનીલોન. આગળ આવો અને શેઠ સાહેબને સર્વ હકીકત નિવેદન કરો." એમેન્યુઅલે પેલામાંના એક ખલાસીને કહ્યું.

એક ઘરડો ખલાસી આગળ આવ્યો.

"શેઠ સાહેબ, આપને પ્રણામ કરૂં છું." જાણે કે કંઇ બન્યું જ ન હોય એવી રીતે તે ખલાસી વાત કરવા લાગ્યો.

" પેનીલોન, આવ ભાઇ. " શેઠે પોતાનાં અશ્રુ રોકીને જરા મ્હોં મલકાવી તેને પૂછ્યું. " તમારો નૌકાધ્યક્ષ ક્યાં છે ? "

" સાહેબ, અમારા નૌકાધ્યક્ષ તો માંદા હોવાથી ' પાલમા ' માં અટકી પડયા છે. પણ પ્રભુની કૃપા હશે તો તેમને વધારે વખત ત્યાં રોકાવું પડશે નહિ. થોડા દિવસમાં તો તેઓ સહિસલામત અહીં આવી પહોંચશે. "

" વારૂ ચાલ, બધી વાત તો મને જણાવ. "

" સાહેબ, " પેનીલોન બોલ્યો. " અમે જાણે કે 'કેપ બ્લાંક' અને ' કેપ બોગેડોર' ની નજીકમાં હતા. એક અઠવાડીઆથી પવન શાંત હતો અને સમુદ્રમાં કાંઇ તોફાન નહોતું. એવામાં એક દિવસ કેપ્ટન ગોમાર્ડ મારી પાસે આવીને મને કહેવા લાગ્યા—આ વખતે હું સુકાન સાચવાના કામે રોકાએલો હતો.—"પેનીલોન, જો, જો, પેલાં વાદળાં ભેગાં થતાં દેખાય છે. તું શું ધારે છે વારૂ એ વાદળાંના સંબંધમાં ?"

હું પણ તે વખતે તે વાદળાં તરફ જ જોઇ રહ્યો હતો. "કેપ્ટન, હું શું ધારૂં છું ? વળી બીજું શું ધારવાનું હોય ? વળી આટલા બધા વેગથી ભેગાં થતાં આવાં કાળાં વાદળાંનું પરિણામ બીજું શું હોઇ શકે ? એ તો તોફાનના દૂત જ ! " મેં ઉત્તર આપ્યો.

" મારૂં પણ એવું જ ધારવું છે." કેપ્ટને કહ્યું. "ચાલો હું બને તેટલા સાવચેતીના ઉપાય લેવાની તજવીજ કરૂં. આપણે બધાં સઢ લપેટી લેવાની જરૂર છે. આટલું કહીને કેપ્ટને તોફાન પાસે આવી પહોંચતું હોવાથી જરૂરના હુકમ આપવા માંડયા.

" એટલામાં તો પવનનું તોફાન વધી પડયું. વહાણ ડામા-

ડોળ થવા લાગ્યું અને પવનમાં ધસડાવા લાગ્યું. પાંચ દસ મિનિટ રહીને વળી પાછા કેપ્ટને મને પૂછ્યું.

"પેનીલોન, કેમ લાગે છે?" "સાહેબ, વહાણ થોડી વારમાં તો ધસડાઇ જશે." "મને તારૂં કહેવું વ્યાજબી લાગે છે. વંટોળીઓ થશે અરે વંટોળીઓ! વંટોળીઓ તો શું પણ અતિ ભયંકર તોફાન થશે!" આમ કહીને તે પાછો બધાને સુચના કરવાના કામે વળગ્યો. તોફાનમાંથી બચવાને માટે બની શકે તેવા સર્વ પ્રયત્ન કરવાને તેણે જરા પણ ઢીલ કરી નહિ. આખરે જ્યારે સર્વ પ્રયત્નો નિષ્ફળ જવા લાગ્યા, ત્યારે અમે સુકાન ફેરવી પવનની સામે જવાનું છોડી દઇ પવનની જ દિશામાં જવાનો નિશ્ચય કર્યો."

"પણ કહે છે કે વહાણ તો ઘણું જુનું હતું." પેલો અંગ્રેજ ગૃહસ્થ વચમાં જ બોલી ઉઠયો.

"હા જી. તેથી જ અમારો વિનાશ થયો તો! બાર કલાક સુધી અમારૂં વહાણ મોજાંઓના વેગમાં તણાયું, અથડાયું અને પછડાયું. તે પછી અમને તેમાં ગાબડું પડયાનું માલુમ પડયું "પેની-લોન," કેપ્ટને કહ્યું. "મને લાગે છે કે વહાણ નીચે બેસે છે. ચાલ જલદી કર, સુકાન લાવ મારી પાસે અને વહાણના તળીએ તપાસ કર." મેં તુરત જ તેને સુકાન સોંપ્યું અને નીચે જઇ તપાસ કરતાં લગભગ ત્રણેક ફીટ પાણી ભરાઈ ગયેલું જણાયું. મેં તુરત જ બધાને પાણી ઉલેચવાને બંબાએ વળગાડયા. પણ જેમ જેમ અમે ઉલેચતા ગયા તેમ તેમ વધારે ને વધારે પાણી ભરાતું ગયું. "જો એમજ છે, અને પ્રભુની મરજી આપણને સર્વને જળશાયી બનાવવાની જ છે, તો હવે આપણે મરવાને તૈયાર થવું જોઇએ. પ્રાણીમાત્રને મરવાનું તો એક વખત જ્યારે ત્યારે પણ હોય જ છે."

આ મારા શબ્દો સાંભળીને કેપ્ટને કહ્યું. "જરા ઉભા રહો." આમ કહીને તે પોતાની ઓરડીમાં ગયો અને ત્યાંથી બે હાથમાં બે પીસ્તોલો લઇને આવ્યો. "જે માણુસ સૌથી પહેલો બંબાને છોડી દેશે તેને ઠાર કરવામાં આવશે." તેણે હુકમ કર્યો.

"શાબાસ!" પેલો અંગ્રેજ બોલી ઉઠયો.

"સર્વ તનતોડ મહેનત કરવા લાગ્યા. થોડા વખત પછી પવન શાંત પડયો. સમુદ્રનું તોફાન અને મોજાંનો ઉછાળો નરમ પડવા લાગ્યો પણ પાણી તો વધવા જ લાગ્યું. કાંઇ વધારે જોસથી વધતું નહોતું. દર કલાકે માત્ર એજ ઇંચ વધતું હતું. પણ વધતું તો ચાલ્યુંજ. આ રીતે ગણતાં બાર કલાકમાં બે ફીટ થાય અને ત્રણ ફીટ તો પ્રથમથી જ ભરાઇ ગએલું હતું. તે ગણતાં બાર કલાકમાં પાંચ ફીટ પાણી વહાણમાં ભરાયું. "ચાલો બસ. હવે આપણે આપણાથી બનતા સર્વ ઉપાયો કરી ચુકયા છીએ. શેઠ આપણને હવે કાંઇપણ ઠપકો આપી શકે તેમ નથી. અત્યાર સુધી આપણે વહાણને બચાવવાને પ્રયત્નો કર્યા. હવે તો આપણે આપણી જાનને બચાવવી જોઇએ. ચાલો, એકદમ હોડીઓ ઉતારો અને તેમાં ઝંપલાવો. ચાલો, ઝડપ કરો! ઝડપ કરો! જેમ બને તેમ જલદી!" કેપ્ટને કહ્યું.

" ખલાસીને પોતનું વહાણુ ઘણુંજ વહાલું હોય છે; પણુ પ્રાણી માત્રને સર્વથી વધારેમાં વધારે વહાલી પોતાની જીંદગી હોય છે. એટલે અમને બીજી વખત કહેવાની જરૂર પડીજ નહિ. વહાણુ પણુ ઝડપથી તળીએ બેસતું ચાલ્યું.

"આખરે જેમતેમ કરીને હોડીઓ ઉતારી, અને અમે આઠ જણા તેમાં કુદી પડયા. કેપ્ટન પોતાના વહાણને છોડવાને ખુશી નહોતો. મેં તેને ઉંચકીને હોડીમાં ફેંકયો ત્યારે જ. તેની પાછળ

હું પણ કુદી પડયો અને તુરત જ ભારે અવાજ થયો. વહાણ ડોલીને પ્રથમ એક બાજુએ નમ્યું; વળી પાછું બીજી બાજુએ નમ્યું. તે પછી એક ક્ષણ ચાર ચકરચકર ફરવા લાગ્યું અને છેવટે એક મોટા અવાજ સાથે સમુદ્રને તળીએ બેઠું. હવે અમારી શી વલે થઇ તે કહું છું. ત્રણ દિવસ સુધી તો અમે અન્ન પાણી સિવાય મહામુસીબતે ચલાવ્યું. પણ ચોથે દિવસે તો છેવટે અમે એક બીજાને ફાડી ખાવાની સ્થિતિમાં આવી ગયા. એવામાં દૂરથી અમે એક વહાણ આવતું દીઠું. અમે આફતની નિશાનીઓ બતાવી. અમારા સદ્‌ભાગ્યે તે વહાણના લોકોના જોવામાં તે આવી. તે વહાણ ઝડપથી અમારી પાસે આવી પહોંચ્યું અને અમને બચાવી લીધા. શેઠ સાહેબ, આ સર્વ સત્ય હકીકત છે. એક ખલાસી તરીકે પ્રતિજ્ઞાપૂર્વક હું જણાવું છું કે આમાં જરા પણ અસત્ય અગર અતિશયોક્તિ નથી. કેમ દોસ્તો, મેં કહ્યું તે પ્રમાણે જ સર્વ હકીકત બની છે ને ?" તેણે પોતાના મિત્રોનો ટેકો માગ્યો.

તેના સર્વે મિત્રોએ ગણગણાટ કરીને ટાપસી પૂરી. એ ઉપરથી વાર્તા કહેનારે વિપત્તિ અને દુર્ભાગ્યનું બરાબર યથાસ્થિત વર્ણન કર્યું હતું એમ જણાયું.

"કાંઇ ચિન્તા નહિ. ચાલો, જવા દો એ વાત. એમાં ભાગ્ય સિવાય બીજા કોઇનો પણ દોષ નથી. પ્રભુની મરજી તેવી જ હશે. વારૂ, પણ તમારો બધાનો કેટલો પગાર બાકી નિકળે છે ! " શેઠે પૂછ્યું.

"એ પ્રશ્ન હાલ મુલતવી રાખોને ! " પેનીલોન બોલ્યો. "ઉલટું હાલ તો તેનો જ વિચાર કરવાની જરૂર છે."

"ત્યારે તો જેવી શેઠ સાહેબની મરજી. અમારો ત્રણ માસનો પગાર ચઢેલો છે."

"ફોકલીસ," શેઠે પોતાના મુનીમને કહ્યું. "આ ભલા આદમીઓને બિચારાઓને દરેકને બસો બસો ફ્રાંક આપી દે." પછી ખલાસીઓ તરફ ફરીને ઉમેર્યું. "ભાઇઓ, સમય બદલાઇ ગયો છે! નહિ તો તમારા પગાર ઉપરાંત વળી બીજા બસો બસો ફ્રાંક તમને ઇનામ તરીકે હું આપ્યા સિવાય રહેત નહિ. તમારી માફક હું પણ વિપત્તિઓનાં વાદળાંથી ઘેરાઇ ગએલો છું. મારી પાસે જે કાંઇ થોડું ઘણું છે તે મારૂં પોતાનું નથી."

આ સાંભળીને પેનીલોન પોતાના સોબતીઓ તરફ ફર્યો અને તેમની સાથે કાંઇ છૂપી મસલત કરી.

"એ સંબંધમાં તો શેઠ સાહેબ,—" પેનીલોન આગળ બોલવા ગયો.

"શાના સંબંધમાં?" તેને બોલતો અટકાવી શેઠે પ્રશ્ન કર્યો.

"પૈસાના સંબંધમાં જ તો!" "શું?"

"અમે બધા ધારીએ છીએ કે હાલ તુરત અમને દરેક જણને પચાસ ફ્રાંક જ આપો. એટલા બસ થઇ જશે. બીજા પૈસા જ્યારે જોઇશે ત્યારે માગી લઇશું."

"ના, ના. એમ નહિ બને. જાઓ, બસો બસો ફ્રાંક લઇ લો અને બીજી કોઇ જગાએ નોકરી શોધી લેજો. હું તમને બધાને તેમ કરવાની રજા આપું છું."

આ છેલ્લા શબ્દોની ખલાસીઓ ઉપર ઘણી અસર થઇ. પેનીલોનના ગળામાં તો ડચુરો ભરાયો. તે એકાએક કાંઇ પણ બોલી શકયો નહિ. જરા રહીને તેણે શેઠને પૂછયું. "શું શેઠ સાહેબ, આપ

અમને આપની નોકરીમાંથી દૂર કરવા માગો છો ? આપનો અમારા ઉપર આટલો બધો કોપ કેમ થયો ?"

"ના ના." શેઠે કહ્યું. "મારા ભલા મિત્રો ! હું તમને કાઢી નથી મૂકતો. હું જરા પણ ગુસ્સે નથી થયો. પણ હવે મારી પાસે એક પણ વહાણ રહ્યું નથી, તો પછી તમારા જેવા ખલાસીઓને રાખીને હવે મારે શું કરવું ?"

"બીલકુલ વહાણ જ નથી ?" પેનીલોને આશ્ચર્યથી જવાબ આપ્યો. "પણ આપ બીજાં નવિન વહાણો બંધાવશો તો ખરા જ ને ? અમે ત્યાં સુધી રાહ જોઇશું !"

"ભાઇ, મારી પાસે હવે વહાણ બંધાવવા જેટલા પૈસા જ રહ્યા નથી." શેઠે ગળગળા થઇ જઇને કહ્યું. "તેથી હવે હું તમને રોકી રાખી શકું તેમ નથી."

"શેઠ સાહેબ, આપ આ શું બોલો છો ? શું આપની પાસે પૈસા નથી ? ત્યારે તમે અમને પગાર શાનો આપો છો ? નહિ, અમે પૈસા લેવાના જ નથી !" બધા એકે અવાજે બોલી ઉઠયા.

"ભાઇઓ, હવે આ વાત બંધ કરો તો સારૂં." શેઠની આંખો આંસુથી ભરાઈ આવી. તેણે કહ્યું. "તમારા સ્નેહ અને લાગણીથી મારા હૃદયમાં વધારેને વધારે વ્યથા થાય છે. માટે મારૂં માનો અને તમારો પગાર લઇ લો. જાઓ, બાપુ, જાઓ. પરમાત્માની ઇચ્છા હશે તો વળી પાછા કોઇક દિવસ આપણે સારા સંજોગોમાં ભેગા થઇશું, અને ત્યારે આ સંબંધી બધી વાતો લંબાણથી કરીશું. એમેન્યુઅલ, આ લોકોની સાથે જા અને મારા હુકમ પ્રમાણે બધાને પૈસા અપાવી દે !"

"પણ શેઠ સાહેબ, આપણો મેળાપ તો વખતો વખત થશે જ ને?"

"હા હા. હું એમ આશા તો રાખું છું. પછી તો પરમાત્માની મરજી."

મોરેલે ફરીથી કોકલીસને ઇશારત કરી એટલે તે ચાલતો થયો. બધા ખલાસીઓ તેની પાછળ ગયા. સૌથી પાછળ એમેન્યુઅલ ગયો.

"હવે–" પેલા શેઠે પોતાની પત્ની અને પુત્રીને કહ્યું. "હવે જરા તમે બન્ને જણ નીચે જાઓ. મારે આ ગૃહસ્થ સાથે થોડી ઘણી વાતચીત કરવાની છે."

આમ કહીને તેણે 'ટોમસન અને ફ્રેન્ચ'ની પેઢીના માણસ તરફ નજર કરી. આ માણસે અત્યાર સુધી જે વાતચીત ચાલી રહી હતી તેમાં કાંઇ પણ ભાગ લીધો નહોતો. તે એક ખુણામાં છાનોમાનો બેસી રહ્યો હતો. પેલી બે સ્ત્રીઓએ આ અજાણ્યા ગૃહસ્થ તરફ જોયું અને દિવાનખાનાની બહાર ગઇ. પણ છોકરીએ બહાર નિકળતાં નિકળતાં દયામણા મુખે તેના તરફ જોયું. જેનો જવાબ તે ગૃહસ્થે સ્મિત હાસ્યથી વાળ્યો. તેના હમેશના ગંભીર ચ્હેરા ઉપર આ સ્મિત હાસ્ય જો કોઇએ નિહાળીને જોયું હોત તો તેને આશ્ચર્ય લાગ્યા સિવાય રહેત નહિ.

આ પછી આ બન્ને માણસો એકલા પડયા. "જુઓ સાહેબ, આપે પોતેજ સર્વ હકીકત કાનોકાન સાંભળી. હવે મારે વિશેષમાં કાંઇજ કહેવાનું રહેતું નથી."

મોરેલે એક ઉંડો નિઃશ્વાસ નાંખતાં કહ્યું.

"આ ઉપરથી તો," પેલા અંગ્રેજ ગૃહસ્થે જવાબ વાળ્યો.

"એમ જણાય છે કે એક નવિન આણધારી આફત આપના માથે આવી પડી છે. આથી મારાથી બને તેટલી મદદ મારે આપને કરવી જોઇએ."

"આપની આવી લાગણી માટે આપનો આભાર માનું છું." શેઠે જવાબ આપ્યો.

"જુઓની શેઠ સાહેબ," પેલા ટોમ્સન અને ફ્રેંચના મુનીમે આગળ ચલાવ્યું. "અમારી પેઢી તમારા મોટામાં મોટા અને ભારેમાં ભારે રકમના લહેણુદારો પૈકીની એક છે ખરૂં ને?"

"આપની પેઢીની ચીઠ્ઠીઓ સૌથી:પહેલી પાકે છે."

"વારૂ શેઠ સાહેબ, આપને જો વધારે મુદત મળે તો?"

"ભાઇ, વિશેષ તો શું કહું? થોડી ઘણી મુદત મળે તો મારી આબરૂ બચે અને તેથી મારી જીંદગી પણ બચશે."

"આપને કેટલી મુદતની જરૂર છે?"

મોરેલ વિચાર કરવા લાગ્યો.

"બે માસ." છેવટે તેણે કહ્યું.

"આપના બે તો મારા ત્રણ માસ." પેલા મુનીમે કહ્યું.

"પણ," મોરેલ બોલી ઉઠયો. "તમારી પેઢીના માલીકો આ વાત કબુલ રાખશે?"

"એ વાતની આપે જરાપણ કાળજી કરવાનું કારણ નથી. તેનું સર્વ જોખમ મારે માથે. આજે જુન માસની પાંચમી તારીખ થઇ ખરૂંને?" "હા."

"ઠીક ત્યારે. આજથી ત્રણ માસ એટલે પાંચમી સપ્ટેમ્બર સુધીની મુદત વધારી આપવામાં આવે છે. પણ સપ્ટેમ્બર માસની

પાંચમી તારીખે સવારના બરાબર અગીઆર વાગે હું પૈસા લેવા આવીશ."

"વારૂ ભાઇ, હું તમારી રાહ જોતો હોઇશ." શેઠે જવાબ આપ્યો. 'હું તે વખતે તમને તમારા તમામ પૈસા હિસાબ ચુકતે આપીશ, અગર તો તમે મને જીવતો જોઇ શકશો નહિ."

છેવટના શબ્દો મોરેલ એટલો ધીમેથી બોલ્યો કે પેલા અજાણ્યા ગૃહસ્થના તે સાંભળવામાં આવ્યું નહિ. ચીઠ્ઠીઓ તાજી કરી આપવામાં આવી અને જુની ફાડી નાંખવામાં આવી, અને પેલા ગરીબ વહાણુવટીને પોતાની આબરૂ બચાવવા માટે ત્રણ માસની બીજી વધારે મુદત મળી. પેલો અંગ્રેજ ગૃહસ્થ પછી ઉઠયો. મોરેલ તેને જીના સુધી વળાવવા ગયો, અને તેનો અનહદ ઉપકાર માન્યો.

જીનામાં શેઠની પુત્રી જ્યુલી પેલા અંગ્રેજ ગૃહસ્થને સામી મળી. તે જાણે જીનેથી ઉતરતી હોય એમ ઢોંગ કરતી હતી, પણ ખરૂં જોતાં તો તેને મળવાને માટે જ તે રાહ જોતી ત્યાં ઉભી હતી.

"ભાઇ સાહેબ–" તેણીએ હાથ જોડતાં તેને કહેવા માંડયું. "બેન," વચમાંજ પેલા અજાણ્યા માણુસે તેને કહ્યું. "એક દિવસ તમને એક પત્ર મળશે. તેની નીચે 'સીનબાદ ખલાસી' એવા નામની સહી હશે. તે પત્રમાં જે પ્રમાણે લખેલું હોય તે પ્રમાણે તમે બરાબર વર્તજો. તેમાંનો મજકુર કદાચ તમને વિચિત્ર લાગે, તો પણ જરાપણ શંકા લાવ્યા સિવાય તમે તે પત્રના લખાણુને માન આપીને તે પ્રમાણે તમારૂં વર્તન રાખજો," "વારૂ સાહેબ." જુલીએ જવાબ આપ્યો. "જુઓ બેન, તમે મને વચન આપો છો ને?"

"હું પ્રતિજ્ઞા લઇને કહું છું કે જો મને તેવો પત્ર મળશે તો તેમાં લખ્યા પ્રમાણે હું કાંઇપણ શંકા લાવ્યા સિવાય-જરાપણ ઢીલ વગર હું વર્તન કરીશ."

"ઠીક ત્યારે બેન, તમે જેવાં પવિત્ર અને નિર્દોષ છો તેવાંજ હમેશાં રહેજો; અને મને સંપૂર્ણ ખાત્રી છે કે પરમાત્મા એમેન્યુ-અલ સાથે તમારૂં પાણી ગ્રહણ કરાવશે."

જ્યુલી કાંઈક ગભરાઈ અને શરમાઇ ગઇ. તેનું મુખ ગુલા-બના પુષ્પની માફક આરક્ત થઇ ગયું અને તેને જીનાના દોરડાનો ટેકો લેવો પડયો.

પેલા અજાણ્યા ગૃહસ્થે નમન કર્યું અને જીનો ઉતરવા લાગ્યો. આંગણામાં તેને પેનીલોન મળ્યો. તેના દરેક હાથમાં સો સો ફ્રેંકની થોકડાં હતી. તેનું શું કરવું તેના વિચારમાં તે નિમગ્ન થઇ ગએલો હતો.

"દોસ્ત, ચાલ મારી સાથે આવ જોઇએ." પેલા અંગ્રેજ ગૃહસ્થે તેને કહ્યું. "મારે તારી સાથે કાંઇક વાતચીત કરવાની છે."

---

## પ્રકરણ ૩૦ મું.

---

ટૉમસન અને ફ્રેન્ચની પેઢીના મુનીમે અણીને સમયે મદદ કરી, અને મુદત વધારી આપી તેથી પેલા વહાણ-વટીને બિચારાને પોતાની ઉપરનાં વિપત્તિનાં વાદળાં વિખરાઇ જતાં લાગ્યાં. દુર્ભાગ્યની દેવી પણ કેટલીક વખતે માણસનો પીછો પક-ડીને તેને ત્રાસ આપવાથી અને દુઃખ દેવાથી કંટાળે છે. તેજ દિવ-સે તેણે પોતાની પત્ની, પુત્રી અને એમેન્યુઅલને તે શુભ સમાચાર જણાવ્યા, અને કુટુંબમાં સંપૂર્ણ શાંતિ તો નહી પણ આશાનાં

કિરણો દેખાયાં. પણ કમનસીબે મોરેલને એકલું ટોમ્સન અને ફ્રેંચનું જ દેવું ન હોતું. તેના કહેવા પ્રમાણે વ્યાપાર ધંધામાં મિત્રના જેવું કાંઇ હોતુંજ નથી. તેમાં તો લ્હેણદેણનોજ વ્યવહાર હોય છે. ઘણો ઉંડો વિચાર કરતાં પણ ટોમ્સન અને ફ્રેંચની પેઢીએ તેના તરફ જે ઉદારતા બતાવી હતી તેનું કારણ તેને સમજાયું નહિ. તેમાં તેને તે પેઢીના માત્ર સ્વાર્થી વિચારોજ જણાયા. જે માણસની પાસે આપણી ત્રણ લાખ ફ્રાંક જેટલી મોટી રકમ લ્હેણી નિકળે છે, તેને ડુબાડવા કરતાં મદદ કરવી વધારે સારી છે. તેનો એકાએક વિનાશ થાય, અને આપણી મુડીના માત્ર સાત આઠ ટકા રકમ હાથમાં આવે, તેના કરતાં ત્રણ માસ પછી આપણી તમામ રકમ હાથમાં આવે એ વધારે ડહાપણ ભરેલું થાય.

કમનસીબે મોરેલના બધા લ્હેણદારો એવા વિચારના નહોતા. આનું કારણ દ્વેષ અગર મૂર્ખતા ગમે તે કહો, પણ કેટલાક તો કેવળ ઉલટા વિચારના હતા. આથી મોરેલે બીજાઓને લખી આપેલી ચીઠ્ઠીઓ નિયમિત રીતે તેની ઓફીસમાં આવતી ગઇ. ટોમ્સન અને ફ્રેન્ચના તરફની નિરાંત થએલી હોવાને લીધે આ બધી ચીઠ્ઠીઓનાં નાણાં વખતસર આપવામાં આવતાં. કોકલીસને હજી ચિન્તા કરવાનું જરાપણ કારણ મળ્યું નહોતું. મોરેલ એકલોજ પોતાની સ્થિતિથી વાકેફ હતો.

તમામ વ્યાપારી વર્ગનો એવો અભિપ્રાય થઇ ગયો હતો કે મોરેલના ઉપર ઉપરાઉપરી જે આફતો આવી પડી હતી તે જોતાં તેનાથી વધુ વખત ટકી શકાય તેમ નહોતું. જ્યારે મહિનો પૂરો થયો, અને મોરેલે તે મહિનાનો પોતાનો બધો વાયદો જરાપણ ઢીલ વગર પતાવી દીધો, ત્યારે સૌ કોઇને આશ્ચર્ય લાગ્યું. છતાં બ-

ધાના મનમાં હજી વિશ્વાસ આવ્યો નહોતો; અને તેથી તે પછીના મહિને તો જરૂર મોરેલ દેવાળું કાઢશેજ એમ બધા કહેવા લાગ્યા. બીજા માસમાં પણ તે નિર્ભાગી વહાણવટીએ પોતાનાથી બની શકે તેવા સર્વ પ્રયત્નો કર્યા. સારા સમયમાં તો તેની લખેલી ગમે તેટલી મુદ્દતની હુંડીઓ ખપતી હતી, એટલુંજ નહિ પણ લોકો તેની શોધમાં ફરતા હતા. હાલમાં તેણે માત્ર ત્રણ માસના વાયદાની હુંડીઓ લખવા માંડી, પણ તે કોઈ લેવાને તૈયાર નહોતું. સુભાગ્યે પરદેશથી કેટલીક રકમ આવવાની હતી તે આવી પહોંચી, અને જુલાઇ આખરનો વાયદો પતાવવાને તે શક્તિમાન થયો.

ટોમ્સન અને ફ્રેન્ચનો મુનીમ ફરીથી માર્સેલ્સમાં જણાયો નહિ. મોરેલને મળ્યા પછી એક દિવસ પછી તે જતો રહ્યો; અને તે શહેરમાં બીજા કોઇની સાથે તેને કાંઇ કામકાજ ન હોવાથી તેના આવ્યાની વાત બીજા કોઈના જાણવામાં પણ આવી નહી. ફેરેઓન વહાણ ઉપરના ખલાસીઓ પણ અદષ્ય થઇ ગયા હતા, એટલે તેમને બીજી કોઇ જગાએ નોકરી મળી હશે એમ જણાયું.

વહાણનો કેપ્ટન જે 'પાલ્મા' માં માંદો પડયો હતો તે સાજો થયો અને માર્સેલ્સ આવી પહોંચ્યો. તે શેઠની પાસે જતાં ખંચાયો, પણ શેઠે જેવી તેના આવી પહોંચવાની વાત સાંભળી કે તુરતજ શેઠ પોતેજ તેની પાસે ગયો, અને તેની બહાદુરીનાં વખાણ કરી તેને દિલાસો આપ્યો. તેનો ચઢેલો પગાર પોતાની સાથે લેતો આવેલો હતો અને તે તેના માગ્યા સિવાય તુરતજ તેને આપી દીધો. તેને ત્યાંથી બહાર નિકળતી વખતે શેઠે 'પેનીલોન'ને આવતો જોયો. પેનીલોને પોતાના પગારનો ઘણો સારો ઉપયોગ કર્યો હોય એમ જણાતું હતું. કારણ તેણે નવાં નવાં ભપકામેર કપડાં પહેર્યાં

હતાં. શેઠે તેને જોઇને તેને બોલાવી તેની સાથે હસ્તધૂનન કર્યું. તે ગરીબ બિચારો ખસીઆ ગભરાઇ ગયો. ભપકાબેર કપડાંના ઠાઠથી તે ગભરાઈ ગયો હશે એમ શેઠે ધાર્યું. તેને બીજી કોઇ જગાએ નોકરી મળી હતી તેથી તે આવા પોષાકમાં ફરતો હતો. તે તો પોતાના વહાણને માટે લાંબા વખત સુધી શોક પાળી ન શકયો તેથી શેઠને કદાચ ખોટું લાગશે કે શું એ વિચારથી ગભરાઇ ગયો હતો. તે પોતાની નવીન નોકરીવાળી જગ્યાએ કેપ્ટન ગોમાર્ડને પણ નોકરી રખાવવાના ઇરાદાથી કેપ્ટનને મળવા આવ્યો હશે એમ શેઠે ધાર્યું; અને તેમને પોતાના પ્રયત્નમાં જય મળે એવી ઇચ્છા દર્શાવીને શેઠ ચાલતો થયો.

આબરૂ બચાવવાને માટે અથાગ ચાલુ પ્રયત્ન કરવામાં જ ઓગસ્ટ માસ પૂરો થઇ ગયો. વીસમી ઓગસ્ટે મોરેલ કાંઇ જરૂરી કામે બહાર ગામ ગયો એટલે માર્સેલ્સમાં એવી બૂમ ઉડી કે મોરેલ નાસી ગયો. પણ જ્યારે છેલ્લે દિવસે રોજના નિયમ પ્રમાણે વખતસર મોરેલની ઓફિસ ખૂલી, કોકલીસ તેની ખુરશી ઉપર આવીને બેઠો, જેટલી જેટલી ચીઠીઓ રજુ થઇ તેટલી તેણે બરાબર તપાસી, અને તેના પૂરેપૂરા પૈસા અદા કર્યા ત્યારે લોકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમાં બે ઘણી મોટી રકમની ચીઠીઓ પણ હતી એ જાણીને તો વળી કોઇ તેનો ભેદ સમજી જ શકયું નહિ; અને વળી મોરેલના વિનાશની મુદત એક માસ વધી. સપ્ટેમ્બર આખર સુધી તો તે કદી ટકી શકે જ નહિ એમ લોકો વાતો કરવા લાગ્યા.

તારીખ પહેલી સપ્ટેંબરના રોજ મોરેલ પાછો આવ્યો. તેના કુટુંબનાં માણસો તેની આતુરતાથી રાહ જોઇ રહ્યાં હતાં; કારણ કે તેની આ પેરીસની મુસાફરી સફળ થાય તો તેજ માત્ર તેમના

બચાવનો છેલ્લો માર્ગ બાકી રહેલો હતો. એકાએક મોરેલને ડેંગ્લર્સ સાંભરી આવ્યો હતો. તે હવે અતિશય ધનાઢ્ય થઇ ગયો હતો. તેની જીંદગીની પૂર્વાવસ્થામાં મોરેલે તેના ઉપર અનેક પ્રકારના ઉપકારો કરેલા હતા. એક સ્પેનીશ નાણાવટીને ત્યાં નોકરી રહ્યો ત્યારથી ડેંગ્લર્સની ચઢતીની શરૂઆત થઇ હતી. આ વખતે ડેંગ્લર્સની પાસે લગભગ ત્રણ ચાર લાખ પૌન્ડ રોકડ તથા તેજ પ્રમાણની બીજી મિલકત હતી એમ કહેવાતું હતું. આવી સ્થિતિમાં ડેંગ્લર્સ ધારે તો પોતાને જરા પણ નુકશાન થયા સિવાય મોરેલને મદદ કરી શકે તેમ હતું. તેના શબ્દથી માત્ર મોરેલને નાણાં ધીરનાર મળે તેમ હતા, અને તે પ્રમાણિક વહાણવટીની આબરૂ બચે તેમ હતું. ડેંગ્લર્સનો વિચાર આવ્યા પછી લાંબા વખત સુધી તેની પાસે જવાને અને તેની મદદ માગવાને મોરેલ ખંચાયો. કેટલીક વખત કેટલાએક માણસોના સંબંધમાં કાંઇ કારણ સિવાયજ માઠો ગ્રહ બંધાય છે, અને એ ગ્રહ સમય આવતાં સત્ય પણ નિવડે છે. આમાં કેટલીક કુદરતની ખુબીઓ રહેલી છે. આથી મોરેલે પણ ડેંગ્લર્સની મદદ માગવાનો વિચાર જેટલો બન્યો તેટલો લાંબો ઠેલ્યો. મોરેલને આખરે પોતાનું ધારવું સત્ય લાગ્યું. કારણ તેની વિનંતિ સ્વીકારાઇ નહિ અને અપમાન પામીને તેને ઘેર પાછા આવવું પડયું. આમ છતાં પણ પાછા આવીને મોરેલે આ સંબંધી કાંઇ ફરીઆદ કરી નહિ, અગર ડેંગ્લર્સ સંબંધમાં એક પણ અયોગ્ય શબ્દનો ઉચ્ચાર કર્યો નહિ. તેણે પોતાની રૂદન કરતી પત્ની અને પુત્રીને પ્રેમથી આલિંગન આપ્યું, એમેન્યુઅલની સાથે હસ્તધૂનન કર્યું, અને કોકલીસને પોતાની પાસે મોકલવાનું તેને ફરમાન કરીને તે પોતાના દિવાનખાનામાં ચાલ્યો ગયો. “ત્યારે તો” તે બે સ્ત્રીઓએ એમેન્યુઅલને કહ્યું.

" હવે આપણો વિનાશ ખરેખરજ પાસે આવી પહોંચ્યો છે એમ લાગે છે."

આ બિચારી ભોળી સ્ત્રીઓએ છેવટે એવો નિશ્ચય કર્યો કે જ્યુલીનો ભાઇ નિમે શહેરમાં લશ્કરી અમલદાર હતો તેને તાબડતોબ ઘેર આવવાને લખવું. તેમના ઉપર આવી પડનાર વિપત્તિ સહન કરી શકવા જેટલી આ ગરીબ નિર્દોષ સ્ત્રી અને બાલિકામાં શકિત નહોતી તેથી તેઓ આથી વિશેષ કાંઇજ કરી શકે તેમ નહોતું. વળી મેકઝીમીલીઅનને બોલાવવાનું બીજું પણ એક કારણ હતું. મોરેલ પોતાના પુત્ર મેકઝીમીલીઅનનું કહ્યું હમેશાં કરતો જ. તે એક બાહોશ અને પ્રમાણિક યુવાન હતો. તેણે પોતેજ લશ્કરી નોકરી પસંદ કરી હતી. તેના પિતાએ તેમાં પોતાની પસંદગીની ડખલ જરા પણ કરી નહોતી. આ યુવકે એકદમ પોતાની પસંદગી લશ્કરી જીવન માટે જાહેર કરી અને તેને માટે અથાગ શ્રમ લઇને અભ્યાસ કર્યો, પરીક્ષાઓ પસાર કરી અને તે સારી જગ્યા મેળવવા ભાગ્યશાળી નિવડયો. તેને નોકરીમાં દાખલ થયે હજી માત્ર એકજ વરસ થયું હતું એટલામાં તો ઉપરની ખાલી પડતી જગ્યા તેને આપવાનું નક્કી થયું હતું. તેની પોતાની પલટણમાં સૈનિક તરીકેજ નહિ પણ એક ગૃહસ્થ તરીકેની પણ પોતાની ફરજ બજાવવામાં તે એક્કો ગણાવા લાગ્યો હતો. તેને બધા 'ઉદાસીન' અને 'વિરક્ત' ના ઉપનામથી ઓળખવા લાગ્યા. આ યુવકને તેની માતા અને ભગિનીએ કુટુંબ ઉપર ટુંક મુદતમાં આવી પડનાર ભયંકર આફતમાં મદદને માટે બોલાવ્યો. આફતની ગંભીરતાના સંબંધમાં તેમણે કાંઇ ભૂલ કરી નહોતી. કારણ થોડીવાર પછી કોકલીસ જ્યારે મોરેલના દિવાનખાનામાંથી બહાર નીકળ્યો ત્યારે તે થરથર

ધ્રુજતો હતો અને તેના હોસકોસ ઉડી ગએલા હતા. તેના મુખ ઉપર અત્યંત શોક અને ચિન્તાની છાયા છવાઇ રહી હતી. જ્યુલીએ તેને વિગતવાર હકીકત પૂછી જોઇ હોત, પણ તે બિચારો એટલો બધો ગભરાઇ ગયો હતો કે તે તો એકદમ ત્યાંથી નાઠોજ. માત્ર જતાં જતાં તે આટલુંજ બોલ્યોઃ

" બેન, આપણા ઉપર આવી આફત આવી પડશે એવું કોઇએ સ્વપ્ને પણ ધાર્યું નહિ હોય ! "

આ પછી થોડી વારે તે પાછો બે ત્રણ મોટા મોટા ચોપડા, એક નાની સરખી ખીસામાં રાખવાની નોંધપોથી તથા એક પૈસાની થેલી લઇને શેઠના દિવાનખાનામાં દાખલ થયો.

મોરેલે ચોપડા તપાસ્યા, નોંધપોથી જોઇ અને પૈસા ગણી જોયા. તેની પાસે બધા મળીને માત્ર સાત આઠ હજાર ફ્રાંક રોકડા હતા. પાંચમી તારીખ સુધીમાં બીજા પાંચ છ હજાર ફ્રાંક રોકડા આવી પહોંચવાની વકી હતી. આ બધી રકમ ભેગી કરતાં વધારેમાં વધારે ચૌદ પંદર હજાર ફ્રાંકની રકમ થાય તેમ હતું. જ્યારે લગભગ ત્રણ લાખ ફ્રાંક જેટલી રકમ દેવી આપવાનો વાયદો થતો હતો.

મોરેલ જ્યારે ભોજન લેવા બેઠો ત્યારે ઘણો શાંત દેખાયો. પેલી બે સ્ત્રીઓને બિચારીઓને આ શાંતિ વધારે ભયાનક લાગી. હમેશાં તે જમીને બહાર ફરવા જતો. ત્યાંથી પોતાની ક્લબમાં જતો અને ત્યાં કોફી વિગેરે લેતો. ત્યાંથી મોડો ઘેર આવતો. પણ આજે તે ઘરમાંથી બીલકુલ બ્હાર ગયો જ નહિ. તે જમીને તુરતજ પાછો પોતાની ઓફીસમાં ગયો.

કોકલીસ તો બિચારો તદ્દન ગભરાઇ જ ગયો.

એમેન્યુઅલ સ્ત્રીઓને દિલાસો આપવાનો પ્રયત્ન કરતો હતો

પણ બિચારાની વાચા જ ચાલતી નહોતી. આ પેઢીના ધંધાથી તે એટલો બધો વાકેફ હતો કે આફતની વાત તેનાથી ન માની શકાય તેવી નહોતી.

રાત્રિ પડી. પેલી બિચારી ગરીબ સ્ત્રીઓએ એવી આશા રાખી હતી કે રાતના તો મોરેલ તેમની પાસે જરૂર આવશે જ. પણ તે તો તેમને મળ્યા સિવાય જ પોતાના શયન-ગૃહમાં ચાલ્યો ગયો, અને જતી વખતે તેઓને માલુમ ન પડે માટે તેમના ઓરડા આગળથી ઘણો જ ધીમેથી તે પસાર થઇ ગયો. તે પોતાના શયનગૃહમાં દાખલ થયો અને બારણું અંદરથી બંધ કર્યું. મેડમ મોરેલે પોતાની પુત્રીને પોતાના ઓરડામાં જઇને સુઇ જવાની આજ્ઞા કરી, અને પછી અડધો કલાક વીત્યા બાદ જ્યુલી ભર ઉંઘમાં હોવી જોઇએ એમ ધારીને તે ધીરેથી ઉઠીને પોતાનો સ્વામી શું કરતો હતો તે જોવાને ધીમે પગલેથી ચાલીને તેના શયનગૃહ આગળ ગઇ, અને એક બાકા-માંથી જોવા લાગી. એટલામાં ત્યાંથી કોઇને નાસી જતાં તેણે જોયું. આ બીજું કોઈ નહિ પણ તેની પુત્રી જ્યુલીજ હતી. આ બાલાને પણ તેની માતાની માફક ચિન્તા થવાથી પોતાનો પિતા શું કરતો હતો તે જોવાને તે ત્યાં આવી હતી; અને રખેને માતા પોતાના ઉપર ગુસ્સે થાય એ ભયથી તે ત્યાંથી નાસી જતી હતી. માતા-પુત્રી બન્ને ભેગાં થઈ ગયાં.

“ મારા પિતાજી કાંઇક લખે છે. ” પુત્રીએ માતાને ઘણું જ ધીમેથી કહ્યું.

વધારે બોલવાની જરૂર નહોતી. બન્ને શું હતું તે સમજ્યાં. મેડમ મોરેલે ફરીથી બાકામાંથી દૃષ્ટિ કરી. મોરેલ લખતો હતો. પણ મેડમ મોરેલે વધારામાં એટલું જોયું કે તેનો પતિ સ્ટાંપના કાગળ

ઉપર કાંઇક લખતો હતો. તુરત જ તેના મગજમાં એવો વિચાર, આવ્યો કે મોરેલ પોતાનું વસીયતનામું (વીલ) લખતો હતો. તે કંપી ઉઠી, પણ એક પણ શબ્દ ઉચ્ચારવાની તેનામાં શક્તિ નહોતી.

બીજે દિવસે મોરેલ હમેશની માફક જ શાંત દેખાયો. હમેશની માફક ઓફીસમાં કામે લાગ્યો. નિત્યના નિયમ માફક ખાવા પીવાનું વિગેરે સર્વ કાર્ય કર્યું; પણ વધારામાં પોતાની પુત્રીને તેણે એક વખત છાતી સરખી ચાંપીને છૂપો નિઃશ્વાસ મૂકયો. તે દિવસે રાતના જ્યુલીએ પોતાની માતાને જણાવ્યું કે તેનો પિતા બહારથી શાંત દેખાતો હતો ખરો, પણ તેનું હૃદય ઘણા જોસથી ધડકતું હતું.

બીજા બે દિવસો પણ આવી જ રીતે પસાર થયા. તારીખ ચોથી સપ્ટેંબરે સાંજના મોરેલે પોતાના દિવાનખાનાની એક ચાવી જે તેની પુંત્રી પાસે રહેતી હતી તે તેણે જ્યુલી પાસેથી તરત માગી. પિતાની આ આજ્ઞા સાંભળીને જ્યુલી થરથર કંપવા લાગી. તે ઘણી નાની હતી ત્યારથી તેના પિતાએ તેને પોતાના દિવાનખાનાની એક ચાવી આપી મૂકી હતી, અને તે ચાવી હમેશાં તેની પાસે જ રહેતી હતી. નાનપણમાં એક વખત તેણે જ્યારે કાંઇક તોફાન કર્યું હતું ત્યારે શિક્ષા તરીકે જ થોડો વખત તેના પિતાએ તેની પાસેથી તે ચાવી લઇ લીધી હતી; પણ થોડા સમય પછી પાછી તેને સોંપી હતી. આ ચાવી પોતાની પાસે રહેતી હોવાથી તે પોતાને ઘણું માન મળેલું સમજતી હતી. આ ચાવી તેના પિતા આજે તેની પાસેથી શામાટે માગી લેતા હશે? તેણે પોતાના પિતાના સામે જોયું.

"પિતાજી, મારો શો અપરાધ થયો છે?" તેણે પૂછયું. "કે આપ મારી પાસેથી ચાવી લઈ લો છો?"

"દિકરી, તેવું કાંઇ જ નથી." તે નિર્ભાગી વૃદ્ધ બોલ્યો. તેની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં. "કાંઇ નથી. મારે તેની જરૂર છે. મારી ચાવી ખોવાઇ ગઇ છે માટે."

જ્યુલી પોતાના ગળામાંથી આ ચાવી કદી વેગળી કરતી નહોતી; છતાં જાણે શોધવાનો ઢોંગ કરતી હોય તેમ બોલી: "મારા ઓરડામાં રહી ગઇ હશે." એમ કહીને તે શોધવાને બ્હાને બહાર નિકળી; પણ પોતાની ઓરડીમાં જવાને બદલે એમેન્યુઅલની સલાહ પૂછવા ગઇ.

"અરે તારા પિતાને એ ચાવી તો તું આપીશ જ નહિ." એમેન્યુઅલે કહ્યું. "અને બનતા સુધી તારા પિતાને કાલે તમે જરા પણ વ્હીલો મુકશો નહિ."

તેણે કારણ પૂછ્યું પણ એમેન્યુઅલે પોતે જાણતો નથી એમ તેને જણાવ્યું. તેનાથી તેને સાચી હકીકત કહી શકાઈ નહિ.

તારીખ ચોથીની રાતના મેડમ મોરેલે પોતાના સ્વામીને મોટા ગભરાટમાં પોતાના ઓરડામાં આખી રાત ફરતો સાંભળ્યો. છેક ત્રણ ચાર વાગ્યાના સુમારે તે પથારીમાં પડયો, પણ તેને ઉંઘ આવેજ શાની! માતા પુત્રી બન્નેએ પણ નિદ્રા સિવાયજ રાત્રિ પસાર કરી. પોતાના પુત્રની રાહ માતા આતુરતાથી જોયાં કરતી હતી. સવારમાં આઠ વાગે મોરેલ તેના ઓરડામાં આવ્યો. બહારથી શાંત દેખાતો હતો પણ તેના ફીક્કા અને ચિન્તાતુર ચ્હેરા ઉપરથી આખી રાત્રિ તેણે કેટલી ચિન્તામાં પસાર કરી હશે એ સહજ જણાઇ આવે તેમ હતું. માતા પુત્રી બન્ને મૂગાં જ રહ્યાં. તેને કાંઇ પણ પુછવાની તેમની હિંમત ચાલી નહિ.

આજે મોરેલને પોતાની સ્ત્રી તથા પુત્રી ઉપર હમેશ કરતાં વધારે સ્નેહની લાગણી ઉભરાઇ આવી. તેની પુત્રી ઉપર તો મૂળથી જ તેનો અનહદ પ્યાર હતો. આજે તો તે તેની સામે લાંબા વખત સુધી જોઇ રહ્યો. છેવટે તેણે પોતાના હૃદયને અંકુશિત કર્યું અને તેને એક ચુંબન કરીને ઉઠયો. પહેલે દિવસે એમેન્યુઅલે જ્યુલીને ચેતાવી મૂકી હતી તેથી તે પોતાના પિતાની પાછળ પાછળ જવા લાગી. પણ તુરતજ તેને તેમ કરતાં તેના પિતાએ અટકાવી. "બેન, તું હમણાં તારી માતાની પાસેજ રહે. હું હમણાં એક અતિ અગત્યના કાર્યમાં રોકાવાનો હોવાથી મને અત્યારે ફુરસદ નથી. શું મારૂં એટલું કહ્યું પણ નહિ માને બેટા?" આવી રીતે મોરેલે પોતાની પુત્રીને આજ પહેલાં કદી પણ કહ્યું નહોતું. તેણે એટલી બધી મમતા અને સ્નેહથી કહ્યું કે તેનાથી પોતાના પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન થઇ શક્યું નહિ. તે તો બિચારી સ્તબ્ધ બની ગઇ અને એક પુતળાની માફક ઉભી રહી. તેના પિતાના ગયા પછી જરા વાર પછી આ વિચારગ્રસ્ત બાલાને કોઇ આલિંગન આપતું જણાયું. તેણે ઉંચું જોયું તો પોતાના ભાઇ મેકઝીમીલીઅનને જોયો. "કોણ મેકઝીમીલીઅન? વહાલા બંધુ!" તે એકદમ તેને બાઝી પડી અને રડી પડી. એટલામાં તેની માતા પણ ત્યાં આવી પહોંચી.

માતા અને ભગિની બન્નેને આમ વિહ્વલ બની રડતાં જોઇ તે યુવક ગભરાયો. "માતાજી!" તેણે પોતાની મા તથા બ્હેન તરફ જોઇ કહ્યું. "આ બધું છે શું? તમારા પત્રથી તો મને ખરેખર ફાળજ પડી અને હું તરતજ દોડી આવ્યો."

"જ્યુલી," મેડમ મોરેલે કહ્યું. "તારા પિતાને જઇને ખબર કર કે મેકઝીમીલીઅન આવી પહોંચ્યો છે."

પેલી બાળા બિચારી તુરતજ દોડી, પણ જીનાના પહેલાજ પગથીઆમાં તેને એક આદમી કાગળ લઇને મળ્યો.

"બ્હેન, કુમારિકા જ્યુલી આપનુંજ નામ કે?" તે માણસે પૂછ્યું.

"હા જી." જ્યુલીએ બ્હીતાં બ્હીતાં કહ્યું. "આપને શું કામ છે? હું આપને પિછાનતી નથી."

"આ પત્ર વાંચો બ્હેન!" પેલા માણસે પત્ર આપતાં તેને કહ્યું. જ્યુલી ખંચાઇ.

"બ્હેન! એમાં કાંઇ ગભરાવા જેવું નથી. એમાં તો આપના પિતાને અતિ ઉપયોગી થઇ પડે તેવી કેટલીક બાબત છે."

પેલી બાળાએ એકદમ કાગળ તેના હાથમાંથી લીધો, ખોલ્યો અને વાંચવા લાગી—

"આ પત્ર મળે તેજ પળે જરા પણ વિલંબ કર્યા સિવાય એલી-દ-મીલાન નામના મોહોલ્લામાં જજો. તે મોહોલ્લામાં નંબર ૧૫ વાળું મકાન શોધી કાઢી, તેના પાંચમા માળ ઉપરની ઓરડીની કુંચી તે મકાનના રક્ષક પાસેથી માગી લેજો અને તે ઓરડીમાં જજો. તેના એક ખુણામાં એક અભરાઇ ઉપર એક રાતા રેશમની કોથળી મુકેલી જણાશે. તે લઇને તાબડતોબ લાવીને તમારા પિતાને આપજો. આજે સવારના અગીઆર વાગ્યા પહેલાં આ કોથળી તમારા પિતાના હાથમાં આપવાની અતિ ઘણી જરૂર છે. તમે એક વખત કાંઇ પણ આનાકાની સિવાય મારા કહેવા પ્રમાણે કરવાનું મને વચન આપ્યું છે. તમારી પ્રતિજ્ઞાનું સ્મરણ કરો!

લી. સીનબાદ ખલાસી.

પેલી યુવતીએ એક આનંદની ચીસ પાડી. આ પત્ર લાવનારા દૂતને પ્રશ્ન કરવાને આંખો ઉંચી કરી, પણ તે તો ત્યાંથી ક્યારનો અદૃષ્ય થઇ ગયો હતો. તે પત્ર ઉપર ફરીથી તેણે નજર નાંખી તો તેની નજર તે પત્ર ઉપરના તાજા કલમ ઉપર પડી. તે આગળ વાંચવા લાગી.

"તમારે પોતે જાતે અને એકલાંજ આ કાર્ય કરવું એવી જરૂર છે. જો તમે તમારી સાથે બીજાને લઇ જશો અગર તમારે બદલે બીજું કોઇ જશે તો મકાનનો રક્ષક કાંઇ પણ દાદ આપશે નહિ."

આ તાજા કલમ જોતાંજ તે યુવતીનો આનંદનો ઉભરો નરમ પડી ગયો. શું આ પત્રમાં લખ્યા પ્રમાણે કરવામાં કાંઇ હરકત અગર ભય નથી? શું આમાં કાંઇ દગો તો નહિ હોય? મારે માટે કોઇએ કાંઇ આ કાવતરૂં તો નહિ રચ્યું હોય? તેના જેવી યુવાન બાલાઓના ઉપર કેવા કેવા પ્રકારના ભય આવી પડી શકે, તેનો આ નિર્દોષ બાલાને ખ્યાલ સરખો પણ નહોતો. પણ મનમાં ભીતિ પેદા થવાને–ભયને સાંનિધ્ય થવાની–તેનો અનુભવ કરવાની જરૂર પડતી નથી. કારણ અજ્ઞાત સાહસમાંજ સાધારણ રીતે મોટામાં મોટો ભય રહેલો હોય છે.

જ્યુલીનું હૃદય ડગમગવા લાગ્યું, અને તેણે સલાહ લેવાનો નિશ્ચય કર્યો. પણ પોતાની માતા અગર બંધુને પુછવાને બદલે એમેન્યુઅલને પુછવાને તેનું મન દોરાયું. આનું કારણ તો તે સમજી શકી નહિ.

તે એકદમ નીચે એમેન્યુઅલની પાસે દોડી ગઇ. અને તેને બનેલી હકીકત કહી બતાવી. સાથે સાથે ટોમસન અને ફ્રેન્ચની કંપનીનો

વિશ્વાસુ મુનિમ પ્રથમ જ્યારે તેના પિતાની મુલાકાતે આવેલો, તે વખતે તેની સાથે જે વાતચીત થઇ હતી તે વાત પણ કહી સંભળાવી.

"ત્યારે તો તારે કહ્યું છે તે જગાએ જવું જોઇએ." એમેન્યુઅલે કહ્યું. "ત્યાં મારે જવું એમ ?" જ્યુલીએ ફરીથી પ્રશ્ન કર્યો. "હા. હું તારી સાથે આવીશ."

" પણ ચીઠીમાં તો મારે એકલીએ જવું એમ લખેલું છે ને ?"

"તું ત્યાં એકલીજ જજે." પેલા યુવકે કહ્યું. " હું ગલીના નાકા આગળ ઉભો રહીશ, અને જો તું ઘણા લાંબા વખત સુધી પાછી નહિ આવે, અને ચિન્તા કરવા જેવું લાગશે તો હું તારી પાછળ પાછળ તે મકાનમાં આવીશ; અને જો તને હેરાન કરવાની કોઇએ જરાપણ હિંમત કરી છે એમ મને જણાયું તો તેનું તો આવીજ બન્યું એમ જાણજે."

"ત્યારે એમેન્યુઅલ, તારો અભિપ્રાય એમ છે કે મારે તે જગાએ જવું ?"

"હા હા. તારે જેમ બને તેમ જલદીથી ત્યાં જવું. શું તે કાગળ લઇને આવનાર માણસે તને એમ નહોતું જણાવ્યું કે તારા પિતાની સહી સલામતી ત્યાં જવામાં સચવાશે."

"પણ મારા પિતાના ઉપર શું આફત આવી પડવાની છે તે મને હજી બીલકુલ સમજાતું નથી."

એમેન્યુઅલ જરા વિમાસણમાં પડયો; પણ જ્યુલીને તુરત જ પેલી જગાએ મોકલવાની જરૂર તેને જણાઇ તેથી તેણે જવાબ આપ્યો.

"સાંભળ," તેણે કહ્યું. "આજે પાંચમી સપ્ટેંબર થઇ ખરૂં કે નહિ?" "હા."

"આજે બરાબર અગીઆર વાગે તારા પિતાને ત્રણ લાખ ફ્રાંક અદા કરવાના છે તે તને ખબર છે?"

"હા. તે તો અમારા સાંભળવામાં આવ્યું છે ખરૂં."

"જો ત્યારે," એમેન્યુઅલ બોલ્યો. "આજે ત્રિજોરીમાં તો પૂરા પંદરે હજાર ફ્રાંક પણ નથી."

"અરે પ્રભુ! ત્યારે હવે શું થશે?"

"શું થશે? આજે અગીઆર વાગતા સુધીમાં તારા પિતાને મદદ કરનાર કોઇ નહિ મળી આવે તો દેવાળું કાઢવાનો પ્રસંગ આવશે."

"અરે ત્યારે તો ચાલો, ચાલો, જલદી કરો."

આ વખત દરમ્યાન મેડમ મોરેલે પોતાના પુત્રને બધી વાતથી વાકેફ કર્યો. તે યુવાનને એટલી તો માહિતી હતી કે તેના પિતાના ઉપર ઉપરા ઉપરી અનેક સંકટો આવી પડયાં હતાં, અને તેના પરિણામે ગૃહ–વ્યવસ્થામાં ઘણા મહત્વના ફેરફારો થઇ ગયા હતા. પણ છેક આટલી બધી હદ સુધી વાત આવી પહોંચી હશે એમ તેણે ધાર્યું નહોતું. તે તો આભોજ બની ગયો. પછી એકદમ પોતાની માતાની પાસેથી પોતાના પિતાના દિવાનખાનામાં દોડી ગયો. પણ ત્યાં કોઇ નહોતું. એટલામાં તેનો પિતા શયનગૃહમાંથી બહાર આવ્યો.

પોતાના પુત્રને જોઇને તેને આશ્ચર્ય લાગ્યું. તે આવવાનો છે એવી તેને ખબર નહોતી. તેના ડગલાના ખીસ્સામાં કાંઇક વસ્તુ હતી તે દબાવતો એકાએક તે સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. મેકઝીમીલીઅન

દોટ મૂકીને એકદમ તેના પિતાને ગળે બાઝી પડયો; પણ તેમ કરતાં પિતાના ખીસ્સામાં શું હતું તે તેને સમજાયું. તુરતજ તે પાછો હડી ગયો, અને તેણે એકદમ તેના પિતાના ખીસ્સામાં હાથ નાંખ્યો.

"પિતાજી!" તેના મુખ ઉપરનો રંગ ઉડી ગયો અને તે બોલ્યોઃ "તમારા ડગલાના ખીસ્સામાં પિસ્તોલો રાખી છે તે શા કારણે રાખી છે?"

"અરે! મને પણ આજ ભીતિ હતી!" મોરેલ બબડયો.

"પિતાજી! પિતાજી!" તે યુવકે આજીજી કરવા માંડી. "આ હથીઆર શા માટે તમે પાસે રાખ્યાં છે? પરમાત્માની ખાતર મને તમે સત્ય વાત જણાવો."

"મેક્ઝીમીલીઅન," તેના પિતાએ તેના ઉપર દૃષ્ટિ ફેરવતાં કહ્યું. "તું હવે કાંઇ નાનો નથી. તું મરદ છે અને સ્વમાન એ શું ચીજ છે તે સારી રીતે જાણે છે. માટે મારી સાથે આવ, હું તને બધું સમજાવું છું."

આમ કહીને દૃઢ પગલે મોરેલ પોતાના દિવાનખાના તરફ જવા લાગ્યો. મેક્ઝીમીલીઅન ધ્રુજતો ધ્રુજતો તેની પાછળ પાછળ ગયો. મોરેલે પોતાના પુત્રને દિવાનખાનામાં દાખલ કરીને બારણું બંધ કરી દીધું. પછી અંદરની ઓરડીમાં જઇને ટેબલ ઉપર પિસ્તોલો મૂકી, અને એક ઉઘાડા પડેલા ચોપડા તરફ આંગળી કરી. આ ચોપડામાં તે તારીખ સુધીનું એક ચોખ્ખું અને સંપૂર્ણ સરવાયું તૈયાર કરી રાખેલું હતું. અડધા કલાકમાં બે લાખ સત્યાશી હજાર અને પાંચસો ફ્રાંક દેવું આપવાનું હતું. તેની પાસે એકંદરે બધા મળીને પંદર હજાર બસોને સત્તાવન ફ્રાંકજ માત્ર હતા.

"વાંચ!" મોરેલ બોલ્યો.

તે યુવક તો વાંચીને તદ્દન ગભરાઈ ગયો. મોરેલ એક શબ્દ પણ બોલ્યો નહિ. તેને હવે વિશેષ કહેવાનું કાંઇ રહ્યું જ ન હોતું એટલે પછી તે વિશેષ શું કહી શકે તેમ હતું ?

“અને પિતાજી, આ આફતને પહોંચી વળવાને માટે બની શકે તેટલા સર્વ ઉપાયો આપ કરી ચુક્યા છો ?” પેલા યુવકે જરા વાર રહીને પૂછ્યું.

“હા, મેં સર્વ પ્રયત્નો કરી જોયા છે.”

“હવે કોઇપણ જગાએથી પૈસાની મદદ આવી પહોંચે તેમ નથી કેમ ?” “બીલકુલ નહિ.” “હવે કાંઇપણ બાકી રહેલું નથી ?”

“કાંઇજ નહિ.”

“અને અડધા કલાકમાં આપણું નામ ડુબવાનો સમય આવી લાગ્યો છે કેમ ?” મેકઝીમીલીઅને ધ્રુજતા અવાજે પૂછ્યું.

“બેઆબરૂ માત્ર રૂધિરથીજ ધોઇ શકાય છે.” મોરેલે કહ્યું.

“પિતાજી, આપનું કહેવું સાંભળી હવે બધી હકીકત મારા બરાબર સમજવામાં આવી.” મેકઝીમીલીઅન બોલ્યો. પછી તેણે હાથ લાંબો કરીને બન્ને પિસ્તોલો બે હાથમાં લીધી અને કહ્યું: “વારૂ ત્યારે, એક પિસ્તોલ આપને માટે અને એક મારે માટે આપે આણી છે તેને માટે હું ઉપકૃત છું !” મોરેલે તેનો હાથ અટકાવ્યો.

“બેટા, તારી માતા અને ભગિનીની સંભાળ કોણ લેશે ? તેમનું ભરણપોષણ કોણ કરશે ?”

“પિતાજી,” પુત્રે કહ્યું. “આપ મને જીવતો રહેવાની આજ્ઞા કરો છો ?”

"હા. મારી તેવી આજ્ઞા છે." મોરેલે જવાબ આપ્યો, "તારી તે ફરજ છે. મેકઝીમીલીઅન, તારૂં માનસિક બલ સારૂં છે અને મગજ શાંત છે. તું કાંઇ સાધારણ મનુષ્ય નથી. મારી કાંઇ ઇચ્છા પણ નથી તેમ મારી તને કાંઇ આજ્ઞા પણ નથી. હું તને માત્ર એટલું જ કહું છું કે મારી જગાએ તું પોતે હોય તો અત્યારે તું શું કરે, એનો વિચાર કરીને પછી તને જેમ યોગ્ય લાગે તેમ કરવાને તું મુખત્યાર છે."

પેલો યુવક એક પળવાર વિચારમાં પડી ગયો. પછી ભવિતવ્યતાને તાબે થવાનો નિશ્ચય તેની દૃષ્ટિમાં જણાયો. તેણે કહ્યું "પિતાજી, આપની ઇચ્છા તેજ મારે મન આજ્ઞા છે, અને આપની આજ્ઞા મારે શિરસાવંદ્ય છે. હું મારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી મારી માતા અને બ્હેનનું હરેક પ્રકારે રક્ષણ અને પોષણ કરવાને ચુકીશ નહિ."

પિતાપુત્ર એક બીજાને ભેટી પડયા. બન્નેનાં ચક્ષુઓ અશ્રુથી ભિંજાઇ ગયાં.

"દિકરા, આમાં મારો જરાપણ દોષ નથી.!"

મેકઝીમીલીઅને સ્મિત હાસ્ય કરીને કહ્યું: "પિતાજી, આપે તે વાત મને કહેવાની જરૂર નથી. આપના જેવો પ્રમાણિક અને આબરૂદાર માણસ મેં હજી સુધી કદી દીઠો નથી."

"વારૂ દિકરા, હવે તને જે જણાવવાનું હતું તે જણાવી દીધું છે. હવે તું તારી માતા અને ભગિનીની પાસે જા અને તેમનું સાંત્વન કરજે."

"પિતાજી," મેકઝીમીલીઅને પગે પડતાં કહ્યું. "મને આશિષ આપો."

મોરેલે પોતાના પુત્રનું મસ્તક પોતાના બે હાથમાં લીધું, વારંવાર તેને છાતી સરસો ચાંપ્યો, અને અનેક વખત ચુંબન કર્યું. "હા હા, દિકરા, હું પોતે તને આશિષ આપું છું; અને પેઢીના મારા પૂર્વજોના તરફથી પણ આશિષ આપું છું. દિકરા, આજે વિપત્તિઓથી જે નામનો નાશ થવાનો છે તે નામ કાલે તારા હાથથી અમર થાઓ! મારા આવી રીતે નિપજેલા મૃત્યુના સમાચારથી પથ્થર હૃદયના પિશાચનું હૃદય પણ પીગળશે! તેઓએ મને સમય–તક આપવાની ના પાડી છે ખરી, પણ મારી પછી તને જરૂર વધુ સમય આપશે જ. માત્ર એટલું કરજે કે આપણું નામ બદનામ થવા દઇશ નહિ. તું યુવાન છે. ગમે તેટલી અને ગમે તેવી મજુરી કરજે; હિંમત રાખીને કામ કરજે; તારી જાત ગાળી નાંખજે; તું, તારી માતા, અને ભગિની અતિશય ગરીબી અને કંજુસીમાં નિભાવ કરજો, કે જેથી કરીને અંતે જેમની મિલકત હું તને સોંપી જાઉં છું, તેમને જરાપણ નારાજ થવાનો પ્રસંગ આવે નહિ. જો દિકરા, જે દિવસે આપણું દેવું સંપૂર્ણ રીતે ચુકાઇ રહેશે તે દિવસ તારે મન કેટલો માન–આબરૂ અને પ્રતિષ્ઠાનો ઉગશે! તે દિવસ કેટલો કેટલો મહાન અને પવિત્ર લાગશે! કારણ કે તે દિવસે તું દેવામાંથી આપણા કુટુંબને છૂટું કરી, 'ગએલી આબરૂ પાછી મેળવીને આજ મકાનમાં અને આપણી આજ ઓફીસમાં એમ કહી શકીશ કે, "આજે હું જે કાર્ય પરિપૂર્ણ કરી શકયો છું, તે નહિ કરી શકવાથી જ મારા પિતા મરણને શરણ થયા હતા; પણ તેઓએ શાંતિ અને આનંદમાં આ નશ્વર જગતનો ત્યાગ કર્યો હતો. કારણકે તેમની પાછળ હું શું કરીશ, કેવી રીતે વર્તીશ, અને મારી ફરજો હું કેવી રીતે બજાવીશ તેની તેમને સંપૂર્ણ ખાત્રી હતી."

"પણ પિતાજી," મેક્ઝીમીલીઅન આંખમાં અશ્રુ સાથે બોલ્યો. "પણ આપ શા માટે જીવતા ન રહો ?"

"દિકરા, જો હું જીવતો હોઇશ તો બધી બાજી બદલાઇ જશે. હું જીવતો હોઇશ અને દેવું આપવાનું વચન આપીશ અને વ્યાજ ચાલુ રાખીશ; તો પણ તે વ્યાજનો લોકોને સંશય ઉપજશે. દયાને બદલે દુશ્મનાઇ થશે. હું જીવતો રહીશ તો મને બધા વચન-ભંગનો દોષ દેશે–દેવાળીઓ કહેશે. પણ જો હું મરી જઇશ તો મારા મૃત દેહને દુર્ભાગી પણ પ્રમાણિક મનુષ્યના શબ તરીકે માન મળશે. હું જીવતો હોઇશ તો મારા ઉત્તમમાં ઉત્તમ જીવજાન દોસ્તો પણ મારા ગૃહનો ત્યાગ કરશે; પણ મારા મરણ પછી આખું માર્સેલ્સ શહેર મને વળાવવા સ્મશાનમાં આવશે. હું જીવતો હોઇશ તો મારૂં નામ સાંભળીને તારે શરમથી નીચું જોવું પડશે; પણ જો હું મરણ પામ્યો હોઇશ તો તું માથું ઉંચું કરી શકશે, અને કહી શકીશ કે "મેહેરબાન, પોતાનું વચન–ભંગ કરવાનો જીંદગીમાં પહેલો જ પ્રસંગ આણીને, તમે જે પુરૂષનું ખૂન કર્યું છે, તેનોજ હું પુત્ર છું."

તે યુવકના મુખમાંથી એક દીર્ઘ નિ:શ્વાસ નિકળ્યો. તે સમજ્યો હોય એમ જણાયું.

"દિકરા, હવે તું જા," મોરેલ બોલ્યો. "અને તારી માતા અને બ્હેનને અહીંયાં આવવા દેતો નહિ."

"પિતાજી, મારી બ્હેનને પણ તમે એક વખત નહિ મળો !" તેની બ્હેનની સાથેના મેળાપ અને વાતચીતથી કદાચ તે વૃદ્ધનું હૃદય પિગળે, અને તે પોતાનો વિચાર ફેરવે, એવી આશાથી આ

એક છેવટની યુક્તિ મેકઝીમીલીઅને અજમાવી જોઇ, પણ તેના પિતાએ માથું ધુણાવ્યું.

"આજે સવારમાં જ હું તેને મળ્યો હતો અને મેં તેની રજા લઇ લીધી છે."

"ત્યારે પિતાજી, મને કાંઇ ખાસ આજ્ઞા આપવાની નથી?" મેકઝીમીલીઅને ધ્રુજતા અવાજે પૂછ્યું.

"હા દિકરા, એક વાત રહી જાય છે. એક પવિત્ર આજ્ઞા તને કરવાની છે"

"વારૂ પિતાજી, આપ જણાવો."

"દિકરા, મારા બધા સંબંધીઓ પૈકી માત્ર ટોમસન અને ફ્રેંચની પેઢીવાળાઓએ જ મને દયા બતાવી છે. પછી તે દયાની લાગણીને લીધે હોય કે સ્વાર્થને લીધે હોય! ગમે તેમ હોય! તે મારે જોવાનું નથી! મનુષ્યનાં હૃદયના હાર્દ સમજવાનું કામ આપણું નથી! તે પેઢીનો મુનિમ દસેક મિનિટમાં અહીં પોતાનાં નાણાં લેવાને આવી પહોંચશે. તે માણસે મારા બિલકુલ માગ્યા સિવાય મને ત્રણ માસની મુદત પોતે જાતે થઇને આપી છે. દિકરા, આ પેઢીનું દેવું સૌથી પહેલું ચુકવજે, અને આ માણસ તરફ હમેશાં ઘણા માનથી વર્તજે."

"પિતાજી, આપની આજ્ઞા હુ બરાબર પાળીશ. હું તેવી પ્રતિજ્ઞા લઉં છું."

"બેટા, ચાલ ત્યારે હવે બસ." મોરેલે છેલ્લું આલિંગન આપતાં કહ્યું. "હવે જા. મને એકલો પડવા દે. મારા શયનગૃહમાં પેટીમાં મારૂં વીલ (વસીયતનામું) મેં કરીને મુકેલું છે."

પેલો યુવક પુતળાની માફક હાલ્યા ચાલ્યા સિવાય ઉભો રહ્યો. પિતાની આ છેલ્લી આજ્ઞા સાંભળી તો ખરી પણ તેનો અમલ કરવાની તેનામાં શક્તિ નહોતી, તેમ ભાન પણ નહોતું. આ વાત તેના પિતાના સમજવામાં આવી.

"જો બેટા," પિતાએ કહ્યું. "સાંભળ. ધાર કે હું તારા જેવો એક સૈનિક હોઉં અને એક ઓચિંતો હલ્લો કરીને એકાદ કિલ્લો સર કરવાનો મને હુકમ થએલો હોય, અને તું જાણતો હોય કે આ હલ્લો કરવામાં હું જરૂર માર્યો જઇશ, તો તું મને શું કહે? મને તું શી સલાહ આપે? તું શું મને એમ નહિ કહે કે પિતાજી, તમે બસ એકદમ જાઓજ, કારણ કે ઢીલ કરવાથી તમારૂં–આપણું નામ બદનામ થાય છે; અને અપકીર્તિ કરતાં મૃત્યુ વધારે શ્રેયસ્કર છે?"

"હા હા." તે યુવકે ભાન આવતાં જવાબ આપ્યો અને એક વાર ફરીથી પોતાના પિતાને ભેટીને બોલ્યો. "વારૂ પિતાજી, જેવી આપની આજ્ઞા."

આ પછી તુરતજ દિવાનખાનામાંથી તે બ્હાર દોડયો.

જ્યારે તેનો પુત્ર તેની પાસેથી ગયો, ત્યારે મોરેલ બંધ થએલા બારણા સામે જરાવાર જોઇ રહ્યો, પછી તેણે ઘંટડી વગાડી.

તુરતજ કોકલીસ હાજર થયો.

કોકલીસનામાં આજે હંમેશાંનો જુસ્સો જોવામાં આવતો નહોતો. ત્રણ દિવસના બનાવોથી તે બિચારો નરમઘેંશ જેવો થઇ ગયો હતો. વૃદ્ધાવસ્થાને લીધે તો તે કદી પણ કેડમાંથી નીચો નમી જાય તેમ નહોતું, પણ તેના શેઠના ઉપર આવી પડેલી આફતના ભયંકર વિચારથીજ તે આજે ખુંધો બની ગયો હતો.

"ભલા કોકલીસ." તેના શેઠે તેને કહ્યું. શેઠનો અવાજ આજે હંમેશાં કરતાં તદ્દન જુદો અને વિચિત્રજ લાગ્યો. "તું બહારની ઓરડીમાં બેસ, અને ત્રણેક માસ ઉપર પેલો ટોમ્સન અને ફ્રેંચનો વિશ્વાસુ મુનીમ અહીં આવ્યો હતો તે જ્યારે આવી પહોંચે એટલે મને તુરતજ ખબર આપજે."

કોકલીસે કાંઈપણ જવાબ આપ્યો નહિ. તેણે માત્ર ડોકું ધુણાવ્યું. તે બહારની ઓરડીમાં ગયો અને ત્યાં બેઠો.

આ પછી મોરેલ પાછો ખુરશી ઉપર પડયો, અને તેણે નજર ઘડીઆળ ઉપર ફેરવી. હવે માત્ર સાતજ મિનિટ બાકી હતી. ઘડીઆળનો કાંટો સપાટાબંધ દોડતો જણાયો. આ મનુષ્ય જે હજી લગભગ જુવાન જેવોજ હતો, તેના મગજમાં અત્યારે શા શા વિચારો ઉભરાઇ રહ્યા હતા તે સમજી શકાય તેમ ન હોતું. તે પોતાનું સર્વસ્વ તેમજ વહાલામાં વહાલાં સગાંઓને ત્યજીને આ દુનીઆને છેલ્લી સલામ કરવાની તૈયારીમાં હતો. તેના વિચારો કદાચ ખોટા હશે, તોપણ તે બધા બ્હારથી દેખાઇતી રીતે વ્યાજબી લાગતા હતા. તે કાંઇ જીવનથી કોઇ રીતે કંટાળેલો હતો નહિ. તેની જીંદગી ગૃહસંસારનાં સુખથી ભરપુર હતી. તેના મનની લાગણીઓના સંબંધમાં જરા પણ ખ્યાલ આવી શકે તેમ નહોતું. તેના કપાળ ઉપરથી પ્રસ્વેદની ધારાઓ વ્હેતી હતી, છતાં તે ભવિતવ્યતાને તાબે થયો હતો. તેની આંખોમાંથી અશ્રુની ધારા ચાલતી હતી તો પણ તે પ્રભુની ખરા અંતરથી પ્રાર્થના કરી રહ્યો હતો.

ઘડીઆળનો કાંટો આગળ ચાલ્યો. મોરેલે પિસ્તોલનો ઘોડો તૈયાર કર્યો, અને પોતાની પુત્રીના નામનું સ્મરણ કરતાં પિસ્તોલ હાથમાં લીધી. વળી પાછી પિસ્તોલ નીચે મૂકી, હાથમાં કલમ લીધી

અને કાંઇ લખ્યું. હજી તેનો જીવ તેની પ્રિય પુત્રીમાં રહી ગયો હતો.

વળી પાછો તે ઘડીઆળ તરફ ફર્યો. હવે મિનિટો ગણવાની રહી ન હોતી પણ સેકંડો ગણવાની હતી. તેણે પેલું કારમું ભયંકર હથીઆર હાથમાં લીધું, મ્હો જરા પહોળું કર્યું, ઘડીઆળ ઉપર દૃષ્ટિ સ્થિર કરી, અને પિસ્તોલ ઉંચી કરી.

આ ભયાનક યાતનાની છેલ્લી પળે તેના કપાળ ઉપર મરણ સમયના જેવા પરસેવાના ઝેબેઝેબ છૂટવા લાગ્યા. નૈસર્ગિક રીતે મૃત્યુ નિપજતાં મરનારને વ્યથા સહન કરવી પડે છે તેના કરતાં હજારો ગણી ભયંકર યાતનાથી તેનું હૃદય પીલાવા લાગ્યું અને તેને શરીરે શીત છૂટયાં. જીના ઉપરના દરવાજાનો અવાજ થતો તેને સંભળાયો. ઘડીઆળમાં અગીઆરના ટકોરા થવાનો ગરગડાટ શરૂ થયો. તેના દિવાનખાનાની બ્હારની ઓરડીનું બારણું ખુલતું સંભળાયું. પછી તેના દિવાનખાનાનું બારણું પણ ઉઘડયું. મોરેલે પાછા ફરીને જોયું નહિ. તે કોકલીસના "ટોમ્સન અને ફ્રેંચની પેઢીનો મુનીમ" આ શબ્દોની રાહ જોતો હતો.

તેણે પિસ્તોલનું મ્હો પોતાના દાંતની વચ્ચે ઘાલ્યું. એકાએક તેને કાને એક ચીસ પડી. તે પાછો ફર્યો અને જયુલીને જોઇ. તેના હાથમાંથી પિસ્તોલ એકદમ નીચે પડી.

"પિતાજી! પિતાજી!" તે બાલાનો શ્વાસ બીલકુલ માતો નહોતો. અનહદ આનંદને લીધે તેનો અવાજ ગુંગળાવા લાગ્યો, અને તે અર્ધમુઆ જેવી થઇ ગઇ હતી. " બચ્યાં ! આપણે બચી ગયાં ! તમે બચી ગયા ! " એટલું બોલીને તે એકદમ તેને ભેટી પડી. તેના હાથમાં એક લાલ રંગની રેશમની થેલી હતી.

"બચ્યાં! દિકરી!" મોરેલ બોલ્યો. "તું શું કહે છે?" "હા હા. બચ્યાં! બચ્યાં! ખરેખર બચી ગયાં! જુઓ, જુઓ." મોરેલે પેલી થેલી લીધી, અને જેવી હાથમાં લીધી કે તે ચોંકયો. તેના મનમાં એકદમ વિચાર આવ્યો કે આ થેલી પ્રથમ તેના જોવામાં આવી હતી. જરાવારમાં તો તેને એમ પણ થોડું થોડું યાદ આવવા લાગ્યું કે આ થેલી તેની પોતાનીજ હતી. આ થેલીના એક ખાનામાંથી મોરેલને ટામ્સન અને ફ્રેંચની પેઢીને દેવા પડતા બે લાખ સિત્યાસી હજાર અને પાંચસો ફ્રાંકની મોરેલના પોતાના હાથની લખેલી ચીઠી પુરેપુરી ભરપાઇ કરેલી પાવતી સાથેની મળી આવી. બીજા ખાનામાં એક મોટો ઘણો પાણીદાર હીરો હતો, અને તેની સાથે એક નાની સરખી ચીઠી લગાડેલી હતીઃ "જ્યુલીના લગ્ન–પ્રસંગની ભેટ."

મોરેલે કપાળ ઉપર હાથ ફેરવ્યો. તેને આ બધું એક સ્વપ્નવત્ લાગ્યું. અગીઆરનો ટકોરો થયો. દરેક ટકોરો જાણે કે મોરેલના હૃદય ઉપર અથડાતો હોય એમ તેને લાગ્યું.

"કહે દિકરી, કહે." તે બોલ્યો. "આ થેલી તને ક્યાંથી મળી આવી?"

"એલી–દ–મીલાન નામના મોહોલ્લામાં નંબર પંદરવાળા મકાનમાંના પાંચમા માળની એક કોટડીના ખૂણામાં એક અભરાઈ ઉપરથી મળી છે."

"પણ આ થેલી કાંઇ તારી ન હોય?" મોરેલે પ્રશ્ન કર્યો. જ્યુલીએ પોતાને તે દિવસે સવારમાં જે પત્ર મળ્યો હતો તે તેના પિતાને આપ્યો.

"અને તું એકલી ત્યાં ગઇ હતી ?" પત્ર વાંચીને શંકા ખાતાં તેના પિતાએ પૂછ્યું.

"પિતાજી, એમેન્યુઅલ મારી સાથે આવ્યા હતા. તેઓ ગલીના નાકા આગળ ઉભા રહ્યા હતા, પણ જ્યારે હું ત્યાં પાછી આવી ત્યારે તેઓ ત્યાં નહોતા. એથી મને હજી પણ ઘણું આશ્ચર્ય લાગે છે."

"શેઠ ! શેઠ !" જીના ઉપરથી અવાજ સંભળાયો. "શેઠ સાહેબ!"

"અરે આ તેનો જ અવાજ છે ! એમેન્યુઅલ જ છે !" જ્યુલી બોલી.

આ જ પળે એમેન્યુઅલ દિવાનખાનામાં દાખલ થયો. તેનું મુખ આનંદ અને જુસ્સાથી પ્રકાશિત થઇ રહ્યું હતું.

"ફેરેઓન ! ફેરેઓન !" તે બોલ્યો. તેના મુખમાં શ્વાસ પણ માતો નહોતો. "આપનું ફેરેઓન વહાણ !"

"શું ? શું ? ફેરેઓન ? એમેન્યુઅલ તારૂં ભેજું બેજું ચસકી ગયું શું ? તું જાણે છે કે વહાણ તો નાશ પામ્યું છે ?"

"અરે શેઠ સાહેબ, ફેરેઓન છે ! ફેરેઓન ! અરે આપણું વહાણ બંદરમાં પણ દાખલ થઇ ગયું !"

મોરેલ પાછો પોતાની ખુરશીમાં પડયો. હવે તેનાથી વધારે સહન થઇ શકે તેમ નહોતું. અનેક આફતો અને વિપત્તિઓ સહન કરીને તેની મતિ આવા ચિત્રવિચિત્ર બનાવોથી કુંઠિત થઇ ગઇ હતી. તેથી આવા કદી નહિ સાંભળેલા, અણધાર્યા, સ્વપ્નવત્ બનાવો તે માની શકયો નહિ.

પણ એટલામાં તેનો પુત્ર પણ આવી પહોંચ્યો.

"પિતાજી," મેક્ઝીમીલીઅન બોલ્યો. "તમે તો કહેતા હતા કે ફેરેઓનનો વિનાશ થયો છે પણ આપણું તે વહાણ તો બંદરમાં પણ આવી પહોંચ્યું છે, એવી ખાત્રી લાયક બાતમી આવી છે. ત્યારે એ શું ?"

"મારાં બચ્ચાંઓ ! મારા મિત્રો !" પેલો વહાણવટી ગભરાઈને બોલ્યો. "જો આ વાત સત્ય હોય તો નક્કી માનજો કે એ ઝાંઝવાનાં પાણી—મૃગજળ જેવું છે. એ વાત તો કેવળ અશક્ય જ છે ! અશક્ય જ !"

પણ તેના હાથમાં જે થેલી હતી તે તો તે પ્રત્યક્ષ જોતો હતો. આ થેલી તો ખરી હતી, અને તેને ખોટી માની શકાય તેમ નહોતું ! એટલું જ નહિ પણ પેલી પાવતીવાળી ચીઠ્ઠી અને પેલો અતિશય રોનકદાર હીરો પણ તેના હાથમાં જ હતાં. આ સર્વને ખોટાં—મૃગજળ માની શકાય તેમ નહોતું !"

"અરે શેઠ સાહેબ !" કોકલીસ બોલી ઉઠયો. "આનો અર્થ શો ? ફેરેઓન કયાંથી ?"

"મારા બંધુઓ !" મોરેલે ઉઠતાં ઉઠતાં કહ્યું. "ચાલો, આવો, આપણે પોતે જઈને જોઇએ, અને આ વાત જો ખોટી ઠરે તો પરમાત્મા આપણા ઉપર દયા કરે !"

તેઓ સર્વ બહાર નિકળ્યાં. જીના ઉપર મેડમ મોરેલ મળી. તે બિચારી તો ભયની મારી ઉપર આવી જ શકી નહોતી. તેઓ બધાં બંદર ઉપર ગયાં. મોરેલને જોઇને ટોળાએ જવાને માર્ગ આપ્યો. "ફેરેઓન ! ફેરેઓન !" ચારે બાજુએ અવાજ થઇ રહ્યો હતો.

અને આશ્ચર્યની વાત એ હતી કે 'સેન્ટ જીઓન'ના કિનારા નજીક એક વહાણ ઉભેલું હતું અને તેના ઉપર "ધી ફેરેઓન, મોરેલ

અને સન, માસેલ્સ." આ પ્રમાણે શબ્દો લખાએલા હતા. આ વહાણ પેલા મોરેલના જુના ફેરેઓનને આબેહુબ મળતું હતું. તેના ઉપર પણ પેલા જુના ફેરેઓનની માફક ગળી અને તેજાનાનો માલ ભરેલો હતો. વહાણે લંગર કર્યું. બધાં સઢ ઉતારી લેવામાં આવ્યાં. મોરેલનો જુનો કેપ્ટન ગોમાર્ડ ખલાસીઓને હુકમો આપતો હતો, અને પેનીલોન પોતેજ મોરેલને સલામ કરતો હતો.

હવે વધારે વખત શંકામાં રહી શકાય તેમ નહોતું. આ વાત પ્રત્યક્ષ પુરાવાથી સાબિત હતી, અને વધારામાં હજારો માણસો ખાત્રી આપનાર ઉભાં હતાં.

આ અદ્ભૂત બનાવ નિહાળતાં હજારો મનુષ્યોની સમક્ષ પિતા-પુત્ર એક બીજાને ભેટી પડ્યા. તેજ વખતે એક માણસ મિનારા ઉપરની સંત્રીઓએ પ્હેરો ભરવાની જગ્યાએથી સંતાઇને અતિ-આનંદપૂર્વક આ ચિત્ર નિહાળી રહ્યો હતો. તેણે પોતાનું મુખ કાળી દાઢીથી ઢાંકી દીધું હતું. આ ચિત્ર નિહાળીને તે ધીમે સાદે મનમાંજ ગણગણ્યો: "ઓ ઉદાચરિત ગૃહસ્થ! હે ઉદાર હ્રદયી દૈવી પુરૂષ! તેં જે જે પુણ્ય કર્યાં છે અને કરતો રહીશ તેનો બદલો તને મળે છે અને મળો!"

તેના સ્મિત હાસ્યમાં આનંદ અને સુખની લાગણીઓ દ્દષ્ટિગોચર થતી હતી. થોડી વાર પછી તે પોતાની સંતાવાની જગાએથી બ્હાર નિકળ્યો, અને કોઇ તેને જુએ નહિ તેવી રીતે કિનારાનાં પગથીઆં ઉતરી ગયો. તેણે ત્રણ વખત બૂમ મારી "જેકોપો! જેકોપો! જેકોપો!"

એકાએક એક હોડી આવી પહોંચી. પેલો આદમી તેમાં કુદી

પડયો. હોડી તુરતજ ઉપડી અને થોડે દૂર એક સુંદર રીતે શણુ-ગારેલી નૌકા નજીક આવી પહોંચી. તે એક નાવિકના જેવી ચપ-ળતાથી નૌકા ઉપર ચઢી ગયો. ત્યાંથી તે મોરેલના તરફ જોઇ રહ્યો. તે પ્રમાણિક અને લાયક વહાણુવટી આનંદનાં અશ્રુપાત કર્યો રહ્યો હતો, અને જે જે તેને દિલસોજી બતાવતું તેને નમન કરી રહ્યો હતો. પોતાનો આ રીતે ઉદ્ધાર કરનાર દૈવી પુરૂષને તે આકાશ તરફ જોઇને દુવા દઇ રહ્યો હતો.

" અને હવે, " પેલો ગુપ્તચર પોતાના મનમાં જ બોલ્યો. "હવે ઉપકાર, દયા, અને મમતાને છેલ્લા પ્રણામ ! હૃદયની ઉદારતાને વધારનારી લાગણીઓને છેલ્લી સલામ ! સદ્‌ગુણુની પોષક લાગણી-ઓને છેલ્લા નમસ્કાર !

અત્યાર સુધી હું સત્ય, પ્રમાણિકતા, ઉદારતા, અને પુણ્યનો બદલો આપનાર દેવદૂત હતો; અને મેં પ્રભુની આજ્ઞાઓનું બરાબર પાલન કર્યું છે.—હવે તો હું દુષ્ટોને દંડ દેનારો યમદૂત છું. વૈર લઇ દુષ્ટોનું દમન કરવાને મને આજ્ઞા થઇ છે, અને યમદેવે મને પોતાની શક્તિ પણ આપી છે ! "

આટલું મનમાં બોલીને તેણે એક ઇશારત કરી, અને તે નૌકા જાણે કે તેની ઇશારતની જ રાહ જોતી ઉભી હોય તેમ એકદમ ઉપડી, અને થોડીજવારમાં ભૂર દરિયે પહોંચી ગઇ.



# પ્રકરણ ૩૧ મું.

સને ૧૮૩૮ના પ્રારંભમાં પારીસના ધનાઢ્ય અને કુલીન ગણાતા બે ઉત્તમ કુટુંબના યુવાનો ઇટાલીના ફ્લારેન્સ શહેરમાં સ્હેલ કરવાને ગયા હતા. આમાંનો એક વાઇકાઉન્ટ આલ્બર્ટ–દ–મોર્સર્ફ અને બીજો બેરન–ફ્રાન્ઝ–દ–એપીને હતો. તે વરસે રોમમાં થનારા કાર્નીવલ નામના ( ધાર્મિક ) ઉત્સવમાં ભાગ લેવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. ફ્રાંઝ છેલ્લાં બે ત્રણ વરસથી ઘણું ખરૂં ઇટાલીમાંજ રહેતો હતો. તેણે આલ્બર્ટને ઇટાલીની દરેક જાણવા લાયક જગાથી વાકેફ કરવાને અને જોવા લાયક પ્રદેશ તેને બતાવવાને માથે રાખ્યું ફ્રાંઝ આલ્બર્ટના ભોમીઆ અને રક્ષક તરીકે વર્તવાને તૈયાર હતો.

રોમ શહેરના 'કાર્નીવલ'ના મહોત્સવમાં ભાગ લેવો એ કાંઇ નાની સુની વાત નહોતી. દેશ પ્રદેશથી અનેક આબાલ વૃદ્ધ સ્ત્રી પુરૂષો ત્યાં આવી પહોંચે છે. મેદની એટલી બધી વધી પડે છે કે પ્રથમથી વ્યવસ્થા કરી રાખી ન હોય તો ગમે તેવા ધનાઢ્ય અને લાગવગવાળા મનુષ્યને પણ ઉતારાને માટે ફાંફાં મારવાં પડે છે. આ યુવકોએ તેથી રોમની એક પ્રખ્યાત હોટલના માલીકને લખીને પ્રથમથીજ બંદોબસ્ત કર્યો હતો. તેના પરિણામે દરરોજના એક લુઇના ભાડાથી તે નિવાસગૃહમાંનાં બે દિવાનખાનાં અને એક નાની સરખી ઓરડી તેમને મળ્યાં હતાં. તહેવારોને હજી થોડાક સમય બાકી હતો તેથી આલ્બર્ટ નેપલ્સ જવાને ઉપડી ગયો. ફ્રાન્ઝ ફ્લૉરેન્સમાં જ રહ્યો.

ફ્રાંઝે ફ્લોરેન્સમાં કેટલાક દિવસ આમ તેમ રખડવામાં ગાળ્યા. કેટલીક રાતો ત્યાંનાં સ્વર્ગતુલ્ય [illegible] દ્યૂતાગાર–જુગારખાનામાં

વ્યતીત કરી કેટલાએક અમીર ઉમરાવોની મુલાકાતો લેવામાં અને જલસાઓમાં ભાગ લેવામાં કેટલાક દિવસ પસાર કર્યા. આખરે આ સર્વથી તે કંટાળ્યો અને બોનાપાર્ટના નિવૃત્તિ સ્થાન તરીકે પંકાએલા ' એલ્બા 'નો દ્વીપ જોવા જવાનો તેને તુરંગ થઇ આવ્યો. બોનાપાર્ટની જન્મભૂમિ ' કોર્સીકા 'ની મુલાકાત તો તેણે કયારનીએ લીધી હતી.

આ વિચારથી એક દિવસે સાંજના તે લેઘોર્નના બંદરેથી નાકામાં બેઠો, અને ખલાસીઓને ' એલ્બા ' ના ટાપુ ઉપર પોતાને લઇ જવાને આજ્ઞા કરી.

નૌકા એક પક્ષીની માફક બંદરમાંથી ઉપડી. બીજે દિવસે સવારમાં તે ' પોર્ટો ફેરેજો ' માં ઉતર્યો. તે ટાપુમાં તે બધે ફર્યો, અને પછી ' મારશીઆના ' જવા નિકળ્યો. તે પછી બે કલાકે તે ' પીઆનોસા ' માં ઉતર્યો. અહીં શિકાર કરવાને માટે સારી સગવડ હતી એમ તેણે સાંભળ્યું હતું, પણ તે દિવસે તેને જોઇએ તેવો શિકાર મળ્યો નહિ, તેથી તેનો પિત્તો ખસી ગયો. આવી સ્થિતિમાં તે નૌકા ઉપર પાછો ફર્યો.

" નામદાર સાહેબ, " નૌકાધ્યક્ષે કહ્યું. " જો આપ સાહેબની ઇચ્છા હોય તો શિકારની સારામાં સારી જગા બતાવું. "

" કયાં ? "

" પેલો સામેનો ટાપુ તો આપ નામદાર જોઇ શકો છો ને ? " કેપ્ટને દૂરથી સમુદ્રમાં દેખાતા ટાપુ તરફ આંગળી કરીને કહ્યું.

" હા હા. પણ તે કયો ટાપુ છે ? "

" તેને ' મોન્ટેક્રીસ્ટો ' નો ટાપુ કહે છે. "

" પણ એ ટાપુ ઉપર શિકાર કરવાનો પરવાનો મારી પાસે નથી. "

"અરે નામદાર, ત્યાં શિકાર કરવાને માટે પરવાનાની જરૂર નથી; કારણકે તે ટાપુ ઉપર વસ્તી જ નથી."

"એમ? ખરેખર? "ફ્રાંઝ બોલ્યો." "ભૂમધ્ય સમુદ્રના મધ્ય ભાગમાં એક વસ્તી વગરનો ટાપુ છે એ તો ખરેખર આશ્ચર્યની વાત છે. ત્યારે તો તે ખરેખર જોવા જેવો જ હોવો જોઇએ."

"પણ સાહેબ, એમાં નવાઇ જેવું કાંઇ નથી; કારણકે આ ટાપુ માત્ર ખડકોનો જ બનેલો છે, અને તેના ઉપર ખેડી શકાય તેવી જમીન બીલકુલ નથી."

"વારૂ, પણ આ ટાપુ કોનો છે?"

"ટયુસ્કનીના તાબાનો છે."

"ત્યાં શિકાર શો મળશે?"

"અરે ખુદાવિંદ, ત્યાં તો હજારો જંગલી બકરાંઓ છે."

"આ બકરાંઓ બધાં ત્યારે પથરા ખાઇને રહેતા હશે?" ફ્રાન્ઝે જાણે કે કેપ્ટનની વાત માનવામાં ન આવતી હોય તેવી રીતે સ્મિત હાસ્ય કરીને કહ્યું.

"સાહેબ, એમાં હસવા જેવા કાંઇ નથી." કેપ્ટને કહ્યું. "ખડકોની ખીણો અને બાજુઓ ઉપર અનેક પ્રકારના જંગલી છોડવાઓ થાય છે તે ખાઇને બકરાંઓ જીવે છે."

"વારૂ, પણ ત્યાં જઇએ તો પછી રાતના સુવાનું કયાં?"

"અરે ત્યાં કિનારે ઘણીએ ગુફાઓ છે. તેમાં ન ફાવે તો પછી નૌકા ઉપર પાછા આવીને નૌકામાં. વળી જો આપ નામદારની ઇચ્છા હશે તો આપનો શિકાર પૂરો થઇ જશે કે તુરત જ આપણે પાછા ફરી શકીશું, અને રાત્રે પણ મુસાફરી કરીશું. પવન બંધ થઇ જશે તો સઢનો ઉપયોગ કરીશું."

"ફ્રાન્ઝને બીજું તે વખતે કાંઇ અગત્યનું કામ ન હોતું. સમય ઘણો હતો અને તે કેવી રીતે ગાળવો તેજ પ્રશ્ન હતો. વળી રોમમાં તેમની જગાઓ તો ક્યારનીએ રોકાએલી હતી જ; એટલે તેની પણ ચિન્તા ન હોતી. તેથી તેણે હા પાડી. ખલાસીઓએ અંદર અંદર ધીમેથી કાંઇક વાત કરી.

"કેમ ?" ફ્રાંઝે પૂછ્યું. "કાંઇ અડચણ પડે તેમ છે કે શું ?"

"ના જી, બીજી કાંઇ અડચણ તો નથી; પણ–"

"કેમ અટકી ગયો ?"

"ત્યાં જવામાં કાયદાનો ભંગ થાય છે અને તેથી કાયદાનું અપમાન કર્યાનો અપરાધ થાય છે."

"એટલે ? તમે શું કહેવા માગો છો ? હું તો કાંઇજ સમજી શકતો નથી."

"નામદાર સાહેબ, આ મોન્ટેક્રીસ્ટોના ટાપુ ઉપર વસ્તી નથી એ સત્ય વાત છે. તોપણ કોરસીકા, સાર્ડીનીઆ, અને આફ્રિકા વિગેરે અનેક દેશોના દાણચોરી કરનારાઓ તેમજ ચાંચીઆઓ ત્યાં વારંવાર આશ્રય લે છે; તેથી આપણે ત્યાં ગયા એ વાત જો બહાર પડી જાય તો આપણા 'લેઘોર્ન' પહોંચ્યા પછી આપણને ૭ દિવસ સુધી અસ્પર્ષ્ય તરીકે અલગ રહેવાની સજા ભોગવવી પડશે.

"એમ હોય તો તે જુદી વાત છે. એ તો જરા વધારે વખત લાગી જાય ખરો !"

"પણ આપ નામદાર મોન્ટેક્રીસ્ટો જઇને આવો છો એવી બાતમી આપે એવું કોણ છે તે ?"

"હું તો કાંઈ કહુંજ નહિ !" ફ્રાંઝ બોલ્યો.

"ત્યારે અમારાંમાંથી તો કોઇ એક શબ્દ પણ કાઢે નહિ!" કેપ્ટન બોલ્યો.

"ત્યારે તો હવે ચાલવા દો મોન્ટેક્રીસ્ટો તરફ."

કેપ્ટને પોતાના માણસોને હુકમ કર્યો અને નૌકા મોન્ટેક્રીસ્ટોના ટાપુ તરફ ચાલી.

સૌ પોતપોતાના કામે લાગી ગયા ત્યાં સુધી ફ્રાંઝ કાંઇ બોલ્યો નહિ. પણ જ્યારે નૌકાએ પ્રયાણ શરૂ કર્યું ત્યારે તેણે પાછી કેપ્ટનની સાથે વાતચીત શરૂ કરી.

"ગાએટેનો," તેણે કેપ્ટનને કહ્યું.

"તમારૂં કહેવું તો એમ થતું લાગે છે કે મોન્ટેક્રીસ્ટો દાણચોરો અને ચાંચીઆઓનું આશ્રયસ્થાન છે!"

"નામદાર, તે સત્ય વાત છે."

"દાણચોરી કરનારાની વાત તો જાણે સાંભળેલી ખરી, પણ જ્યારથી એલ્જીઅર્સનો પ્રદેશ જીતાયો છે ત્યારથી ચાંચીઆઓનો તો અંતજ આવી ગયો છે; અને વાર્તાઓ અને નવલકથાઓમાંજ માત્ર ચાંચીઆઓ વિષે વાંચવામાં આવે છે."

"સાહેબ," કેપ્ટને જવાબ આપ્યો. "આ બાબતમાં આપ નામદારની ગંભીર ભૂલ થાય છે. પોપ ચૌદમા 'લીઓએ' લુંટારાઓનો જડમૂળથી વિનાશ કર્યો હતો, છતાં આજે પણ રોમ શહેરના દરવાજા આગળજ રાહદારીઓ લુંટાય છે. એટલે જેવા લુંટારા છે તેવા ચાંચીઆઓનું પણ અસિતવ છેજ. છ માસ ઉપર ફ્રેંચ એલચી લુંટાયો હતો એ વાત શું આપ નામદારને માહિત નથી?"

"હા હા. એ વાત તો મે સાંભળેલી."

"વારૂ ત્યારે, જો આપ નામદાર અમારી માફક લેધોર્નમાં

રહેતા હો તો વખતો વખત આપના સાંભળવામાં આવે કે ફલાણું વ્હેપારી વહાણ, અગર અમુક અંગ્રેજી નૌકા બેસ્ટીઆ કે પોર્ટોફેરેજોના બંદરમાં આવી પહોંચવાની હતી તે આવી પહોંચી નથી. તેનું શું થયું તે કોઇના પણ જાણવામાં આવતું નથી; તેથી તે કોઇ ખડક સાથે અથડાઇને ભાંગી ગઇ એવું અનુમાન થાય છે. બાકી ખરેખર જોવા જાઓ તો આ ખડક તે બીજું કાંઇજ નહિ પણ ચાંચીઆઓની હોડી હોય છે. પાંચ સાત ચાંચીઆઓ લાગ સાધીને એકાદ અંધારી રાત્રે એકાએક હલ્લો કરે છે, અને કોઇક અરણ્યવાળા કિનારાન ભાગ આગળ અગર તો કોઇક નિર્જન ટાપુ આગળ નૌકાને લુંટી લે છે."

"પણ ત્યારે," ફ્રાંઝે પૂછ્યું. "આવી રીતે લુંટાએલા લોકો ફ્રેંચ, સાર્ડીનીઅન, અગર ટયુરકની સરકારને ફરીઆદ કેમ કરતા નહિ હોય?"

"કેમ ફરીઆદ નહિ કરતા હોય?" કેપ્ટને હસતાં હસતાં પૂછ્યું.

"હા. કેમ ફરીઆદ નહિ કરતા હોય?"

"કારણ કે આ ચાંચીઆઓ કોઇ જાતની ભૂલ કરતા નથી. પ્રથમ તો વહાણ ઉપર જે જે કિંમતી સામાન જણાય તે બધો તેઓ પોતાની હોડીમાં લઇ લે છે. પછી વહાણ ઉપરના ખલાસીઓ તથા બીજા લોકોના હાથ પગ મજબુત રીતે બાંધી લે છે. તે પછી દરેકના ગળામાં ભારે વજનના પથરા બાંધે છે. છેવટે વહાણના તળીએ મોટું બાકું પાડીને પછી તેઓ જતા રહે છે. દસજ મિનિટમાં વહાણ સમુદ્રને તળીએ જઇને બેસે છે, અને તે ક્યાં ગયું અને તેનું શું થયું તે માત્ર સર્વસાક્ષી પરમાત્મા સિવાય બીજા કોઇના જાણવામાં આવી શકતું નથી. હવે આ ઉપરથી આપ નામદારના સમ

જવામાં આવી ગયું હશે કે લુંટાયાની ફરીઆદ કેમ થતી નથી, તેમજ વહાણુ બંદરે કેમ આવતું નથી."

જો કેપ્ટને આ વાત ઉપડતા પહેલાં જણાવી હોત તો કદાચ ફ્રાંઝ સફર કરવા જતાં જરા અચકાત; પણ હવે એક વખત શરૂઆત કર્યા પછી—નિકળ્યા પછી પાછા ફરવું એ તો હિચકારાપણું કહેવાય. કેટલાએક લોકો એવા હોય છે કે જાણી જોઇને સાહસ કરીને ભયને આમંત્રણ કરતા નથી; પણ જો ભય આવી પડે તો પછી જરાપણ હિંમત હાર્યા સિવાય તેની સામે થવાને અચકાતા નથી. ફ્રાંઝ પણ આવાજ સ્વભાવનો માણસ હતો. કેટલાએક શાંત અને નિશ્ચયી પુરૂષો દ્વંદ્વયુદ્ધમાં જેવી રીતે શત્રુની ચર્યા નિહાળે છે અને તેની યુદ્ધ કરવાની રીતનું મનન કરે છે, તેવી રીતે ભયના તરફ પણ વર્તન રાખે છે. આવા માણુસો જરા વિરામને માટે પાછા હઠે છે ખરા, પણ તે તેઓ બીરૂ હોવાને લીધે નહિ. આવાજ માણુસો શત્રુની નિર્બલતા અને પોતાની સરસાઇ બરાબર ધ્યાનમાં રાખીને એકજ ઘાએ શત્રુને હણે છે.

" છે ! છે ! " તેણે જરા તિરસ્કારયુક્ત અવાજે કહ્યું. "મેં 'સીસીલી' અને 'કેલાબ્રીઆ'ની સફરો કરી છે. આર્કીપેલેગોમાં હું બે માસ સુધી રખડયો છું પણ મેં તો લુટારા અગર ચાંચીઆનું નામ પણ સાંભળ્યું નથી."

" નામદાર સાહેબ, " કેપ્ટને નમ્રતાથી કહ્યું. " આપના ધારેલા કાર્યમાં વિઘ્ન નાંખવાના ઇરાદાથી મેં કાંઇ આપને આ કહ્યું નથી. આપે જ્યારે પૂછ્યું ત્યારે મેં તો જે ખરેખરી હકીકત હતી તે આપને જણાવી દીધી."

"હા હા. કાંઇ ચિન્તા નહિ. તમારી વાતમાં મને ઘણો રસ પડે છે, અને આપણે તો આનંદ કરવા માટેજ નિકળ્યા છીએ; એટલે પછી કાંઇ બીજો વિચાર કરવાનું કારણ નથી."

પવન અનુકુળ પણ જરા ઝડપથી ફુંકાતો હતો. નૌકા ઘણી ઝડપથી આગળ વધ્યે જતી હતી. તેઓ જેમ જેમ પાસે આવતા ગયા તેમ તેમ બેટ મોટો અને વધારે વિસ્તારવાળો જણાવા લાગ્યો. કિલ્લામાં જેવી રીતે દારૂગોળો ખડકી મૂકેલો હોય તેવી રીતે ખડકો ઉપરા ઉપર ગોઠવાએલા હતા. ખડકોની ખોભણોમાં જંગલી છોડવાઓ ઉગેલા દેખાતા હતા. ખલાસીઓ જો કે તદ્દન શાંત દેખાતા હતા તોપણ તેઓ સાવચેત હતા. ટાપુ થોડાક માઇલ દૂર રહ્યો એટલામાં સૂર્યાસ્ત થયો.

સદ્‌ભાગ્યે ખલાસીઓ બધા તે પ્રદેશના સમુદ્રના ભોમીયા હતા, અને એકે એક ખડકથી જાણીતા હતા; અંધકારમાં ફ્રાંઝને પણ જરા ચિન્તા થવા લાગી. કોરસીકા ઘણો પાછળ રહ્યો હતો, અને મોન્ટેક્રીસ્ટો અંધકારને લીધે દેખાતો નહોતો છતાં પણ ખલાસીઓ તો ચિત્તાની માફક અંધકારમાં જરાપણ આંચકો ખાધા વગર માર્ગ કાપી રહ્યા હતા.

સૂર્યાસ્ત થઇ ગયાને એક કલાક વીતી ગયો. આખરે ટાપુ નજીક આવી લાગ્યો. એકાએક ફ્રાંઝના જોવામાં કાંઇક અજવાળું આવ્યું.

"આ પ્રકાશ શાનો જણાય છે?" તેણે પૂછ્યું. "ધીમે! સાહેબ! ધીમે! જરાવાર આપ શાંત રહો." કેપ્ટને કહ્યું. "એ તો અગ્નિનો પ્રકાશ છે."

"પણ તમે તો એમ કહેતા હતા ને કે ટાપુ નિર્જન છે?"

" નામદાર સાહેબ, મેં કહ્યું હતું કે ત્યાં કોઇની જાતુની વસ્તી નથી. પણ મેં આપ સાહેબને એમ પણ જણાવ્યું હતું કે તે દાણુચોરો ચાંચીઆઓ અને લુંટારાઓનું આશ્રય-સ્થાન છે."

" ચાંચીઆઓ પણ ખરા કે ?"

" હા જી. ચાંચીઆઓ પણ ખરાજ તો ! તેટલા કારણે તો મેં આ ટાપુની પ્રદક્ષિણા કરીને બરાબર ખાત્રી કરવાનો હુકમ આપ્યો છે."

" પણ આ દેવતાથી ભયને બદલે જરા વધારે હિંમત આવે તેમ છે. જે માણસોની ઇચ્છા સંતાતા ફરવાની હોય તેઓ આવી રીતે દેવતા સળગાવે નહિં."

" અરે સાહેબ, એવું તો કાંઇ નહિ. આ અગ્નિ કાંઇ બધી બાજુએથી જતાં આવતાં વહાણોને અગર સામા કિનારા ઉપરના લોકોને દેખાય તેમ નથી."

" ત્યારે આ અગ્નિના ભડકા ઉપરથી આપણે હરામખારોની સોબતમાં આવી પડયા છીએ એમ લાગે છે ?"

" લાગે છે તો એવું: પણ આપણે બરાબર ખાત્રી કરવી જોઇએ." " વારૂ એ ખાતરી કેવી રીતે કરશો ?"

" હવે તે આપ નામદાર જોશો."

કેપ્ટને પોતાના સોબતીઓની સાથે કાંઇક વાતચીત કરી, અને પાંચ મિનિટ પછી તેઓએ વહાણુને પાછું ફેરવ્યું અને જે રસ્તે આવ્યા હતા તે રસ્તે પાછા ફર્યા. થોડી વારમાં અગ્નિ દેખાતો બંધ થયો

ફરીથી પાછો નૌકાનો રસ્તો બદલાયો અને થોડી વારમાં ટાપુથી પચાસેક કદમ દૂર આવીને તે ઉભી રહી. કેપ્ટને બધાં સઢ

ઉતારી લીધાં અને વહાણુ સ્થિર ઉભું રહ્યું. આ બધી વ્યવસ્થા ચુપકીદીથી ચાલતી હતી. કોઇ એક શબ્દ પણ બોલતું ન હતું.

કેપ્ટને જ આ સફરની ભલામણુ કરી હતી અને બધી જોખમદારી તેણે પોતાને માથે લીધેલી હતી. ચાર ખલાસીઓ હલેસા સાથે બરાબર તૈયાર થઇને ઉભા રહ્યા કે જરૂર પડયે તુરતજ ત્યાંથી વહાણુને હંકારી લઇ જઇ શકાય; અને અંધકારને લીધે તેમ કરવામાં કાંઇ હરકત પડે તેમ ન હોતું. ફ્રાંઝે સમય આવી લાગેલો જોઇને અતિશય શાન્તિ અને ગંભીરતા ધારણુ કરી. તેની પાસે એવડી નળીની બે બંદુકો અને પિસ્તોલ હતી, તે ઉંચી ઉંચી ચઢાવીને તૈયાર થઇ શાન્તિથી તે રાહ જોતો બેઠો.

આ સમય દરમ્યાન કેપ્ટન પોતાનાં કપડાં સંકેલીને પાણીમાં પડયો અને બધાને શાન્ત રહેવાની આજ્ઞા કરી. તે એટલો બધો સાવચેતીથી તરતો હતો કે જરા પણ અવાજ આવતો ન હોતો. માત્ર જ્યારે પાણીમાં તે દેખાતો બંધ થયો ત્યારે તે કિનારે પહોંચ્યો હશે એમ તેના સોબતીઓએ ધાર્યું. વહાણુ ઉપર બધા અડધા કલાક સુધી જરાપણુ હાલ્યા ચાલ્યા સિવાય પુતળાની માફક બેસી રહ્યા. એટલા વખત પછી તે પાછો આવતો જણાયો. તે વહાણુ ઉપર આવ્યો એટલે બધાએ એકે અવાજે પૂછ્યું: "કેમ ?"

"કેટલાએક સ્પેઇનના દાણુચોરો ભેગા થયા છે. તેમાં બે કોરસીકાના લુંટારાઓ છે."

"વારૂ, એ દાણુચોરોની સાથે લુંટારાઓ શું કરતા હશે ?"

"શું કરીએ સાહેબ !" કેપ્ટને દયા ઉપજાવે તેવા અવાજે કહ્યું. સંસારમાં એક બીજાને પરસ્પર મદદ કરવી જોઇએ. ઘણી વખત સૈનિકો અને પોલીસ લુંટારાઓની પૂંઠ પકડે છે. એવા હાડ-

મારીના સમયમાં જો ફરતું ફરતું એકાદ વહાણુ તેમના જોવામાં આવે અને અમારા જેવા ભલા આદમીઓના હાથમાં તે વહાણુ હોય તો તેઓ અમારો આશ્રય માગે. સાહેબ, આવી રીતે નાસતા ફરતા બિચારા ગરીબ માણુસને આશ્રય અને મદદ આપવાની શું તમે ના પાડશો ? અમે તેમને તેવા સંજોગોમાં આશ્રય આપીએ છીએ ખરા, પણુ અમારે અમારી સહિસલામતીનો પણુ વિચાર કરવો જોઇએ. તેથી અમે પછી કિનારાથી દૂર ભર દરિયે ફર્યા કરીએ છીએ. આમાં અમારૂં શું જવાનું હતું ? અમને કાંઇ નુકસાન થતું નથી. એક મનુષ્ય જેવા પ્રાણીની જીંદગી બચે છે, અને તેની સ્વતંત્રતા કાયમ રહે છે. આવો મનુષ્ય કરેલા ઉપકાર કદી ભૂલતો નથી, અને જ્યારે અમારે દાણુચોરી કરીને કિનારે માલ ઉતારવાનો હોય છે ત્યારે કાંઇ પણુ હરકત આવ્યા સિવાય કોઇ સુરક્ષિત જગ્યાએ માલ ઉતારવામાં અમને તે ઘણી મદદ કરે છે."

"એમ કે ?" ફ્રાંઝ બોલ્યો. "ત્યારે તો તમે પણુ કોઇ કોઇ વખત દાણુચોરીનો ધંધો કરો છો ખરા ?"

"નામદાર સાહેબ, કોઇપણુ રીતે ચરિતાર્થ તો ચલાવવો જોઇએ ને ?"

"ત્યારે તો ટાપુ ઉપર અત્યારે જે લોકો ભેગા થયા છે તેમને તમે ઓળખતા હશોજ ?"

"હા જી. કારણુ કે અમારા ખલાસીઓનું મંડળ તો ફ્રીમેસનના મંડળની માફક એક બીજાને પરસ્પર સહાય આપવાને અને સહાનુભૂતિ દર્શાવવાને હમેશાંજ તૈયાર હોય છે; અને અમે એક બીજાને ગુપ્ત નિશાનીઓથી તરતજ ઓળખી શકીએ છીએ."

"ત્યારે તેમ છતાં પણ શું તમારૂં એમ માનવું છે કે ટાપુ ઉપર ઉતરવામાં કાંઇપણ ભય રાખવાનો નથી?"

"નાજી ના, કાંઇજ ભય રાખવાનું કારણ નથી. હાણચોરી કરનારા લોકો કાંઇ હલકા ચોર લોકો હોતા નથી."

"પણ તમે કહો છો ને કે બે કોરસીકન લુંટારાઓ પણ અંદર સામેલ છે?"

"સાહેબ, વાત ખરી છે. પણ તેઓ લુંટારા બન્યા છે તેમાં કાંઇ તેમનો પોતાનો દોષ નથી. સત્તાવાળાઓએ તેમને લુંટારા બનાવ્યા છે."

"એ વળી કેવી રીતે?"

"કારણ કે કોઈકનું કાસળ કાઢયાના અપરાધને માટે તેમની પૂંઠ પકડવામાં આવી છે. જાણે કે કોરસીકન લોકો એથી પોતાની વૈર લેવાની પ્રકૃતિનો ત્યાગ કરશે!"

"કાસળ કાઢવું એટલે શું? ખૂન કરવું એજ કે બીજું કાંઇ?" ફ્રાંઝે પૂછ્યું.

"સાહેબ, શત્રુને મારી નાંખીને વૈર લેવું એ કાંઇ ખૂન કહેવાય નહિ. વૈર લેવું અને ખૂન કરવું એમાં ઘણો તફાવત છે."

"વારૂ, ધારો કે આપણે તે લોકોની પાસે આતિથ્યની યાચના કરીએ તો શું આપણને આતિથ્ય મળશે?"

"અરે નામદાર, એમાં તો જરાપણ સંશય નથી."

"તેઓ કેટલાક માણસો છે?"

"બધા મળીને છ માણસો છે."

"ત્યારે તો તેમની સંખ્યા આપણા કરતાં કાંઇ વધારે નથી; એટલે જો કદાચ તેઓ કાંઇ તોફાન કરશે તો તેમને આપણે ઠેકાણે લાવી શકીશું. વારૂ ત્યારે તો ચાલો."

"પણ સાહેબ આપણે બધી સાવચેતી તો લઇશું જ."

"અરે, તમારે જેવી જોઇએ તેવી સાવચેતી રાખોને! મારૂં પણ તમને તેજ કહેવું છે."

"ત્યારે હવે બધા એકદમ શાંત થઇ જાઓ."

ફ્રાંઝ જેવા એકલવાયા માણસને માટે આ ઘણી ગંભીર સ્થિતિ હતી. ઘોર અંધકારમાં તે એકલો એવા ખલાસીઓની સોબતમાં હતો કે જેઓને તે બીલકુલ પિછાનતો ન હોતો, અને જે ખલાસીઓને તેના પ્રત્યે ખાસ કરીને પ્રમાણિકપણે વર્તવાનું કારણ નહોતું. વિશેષમાં વળી ફ્રાંઝના કમરપટામાં કેટલાક હજાર ફ્રાંક હતા, તે પણ તે લોકોને ખબર હતી. આ ઉપરાંત વળી તે એક નિર્જન ટાપુ ઉપર ઉતરતો હતો, જ્યાં તેની સોબતમાં આ ખલાસીઓ સિવાય બીજું કોઇજ નહોતું. તેમજ ટાપુ ઉપર તેને આશ્રય મળવાની ઘણી આશા રાખવા જેવું નહોતું. સૂર્યાસ્ત પહેલાં જ્યારે કેપ્ટને તેને ચાંચીઆઓની વાત કહી, અને તેઓ વહાણો ડુબાડી દે છે તેનું વર્ણન કર્યું, ત્યારે તે વાત ફ્રાંઝના માનવામાં આવતી નહોતી. પણ અત્યારે રાત્રિના સમયે તેને બધી વાત સત્ય જણાઇ. આવી રીતે તેના હૃદયમાં બેવડો ભય ઉત્પન્ન થયો, એટલે તેણે ખલાસીઓ ઉપર બારીક દેખરેખ રાખવાનો અને પોતાના હાથમાંથી બંદૂક જરા પણ ન છોડવાનો નિશ્ચય કર્યો. થોડીવારમાં તેઓ છેક નજીક આવી પહોંચ્યા એટલે એક તાપણાની આસપાસ બેઠેલા પાંચ છ માણસો નજરે પડયા. તાપણાનું અજવાળું સમુદ્રમાંથી કેટલાક

અંતરેથી દેખાતું હતું. પ્રથમ તો કેપ્ટને કેટલાક અંતર સુધી વહાણને અજવાળાની બ્હાર રાખ્યું. જ્યારે ઘણા જ પાસે આવી પહોંચ્યા ત્યારે વહાણને એકાએક અજવાળામાં આણ્યું, પોતાના સોબતીઓનું એક કુંડાળામાં ગોઠવી દીધા, અને ખલાસીઓનું એક ગીત ગાવાનું શરૂ કર્યું. તેના સોબતીઓએ તે ઝીલવા માંડયું.

આ ગીતનો અવાજ સાંભળવાની સાથેજ તાપણાની આસપાસ બેઠેલા માણસો એકદમ ઉભા થઇ ગયા અને ઉતરવાની જગાએ દોડી આવ્યા. તેઓ નૌકાના તરફ જોઇ રહ્યા. તે નૌકામાં કેટલાક આદમીઓ તેમણે દીઠા. તેમનો અહીં આવવામાં શો ઇરાદો હતો તે જાણવાને તેઓ આતુર હતા, પણ થોડીવારમાં તેમને ખાત્રી થઇ અને પાછા પોતાના તાપણા આગળ ચાલ્યા ગયા. માત્ર તેમાંનો એકજ જણ ત્યાં ઉભો રહ્યો.

નૌકા જ્યારે પંદર વીસેક ડગલાં દૂર રહી ત્યારે પેલા માણસે એકદમ બંદૂક ઉગામી અને પહેરા ઉપર ઉભેલા સંત્રીની માફક સારડીનીઅન ભાષામાં પૂછ્યુંઃ "કોણ છે ?" ફ્રાંઝે પણ એકદમ બન્ને બંદૂકોના ઘોડા ચઢાવીને તયાર કરી. કેપ્ટને પેલા માણસની સાથે વિચિત્ર ભાષામાં કાંઇક વાતચીત કરી. ફ્રાંઝને તેમાં કાંઇ સમજ પડી નહિ, પણ તેને એમ લાગ્યું કે તેઓ તેના વિષે વાત કરતા હતા.

"નામદાર સાહેબ, આપનું નામ જણાવવાનું છે કે આપનું નામ આપ ગુપ્ત રાખવા માગો છો ?" કેપ્ટને પૂછયું.

"મારૂં નામ જણાવવાનું નથી. માત્ર એટલુંજ જણાવો કે હું એક ફ્રેંચ ગૃહસ્થ છું અને સ્હેલગાહે નિકળ્યો છું."

જેવો આ જવાબ કેપ્ટને પેલા સંત્રીને જણાવ્યો કે તેણે પેલા

તાપણા પાસે બેઠેલામાંના એક જણને તેની ખબર આપી. એટલે તે બીજો માણસ એકદમ ઉઠયો અને ખડકોની પાછળ અદૃષ્ટ થઇ ગયો. કોઇ એક શબ્દ પણ બોલ્યું નહિ. દરેક જણ પોત પોતાના ઉદ્યોગમાં મશગુલ બનેલા જણાતા હતા. ફ્રાંઝ જમીન ઉપર ઉતરવાની તૈયારી કરતો હતો. ખલાસીઓ સઢને વ્યવસ્થિત કરવામાં રોકાયા હતા, અને પેલા કિનારા ઉપરના લોકો તાપણામાં બકરાનું માંસ શેકવામાં રોકાએલા દેખાતા હતા. પણ આ બધા એક બીજાને બારીકીથી નિહાળી રહ્યા હતા.

પેલો બીજો જે માણસ જતો રહ્યો હતો તે જે દિશામાં ગયો હતો તેની સામેની દિશામાંથી પાછો આવ્યો. તે આવીને પેલા વહાણ તરફ ફર્યો ને બોલ્યોઃ " પધારો સાહેબ, આપનું સ્વાગત કરવાનો હુકમ અમને મળ્યો છે. આપ સાહેબ હવે જરાપણ આંચકો ખાતા નહિ. આપ આમારા મેહેમાન છો અને તેથી અમારા મુરબ્બી છો. "

પેલા ખલાસીઓને બીજી વખત કહેવાની જરૂર પડી નહિ. કેટપ્ન એકદમ જમીન ઉપર કુદી પડયો અને તેણે પેલા સંત્રીને કાંઇક કહ્યું. પછી તેના સોબતીઓ ઉતર્યા, છેવટે ફ્રાંઝ પણ ઉતર્યો. તેની એક બંદૂક તેણે ખભે મૂકી હતી, અને બીજી કેપ્ટન પાસે હતી. સુભાગ્યે તેનો પોષાક જરા પણ સંશય ઉત્પન્ન કરે તેવો નહોતો. હોડીને કિનારે બરાબર જકડી લેવામાં આવી અને તેઓ મૂકામ કરવાને એક સગવડ ભરેલો ખૂણો શોધતા આગળ વધ્યા. પણ જે જગા તેમણે પસંદ કરી તે પેલા સંત્રીને ગમી નહિ. તે તુરતજ બૂમ પાડી ઉઠયોઃ " તે બાજુએ નહિ જવાય !!! "

કેપ્ટને ભૂલની માફી માગી અને તેઓ તેનાથી સામેની દિશામાં વળ્યા. બે ખલાસીઓએ તાપણામાંથી મસાલો સળગાવી લીધી. ત્રીસેક કદમ ચાલ્યા પછી તેઓ એક નાનાસરખા ચોગાનમાં આવી પહોંચ્યા. આ ચોગાનની ચારે બાજુએ ખડકો આવી રહેલા હતા અને તે ખડકોમાં પહેરેગીરો માટે કોતરી કાઢેલી હોય એવી બેઠકો જણાતી હતી. ફ્રાંઝે જ્યારે મસાલના અંજવાળામાં બરાબર જોયું, ત્યારે તેને માલુમ પડયું કે આ જગ્યા કાંઇ પહેલવહેલી તેણે અને તેના સોબતીઓએજ શોધી કાઢી હતી એમ નહોતું. મોન્ટેક્રીસ્ટોના ટાપુ ઉપર આશ્રય લેવાને આવનારા ભટકતા પ્રવાસીઓનું આ એક વિશ્રાંતિ-સ્થાન હતું. વળી આ ટાપુ ઉપર પગ મૂકયા પછી જ્યારે તેણે તેને આવકાર આપનારા લોકોનાં મુખ નિહાળીને જોયાં ત્યારે તેનો સંશય તેને પાયા વગરનો લાગવા માંડયો. તેઓ કદાચ મિત્રતા ધરાવતા નહિ હોય તો પણ તેમના મુખ ઉપર શત્રુતા ધરાવ્યાનાં ચિન્હો તો નહોતાંજ. આવી રીતે તેના મનનો સંદેહ ટળી જતાં તેને પોતાને ક્ષુધા લાગ્યાનું ભાન થયું.

આ વાત તેણે કેપ્ટનને કહી. જવાબમાં કેપ્ટને ખાવાનું સાથે લેતા આવેલા તે તૈયાર હોવાનું જણાવ્યું. વિશેષમાં ટાપુ ઉપરના લોકોએ તાપણામાં જે માંસ રાંધવા માંડયું હતું તે રાંધેલું તાજું ઉનું ઉનું માંસ ખાવાની ફ્રાંઝની ઇચ્છા હતી કે કેમ એવો પ્રશ્ન તેણે પૂછયો. ફ્રાંઝે હા પાડી અને બની શકે તો તેવી તજવીજ કરવાને તેને કહ્યું. તે તજવીજ કરવા ગયો.

દરમ્યાનમાં ખલાસીઓએ ઝાડનાં સુકાં પાનાં ડાળાં વિગેરે ભેગાં કર્યાં અને તેને સળગાવીને એક જુદું તાપણું કર્યું.

ફ્રાંઝને આતુરતાથી કેટલાક વખત સુધી રાહ જોવી પડી. એટલામાં કેપ્ટન પાછો આવ્યો.

"કેમ? શી નવાજુની છે? શું તેઓ ના પાડે છે કે?" ફ્રાંઝે પૂછ્યું.

"ના જી." કેપ્ટને જવાબ આપ્યો. "તેમના સરદારના જાણવામાં આવ્યું છે કે આપ એક ફ્રેંચ ગૃહસ્થ છો અને તેથી તેણે આપને પોતાની સાથે ભોજન લેવાને નિમંત્રણ મોકલાવ્યું છે."

"ઠીક." ફ્રાંઝે કહ્યું. "જો તે સરદાર એટલો બધો વિવેક બતાવવાને તૈયાર હોય તો મને પોતાને કાંઇપણ વાંધો નથી. વળી આપણે આપણી સાથે જે ખાવાનું આણેલું છે તે ત્યાં લઇ જઇશું એટલે પછી કાંઇ હરકત નથી."

"ના, ના, તેવી કાંઇ જ જરૂર નથી. ત્યાં જે જોઇએ તે સવ છે. પણ તેના મકાનમાં પ્રવેશ કરવાને આપને એક સરત કબુલ કરવી પડશે."

"તેનું મકાન? શું ત્યારે તેણે અહીં મકાન પણ બાંધ્યું છે?"

"ના, ના, મકાન બાંધેલું તો નથી, પણ તેનું જે રહેઠાણ છે તે ઘણું સગવડ ભરેલું છે એમ કહેવાય છે."

"ત્યારે તો તે સરદારને તમે ઓળખતા લાગો છો?"

"મેં તો તેના વિષે સાંભળ્યું છે." "સારૂં કે માઠું?"

"બન્ને." "બદમાસ! અને તે શી સરત કરવા માગે છે?"

"સરત એ કે આપની આંખોએ પાટા બાંધીને આપને તેને ત્યાં લઇ જવા અને ત્યાં પહોંચ્યા પછી તે હુકમ ન કરે ત્યાં સુધી આપે પાટો છોડવો નહિ."

કેપ્ટનનું પોતાનું આ સંબંધમાં શું ધારવું હતું તે જાણવાને ફ્રાંઝે કેપ્ટનના સામે જોયું.

" હાં, હાં, તેણે ફ્રાંઝનો વિચાર સમજી લઇને કહ્યું: " આ જરા વિચારવાની વાત છે ખરી."

" વારૂ, મારી જગાએ તમે પોતે હો તો શું કરો ?"

" સાહેબ, મારૂં તો કાંઇ જવાનું ન હોવાથી હું તો જાઉં."

" તમે નિમંત્રણ સ્વીકારો ?" " હાજી. બીજું કાંઇ નહિ તો જિજ્ઞાસાની ખાતર પણ કબુલ કરૂં."

" ત્યારે તો આ સરદારના સંબંધમાં જાણવા જેવું ઘણું હશે ?"

" સાંભળો સાહેબ," કેપ્ટન જરા ધીમેથી બોલ્યો. " આ સરદારના સંબંધમાં જે જે વાતો થાય છે એ બધી સત્ય છે કે કેમ ? તે..." કોઈ સંતાઇને સાંભળતું હશે એવી તેને શંકા પડી.

" તેને માટે શું કહેવાય છે ?"

" કે આ સરદાર એક ગુફામાં રહે છે. તે ગુફા આગળ જાદુઇ મહેલો કાંઇ હિસાબમાં નથી."

" અરે એ શું તોપ લગાવો છો વળી ? એ શું ઘેલી ઘેલી વાતો કરો છો ?"

" આ કાંઇ ઘેલી ઘેલી વાતો નથી. આ વાત તદ્દન સાચી છે. ' સેન્ટ ફરનાંડ ' વહાણના ખલાસીઓ પૈકીનો એક ખલાસી તો તે ગુફા અંદર જઇને જોઇ આવ્યો પણ છે."

"અરે, તેને તો એટલું બધું આશ્ચર્ય લાગેલું કે તે સોગન ઉપર એમ કહેતો હતો કે એવો મહેલ, એવી સાહેબી, અને એટલો બધો ખજાનો તો જાદુની વાતોમાંજ માત્ર સાંભળવામાં આવે છે."

"અરે, જો તમે આવી આવી વાતો કરશો તો મને તો એરેબીઅન નાઇટ્સમાંની 'અલીબાબા'ની જાદુઇ ગુફાનાંજ સ્વપ્ન આવ્યા કરશે."

"સાહેબ, મેં તો જે વાત સાંભળી છે તે આપને કહી બતાવી."

"ત્યારે તમારી સલાહ એમ છે કે મારે નિમંત્રણ સ્વીકારવું ?"

"એ બાબત હું આપને કાંઇપણ સલાહ આપી શકું તેમ નથી. આપ નામદારની ઇચ્છા આવે તે પ્રમાણે કરવા આપ મુખત્યાર છો. આવી બાબતમાં મારાથી આપને સલાહ આપી શકાય નહિ."

ફ્રાંઝ થોડીવાર સુધી વિચારમાં પડી ગયો. તેને લાગ્યું કે જો કેપ્ટનના કહેવા પ્રમાણે તે માણસ એટલો બધો ધનાઢય હોય, તો પછી ફ્રાંઝની પાસે તે વખતે જે કાંઇ થોડો અવેજ હતો તેમાં તે કદી જીવ ઘાલે નહિ. આ ઉપરાંત વળી ફ્રાંઝને અતિશય ભૂખ લાગી હતી એટલે આવું મિષ્ટાન્નનું નિમંત્રણ દૂર ઠેલવું તેને વ્યાજબી લાગ્યું નહિ. તેથી તેણે તે નિમંત્રણ સ્વીકાર્યું. કેપ્ટન તેનો સંદેશો લઇને ગયો. ફ્રાંઝ જરા વિચારવંત માણસ હતો એટલે પોતાના યજમાનના સંબંધમાં બને તેટલી માહિતી મેળવવાની તેને ઇચ્છા થઇ આવી. તેણે બીજો ખલાસી જે ત્યાં આગળજ એક બીજા કામમાં રોકાએલો હતો તેને એવો પ્રશ્ન કર્યો કે, "જ્યારે આસપાસ કોઇ જગાએ કાંઇ વહાણ અગર મછવો દૃષ્ટિગોચર થતો નહોતો તો પછી એ લોકો તે જગાએ આવ્યા કેવી રીતે હશે ?"

"અરે સાહેબ, નજરે ન પડે માટે શું થઇ ગયું ? તેમનું વહાણ મેં પોતે જોએલું છે, એટલે હું જાણું છું કે તેઓની પાસે તેમનું પોતાનું વહાણ છે." તે ખલાસીએ જવાબ આપ્યો.

"તે નૌકા સારી છે?"

"અરે નામદાર સાહેબ, પૃથ્વી–પ્રદક્ષિણા કરવાને માટે પણ એના કરતાં વધારે સારૂં વહાણ ભાગ્યેજ મળી શકે."

"તે કેટલા એક વજનનું હશે?"

"સો એક ટનના વજનનું હશે. પણ તે નૌકાની એક ખુબી એ છે કે તે ગમે તેવી ઋતુમાં પણ ઉપયોગમાં આવી શકે તેમ છે. અંગ્રેજ લોકો રાખે છે તેવી એ ક્રીડા–નૌકા છે."

"તે વહાણ કયાં બંધાવ્યું હતું?"

"તેની કાંઇ ખબર નથી સાહેબ. પણ મારા ધારવા પ્રમાણે તે જીનોઆમાં બનેલું હોવું જોઇએ."

"પણ તેના જેવો દાણચોરોનો અગ્રેસર એવું વહાણ જીનોઆમાં શી રીતે બંધાવી શકયો?"

"સાહેબ, તે વહાણનો માલીક દાણચોરીનો ધંધો કરે છે એવું મેં આપ નામદારને કદી પણ કહ્યું નથી."

"ના, તમે તો નથી કહ્યું, પણ હું ધારૂં છું કે કેપ્ટન ગાએટાનોએ કહેલું ખરૂં."

"કેપ્ટન ગાએટાનોએ તો દૂરથી તે વહાણ જોએલું, પણ તેણે કાંઇ કોઇની સાથે વાતચીત કરી નથી."

"વારૂ ત્યારે, જો આ માણસ દાણચોર ન હોય તો તે બીજો શાનો ધંધો કરે છે?"

"અરે સાહેબ, તે તો એક લક્ષાધીશ અમીર છે, અને મજાહની ખાતરજ સફરો કરે છે!"

"ત્યારે તો આ બે વાતોમાં ઘણો તફાવત પડયો. વારૂ ત્યારે

આથી પણ કાંઇ વધારે વાતો તેના સંબંધમાં જાણવા જેવી છે કે? તેનું નામ શું છે?"

"તે પોતાને 'સીનબાદ ખલાસી' એ નામથી ઓળખાવે છે પણ મને શંકા છે કે તે એનું ખરૂં નામ ન હોય."

"સીનબાદ ખલાસી?" "જી હા." "વારૂ તે કયાં રહે છે?" "સમુદ્રમાં જ."

"તેનો મૂળ દેશ કયો?" "તે તો જાણવામાં નથી." "તમે તેને કદી જોયો છે ખરો કે?" "કદી કદી."

"તે કેવો માણુસ છે?" "એ તો હવે આપ નામદાર તેને નજરે જોશો એટલે આપને તુરત જ માલુમ પડશે."

"વારૂ, મને તેની મુલાકાત કયાં થશે?"

"ક્રુપ્ટને જે ગુફા કહી છે ત્યાં આગળ."

"વારૂ, એ તો જાણે કે ઠીક. પણ જ્યારે કોઇક વખત આ ટાપુ ઉપર કોઇ ન હોય ત્યારે અહીં આવીને તેનો જાદુઇ મેહેલ જોવાની તમને કોઇ દિવસ જીજ્ઞાસા થઇ આવતી નથી?"

"અરે સાહેબ, ઘણીએ વખત ઇચ્છા થાય છે અને અમે આવીને ઘણોએ પ્રયત્ન કરી જોયો છે; પણ અમારા સર્વ પ્રયત્નો નિષ્ફળ નિવડયા છે. અમને તો તેમાં દાખલ થવાના દરવાજાનું નામ કે નિશાન કાંઇજ જડતું નથી. કહે છે કે તે દરવાજો કુંચીથી નથી ખોલાતો પણ માત્ર કાંઇક જાદુઇ મંત્રના બળથી જ એકદમ ખુલી જાય છે."

"આમ હોય—" ફ્રાંઝ બબડયો. "તો તો ખરેખર આ એક એરેબીઅન નાઇટસની વાર્તાઓના જેવુંજ સાહસ છે."

"સાહેબ, અમારા નામદાર સરદાર આપની રાહ જોઈ રહ્યા છે." એમ એકાએક ફ્રાંઝે અવાજ સાંભળ્યો. તે પેલા સંત્રીનો અવાજ હતો. ફ્રાંઝે તે તુરત ઓળખી કાઢ્યો.

તે સંત્રીની સાથે બીજા બે ખલાસીઓ હતા. ફ્રાંઝે પોતાના ખીસ્સામાંથી રૂમાલ બહાર કાઢીને પેલા માણસને આપ્યો. તે લોકોએ ઘણીજ સંભાળથી ફ્રાંઝની આંખોએ પાટો બાંધ્યા પછી તે પાટો જરા પણ આઘો પાછો કરવાનો પ્રયત્ન તે નહિ કરે એવું ફ્રાંઝ પાસેથી વચન માગ્યું. ફ્રાંઝે તેવું વચન આપ્યું. પછી પેલા બે જણે તેના બે હાથ ઝાલ્યા. સંત્રી આગળ ચાલ્યો. પછી તેને ચકરાવો ખવરાવીને આગળ લઈ જવા લાગ્યા. થોડીવાર સુધી આમ તેમ ચાલ્યા પછી હવાના ફેરફાર ઉપરથી ગુફાની અંદર તેઓ દાખલ થતા હતા એમ ફ્રાંઝને લાગ્યું. ત્યાંથી જરા આગળ જતાં કાંઇક અવાજ થયો અને આસપાસની હવામાં ફરીથી પાછો કાંઇ ફેરફાર થએલો લાગ્યો. આ જગાની હવા સુગંધી પદાર્થોથી અતિશય સુવાસિત થએલી લાગી. છેવટે તેના પગ અતિ મૃદુ ગલીચાને અડક્યા અને તેના રક્ષકોએ તેને છુટો કર્યો. એક પળવારમાં શાંતિ પથરાઇ રહી. પછી કોઇક પરદેશીના અવાજે ઘણી ઉત્તમ ફ્રેંચ ભાષામાં કહ્યું:

"પધારો સાહેબ, પધારો. આપની આંખો ઉપર બાંધેલો પાટો હવે મેહેરબાની કરીને છોડી નાંખો."

ફ્રાંઝને બીજી વખત કહેવાની જરૂર રહીજ નહોતી. તેણે એકદમ પોતાની આંખોએ બાંધેલો રૂમાલનો પાટો ખસેડી નાંખ્યો, તો એક આશરે ચાળીસેક વરસની ઉમ્મરના માણસની પાસે પોતાને [illegible] તેણે [illegible] પહેર્યો હતો તે [illegible]ના રંગ-

વાસીઓના પહેરવેશને મળતો હતો. તેની ટોપી રાતી હતી અને તેને એક લાંબુ ભૂરૂં રેશમી ફુમતું લગાડેલું હતું. તેણે કાળા મખમલનો જરીથી ભરેલો ડગલો પહેર્યો હતો. તેનો પાયજામો ઉત્તમ લાલ મખમલનો હતો. તેણે જે સંપાટ પહેરી હતી તે જરીથી ભરેલી હતી. કમરે એક ઉત્તમ કાશ્મીરની શાલ લપેટેલી હતી. કમરપટ્ટામાં એક અતિ તીક્ષ્ણ કટાર ખોસેલી હતી. તેનો ચ્હેરો અતિશય ફીકકો હોવા છતાં તેમાં કાંઇક વિશેષ પ્રકારની સુંદરતા લાગતી હતી. તેનાં ચક્ષુ અતિ તીક્ષ્ણ અને પાણીદાર હતાં. તેનું નાક સીધું અને જરા આગળ પડતું હતું, તેથી તે એક ગ્રીકના જેવો લાગતો હતો. તેના સ્વચ્છ અને મોતીના જેવા સફેદ દાંત તેની કાળી મુછોને લીધે વધારે સુંદર જણાતા હતા.

ઘણા લાંબા સમય સુધી ભોંયરામાંજ પુરાઇ રહેલા માણસના મુખ ઉપર જે એક પ્રકારની ખાસ ફીકાશ જણાય છે, તેવી ફીકાશ આ મનુષ્યના મુખ ઉપર જણાતી હતી. તે કાંઇ ખાસ કરીને ઉંચો ન હોતો, પણ એકંદરે તેના શરીરનો બાંધો સુદૃઢ હતો. તેના શરીરનાં અવયવો બધાં બરાબર પ્રમાણસર હતાં. કેપ્ટન ગાએટેનોએ તેના દિવાનખાનાનું જે વખતે વર્ણન કર્યું હતું, તે વખતે ફ્રાંઝે તેની વાતમાં વિશ્વાસ નહી બેસવાથી વાત હસી કાઢી હતી. પણ જે દિવાનખાનામાં તે ઉભો હતો તેનો વૈભવ જોઇને તો તે કેવળ આભોજ બની ગયો. આખા દિવાનખાનામાં ભરગચ્ચીનો ગાલીચો પાથરી દીધેલો હતો, જેમાં જુદી જુદી જાતનાં સુંદર સોનેરી ફુલોની ભાત કાઢેલી હતી. એક ખૂણામાં એક સુંદર પલંગ હતો. તેની બાજુમાં એક ખાનામાં અરબસ્તાનની બનાવટની કેટલીક તરવારો ચાંદીના મ્યાનમાં મૂકી રાખેલી હતી. આ તરવારોની મૂઠીઓ

કીમતી રત્નો જડેલાં હતાં. છતમાં અતિ સુંદર ઘાટ અને બનાવટનો એક અતિ રોનકદાર ઝુંમ્મર લટકી રહ્યો હતો. જે જગાએ ફ્રાંઝ ઉભો હતો તે જગાએ નજર કરતાં તેના પોતાના પગ તુર્કસ્તાનની બનાવટના એક અતિ મૃદુ ગાલીચામાં ગરી ગયા હતા. જે બારણેથી ફ્રાંઝ આ દિવાનખાનામાં દાખલ થયો હતો, તે બારણે તથા તેની સામેના અંદરના દિવાનખાનામાં જવાને બીજે બારણે અતિ ઉત્તમ કારીગરીના પડદા ભરવેલા હતા. અંદરનું દિવાનખાનું પણ દીવાઓના પ્રકાશથી ઝગઝગી રહ્યું હતું. યજમાને ફ્રાંઝને આશ્ચર્યમાં ગરક થઇ જવાને પુરતો સમય આપ્યો. વળી તેણે તેના સામે એકી ટસે જોયાંજ કર્યું.

"સાહેબ," થોડી વાર આવી રીતે થોભ્યા પછી તેણે ફ્રાંઝને કહ્યું. "આપને અહીંઆં લઇ આવવામાં જે સાવચેતીનાં પગલાં ભરવામાં આવ્યાં છે, તેને માટે તમારી પાસે હું હજારો વખત ક્ષમા માગું છું. પણ તેનું કારણ એવું છે કે વરસમાં ઘણો ખરો ભાગ આ ટાપુ તદ્દન નિર્જન રહે છે. જો મારા આ ગુપ્ત સ્થાનનો ભેદ ખુલ્લો થઇ જાય તો હું જ્યારે ફરીથી પાછો અહીં પરત આવું, ત્યારે આ સ્થાન બધું અસ્તોવ્યસ્ત થઇ ગએલુંજ માલુમ પડે. એવું થાય તો તે મને અતિશય ત્રાસદાયક થઇ પડે. તેમાંથી મને નુકસાન થાય. તેની તો જાણે મને ઝાઝી દરકાર નથી, પણ અત્યારે મારી જ્યારે ઇચ્છા થાય ત્યારે જગત સાથેનો સર્વ સંબંધ તોડી નાખી મારી મરજી માફક એકાંતવાસનો આનંદ જે હું ભોગવી શકું છું તે મને મળે નહિ. મારી શાંતિ અને એકાંતનો સદાને માટે વિનાશ થાય. હવે આપને આ જે થોડું ઘણું દુઃખ અમે તસદી પડી છે તે ભૂલાવવાને માટે અમલ કરવો જોઇએ. હું ધારું છું કે અમે કાંઇક

સાધારણ વાળુ કરવાની અને સુવાની પથારીઓ મળવાની સગવડ થશે, એવી આપ સાહેબે ભાગ્યેજ આશા રાખી હશે. હવે આ બન્ને માટે મેં આપને જે નિમંત્રણ મોકલ્યું છે, તે સ્વીકારવાની વધુ તસ્દી લઇ સેવકને ઉપકૃત કરશો."

"પ્રભુના સોગન સાહેબ," ફ્રાંઝે જવાબ આપ્યો. "આપને ક્ષમા મળવાની કાંઇ જ જરૂર નથી. જે જે લોકો જાદુઇ મહેલો જોવાને ભાગ્યશાળી થાય છે, તેમની આંખોએ પાટા બાંધવા પડે છે, એવું હું હમેશાં જોતો આવેલો છું. વળી ખરૂં જોતાં મારે કાંઇ ફરીઆદ કરવી પડે તેવું જરા પણ કારણ બન્યું નથી; કારણ કે આજે અહીંઆં અરેબીઅન નાઇટસની વાર્તાઓની પુનરુક્ત થતી હોય એમ મને તો જણાય છે."

"સાહેબ, આપના પધારવાની મને આગળથી ખબર પડી હોત તો હું આપના સ્વાગત માટે સર્વ પ્રકારની તૈયારીઓ કરી રાખત. પણ તેમ બની શકયું નથી તેથી સેવક લાચાર છે. હવે તો આ ઝુંપડીમાંની મારી ગરીબની મેહેમાનગીરી ચાખવાને મારી નમ્ર વિનંતિ છે. અત્યારે તો હવે "હાજર તે હજુર" એ કહેવત પ્રમાણે જે તૈયાર હશે તે ભોજન આપના માટે રજુ થશે. અલ્લી, વાળુનો સમય થયો છે કે?" તેણે છેવટનો પ્રશ્ન અંદરના દિવાન-ખાનામાં તૈયાર ઉભેલા પોતાના નોકરને કર્યો.

પડદો હાલ્યો અને એક કાળો સીસમ જેવા રંગનો સીધી જેવો ન્યુબીઅન નોકર તુર્તજ હાજર થયો. તે માથાથી તે પગ સુધી એક સાદા સફેદ પોષાકમાં સજ્જ થએલો હતો. તેણે ભોજન માટે સર્વ તૈયારી થઇ ગએલી હતી એમ ઇશારતથી જણાવ્યું.

"જુઓ સાહેબ," પેલા અપરિચિત મનુષ્યે ફ્રાંઝને કહ્યું. "આપ સાહેબનો મત ગમે તેમ હોય પણ મારૂં ધારવું તો એવું છે કે બે ત્રણ કલાક સુધી ભેગા બેસીને ટાઢી મીઠી વાતો કરીએ છતાં એક બીજાનાં નામ ન જાણીએ અને એક બીજાની સાથે કવી રીતે બોલવું ચાલવું એ પણ ખબર ન હોય, તો તેના કરતાં વધારે ત્રાસદાયક બીજું કાંઇજ નથી. વળી હું પણ આતિથ્યના નિયમોને બરાબર રીતે પાળું છું, અને તેથી આપનું નામ ઠામ વિગેરે પૂછવાનો અવિનય કદીજ કરૂં તેમ નથી. પણ આપની સાથે વાતચીત કરતી વખતે મારે આપને ક્યા નામથી બોલાવવા તે જણાવવાને હું આપને વિનંતિ કરૂં છું. આપની ગુંચવણ મારે પ્રથમ ભાગવી જોઇએ, અને તેથી હું આપને જણાવું છું કે મને બધા 'સીનબાદ ખલાસી' ના નામથી ઓળખે છે."

"અને મારી ગણત્રી અલ્લાદીન તરીકે થવાને અત્યારે માત્ર તેના જાદુઇ ફાનસની જ મારે ખોટ છે. તો હું મારી ઓળખાણ આપને અલ્લાદીન તરીકે ન આપવાનું કાંઇ કારણ જોતો નથી. આપણે પરસ્પર એક બીજાને આ નામોથી ઓળખતા રહીએ તેમાં મને એક લાભ એ છે કે મને પૂર્વના દેશોનું વિસ્મરણ થાય નહિ; કારણ કે મને લાગે છે કે કોઇ દેવદૂતે મને પૂર્વના દેશોમાં જ લાવીને મૂકયો છે."

"વારૂ ત્યારે ઉમરાવ અલ્લાદીન સાહેબ," પેલા વિચિત્ર મનુષ્યે કહ્યું. "ભોજનની તૈયારી થઇ ગઇ છે, એ વાત તો આપે સાંભળી જ છે. તો હવે ભોજન સારૂ અંદરના દિવાનખાનામાં પધારવાની કૃપા કરો. આપનો નમ્ર સેવક રસ્તો બતાવવાને માટે તૈયાર છે."

આમ કહીને સીનબાદ ખલાસીએ પડદો ખસેડી નાંખ્યો, અને પોતાના અતિથીને પોતાની પાછળ આવવાની ઇશારત કરી. ફ્રાંઝને તો આજે એક પછી એક જાદુના ખેલોજ જોવાના હતા. તેની અજાયબીનો તો પાર રહ્યો ન હોતો. ટેબલ અતિ ઉત્તમ રીતે શણુગારેલું હતું. ફ્રાંઝે ચારે બાજુ દૃષ્ટિ ફેરવી. આ દિવાનખાનું આગલા દિવાનખાના કરતાં જરા પણ ઉતરે તેમ ન હતું. આ ઓરડો બધો આરસનો જ હતો. તેમાં કેટલીક જગાએ કરેલું કોતરકામ ઉત્તમ કારીગરીનો નમુનો હતો. આ ઓરડો જરા લંબાણમાં વધારે હતો. તેના ચાર ખુણામાં ચાર ભવ્ય પુતળાં ઉભાં કરવામાં આવ્યાં હતાં. તેમના માથા ઉપર બીલોરી કાચનાં કુંડાં હતાં. આ દરેક કુંડામાં નાના પ્રકારનાં અતિસ્વાદિષ્ટ ફળો ગોઠવીને મૂકેલાં હતાં. આ ફળો દેશ દેશાંતરથી અત્રે લાવવામાં આવેલાં હતાં.

ભોજન શરૂ થયું. જુદી જુદી અનેક જાતની પકવાનની વાનીઓના થાળ એક પછી એક આવવા લાગ્યા. ભોજનનાં વાસણો સર્વ સોના ચાંદીનાં હતાં. જે કાચની રકાબીઓ વિગેરે હતી તે પણ અતિ કિંમતી હતી.

ફ્રાંઝને તો પોતે સ્વપ્નાવસ્થ હોવાનો સંશય આવ્યો. તેણે એક બે વખત આંખો ચોળી જોઇ, અને ત્યારેજ પોતે જાગ્રત અવસ્થામાં છે એવી તેની ખાત્રી થઇ. અલી એકલોજ માત્ર પીરસવાના કામમાં લાગેલો હતો. તે એટલો બધો બાહોશીથી કામ કરતો હતો કે અતિથીએ તેનાં વખાણ કરવા માંડયાં.

“ હા હા. ” સીનબાદે શાંતિથી યથેચ્છ ભોજન લેતાં કહ્યું. “ હા જી, ખરી વાત છે. તે બિચારો ઘણોજ નિમકહલાલ નોકર છે, અને પોતાની લાગણી બતાવવાનો લાગ તે કદી ચુકતો નથી.

મેં તેની જીંદગી બચાવી છે, એ વાત તે હમેશાં સ્મરણમાં રાખે છે. તેને તેનું પોતાનું જીવન વહાલું હોવાથી તેને મૃત્યુના મુખમાંથી બચાવ્યો તે માટે મારો આભાર માને છે.”

અલ્લી આ સાંભળતાં તુરતજ પોતાના શેઠની પાસે આવ્યો અને તેનો હાથ લઇને ચુંબન કર્યું.

“ વારૂ, સીનબાદ મહાશય,” ફ્રાંઝે પૂછ્યું. “ તેના તરફ આટલી બધી માયા બતાવવાનો પ્રસંગ શી રીતે ઉભો થયો તે પૂછું તો તેમાં બેઅદબી નહિ થાય એમ હું ધારૂં છું.”

“ અરે, એમાં તે વળી એવી માફી માગવાનું શું કારણ છે?” યજમાને જવાબ આપ્યો. “ વાત એમ બની કે, અલ્લી ટ્યુનીસના સુલતાનની ત્હેનાતમાંનો એક ગુલામ હતો. તેના જેવા ગુલામો નિયમ પ્રમાણે જનાનાની જેટલા નજીક જઇ શકે તેના કરતાં વધારે નજીકમાં ભટકતો એક દિવસ તે પકડાયો. સુલતાને પ્રથમ તેની જીભ કાપી નાંખવાની અને તે પછી તેના હાથ કાપી નાંખવાની અને છેવટે તેનો શિરચ્છેદ કરવાની શિક્ષા ફરમાવી. તેમાં પણ અનુક્રમે પહેલે દિવસે જીભ, બીજે દિવસે હાથ અને ત્રીજે દિવસે તેનું માથું કાપી નાંખવું એવો હુકમ કર્યો.

એક મૂગો નોકર રાખવાની મને ઘણા વખતથી ઇચ્છા હતી. તેથી જે દિવસે તેની જીભ કાપી નાંખવામાં આવી તે દિવસે બધી વાત સાંભળીને હું સુલતાન પાસે ગયો, અને નજરાણો કરી અલ્લીનો જીવ બચાવી તેને ગુલામ તરીકે વેચાતો આપવાની મેં યાચના કરી. એક તદ્દન નવીન પ્રકારની અને છેલ્લામાં છેલ્લી સુધરેલી બનાવટની બંદુક તેને ભેટ કરી. સુલતાન જરા ખમચાયો. અલ્લીની શિક્ષા

પુરેપુરી અમલમાં આવેલી જોવાને તે ઘણો આતુર હતો. પેલી બંદુક તેને ઘણી ગમી ગઇ હતી. મેં તે બંદુક ઉપર એક ઉમદા તરવાર જ્યારે રજુ કરી, ત્યારે સુલતાનનું મન જરા પિગળ્યું, અને અલીને જીવતો મૂકવાની વાત કબુલ રાખી. પણ ફરીને તેણે કદી ટ્યુનીસની હદમાં પગ મૂકવો નહિ એવી સરત કરી. આ સરત બીલકુલ નિરર્થક હતી. કારણ અમારી સફર દરમ્યાન જ્યાં આફ્રીકાનો કિનારો દૃષ્ટિએ પડયો કે તુરતજ અલી વહાણના એક ખૂણામાં સંતાઇ પેસે છે; અને જ્યારે અમે આફ્રીકાનો કિનારો છોડીને આગળ વધીએ છીએ ત્યારેજ તે બહાર નિકળે છે."

ફ્રાંઝ પળવાર વિચારમાં પડી ગયો. અલીના આ પૂર્વેતિહાસના કથનમાં સીનબાદ કાંઇક દયા અને કાંઇક નિર્દયતાથી વર્ણન કરતો લાગ્યો.

"અને જે પ્રખ્યાત ખલાસીનું નામ તમે ધારણ કર્યું છે," તેણે વાર્તાનો વિષય બદલવાના ઇરાદાથી કહ્યું. "તેની માફક તમે પણ પ્રવાસમાંજ તમારૂં જીવન ગાળતા જણાઓ છો."

"હા જી." પેલા અપરિચિત મનુષ્યે જણાવ્યું. "મેં એવી રીતે જીવન ગાળવાની પ્રતિજ્ઞા લીધી છે. જે વખતે પ્રતિજ્ઞા કરી તે વખતે તો મારી પ્રતિજ્ઞા પળાશે એમ મને બીલકુલ આશા ન હોતી." તેણે એક વિચિત્ર પ્રકારના હાસ્ય સાથે ઉમેર્યું. "આ ઉપરાંત બીજી પણ કેટલીક પ્રતિજ્ઞાઓ મેં કરી છે, જે સમય આવે પરિપૂર્ણ થશે એવી હું હજી આશા રાખું છું."

આ શબ્દો સીનબાદ અતિશય શાંતતાથી ઉચ્ચારતો હતો, છતાં તેની આંખમાંથી એક પ્રકારનો અગ્નિ વરસી રહેલો જણાતો હતો.

"મહાશય, આપે ઘણું કષ્ટ વેઠયું હોય એમ લાગે છે." ફ્રાંઝે પૂછ્યું.

સીનબાદ જરા ચોંકયો, અને તેના સામે તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો. "આપ શા ઉપરથી એમ ધારો છો?"

"બધા ઉપરથી!" ફ્રાંઝે જવાબ આપ્યો. "તમારો અ-વાજ, તમારી દૃષ્ટિ, તમારી મુખચર્યા અને તમારી આવા પ્રકારનું જીવન ગાળવાની રીત ઉપરથી."

"મારી જીવન ગાળવાની રીત ઉપરથી? હું તો સર્વથી વધારેમાં વધારે સુખી જીવ છું. હું તો ઉમરાવની માફક—એક પાદશાહ—એક નવાબની માફક રહું છું. એક જગાએ મને આનંદ લાગે છે તો હું ત્યાં રહું છું. તે જગાથી જરાક પણ કંટાળો ઉપજે છે કે તુરતજ હું તેનો ત્યાગ કરૂં છું. હું તો એક પક્ષીના કરતાં પણ વધારે સ્વતંત્ર છું. મને તેમના જેવી પાંખો છે એમ કહું તો પણ ચાલે. મારા નોકરો મારી ઇશારતને તાબે રહે છે. કેટલીક વખતે કોઇ લુંટારા અને બ્હારવટીઆઓને હું કાયદાની ચુંગાલમાંથી બચાવું છું, તો કોઇક વખતે કોઇક ગુન્હેગારને હું આશ્રય આપું છું; અને તેમાં મને ઘણો આનંદ થાય છે. વળી મારી ન્યાય કરવાની રીત કાંઇક અવનવીનજ છે. મારી રીત શાંત પણ ચોક્કસ છે. તેમાંથી મારો ગુન્હેગાર બચવા પામતો નથી. મારા હુકમ ઉપર વિવાદ નથી. હું મારી ઇચ્છા પ્રમાણે ક્ષમા કરૂં છું, અગર શિક્ષા કરૂં છું; અને હું કોઇને પણ જવાબદાર નથી. અરે મેહેરબાન, જો આપે મારા જીવનની મજાનો સ્વાદ ચાખ્યો હોય તો આપ બીજી કોઇ પણ પ્રકારની જીંદગી મેળવવાની ઇચ્છા રાખો જ નહિ;

તેમજ આપ કોઇ ખાસ મહત્વના કર્તવ્ય સિવાય જગતના બીજા વ્યવહારમાં માથું મારોજ નહિ."

"મહત્વનું કર્તવ્ય એટલે દાખલા તરીકે વૈરજ!" ફ્રાંઝે ટીકા કરી.

"પેલો અજ્ઞાત મનુષ્ય આ યુવકના હૃદય અને મગજના ઉંડાણમાં શા વિચારો ચાલી રહ્યા હતા તે જાણવાના હેતુથી એક અતિ તીક્ષ્ણ દૃષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો.

"અને વૈરજ કેમ?" તેણે પૂછ્યું.

"કારણ કે," ફ્રાંઝે જવાબ વાળ્યો. "જન-સમાજે જેને અતિશય કષ્ટ અને દુઃખ આપ્યું હોય, અને તેથી જે માણસ સમાજના ઉપર વૈર લેવાને, સમાજને શિક્ષા કરવાને માટે ઉદ્યત થએલા હોય, તેના જેવા તમે મને લાગો છો."

"ઓહો!!!" સીન્બાદે વિચિત્ર હાસ્ય કરતાં કહ્યું. "આ તમારૂં ધારવું બરાબર નથી. હું તો એક તત્વવેત્તા છું અને એક દિવસ પેરીસમાં જઇને મોં૦ એમર્ટનો પ્રતિસ્પર્ધી બનવાનો છું."

"એટલે આપનું કહેવું એ છે કે હજી આપ કદી ફ્રાંસ તરફ ગયાજ નથી? હવે આપ ત્યાં પહેલીજ વખતે જવાના છો?"

"હા જી. પહેલીજ વખતે. અલબત્ત, તમને આ બધી મારી વિચિત્રતા લાગશે, પણ તેમાં કાંઇ મારો દોષ નથી. ફ્રાંસની મુસાફરી કરવાની વારંવાર મારે મુલતવી રાખવી પડી છે."

"ત્યારે તમે હવે થોડા સમયમાં ત્યાં જવા ઇચ્છા રાખો છો?"

"હાલ મારાથી નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ. એ બધી વાતો સંજોગો ઉપર આધાર રાખે છે, અને સંજોગો કેટલીક વ્યવસ્થા ઉપર અવલંબીને રહે છે."

" આપ ત્યાં પધારો ત્યારે હું ત્યાં હાજર હોઉં એવી મારી ઇચ્છા છે, કે જેથી આ મોન્ટેક્રીસ્ટોના ટાપુ ઉપર હમણાં જે ઉમદા પરોણાગત હું અનુભવું છું તેના બદલામાં મારાથી બને તેટલું આપનું સ્વાગત કરવાને હું ભાગ્યશાળી થાઉં."

" આપનું નિમંત્રણ હું ઘણી ખુશાથી સ્વીકારૂં." સીનબાદે જવાબ આપ્યો. " પણ હું ત્યાં જઇશ તો ત્યાં હું ગુપ્તપણે અજ્ઞાત વેશથી રહેવા માગું છું."

તે દિવસની ભોજનની સર્વ સામગ્રી ફ્રાંઝને માટેજ તૈયાર કરવામાં આવી હતી એમ જણાતું હતું. તે ઉત્તમ પકવાનોમાંથી પેલા અજ્ઞાત યજમાને તો માત્ર નામનોજ આહાર કર્યો. અતિથી તો બીચારો અતિશય ક્ષુધાર્ત હોવાથી તેણે યથેચ્છ ભોજન કર્યું. પછી ફળની રકાબીઓ આવી અને તેની સાથે સુંદર ચાંદીના ઉત્તમ નકશીકામવાળા પ્યાલા ગોઠવી દેવામાં આવ્યા. આ પ્યાલા ઉપર ઢાંકણો ઢાંકી દીધેલાં હતાં. તેની કારીગરી પણ તેટલુંજ ધ્યાન ખેંચે તેવી હતી. અલીએ અતિશય સંભાળથી આ પ્યાલા ટેબલ ઉપર ગોઠવ્યા. તેથી ફ્રાંઝનું ધ્યાન તે તરફ ખેંચાયું. તેણે ઢાંકણુ ખોલીને અંદર જોયું તો એક પ્રકારનો લીલા રંગનો રસ તેમાં ભરેલો જોવામાં આવ્યો. આ ચીજ શું હતી તે તેને સમજાયું નહિ તેથી તેણે તુરતજ પાછું ઢાંકણું ઢાંકી દીધું, અને પોતાના યજમાન તરફ નજર કરી, તો તેને પોતાના અજ્ઞાન માટે મંદ મંદ હાસ્ય કરતો દીઠો.

" એ નાના પ્યાલામાં શું છે તે તમને સમજાતુ નથી ખરૂં? તમે એ શું છે તેનું અનુમાન પણ કરી શકતા નથી કેમ?"

" ના જી. મારાથી જરા પણ સમજી શકાતું નથી."

"ઠીક ત્યારે, હું આપને સમજાવું. આ રસ તે બીજું કાંઈ જ નહિ પણ 'જ્યુપીટર'ના ભોજન સમયે-જે અમૃત પીરસાતું તેજ એ છે."

"પણ," ફ્રાંઝે જવાબ આપ્યો. "આ અમૃત આ મનુષ્ય લોકોમાં આવી પડયું, અને મનુષ્યના હાથનો તેને સ્પર્શ થયો એટલે તેનું સ્વર્ગીય અભિધાન જતું રહે એ સ્વાભાવિક છે; તેથી તેને કાંઇક પણ માનુષી નામ બક્ષવામાં આવેલું હોવું જોઇએ. મને તો આ અમૃતના પાનની કાંઇ ખાસ ઇચ્છા નથી, છતાં તેનું નામ તો જણાવો."

"આહા ! આપણું જડત્વ આવી રીતેજ જણાઇ આવે છે" સીનબાદે જવાબ આપ્યો. "વારંવાર આપણે આવી રીતે સુખની પાસેથી પસાર થતા હોવા છતાં તેને જોતા નથી, અગર તેના વિષે વિચાર કરતા નથી; અથવા કેટલીક વખતે આપણે તે જોઇએ છીએ, અને તેના વિષે વિચાર કરીએ છીએ, તોપણ આપણે તેને ઓળખી શકતા નથી. શું તમે કેવળ જડવાદીજ છો ? અને દ્રવ્ય–સંચય એજ તમારો અંતિમ હેતુ છે ? સુવર્ણની આશા અને શોધમાંજ તમે ફરો છો ? જો એમ હોય તો તમે માત્ર આ અમૃતનું પાન કરી લો અને પછી જોઇ લો કે શું થાય છે ! પેરૂ અને ગોવલકોંડાની ખાણો તમારી દૃષ્ટિ આગળ ખુલ્લી થઇ જશે. જો તમે કલ્પનાસૃષ્ટિમાં વિહાર કરનારા કવિ હશો, તો આ રસના આસ્વાદની સાથેજ તમારી કલ્પનાશક્તિના વિકાસની બીલકુલ સીમાજ રહેશે નહિ. તમારી સમક્ષ અનંત બ્રહ્માંડો ખડાં થઇ જશે, તમારા હૃદય અને મગજની કુંઠિતતા જતી રહેશે, અનંતતાનો સ્વાદ ચાખશો, અને અલૌકિક આનંદ અનુભવશો. તમે અતિશય મહત્વાકાંક્ષી છો ? અને

જગતના વભવોનો તમને લોભ છે? જો તેમ હોય તો આ સ્વર્ગીય અમૃતરસ ચાખો. તત્કાલ તમે રાજા બની જશો; અને તે પણ યૂરોપખંડના એક ખૂણામાં છુપાઇ ગએલા નજીવા ફ્રાંસ, સ્પેઇન, કે ઈંગ્લંડના રાજ્યના નહિ, પણ જગતના—અરે અખિલ સૃષ્ટિના રાજાધિરાજ બની જશો. સેતાનની સત્તાનો સ્વીકાર કર્યા સિવાય આ દુનીઆનાં તમામ રાજ્યોના તમે અધિપતિ થશો. હું જે ચીજ તમારી સેવામાં સાદર કરૂં છું તે ચીજ તમને લોભાવવાને શું પુરતી નથી? જુઓ, જુઓ તો ખરા!"

આમ બોલતાં બોલતાં તેણે પેલો પ્યાલો ખુલ્લો કર્યો, અને તે જાદુઇ અમૃત રસનો એક ચમચો ભરીને આંખો મીચીને તે ગટગટાવી ગયો.

ફ્રાંકે તેને અમૃતનું પાન કરતાં રોકયો નહિ. પણ જ્યારે તે પુરૂં થઇ ગયું, ત્યારે તેણે પૂછયું: "વારૂ આ અમૂલ્ય પદાથ છે શું તે તો હવે કહો?"

" રાજા ફીલીપ ઓગસ્ટસનો વધ કરવાની કોશીસ કરનાર પેલા " પર્વત ઉપરના વૃદ્ધ " ની વાત તમે કદી સાંભળી છે?"

" હા હા. એ વાત તો મેં સાંભળી છે. "

" જુઓ ત્યારે. તે વૃદ્ધ, પર્વતની તળેટીમાંની એક ખીણના અતિરમણીય પ્રદેશમાં રાજ્ય કરતો હતો, અને તેથીજ એનું નામ 'પર્વત ઉપરનો વૃદ્ધ' પડયું હતું. આ ખીણમાં ઉત્તમ પ્રકારનાં ઉદ્યાનો હતાં. આ ઉદ્યાનો 'હસન–બીન–સાબાહ' ના અવિશ્રાંત પરિશ્રમના ફલ હતાં. ઉદ્યાનોમાં કેટલાએક મેહેલો હતા. આ મેહેલોમાં કેટલાએક ખાસ પરોણાઓને તે લઇ જતો, અને માર્ગે ચોલે

કહે છે તે પ્રમાણે તેમને એક પ્રકારની વનસ્પતિ તે ચાખવાને માટે આપતો, જેનો સ્વાદ ચાખતાની સાથેજ અતિથીઓને જ્યાં દ્રષ્ટિ ફેરવે ત્યાં ફળફુલનાં વૃક્ષો, અને અપ્સરાઓ, કિન્નરોનાં ગાનતાન, અને મનમાનતા સ્વર્ગમાં વૈભવજ નજરે પડતા. પરંતુ આ સુખી પ્રાણીઓ જે જોતા તે તો માત્ર એક સ્વપ્નજ હતું. પણ તે સ્વપ્ન એટલું બધું મધુર અને મૃદુ લાગતું, તે એટલાં બધાં આશ્ચર્ય-જનક ચિત્રોથી ભરપુર હતું, અને તેઓને વિષયાનંદમાં એટલા બધા નિમગ્ન કરી દેતું કે, તે સ્વપ્ન માત્રના અવલોકન માટે તેઓ તેના ગુલામ બની રહેતા અને તેની ખાતર પોતાના આત્માને પણ વેચવાને માટે તૈયાર હતા. તેની આજ્ઞાને ઇશ્વરની આજ્ઞા પ્રમાણે માનીને તેનું પાલન કરતા, અને તેમ કરવામાં સહન કરવી પડતી હરેક પ્રકારની યાતનાને એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા સિવાય સહન કરતા. કારણકે તેઓની એવી માન્યતા હતી કે પેલી વન-સ્પતિના આસ્વાદથી જે અલૌકિક આનંદનો અનુભવ તેઓને મળ્યો હતો તેવો ચિરસ્થાયી આનંદ જલદીથી મેળવવાને મૃત્યુ એજ માત્ર એક સાધન હતું. આ જન્મમાં તેઓ જે આનંદ અનુભવતા હતા, તે તો હવે પછીના જન્મમાં તેઓ જે આનંદ અનુભવવાને ભાગ્યશાળી થનાર હતા તેની માત્ર પ્રતીતિરૂપે હતો. તમારી સેવામાં હાલ જે રસ રજુ કરવામાં આવેલો છે તે તેજ વનસ્પતિનો રસ છે."

"ત્યારે તો" ફ્રાંઝ બોલ્યો. "આ હશીશ-ભાંગ છે એમ લાગે છે. મેં ભાંગનું નામ તો સાંભળ્યું છે!"

"સરદાર અલ્લાદીન હા. હા. આ તમે કહ્યું તેજ એટલે ભાંગજ છે. આ એલેકઝાન્ડ્રીઆની શુધ્ધ અને કોઇપણ મેળસેળ સિવાયની ભાંગ છે. આ ભાંગ તે વિશ્વવિખ્યાત અબુગુરની બનાવી

છે. આહા ! અબુગુરના જેવો મનુષ્ય હજી પેદા થયો નથી અને થવાનો પણ નથી ! અરે તેના સ્મરણાર્થે તો એક મેહેલ બંધાવવો જોઇએ, અને "જગતને સુખનો આસ્વાદ કરાવનાર મહાપુરૂષના સ્મરણાર્થે તેના ઉપકૃત જગતે બંધાવેલો પ્રાસાદ" એવો મુદ્રાલેખ તે મેહેલમાં કોતરાવવો જોઇએ."

"આપ આ રસની જ્યારે આટલી બધી અનહદ સ્તુતિ કરો છો, ત્યારે તો તેના સત્યાસત્યની પરીક્ષા કરી જોવાની મારી ઘણી ઇચ્છા થાય છે."

"ત્યારે તો આપ જરૂર ખાત્રી કરી જુઓ સરદાર અલ્લા-દીન. પણ એકજ પ્યાલાથી તેના વિષે અભિપ્રાય બાંધતા નહિ. તેનો સ્વાદ—તેની લ્હેજત—નું રહસ્ય બરાબર સમજવાને પ્રથમ તો એક વખત તેનો મહાવરો થવાની જરૂર છે. શરૂઆતમાં તો તેનો સ્વાદ ગમતો નથી, પણ ધીરે ધીરે ટેવ પડી જાય છે એટલે તેને માટેનો નૈસર્ગિક તિરસ્કાર ઓછો થાય છે; અને જ્યાં એક વખત આ અમૃતથી તમે ટેવાઇ ગયા, એટલે સત્ય વસ્તુ સ્વપ્નવત્ બને છે અને સ્વપ્ન સત્ય બને છે: જીવન સ્વપ્નમય બને છે, સ્વપ્ન જીવનમય બને છે; આ અસાર સંસારની માયાનું મિથ્યાત્વ અનુભવાય છે, ટુંકામાં સ્વપ્ન અને સત્ય જાગ્રત અને સુષુપ્ત અવસ્થાનો અભેદ થઇ રહે છે. અહાહા! કેવો સ્વર્ગીય આનંદ ! કેવો અદ્ભૂત ફેરફાર. હાલમાં આપ જીવનનાં અનન્ત પ્રકારનાં દુઃખો, આશાઓ, નિરા-શાઓ, તૃષ્ણાઓ અને સંકટોની આ અમૃત–રસના પાનથી મળતા સ્વર્ગીય સુખ, અને આનંદ સાથે તુલના કરવાને શક્તિશાળી નથી ત્યારેજ આપને તેનું સંપૂર્ણ રહસ્ય સમજાશે ! અને ત્યારેજ તમે સમજશો [illegible] [illegible] [illegible] જણાયું [illegible] ન [illegible]

આ અમૃતના પાન માત્રથી મળતા શુષપ્તિના સુખનીજ માત્ર આકાંક્ષા રાખશો! એટલુંજ નહિ પણ જ્યારે તેવા અવસ્થાએ પહોંચશો ત્યારે સુષપ્તિમાંથી જાગ્રત અવસ્થામાં આવતાં આપને સ્વર્ગમાંથી નર્કમાં પડવા જેવું લાગશે! તો એવા અમૃતનો આસ્વાદ લેવાને તો આપના જેવાએ ચુકવું જોઇએ નહિજ!"

"આપ એનાં એટલાં બધાં વખાણ જ્યારે કરો છો ત્યારે તો મારે એનો સ્વાદ લેવો પડશેજ." પેલા અતિથીએ થોડાક ઘુંટડા ભરતાં જવાબ આપ્યો. "પરંતુ આપ વર્ણવો છો તેવો અલૌકિક સ્વાદ તો મને એમાં કાઇ જણાતો નથી."

"ભલા દોસ્ત, તે તો મેં આપને પ્રથમથી જ જણાવ્યું છે કે તેના સ્વાદનું ખરૂં રહસ્ય સમજવાને તેના ખરા આનંદનો અનુભવ કરવાને આપને તેનો મ્હાવરો પડવો જોઇએ. ચહા, કોફી, વિગેરે અનેક જાતની લ્હેજતદાર ચીજોનું પાન આપ કરતા હશોજ. તો આપ મને એટલું જણાવો કે તેમાંની કોઇપણ ચીજના ખરા સ્વાદનું રહસ્ય આપને પહેલીજ વખત સમજાયું હતું? નહિજ. ત્યારે આ અમૃતરસનું પણ તેમજ છે. આપ તેનું માત્ર એકજ અઠવાડીઆ સુધી બરાબર સેવન કરો, અને પછી જોઇ લો એની લ્હેજત! આજે તો હવે શરૂઆત હોવાથી એટલુંજ બસ થશે! ચાલો ત્યારે આ જોડેના દિવાનખાનામાં આપણે જઇએ. આપના શયન માટે ત્યાં સર્વ વ્યવસ્થા કરેલી છે. અલ્લી કોફીના પ્યાલા અને હુકકા ત્યાં લાવશે."

તેઓ બન્ને ઉભા થયાં. યજમાને (જેનો આપણને હાલમાં સીન્બાદ ખલાસીના નામથી પરિચય થએલો છે,) નોકરને વિચિત્ર ભાષામાં કાંઇક આજ્ઞા કરી, અને પછી તેઓ બન્ને સાથેના દિવાન

ખાનામાં દાખલ થયા. આ દિવાનખાનું સાદાઇથી શણગારેલું હતું અને વર્તુલાકારમાં હતું. મધ્ય ભાગમાં એક સુંદર પલંગ બીછાવેલો હતો. જ્યાં નજર કરો ત્યાં ઉત્તમ કારીગરીના મૃદુ ગાલીચાઓ બીછાવેલા જણાતા હતા. મૃગ, વ્યાઘ્ર, સીંહ, વગેરે પશુઓનાં સુંવાળાં રેશમ જેવાં ચામડાં જ્યાં ત્યાં પડેલાં હતાં. જેથી દીવાનખાનામાં ચાલનારના પગને લેશ માત્ર પણ ઘસારો અગર તસ્દી પડે તેમ નહોતું.

બન્ને જણા પલંગ ઉપર બેઠા અને હુક્કા પીવા લાગ્યા. બન્ને જણા થોડો વખત વિચારગ્રસ્ત થઇ ગએલા જણાયા. એટલામાં કાફી આવી.

"વારુ ત્યારે, આપ કાફી કેવી રીતે લેશો ? "યજમાને અતિથીને પૂછ્યું. "ફ્રેંચ લોકો લે છે તેવી રીતે લેવાનો વિચાર છે, કે તુર્કસ્તાનના લોકો પીએ છે તેવી રીતે પીશો ?"

"આજે તો તુર્કી લોકોની પેઠેજ હું પીશ."

"વાહ ! વાહ ! ખુબ કરી !" સીનબાદે જવાબ આપ્યો. "આપ તો ખરા રસિક દેખાઓ છો. એ ઉપરથી એમ લાગે છે કે આપને પૌર્વાત્ય જીવન વધારે પસંદ છે ! આહાહા ! પૂર્વ એ ખરેખર અપૂર્વજ છે ! આ જગતમાં જો જીવનના રહસ્યનો મંત્ર કોઇ ઉકેલી શક્યું હોય, દુઃખમાંથી સુખ મેળવવાનો કીમીઓ કોઇ શીખી શક્યું હોય, તો તે માત્ર પૌર્વાત્યોજ છે. મારો પોતાનો પણ એવો વિચાર છે." તેણે જરા વિચિત્ર હાસ્ય કરતાં ઉમેર્યું. "પેરીસમાંનું મારૂં કેટલુંક કાર્ય હજી બાકી છે. તે પુરૂં થઇ જાય એટલે હું પણ

પૂર્વનાજ કોઇક દેશમાં જઇને શાંતિમાં નિવાસ કરવાનો છું! મને મળવાની તે વખતે આપને ઇચ્છા થશે, તો મારે માટે આપને કેરો, બગદાદ, ઇસ્ફાન કે એવાજ કોઇક શહેરમાં શોધ કરવી પડશે."

"અરે મહેરબાન, એમાં તે શું મોટી વાત હતી! જુઓ, આ મારી પાંખોને તમે કેમ ધારો છો? અરે, આ પાંખોથી ચોવીસ કલાકમાં તો હું આખી પૃથ્વીની મુસાફરી કરી આવું સમજ્યા કે?"

"હાં! હાં! હવે ભાંગની અસર થવા લાગી જણાય છે." સીનબાદ મનમાંજ બબડયો. "ત્યારે તો હવે પાંખો ફફડાવીને અગમ્ય પ્રદેશોમાં આપ ગમન કરો! જરા પણ ગભરાતા નહિ! આપનું સંરક્ષણ કરવાને સેવક આપની પાસે હાજર જ છે. દુર્દૈવવશાત્ આપની પાંખો જો કદાચ પીગળી જશે, તો આપને અમે અધ્ધરજ ઝીલી લઇશું. એ બાબતની આપ જરા પણ કાળજી કરતા નહિ!"

પછી તેણે અલ્લીને કાંઇક કહ્યું એટલે તે નમન કરીને ચાલ્યો ગયો, પણ જરા દૂર જઇને ઉભો રહ્યો. ફ્રાંઝને પોતાના શરીરમાં કાંઇક અજાયબ પ્રકારનો ફેરફાર થતો સમજાયો. તેનો શ્રમ બધોજ જતો રહ્યો. તેની માનસિક વ્યથા શાંત થઇ ગઇ. ધીરે ધીરે તે સુષુપ્તિ અવસ્થાનો આનંદ અનુભવવા લાગ્યો. તેનું શરીર તેને હલકું ફુલ જેવું જણાયું. તેની મગજશક્તિ કાંઇક ઓર તરેહથી ખીલતી તેને લાગી. તેની દૃષ્ટિમર્યાદા વિસ્તૃત થતી ચાલી. પણ આ સર્વમાં તેને માત્ર આનંદનો જ અનુભવ થવા લાગ્યો. તેની દૃષ્ટિ આગળ સૂર્ય, ચંદ્ર, તારાઓ, અને અપ્સરાઓ નૃત્ય કરતાં તેને લાગ્યાં. પોતાના પગ આગળ સમુદ્રનાં મોજાં-

ઓ વિલાસ કરી રહેલાં છે એમ તેને જણાયું, અને તેમાં તેને અવનવિન રમ્યતા જણાવા લાગી. આ બધાની સાથે ખલાસીઓના મૃદુ ગાનના સૂર તેને કર્ણગોચર થતા જણાયા. થોડીવારમાં તો મોન્ટેક્રીસ્ટોનો દ્વીપ તેની દૃષ્ટિ આગળથી અદૃશ્ય થયો. આ પછી પોતે જાણે ફરીથી નૌકારૂઢ થવાની તૈયારીમાં હોય એમ તેને ભાસ થયો. નૌકા નજીક આવી પહોંચી. ખલાસીઓનું ગાન તેને વધારે સ્પષ્ટતાથી સંભળાતું જણાયું. પોતે નૌકારૂઢ થયો. નૌકા ઝડપથી આગળ ચાલવા લાગી. આ સફરમાં કેટલો સમય વ્યતીત થઇ ગયો તે તો તેને સમજાય જ શી રીતે ?

આખરે નૌકા જાણે કિનારે આવી પહોંચી, પણ તેમ કરવામાં જરા પણ હેલો અગર આંચકો આવતો જણાયો નહિ. જાણે કે કિનારાને મૃદુતાથી નૌકા ચુંબન કરતી હોય એવો તેને ભાસ થયો. ત્યાંથી તે મધુર ગાયનના નાદ સાથે કિનારે ઉતરી આગળ વધવા લાગ્યો, અને ગુફામાં દાખલ થયો હોય એમ તેને થયું, અને તેની ઘ્રાણેન્દ્રિય કોઈ અલૌકિક સુગંધનો અનુભવ લેવા લાગી. આ રીતે સર્વ બનાવો તેની નજર આગળ એક પછી એક ખડા થતા ગયા. તેના યજમાન સીન્બાદ ખલાસીથી માંડીને તે પેલા મુગા ગુલામ અલ્લી સુધીની તમામ વ્યક્તિઓ તેની આંખો આગળ નૃત્ય કરતી તેને લાગી. વળી થોડીવારમાં તો પાછું આ સર્વ અદૃશ્ય થઇ ગયું અને બધો ગરબડાટ અને ખીચડો થઇ જતો જણાયો. વળી જરાવાર પછી પાછો તે એક સુંદર દિવાનખાનામાં દાખલ થતો હોય એમ તેને લાગ્યું. આ દિવાનખાનામાં અનેક સુંદર પ્રતિમાઓ હતી. દિવાનખાનાના મધ્ય ભાગમાં એક સુંદર લેમ્પ ઝાંખો પ્રકાશ આપી રહ્યો હતો. આ પ્રતિમાઓ અતિસ્વરૂપવાન, મોહક અને મનને

રંજન કરે તેવી હતી. આ પ્રતિમાઓ એવી આબેહુબ હતી કે ફ્રાંઝે તો તેઓ જાણે કે કોઇ સુસ્વરૂપા, મદનપરવશ યુવતીઓજ હતી એમ ધારી લીધું. ઘડીમાં આ પ્રતિમાઓની વચમાં વચમાં વળી બીજા પણ દેખાવો દેખાવા લાગ્યા. આ માનસિક કલ્પનાની સુંદરીઓ પૈકીની કેટલીક હાવભાવ અને અભિનય સાથે તેને આલિંગન આપવાને આવતી તેને જણાઇ. તેમની મોહકતા ભલા ભલા દેવતાઓને પણ આંજી નાંખે તેવી હતી. કોઇક વીરલો સંત પુરૂષજ તેમાંથી બચી શકે! તો બિચારા તે યુવકનું તો ગજુંજ શું! આ બધું સ્વપ્ન હતું કે સત્ય તે તેને સમજાયું નહિ. કારણ તે સમજવા જેવી તેની સ્થિતિ નહોતી. કારણ કે આ બધા દેખાવો તે બીજું કાંઇજ નહિ પણ વિજયા—ભાંગનોજ પ્રતાપ હતો. તેના પ્રભાવને લીધેજ ફ્રાંઝના મગજમાં આ સર્વ કાલ્પનિક સ્વપ્નસૃષ્ટિ ખડી થઇ હતી.

---

## પ્રકરણ ૩૨ મું.

ફ્રાંઝને જ્યારે ભાન આવ્યું ત્યારે આસપાસના સર્વ પદાર્થો તેને પોતાના સ્વપ્નનો બીજો ભાગ હોય એમ લાગ્યું. એક ભયંકર અંધકારવાળી ઘોર, કે જેમાં સૂર્યનું કિરણ પણ ભાગ્યે જ પેસી શકે તેવી ઘોરમાં પોતે પડયો હતો એમ તેને સમજાયું. તેણે જરા હાથ પગ લાંબા કર્યા તો તેના હાથ પથ્થરની દિવાલને અડકયા. તે બેઠો થયો તો ઘાસની પણ મૃદુ અને સુગંધીમય શય્યામાં એક કામળા ઉપર પોતે પડેલો હતો એમ તેને સમજાયું. પ્રથમનો દેખાવ બધો એકાએક અદ્રશ્ય થઇ ગયો. પેલાં બધાં સુંદર પુતળાં તો જાણે

કે સ્વપ્નની દરમ્યાન ધારૂમાંથી નીકળેલી છાયાઓ હોય તેમ તે જાગૃત થતાંની સાથે જ હવામાં ઉડી ગઇ.

એક ગુફામાંથી જરા જરા પ્રકાશ આવતો લાગ્યો. તે દિશામાં તે કેટલાક ડગલાં ચાલ્યો. સ્વપ્ન-સંબંધની જગ્યાએ સત્યતાની શાંતિ ફેલાઇ. હવે તેને માલુમ પડ્યું કે તે પોતે એક ગુફામાં હતો. ગુફાના દ્વાર આગળ આવી પહોંચ્યો, એટલે સમુદ્ર તથા આકાશ દૃષ્ટિગોચર થયાં. પ્રાતઃકાળના બાળ સૂર્યનાં કિરણો ચારે તરફ પથરાઇ રહ્યાં હતાં. કિનારા ઉપર ખલાસીઓ બેઠા બેઠા ગપ્પાં મારતા, હસતા, અને આનંદ કરતા હતા. તેમનાથી થોડેક છેટે નૌકા લંગર નાખીને પડેલી હતી, અને પાણીની સપાટી ઉપર નૃત્ય કરી રહી હતી. થોડી-વાર તો મંદ મંદ પવનની થંડી લ્હેરોનો આનંદ તેણે અનુભવ્યો, કિનારા ઉપર પછડાતાં મોજાંઓના ઘુઘવાટને તે સાંભળી રહ્યો, અને તેમની લીલા નિહાળી રહ્યો. કુદરતના પદાર્થોમાં એક પ્રકારનું અલૌ-કિક સૌન્દર્ય રહેલું છે, અને ખાસ કરીને એવા વિચિત્ર સ્વપ્નને અંતે તો તેવું લાગે છે જ. પછી ધીરે ધીરે કુદરતની એવી શાંત પવિત્ર, અને અદ્ભુત સૌન્દર્યવાળી રમણીયતાએ તેને તેના સ્વપ્નની અસત્યતા અને અસારતાનું સ્મરણ કરાવ્યું, અને તેની સ્મરણ શક્તિ તાજી થઇ. પોતે તે ટાપુ ઉપર કેવી રીતે આવ્યો, તેને દાણ-ચોરી કરનારાઓની ટોળીના નાયક પાસે કેવી રીતે લઇ જવામાં આવ્યો, તે વાત યાદ આવતાં પેલો ગુફામાંનો સુભ મહેલ, તેનું પોતાનું તે મહેલમાં કરવામાં આવેલું સ્વાગત, અને ભાંગનો લીધેલો સ્વાદ; એ સર્વ વાતો તેના ચક્ષુ આગળ ખડી થઇ. તેપણ હવે તેની જાગૃત અવસ્થામાં, અને પોતે ત્યારે પણ તેના મનને એ બધા બનાવો બન્યાને જાણે કે એકાદ વરસનો સમય વ્યતીત

થઇ ગયો એવો ભાસ થયો. તે સ્વપ્નની તેના મગજ અને કલ્પના-શક્તિ ઉપર એટલી બધી ઉંડી અસર થઇ હતી કે કેમે કર્યાં તે બનાવો ત્યાંથી ખસતા ન હોતા. રાત્રિના સ્વપ્નમાં જે ચિત્ર વિચિત્ર સ્વરૂપોએ તેને આનંદ કરાવ્યો હતો, તે સ્વરૂપો અત્યારે પણ જાણે કે તેની દૃષ્ટિ આગળનાં ખડકો ઉપર અને પેલી નૌકામાં જાણે ભમ્યા કરતાં હોય, એવો ભાસ તેને થવા લાગ્યો. આ સિવાય તેનું મગજ તદ્દન શાંત હતું, અને તેનો થાક પણ સારી રીતે ઉતરી ગયો હતો. તેના શરીરને સંપૂર્ણ વિશ્રાંતિ મળી હતી. તેને માથાનો દુખાવો જરા પણ રહ્યો ન હોતો. ઉલટ તેનું શરીર તેને હલકું લાગવા માંડયું અને સ્વચ્છ હવાથી તેનું મન પ્રફુલ્લિત થયું. સૂર્યનાં કિરણોમાં તેને અલૌકિક આલ્હાદ લાગ્યો.

તે આનંદમાં ને આનંદમાં જ પેલા નાવિકોની પાસે ગયો. તેને જોતાંની સાથે જ તેઓ ઉભા થયા. તેમના નાયકે તેને નમન કરીને કહ્યું:-

" સરદાર સીન્બાદે આપ નામદારને સલામ કહેવરાવી છે. જતી વખતે આપ નામદારની રજા લેવાની ફુરસદ નહિ મળવાથી પોતાની દિલગીરી જાહેર કરવાને અમને ફરમાન કર્યું છે. પણ તેમને ઘણા અગત્યના જરૂરી કામે 'માલ્ગા' જવાની એકાએક ફરજ પડેલી હોવાથી આપ તેમને ક્ષમા કરશો એવી તેમને આશા છે."

" ત્યારે ગાએટેન્જો, " ફ્રાંઝ બોલ્યો." આ બધું સત્ય જ છે, અને સ્વપ્ન નથી કેમ ? આ ટાપુ ઉપર એક માણસે મારૂં સ્વાગત કર્યું, ઉમદા રીતે મારી પરોણા ચાકરી કરી, અને મને ઉંઘતો મૂકીને તે ગૃહસ્થ ચાલતો થયો, એ વાત શું ખરી જ કે ? આવો પણ એક માણસ અસ્તિત્વમાં છે ખરો ?"

"અરે સાહેબ, સમુદ્ર તરફ નજર કરો અને પેલી નૌકાને નજરે જોઇને આપ આપની ખાત્રી કરી લ્યો. જો દુરબીનથી જોશો તો તે નૌકા ઉપર નાવિકોના ટોળામાં આપનું સ્વાગત કરનાર આપના યજમાન બિરાજમાન થએલા દેખાશે."

આમ કહીને કોરસીકાની દક્ષિણ દિશા તરફ હંકારી જતી એક નાની નૌકા તરફ પેલા કેપ્ટને આંગળી કરી.

ફ્રાંઝે તુરતજ દુરબીન ગોઠવીને જોયું.

કેપ્ટનનું કહેવું સત્ય લાગ્યું. નૌકાના પાછલા ભાગમાં જ પેલો અજ્ઞાત યજમાન ઉભેલો હતો અને દુરબીનથી કિનારા તરફ નિહાળી રહ્યો હતો. તેણે રાતનો જ પોષાક હજી ધારણ કરેલો હતો, અને રૂમાલ હલાવીને તે પોતાના અતિથીને નમન કરી રહ્યો હતો.

ફ્રાંઝે જવાબમાં પાછો પોતાનો રૂમાલ હલાવ્યો.

એક પળવારમાં તો પેલી નૌકાના પાછલા ભાગમાંથી એક નાનો સરખો ધૂમાડાનો ગોટો નિકળતો જણાયો, અને ધીમો ભડાકો સંભળાયો.

"જુઓ, જુઓ, સાહેબ, તે આપને સલામી આપે છે."

ફ્રાંઝે પોતાની બંદુક લઇને જવાબમાં હવામાં અવાજ કર્યો; પણ તેનો અવાજ પેલી નૌકા સુધી પહોંચશે કે કેમ તેનો તેને કાંઇ ખ્યાલ નહોતો.

"આપ નામદારનો હવે શો હુકમ છે?" કેપ્ટને પૂછ્યું.

"પહેલાં તો એક મસાલ સળગાવીને આપો."

"હા હા, હવે સમજાયું." કેપ્ટન બોલ્યો. "પેલા જાદુઇ ઓરડાનું દ્વાર આપને શોધી કાઢવું હશે? આપ નામદારની તેવી મરજી

હોય તો તે સારી વાત છે. હું મસાલ લઇ આવું છું. પણ મને પોતાને પણ આપના જેવાજ વિચારો આવેલા, અને એ ત્રણ વખત તે તરંગ પ્રમાણે પ્રયત્ન કરી જોઇને છેવટે મારે મારો પ્રયત્ન પડતો મૂકવાની જરૂર પડેલી. અરે કોણ છે રે ?" તેણે પોતાનાં માણસોને હુકમ કર્યો. " એક મસાલ તૈયાર કરીને નામદાર સાહેબને આપો. "

હુકમનો તુરતજ અમલ થયો. ફ્રાંઝે મસાલ લીધી અને પેલી ગુફામાં પ્રવેશ કર્યો. પેલો કેપ્ટન પાછળ પાછળ ગયો. પોતે જે જગાએ જાગ્રતિમાં આવ્યો હતો તે જગા તો ફ્રાંઝને તુરતજ જડી આવી. પછી તે ગુફાની ચારે તરફ ફરી વળ્યો, અને બારીકીથી તપાસ કરી. પણ તેની સર્વ મેહેનત ફોકટ ગઇ. તેની માફક બીજાઓએ જેમણે મસાલો લઇને વારંવાર તપાસ કરેલી, તેમની મસાલોના ધૂમાડાની નિશાનીઓ સિવાય બીજું કાંઇ પણ નજરે પડયું નહિ. તે લોકોના પણ સર્વ પ્રયત્નો ફ્રાંઝની માફકજ નિષ્ફળ નિવડયા હતા. આમ છતાં ફ્રાંઝે એક ઇંચ જગા પણ બરાબર તપાસ્યા સિવાય બાકી રાખી નહિ. જ્યાં જ્યાં કોઇ જગાએ જરાક પણ તડ માલુમ પડી કે તેમાં તેણે પોતાની કટાર ખોસી જોઇ. કોઇક જગાએ છૂપી કળ હોવાની શંકા પડતાં તે જગા ખોદવાની હરેક પ્રકારની માથાકુટ કરી જોઇ, પણ સર્વ મેહેનત નિષ્ફલ ગઇ. આ સવ માથાકુટમાં બે કલાક નિકળી ગયા. છેવટે હારી થાકીને તેણે પ્રયત્ન મૂકી દીધો.

જ્યારે ફ્રાંઝ ફરીથી કિનારા ઉપર આવ્યો, અને દુરબીનથી જોયું તો પેલી નૌકા દૃષ્ટિ–મર્યાદા આગળ એક નાના સરખા સફેદ ચાઠા જેવી જણાઇ. ફ્રાંઝ આ ટાપુ ઉપર જંગલી બકરાના શિકાર

માટેજ ખાસ આવ્યો હતો એવું પેલા કેપ્ટને તેને સ્મરણ કરાવ્યું. તે વાત ફ્રાંઝ તો તદ્દન વિસરી ગયો હતો. તેણે પોતાની બંદુક લીધી અને આનંદ અને મોજની ખાતર શિકાર કરવાનો ન હોય, પણ જાણે કે પોતાની ફરજ બજાવવાને પરાણે પરાણે શિકાર કરવાની તેને જરૂર પડી હોય તેવી રીતે તે શિકારની શોધમાં ભટકવા લાગ્યો. અડધા એક કલાકમાં તેણે એક મોટો બકરો અને બે બચ્ચાંનો શિકાર કર્યો. ફ્રાંઝને કાંઇ તેથી સંતોષ થયો નહિ.

વળી આ વખતે તેના મગજમાં બીજા વિચારો રમી રહ્યા હતા. ગઇ રાતના તે એરેબીઅન નાઇટ્સમાંની એકાદ જાદુઇ વાર્તાનો નાયક બન્યો હતો. પેલી ગફા શોધી કાઢવાને તેનું મન તલપી રહ્યું હતું. તેણે પેલા શિકાર તૈયાર કરવાની આજ્ઞા આપીને, ભોજન તૈયાર થાય તે દરમ્યાન ફરીથી પાછો તે બીજી વખત ગુફા તપાસવા ગયો. આ બીજી વાર તેણે ઘણા વખત સુધી તપાસ કરી પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. તે પાછો ફર્યો અને ભોજન તૈયાર થયું હતું ત્યાં તે આવી પહોંચ્યો.

પહેલે દિવસે સાંજના તે આ જગાએ જ બેઠેલો હતો, એટલામાં તેને સીન્બાદ ખલાસી તરફથી જમવાનું નિમંત્રણ આવ્યું હતું. તેજ સીન્બાદની નૌકા અત્યારે કોરસીકા તરફ પ્રયાણ કરી રહી હતી, અને દૃષ્ટિ–મર્યાદાની બ્હાર જવાની તૈયારીમાં હતી.

" અરે ! તમે તો એમ કહેતા હતા કે સીન્બાદ ખલાસી માલગા તરફ જવાનો છે; અને તે તો 'પોર્ટો વેશીઓ' તરફ હંકારી જતો જણાય છે ? " તેણે પૂછ્યું.

" કેમ ? મેં આપને કહ્યું હતું કે તેની સાથે બે કોરસીકન બ્હારવટીઆઓ તે છે શું આપ વિસરી ગયા ? "

" હા હા. એ બ્હારવટીઆઓને કિનારે ઉતારવા તે જતો હશે ! "

" હા, તેમજ. એવું કહેવાય છે કે તેને ઇશ્વર અગર સેતાન એ-માંથી કોઇની પણ દરકાર નથી. વળી તેનો આશ્રય ખોળનારને તે હરકોઇ જોખમે મદદ કરે છે. "

" પણ આવી ભલમનસાઇ બતાવવામાં તો તેને સત્તાવાળા-ઓની સાથે અથડા—અથડીના પ્રસંગો ઉભા થાય. " ફ્રાંઝ બોલ્યો.

" અરે તેને તેમની દરકારજ કયાં છે ? તે તો તેમનું ઉપહા-સ્ય કરે છે. તેઓ તેને પકડવા તો જાય ! પહેલું તો તેની નૌકા એ નૌકા નથી પણ એક પક્ષી જ છે, એમ કહીએ તો ચાલે. તે કોઇ પણ નૌકાને ઝડપમાં હરાવે તેમ છે. જમીન ઉપર તો જયાં જોઇએ ત્યાં તેના મિત્રોનો કાંઇ તોટો નથી. "

આ ઉપરથી એટલું સ્પષ્ટ સમજાતું હતું કે ભૂમધ્ય સમુદ્રના કિનારાના દરેક દેશના બ્હારવટીઆ, લુંટારા, અને દાણચોરોની સાથે સીન્બાદને ગાઢ મૈત્રી હતી.

હવે ફ્રાંઝને આ ટાપુ ઉપર વધારે સમય રહેવાની જરૂર જણાઇ નહિ. પેલી ગુફાનો ભેદ તેને હાથ લાગે તેમ નહોતું. તેથી તેણે જલદીથી નાસ્તો કરી લીધો. વહાણ તૈયાર હતું એટલે તે જલદીથી તેમાં જઇને બેઠો, અને વહાણ ચાલવા માંડયું.

હવે પેલી નૌકા દેખાતી બંધ થઇ ગઇ હતી. તે અદૃષ્ય થતાની સાથેજ પહેલી રાતના સર્વ બનાવો પાછા સ્વપ્નવત્ થઈ ગયા. આખો દિવસ અને રાત વહાણ હંકારતાં હંકારતાં બીજે દિવસે સવારમાં સૂર્યોદય વખતે મોન્ટેક્રીસ્ટોનો ટાપુ દૃષ્ટિ મર્યાદાની બ્હાર ગયો.

ફ્રાંઝ કિનારા ઉપર ઉતર્યો કે તુરતજ બીજી અશક્તિમાં લાગ્યો, અને પેલા બધા બનાવો તે વખતે તો વિસરીજ ગયો. ફ્લોરેન્સમાં જે મોજમજાહ ઉડાવવાની બાકી રહેલી હતી તે પુરી કરી એટલે રોમમાં તેની રાહ જોતા તેના મિત્રને જઇને મળવાની તેને આતુરતા થઇ.

તે રોમ જવા નિકળ્યો અને શનિવારે સાંજે ત્યાં પહોંચ્યો. ત્યાં 'મેતર પેન્ટ્રીની'ના નિવાસગૃહમાં (હોટેલમાં) પહેલેથી જગા રાખવાની વ્યવસ્થા થએલી હતી. પણ હોટેલમાં પહોંચવું એ કાંઇ એટલી બધી સ્હેલી વાત નહોતી. રોમના બધા રસ્તાઓ અને મોહોલ્લાઓમાં લોકોની ચીક્કાર ઠઠ જામી હતી. મોટા મોટા મહોત્સવના પ્રસંગે રોમમાં હમેશાં કોઇક જબરી ધમાલ મચી રહે છે, અને વરસમાં એવા ત્રણ ચાર પ્રજાકીય મહોત્સવો રોમમાં હોય છે. આવા પ્રસંગો સિવાયના દિવસે તો રોમ બધું સુમસુમાકાર લાગે છે. તો પણ જ્યારે મેદની ભરાય છે ત્યારે તો તેની ભવ્યતા અલૌકિક લાગે છે. પુરાતન સમયથી ચાલ્યું આવતું આ મહાન નગર કાવ્ય અને ચારિત્ર્યનું વિશ્રાંતિ–સ્થાન છે. ફ્રાંઝે અત્યાર સુધી પાંચ સાત વખત તેની મુલાકાત લીધેલી હતી અને દર વખતે તે નગરમાં તેને કાંઇક અલૌકિક રમણીયતા જણાઇ હતી. પળે પળે વધતી જતી ધમાલ અને મેદનીમાંથી ધીરે ધીરે રસ્તો કાપતો તે પોતાની હોટેલમાં છેવટે આવી પહોંચ્યો. આવા શહેરમાં આવા ધમાલના પ્રસંગોએ ભાડુતી ગાડીઓવાળા, મજુરો, અને વીશીઓવાળાના નોકરો એવા તુમાખી બની જાય છે કે તેઓ ભલા ભલાની પણ કાંઇ દરકાર કરતા નથી. ફ્રાંઝે જઇને તપાસ કરી તો પહેલાં તો કોઇએ તેને હાયજ મુકવા દીધા નહિ, હોટેલમાં બીલકુલ

જગાંજ નથી એવો જવાબ મળ્યો. ફ્રાંઝે આથી હોટેલના માલિકને પોતાનું નામ મોકલાવ્યું. અને આલ્બર્ટ-દ-મોર્સર્ફને મળવાને માગણી કરી. આ યુક્તિ ફલીભૂત થઇ. માલિક લાગલોજ દોડતો આવ્યો. ફ્રાંઝને ખોટી થવું પડ્યું તે સારૂ તેની માફી માગી, અને નોકરોની તેણે ખૂબ ઝાટકણી કાઢી. પછી હાથમાં બત્તી લઇને આલ્બર્ટના ઓરડામાં તેને લઇ જવા લાગ્યો, એટલામાં આલ્બર્ટજ ત્યાં આવી પહોંચ્યો.

આ હોટલમાં જે જગા રાખવામાં આવી હતી તેમાં બે નાની પણ સુંદર ઓરડીઓ હતી, અને એક ન્હાવાની ઓરડી હતી. આ બે ઓરડીઓની બારીઓ મોહોલ્લામાં પડતી હતી. જે માળ ઉપર ઓરડીઓ હતી, તે માળનો બાકીનો તમામ ભાગ એક ઘણા શ્રીમન્ત ગૃહસ્થે રોકી લીધો હતો. આ ગૃહસ્થ સીસીલી અગર માલ્ટાનો વતની હશે એમ ધારણા હતી. પણ બેમાંથી કયી જગાએ તેનું વતન હશે તે નક્કી કરી શકાયું નહોતું. આ વાતો બધી હોટલના માલિકે સંભળાવી.

"એ તો બધું ઠીક." ફ્રાંઝ બોલ્યો. "પણ અમારે માટે હમણાંને હમણાંજ ભોજન રજુ કરો. વળી કાલે અને ત્યારપછીના દિવસો માટે અમારે ગાડી જોઇએ."

"નામદાર સાહેબો," માલિકે જવાબ આપ્યો. "ભોજન તો જાણેકે હમણાંજ રજુ થશે. પણ ગાડી તો—"

"એટલે ? ગાડીનું શું છે ?" આલ્બર્ટે માલિકને ઉધડોજ લીધો. "એવી ગરબડ સરબડ હું ચાલવનાર નથી સમજ્યો કે ? ગમે તેમ થાય પણ અમારે ગાડી તો જોઇએજ."

"સાહેબ, અમારાથી બનતો સર્વ પ્રયત્ન અમે કરીશું. અમે તો એટલુંજ જાણીએ."

"વારુ, શું થયું તેની અમને ક્યારે ખબર પડશે?"

"કાલે સવારમાં."

"જન્મમાં ગઈ કાલ સવાર! એનો અર્થ એટલોજ કે તમારે અમારી પાસેથી જોર જુલમથી પૈસા કઢાવવા છે! અરે, બીજી હોટલોમાં તો અહીંના કરતાં અડધા પૈસા આપવા છતાં આથી પણ સારી સગવડો મળે છે. અમે અહીંઆં તમારું નામ સાંભળીને આવ્યા એટલે હવે તમે આ લુચ્ચાઈનો ધંધો માંડ્યો છે કેમ!"

"પણ સાહેબ, ચાર ગણું ભાડું આપતાં પણ ગાડીઓ મળી શકે તેમ નથી!"

"પણ ગાડી તો આપણી છે. કોઈકના ઘોડા શોધી લાવો ત્યારે."

"અરે, એકલા ઘોડા મળવાની તો વળી એથી પણ વધારે મુશ્કેલી છે!"

આલ્બર્ટે જાણે જવાબ સમજતો ન હોય તેમ તેણે ફ્રાંઝના સામે જોયું. હોટલનો માલિક ફરીથી બોલ્યો: 'અહીંની બધી ગાડીઓ અને ઘોડા આજે પંદર દિવસથી ભાડે રખાઈ ગયા છે."

"હવે શું કરવું?" ફ્રાંઝે આલ્બર્ટને પૂછ્યું.

"મારો તો એવો નિયમ છે કે જ્યારે કોઈ મુશ્કેલી આવી પડે અને આપણું ધાર્યું ન થાય ત્યારે તે વાત ત્યાંથીજ પડતી મૂકવી. ચાલો, ભોજન તો તૈયાર છે ને?"

તેણે હોટલવાળાને છેવટનો પ્રશ્ન કર્યો.

"હા હા નામદાર." "ત્યારે તે રજુ કરો."

"ગાડી ઘોડાનું શું?" ફ્રાંઝે પૂછયું.

"દોસ્ત, ગભરાતો નહિ. વખતે એની મેળે આવી પહોંચશે. પ્રશ્ન માત્ર આપણે ભાડાના પૈસા કેટલા આપવા પડે છે તેજ છે."

"જર અને ચ્હાય તે કર" એ કહેવતના સિધ્ધાન્તમાં સંપૂર્ણ શ્રદ્ધાવાળા આલ્બર્ટને મન કાંઇપણ અશક્ય ન હોતું, અને પૈસા ખર્ચવાના ખાસ ઇરાદાથી તો રોમ નગરના મહોત્સવોમાં મોજમજાહ માણવા આ બન્ને મિત્રો આવેલા હતા, એટલે પૈસાનો કાંઇજ હિસાબ ન હોતો. આલ્બર્ટે તો આથી આનંદથી નિરાંતે ભોજન કર્યું, શાંતિથી સુઇ ગયો, ગાઢ નિદ્રામાં પડયો, અને જાણેકે પોતે છ ઘોડાની ગાડીમાં બેસીને મહોત્સવમાં ભાગ લેવા પોતાના મિત્ર સાથે નિકળ્યો હતો એવા સ્વપ્નમાં મ્હાલવા લાગ્યો.

---

## પ્રકરણ ૩૩ મું.

બીજે દિવસે પ્રાતઃકાલમાં ફ્રાંઝ નિદ્રામાંથી પહેલો જાગ્રત થયો, અને તેણે તુરત જ ઘંટડી વગાડી તો અવાજ બંધ થતા પહેલાં તો નિવાસગૃહનો માલિક હાજર થયો.

" નામદાર સાહેબ, " અંદર દાખલ થતાં જ તે બોલ્યો, " મને કાલે બ્હીક હતી અને તેથીજ હું આપને ખાત્રી બંધ જવાબ આપી શકયો નહોતો; કારણ કે આપ ઘણા મોડા જાગ્યા હતા.

પણ મારું ધારવું કાંઈ તદ્દન પાયા વગરનું ન હોતું. એકપણ ગાડી મળી શકે તેમ નથી. તેમાં વળી છેલ્લા ત્રણ દિવસ માટે તો નહિ જ મળે."

"હાં." ફ્રાંઝ બોલ્યો. "એટલે જે છેલ્લા ત્રણ દિવસ આપણે તેની ખાસ જરૂર છે તે દિવસો માટે નહિ મળે કેમ?"

"શું? શું? ગાડી મળતી જ નથી?" આલ્બર્ટે પ્રવેશ કરતાં પૂછ્યું.

"હા હા. તેમ જ છે." ફ્રાંઝે જવાબ આપ્યો.

"ત્યારે તો એ બધી આ તમારા રોમ શહેરની બલીહારી જ તો!"

"સાહેબ, હજી આપે મારું કહેવું બરાબર સાંભળ્યું નથી." પોતાના શહેરની આબરૂ જાળવવાના હેતુથી માલિક બોલ્યો. માત્ર રવીવાર સાંજથી તે મંગળવાર સાંજ સુધી એક પણ ગાડી મળી શકે તેમ નથી. પણ આજથી રવીવાર સુધીને માટે જોઈતી હોય તો એક તો શું પણ પચાસ હાજર થશે."

"અરે ચાલો, એટલું તો એટલું." આલ્બર્ટ બોલ્યો. "આજે હજુ તો ગુરૂવાર થાય છે. રવીવાર તો ચાર દિવસે આવશે એટલે "આડી રાત તેની શી વાત?" એ તો સૌ તે વખતે થઈ રહેશે."

"અરે, હજી તો બીજા ઓછામાં ઓછા દસ બાર હજાર માણસો આવી પહોંચશે." ફ્રાંઝે જવાબ આપ્યો. "એટલે વળી વધારે હરકત પડશે."

"હવે યાર કાલની વાત કાલે છે. આજે તો મોજ ઉડાવ." આલ્બર્ટે જવાબ આપ્યો.

" વારૂ ત્યારે, અમને સરઘસ જોવા માટે બારીએ ઉભા રહેવાની સગવડ તો મળશે ને ? "

" ક્યાં આગળ ? " " 'રૂ દ. કુર્સ' ના મોહોલ્લામાં. "

" બારી અને તે પણ વળી તેજ લત્તામાં ! તદ્દન અશક્ય ! એક હતી તે આજેજ રોકાઇ ગઇ. એક રશીઅન રાજકુમારે રાખી છે."

બન્ને યુવાનો બ્હાવરા બની એક બીજાના સામે જોઇ રહ્યા.

" વારૂ, આવી સ્થિતિમાં " ફ્રાંઝે આલ્બર્ટને કહ્યું. " આપણે માટે સૌથી સારો શો રસ્તો છે તે તમને સમજાય છે ? હું તો ધારૂં છું કે આપણે વેનીસ જઇને કાર્નીવલનો ઉત્સવ તે શહેરમાં ઉજવીએ ! ત્યાં આપણને ગાડીઓ નહિ તો મછવા તો મળી શકશે જ ! "

" છે ! છે ! ના રે ના. " આલ્બર્ટ બોલ્યો. " કાર્નીવલનો મહોત્સવ જોવાને તો હું અહીં રોમ શહેરમાં આવ્યો છું, અને ગમે તેમ થાય પણ આપણે તો તે જોવાના જ. "

" શાબાશ ! ઘણોજ ઉત્તમ વિચાર ! આપણે ગમે તેવા વિચિત્ર વેશ ધારણ કરીશું એટલે આપણું કાર્ય સરશે. "

"ત્યારે આપ નામદાર સાહેબોને માટે અત્યારથી રવીવાર સવાર સુધી માટે ગાડી મંગાવવાની છે કે કેમ ? " વિશ્રાંતિગૃહના માલિકે પૂછ્યું.

"અરે પ્રભુ ! " આલ્બર્ટ બોલ્યો. " તમે તે કેવા માણસ છો ? તમે એમ ધારો છો ત્યારે કે આ આવડા મોટા રોમ શહેરમાં વકીલોના ગુમાસ્તાની માફક અમે પગે ભટકવા અને ટાંટીઆ તોડ કરવા માગીએ છીએ ? "

"આપની આજ્ઞા પ્રમાણે તજવીજ કરવાને તો હું જાઉં છું, પણ હું આપને પહેલેથી જણાવી દઉં છું કે ગાડીના રોજના ૭ પીએસ્ટર્સ (રોમના સિક્કા) ભાડાના બેસશે."

"જુઓ સાંભળો." ફ્રાંઝ બોલ્યો. "હું કાંઇ પડોસની ઓરડી-માં રહેતા તમારા પેલા લક્ષાધીશ પરોણાના જેવો દ્રવ્યવાન નથી. વળી હું કાંઇ રોમમાં પહેલવહેલોજ આવતો નથી. આ પહેલાં તો હું ચાર પાંચ વખત આવી ગયો છું. ગાડીઓનાં ભાડાંથી હું કાંઇ અજાણ્યો નથી. એટલે ત્રણે દિવસના મળીને બાર પીએસ્ટર્સ ભાડું આપવાનું છે; અને તેમાંથી પણ તમને પોતાને સારો નફો મળશે એ હું સારી રીતે સમજું છું."

"પણ સાહેબ," માલિકે આગ્રહ કરવા માંડયો.

"હવે જાઓ જાઓ છાનામાના." ફ્રાંઝે જવાબ આપ્યો. "નહિ તો હું મારી મેળે જઇને વ્યવસ્થા કરી આવીશ. તમારો દલાલ મારો પણ ઓળખીતો છે. મારા ઘણાએ પૈસા તેણે લુંટી ખાધેલા છે, અને મારી પાસેથી ભવિષ્યમાં મળવાના નફાની આશાએ તે તમારા કરતાં વધારે સસ્તામાં મારૂં કામ કરશે. એટલે પછી તમને નુકસાન થશે, અને તેમાં વાંક તમારોજ છે."

"ના ના સાહેબ. આપને એટલી બધી તસ્દી લેવાની જરૂર નથી." પેલા નિવાસગૃહના માલિકે મોહું ઠેકાણે રાખતાં કહ્યું. "મારાથી બનતું હું કરીશ, અને મને આશા છે કે તમારૂં સમાધાન થશે."

"હવે તમે બરાબર સમજ્યા."

"આપને ગાડી ક્યારે જોઇએ?" "એક કલાકમાં." "વારૂ ત્યારે, એક કલાકમાં તે દરવાજા આગળ હાજર થશે."

એક કલાક પછી ગાડી આવીને દરવાજા આગળ ખડી થઇ. તે એક ભાડુતી ગાડી હતી છતાં ખાનગી ગાડી હોય તેવો તેને દેખાવ આપવાને પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

ગાડી આવી પહોંચેલી જોઇને ફ્રાંઝ અને આલ્બર્ટ નીચે ઉતર્યા અને ગાડીમાં બેઠક લીધી. તેમણે જોવા લાયક જગ્યાએ બતાવવાને માટે એક ભોમીઓ સાથે લીધો હતો, તે ગાડીની પાછળની બેઠક ઉપર ચઢી બેઠો.

"આપ નામદાર સાહેબોને કયાં જવાનો વિચાર છે?"

"પ્રથમ તો સેન્ટપિટરનું દેવળ જોવું છે. પછી કોલોસીઅમ જોવું છે." આલ્બર્ટે જવાબ આપ્યો; પણ તે બિચારાને ખબર નહોતી કે એકલા સેન્ટપિટરના દેવળને જોવા મારેજ એક આખો દિવસ લાગે છે. તેનું બારિક અવલોકન કરવાને તો લગભગ એક માસ જેટલી મુદ્દત જોઇએ.

આખો દિવસ સેન્ટપિટરમાં જ નિકળી ગયો. સાયંકાળ થવા આવ્યો તેથી તેઓ મુકામ ઉપર પાછા ફર્યા. નિવાસગૃહ આગળ ગાડીમાંથી ઉતરતી વખતે ગાડીવાળાને રાતના આઠ વાગે તૈયાર રહેવાને ફ્રાંઝે આજ્ઞા કરી. તેની ઇચ્છા પોતાના મિત્રને ચંદ્રના પ્રકાશમાં કોલોસીઅમ બતાવવાની હતી. જે સ્ત્રીના પ્રેમનો આસ્વાદ લેવાનો આપણને લાભ મળતો હોય, જે સ્ત્રીના પ્રણયી બનવાનું માન–સદ્‌ભાગ્ય આપણને મળેલું હોય, તે સ્ત્રી આપણા મિત્રને બતાવતાં આપણને જેવું અભિમાન થાય છે, તેટલું જ અભિમાન જે શહેર આપણે જોયેલું હોય તે શહેર આપણા અજાણ્યા મિત્રને બતાવતાં આપણને થાય છે. ફ્રાંઝનો વિચાર 'પોપોલો' ના દરવા-

જેથી શહેરમાંથી બહાર નિકળી ' ગીઓવેની ' દરવાજેથી શહેરમાં પાછા દાખલ થવાનો હતો, કે જેથી કેપીટોલ, ફૉરમ વિગેરે બીજાં અનેક પુરાતન સ્થાનો જોતાં પહેલાં ' કોલોસીઅમ જોઇ શકાય.

તેઓ ભોજન કરવા બેઠા. નિવાસગૃહના માલિકના બોલવા ઉપરથી તો તેઓએ સારા સારા મિષ્ટાન્નની આશા રાખી હતી, પણ તેઓએ તો સાધારણ નાસ્તો જ તૈયાર દીઠો. ભોજન પુરૂં થયું, એટલામાં નિવાસગૃહનો માલિક ત્યાં આવી પહોંચ્યો. ફ્રાંઝે ધાર્યું કે ભોજનનાં વખાણ સાંભળવા તે આવ્યો હશે તેથી તેણે મ્હો કાતરું રાખીને વખાણ કરવા માંડયાં. પણ માલિકે તેને અટકાવ્યો.

" સાહેબ, " તે બોલ્યો. " આપનાં વખાણ માટે હું આપ નામદારનો આભારી છું; પણ હું તો બીજા કામે આવ્યો હતો. "

" શું ત્યારે બીજી ગાડી મળી આવ્યાની ખબર આપવા આવ્યા હતા ? " આલ્બર્ટે સીગાર સળગાવતાં પૂછ્યું.

" ના જી. હવે ગાડીની તો આશા રાખવી ફોકટ છે. અહીં–રોમ શહેરમાં તો કોઇ વસ્તુ બને પણ ખરી, અને કોઇ વસ્તુ ના પણ બને. જે વસ્તુ નહિ બને એમ એક વખત જણાયું તે તો ફરીને કદી બનેજ નહિ. "

" ત્યારે તો રોમ કરતાં પેરીસ વધારે સારૂં અને સગવડ વાળું. ત્યાં કોઇ ચીજ ન બને એવી હોય તોપણ, જો તેની બમણી કીંમત આપો કે તુરતજ તે બનેજ બને. "

" જેટલા ફ્રેંચ લોકો અહીં આવે છે તે બધા આ પ્રમાણે જ બોલે છે. " નિવાસગૃહનો માલિક જરા ચીઢાઇને બોલ્યો. "એટલે મને તો એમ થાય છે કે એવું હોય તો પછી તે લોકો પ્રવાસેજ શા માટે નિકળતા હશે ? મને તો તે સમજાતું નથી. "

"પણ" આલ્બર્ટે સિગારનો ધુમાડો કાઢતાં, અને ખુરશીને પાછળના પાયા ઉપર તોળી રાખતાં કહ્યું. "પણ અમારા જેવા ગાંડા અને બુદ્ધિહીન મનુષ્યોજ પ્રવાસ કરતા હશે ! અક્કલવાળા ફ્રેંચ લોકો તો કદી પેરીસમાંથી બ્હાર જવાનું પસંદ કરતાજ નથી. પેરીસની મોજમજાહ, સુખ અને વૈભવ વળી બીજે ક્યાંથી મળવાનાં હતાં ?" નિવાસગૃહનો માલિક જરા વિચારમાં પડી ગયો.

"પણ–" ફ્રાંઝે તેના વિચારમાં વિક્ષેપ પાડતાં કહ્યું. "તમારા અત્યારે અહીં આવવામાં કાંઇ હેતુ રહેલો હોવો જોઇએ. તો મેહેરબાની કરીને તે જ અમને જરા જણાવો ને ?"

"હા હા. એ તો હું વિસરીજ ગયો સાહેબ. આપે બરાબર આઠ વાગે આપની ગાડી પાછી મંગાવી છે ?" "હા હા. મંગાવી છે." "તમારે તે વખતે કોલોસીઅમ જોવા જવાનો વિચાર છે ?" "હા."

"આપ સાહેબે ગાડીવાળાને એવો હુકમ કર્યો છે કે 'પોપોલો'ના દરવાજેથી બ્હાર નિકળવું, શહેરના કોટની આસપાસ ચક્કર લેવો, અને સેન્ટ 'ગીઓમાની'ના દરવાજેથી શહેરમાં પાછા દાખલ થવું ?"

"હા હા. મેં તેવીજ આજ્ઞા કરેલી છે."

"પણ એ તો અશક્ય છે." "અશક્ય ?"

"અશક્ય એટલે ટુંકામાં ઘણું જોખમ ભરેલું."

"જોખમ ભરેલું ? કેમ વારૂ ?"

"પેલા મશહુર 'લુઇજી વેમ્પા'ને લીધેજ."

"પણ આ તમારો મશહુર 'લુઇજી વેમ્પા' વળી કોણ છે

તે ?" આલ્બર્ટે પૂછ્યું. "આ રોમ શહેરમાં કદાચ તે નામાંકિત થયો હશે, પણ પેરીસમાં તો કોઇએ તેનું નામ સરખું પણ સાંભળ્યું નથી !"

"શું આપે તેના વિષે કાંઇ સાંભળ્યું નથી ?"

"અમને તેવું માન હજી સુધી મળેલું નથી." "તેનું નામ પણ આપે સાંભળ્યું નથી ?" "કદીજ નહિ."

"ત્યારે તો મારેજ આપને જણાવવું પડશે. 'લુઇજી વેમ્પા' એક હાલનો અતિ ભયંકર બ્હારવટીઓ છે. અત્યાર સુધીમાં થઇ ગએલા બીજા મશહુર લુંટારાઓ તો તેના આગળ કાંઇજ હિસાબમાં નથી."

"જો, જો, આલ્બર્ટ !" ફ્રાંઝ એકદમ બોલી ઉઠયો. "તું બ્હારવટીઆની શોધમાં હતો તે આખરે આજે તને એકની ભાળ મળી આવી ખરી ?"

"જુઓ મેહેરબાન, હું તમને પહેલેથીજ જણાવી દઉં છું કે એ એવા બ્હારવટીઆ સંબંધીના ટાઢા પ્હોરના તડાકા પૈકીનો એક શબ્દ પણ અમે માનતા નથી. હવે તમારે જે વાત કરવી હોય તે ખુશીથી કરો." આલ્બર્ટે નિવાસગૃહના માલિકને ચોખ્ખું પધરાવી દીધું, એટલે તે ફ્રાંઝ તરફ ફર્યો. કારણ ફ્રાંઝ તેને જરા વધારે સમજુ લાગ્યો. ઘણાએ ફ્રેંચ લોકો તેને ત્યાં આવીને નિવાસ કરતા, પણ તે બિચારો તેમને કહી પણ બરાબર સમજી શકતો નહિ."

"નામદાર સાહેબ," તેણે ફ્રાંઝને ગંભીરતાથી કહ્યું.

"જો મારા વચનમાં આપને વિશ્વાસ જ ન હોય તો પછી

આપને કાંઇ પણ કહેવું એ કેવળ નિરૂપયોગી છે. આપના જ ભલાની ખાતર હું—"

"આલ્બર્ટનું કહેવું એવું નથી કે તમે અસત્ય બોલો છો." ફ્રાંઝે જવાબ આપ્યો. "તમે જે કહેવા માગો છો તે વાત તેના માન્યામાં આવતી નથી, પણ તેની તમે ચિન્તા રાખતા નહિ. મને તમારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે; અને હું તો તમે કહેશો તે માન- વાનોજ. માટે બોલો."

"પણ જો આપ નામદારને મારા કહેવામાં અસત્યની શંકા–"

"જુઓ, વળી પાછા તમે આમ બોલ્યા ખરૂં ? તમે પણ ઘણા લાગણીવાળા માણુસ દેખાઓ છો. તમારી વાત પુરેપુરી નહિ માનીએ તો અડધી તો અમે માનવાનાજ. માટે બેસો, અને વેમ્પાના સંબં- ધમાં અમને સર્વ કાંઇ હકીકત કહો."

"માસ્ટ્રીલાના પછી મોટામાં મોટો અતિભયંકર અને મશહુર બ્હારવટીઓ આ 'લુઇજી વેમ્પા' થયો છે એ તો મેં આપ નામદા- રોને જણાવેલું છે જ."

"અમે ગાડીવાનને જે હુકમ કર્યો છે તેને અને આ લુંટારાને શું સંબંધ છે ?"

"સંબંધ એટલોજ કે, આપ નામદાર આપના ધારવા પ્રમાણે શહેરના એક દરવાજેથી બ્હાર તો નિકળી શકશોજ, પણ બીજા દરવાજેથી શહેરમાં ફરીથી દાખલ થઇ શકશો કે કેમ તે શંકા છે."

"કેમ ?"

"કારણ કે રાત પડયા પછી શહેરના દરવાજાથી પચાસ વાર જેટલા દૂર જવાનું પણ સુરક્ષિત નથી."

" આ શું તમે પ્રતિજ્ઞા ઉપર સત્ય બોલો છો ?" આલ્બર્ટ બોલી ઉઠયો.

"મહાશય," આલ્બર્ટના પ્રશ્નથી અપમાનિત થઇ માલિકે જવાબ આપ્યો. "આ વાત હું આપ નામદારને કહેતો નથી, પણ આપના મિત્રને જણાવું છું. કારણ તેઓ રોમ શહેરથી જાણીતા છે, અને આ ઠઠ્ઠા મશ્કરીની વાતો નથી, એમ બરાબર સમજે છે."

"દોસ્ત," આલ્બર્ટે ફ્રાંઝ તરફ ફરીને કહ્યું. "આ તો ઘણું મજેનું સાહસ આવી મળ્યું છે. આપણે પીસ્તોલો, તરવારો, અને બંદુકો આપણી સાથે ગાડીમાં તૈયાર રાખી લઇશું. વેમ્પા આપણને લુંટવા આવે કે તુરતજ આપણે તેને પકડી લઇશું, અને લાગીને તેને નામદાર પોપની આગળ ખડો કરી દઇશું; એટલે તેઓ નામદાર તે સેવાના બદલામાં કાંઇક માગવાનું આપણને ફરમાવશે, એટલે આપણે એક ગાડી અને ઘોડાની એક જોડી માગી લઇશું. પછી આપણને ગાડીમાં બેસીને કાર્નીવલ જોવાનો લાગ મળશે, અને રોમન લોકો આપણને બન્નેને તેમના દેશના રક્ષણ કરનાર ઉદ્ધારક તરીકે માન આપશે, અને આપણી દિગંતમાં નામના થશે."

આલ્બર્ટ આ યોજનાનું વર્ણન કરતો હતો તે દરમ્યાન પેલા માલિકના મુખ ઉપર નાખુશીની જે લાગણી દેખાતી હતી તેનું વર્ણન કરવું અશક્ય હતું.

"એ તો જાણે ઠીક," ફ્રાંઝે આલ્બર્ટને પૂછ્યું. "હથીઆરોથી ગાડી ભરી દેવાનો તમે વિચાર તો બતાવ્યો, પણ એ બધાં હથીઆરો ક્યાંથી લાવવાં વારૂ ?"

"આપણી પાસે તો નથીજ." આલ્બર્ટે જવાબ આપ્યો. "કારણ કે ટેરેસીનામાં મારી કટાર સુદ્ધાં ચોરાઇ ગઇ છે."

"મારૂં પણ તેમજ થએલું છે." ફ્રાંઝે કહ્યું.

"આપ નામદારને માલુમ તો હશેજ કે લુંટારાઓના હુમલાની સામે થવાતું નથી." પેલા માલિકે ફ્રાંઝને કહ્યું. તે તેનું કહેવું સાંભળે એવો તેને લાગ્યો હતો.

"શું ?" મૂગે મૂગા લુંટાઇ જવાના વિચારથી તેનો પિત્તો ઉછળી ગયો અને તેથી આલ્બર્ટ બોલ્યો. "સામા થવાનું નહિ ? એટલે શું ?"

"ના. ના. કારણ તેનો કાંઇજ અર્થ હોતો નથી. ગમે તેવા ખુણાખોચરા, ખાડા, ટેકરા, અગર તેવીજ બીજી સંતાઇ રહેવાની જગાએથી ઓચિંતાજ બારેક લુંટારાઓ નિકળી આવીને આપને ઘેરી લે, અને તમારા સામે બંદૂકો તાકીને એકાએક ઉભા રહે તો તેમની સામે થઇને શું કરવાના હતા ?"

"ઓ બાપરે ! એ લોકો તો આપણા રામજ રમાડી દે !" આલ્બર્ટે મશ્કરીમાં કહ્યું.

માલિક ફ્રાંઝ તરફ ફર્યો. "તમારો મિત્ર કેવળ ગાંડો અને મૂર્ખજ છે !" એવું કહેવાનો તેના મુખનો ભાવ હતો.

"આલ્બર્ટ દોસ્ત," ફ્રાંઝે આલ્બર્ટ તરફ ફરીને કહ્યું. "તારો ઉત્તર ઘણો ઉમદા છે. રોમ શહેરની સ્વતંત્રતા અને સહિસલામતી જોખમમાં આવી પડી હતી ત્યારે હોરેસે આવોજ ઉત્તર આપ્યો હતો; પણ આપણે તો માત્ર એક તરંગની ખાતરજ—એક મોજની ખાતરજ—જોવા જવા ઇચ્છીએ છીએ; તો એવા એક ક્ષુલ્લક હેતુની ખાતર આપણી જીંદગી જોખમમાં લાવીને નાંખવી એ તો મૂર્ખતા જ કહેવાય."

આલ્બર્ટ તો એક શીસામાંથી કાંઇક મગજને આનંદ આપનાર ઓષધ (મદ્ય) પ્યાલામાં લઇને પીવા લાગ્યો, અને કાંઇક ન સમજી શકાય તેવા શબ્દો બબડવા લાગ્યો.

"જુઓ, હવે મારો મિત્ર તો શાંત થઈ ગયો છે." ફ્રાંકે પેલા માલિકને કહ્યું. "મને તો મશ્કરી-હસવાનું પસંદ નથી તે તમે સારી રીતે જાણો છો; એટલે આ લુઇજી વેમ્પા કોણ છે તે હવે કહો. તે મૂળે કોઇ ભરવાડ છે કે ઉમરાવ છે? વૃદ્ધ છે કે યુવાન છે? ઉંચો છે કે ઠીંગણો છે? તેનું જરા વર્ણન તો કરો કે જેથી કદાચ વખતે અમારો તેની સાથે મેળાપ થઇ જાય તો અમે તેને ઓળખી શકીએ?"

"આ બાબતમાં મારા કરતાં વધારે સારી માહિતી આપને બીજું કોઇ પણ આપી શકે તેમ નથી. કારણ કે હું તો તેને તેના બચપણથીજ ઓળખું છું. એક દિવસ હું પણ તેના હાથમાં સપડાયો હતો, પણ મારા સદ્‌ભાગ્યે તેણે મને ઓળખી કાઢ્યો, એટલે તેણે મને કાંઇ પણ દંડ લીધા સિવાય છોડી મૂકયો, એટલુંજ નહિ પણ ઉલટ મને એક અતિસુંદર ઘડીઆળ બક્ષિસ આપ્યું અને પોતાનો તમામ ઇતિહાસ મને તેણે કહ્યો."

"લાવો, તે ઘડીઆળ જોઇએ તો ખરા." આલ્બર્ટ બોલ્યો. પેલા નિવાસગૃહના માલિકે તુરતજ ખીસ્સામાંથી ઘડીઆળ કાઢયું. તે પેરીસની બનાવટનું અને જાણીતા કારખાનાની કારગીરીનું હતું.

"જુઓ, આ રહ્યું."

"વાહરે! આ તો સાચી વાત જણાય છે ને!" આલ્બર્ટે જવાબ આપ્યો. "ઘડીઆળ તો ઘણીજ ઉત્તમ બનાવટનું છે. મારી

પાસે તેની જોડ છે." તેણે ખીસ્સામાંથી પોતાનું ઘડીઆળ કાઢીને બતાવતાં કહ્યું. "મેં આ ઘડીઆળના એકસોને વીસ પૌન્ડ આપેલા છે."

"વારૂ ત્યારે, હવે એ બધો ઇતિહાસ અમને સંભળાવો." ફ્રાંઝે કહ્યું અને તેને બેસવાની ઇશારત કરી.

"આપ નામદાર સાહેબની પરવાનગી છે?"

"ઓ બાપરે! "આલ્બર્ટ બોલ્યો." તમે શું ધર્મગુરૂ કે ભાષણકાર છો કે આવી રીતે ઉભા રહેવાની જરૂર છે?"

નિવાસગૃહના માલિકે આ બન્ને જણને પ્રણામ કર્યા અને બેઠો.

"તમે તો એમ કહેવા માગો છો" ફ્રાંઝ બોલ્યો. "કે આ લુઇજી લેમ્પાને તમે તેના બચપણથી ઓળખો છો.—ત્યારે એ ઉપરથી તે યુવાન માણસ હોવો જોઇએ એમ લાગે છે."

"યુવાન માણસ! તેની ઉમ્મર માત્ર બાવીસેક વરસની જ હશે! અરે હજી આગળ ઉપર તો તે ઘણી નામના મેળવશે એમ લાગે છે."

"આલ્બર્ટ કેમ તું શું ધારે છે? બાવીસ વરસની ઉમ્મરે જે માણસે આવી નામના મેળવી છે તે આગળ શું નહિ કરે?"

"હા. હા." આલ્બર્ટે મ્હો ઠાવકું રાખીને જવાબ આપ્યો. એલેકઝાન્ડર, સીઝર અને નેપોલીઅન, જેમનાં નામ વિશ્વમાં કાંઇક વિખ્યાતિને પામ્યાં છે, તેમને પણ એટલી ઉમ્મરે તો કોઇ ઓળખતું અગર જાણતુંએ નહોતું."

"ત્યારે આપણી આ વાર્તાનો નાયક" ફ્રાંઝે પૂછવાનું આગળ ચલાવ્યું. "હજી માત્ર બાવીસજ વરસની ઉમ્મરનો છે કેમ?"

"અરે એટલાં પણ ભાગ્યેજ થયાં હશે." "તે ઉંચો છે કે ઠીંગણો ?"

"મધ્યમ કદનો છે." આલ્બર્ટને બતાવતાં તે બોલ્યો.

"આ સાહેબના જેટલોજ."

"તમારી તુલના કરવાની મેહેરબાની માટે તમારો આભારી છું." આલ્બર્ટે નમન કરતાં જવાબ આપ્યો.

"વારૂ તે કયા વર્ગનો માણસ છે ?" ફ્રાંઝે પોતાના મિત્રનો મિજાજ ખસેલો જોઇને હસતાં હસતાં પૂછ્યું.

"મૂળે તે એક ભરવાડનો છોકરો હતો. પાલેસ્ટ્રીન અને ગેબ્રી સરોવરની વચ્ચે આવેલા કાઉન્ટ સાન-ફેલીસના ખેતરમાંનો કાઉન્ટનો આશ્રિત હતો. તે પેમ્પીનારામાં જન્મ્યો હતો અને જ્યારે પાંચ વરસનો થયો ત્યારથી કાઉન્ટની સેવામાં દાખલ થયો હતો. તેનો પિતા ભરવાડનોજ ધંધો કરતો હતો અને તેથીજ પોતાનું ગુજરાન ચલાવતો હતો. ઘેટાંનું દૂધ અને ઉન તે રોમ શહેરમાં વેચતો હતો. નાનપણથીજ વેમ્પા ઘણો વિચિત્ર સ્વભાવનો હતો. તેની ઉમ્મર આશરે સાતેક વરસની હતી તેવામાં એક દિવસે તે પેલેસ્ટ્રીનાના પાદરી પાસે ગયો અને પોતાને વાંચતાં લખતાં શિખવવાને તેને વિનંતિ કરવા લાગ્યો. આ કામ જરા મુશ્કેલીનું હતું. કારણ તે પોતાનાં ઘેટાંના ટોળાને મ્હીલુ મૂકી શકે તેમ નહોતું. પણ પેલો પાદરી પાસેના એક ઘણાજ નાના ગામડામાં દરરોજ ધર્મક્રિયા કરાવવા જતો, તેથી તેણે રસ્તામાં પાછા ફરતાં પોતાને મળવાને વેમ્પાને કહ્યું. તે વખતે તે તેને થોડાક પાઠ બતાવતો, અને તે બરાબર તૈયાર કરવા કહેતો. તે બાળકે તે સર્વ વાત કબુલ રાખી.

"પાલેસ્ટ્રીનાથી પેલા ગામ જવાના રસ્તા ઉપર વેમ્પા પોતાના ટોળાને લઇને હમેશાં ચરાવવા જતો, અને દરરોજ સવારમાં નવ વાગે પેલો પાદરી અને પેલો છોકરો બન્ને જણા સડકની એક બાજુ ઉપર બેસતા, અને તે છોકરો પાઠ લેતો. ત્રણ માસમાં તે વાંચતાં શીખી ગયો. આથી તેને સંતોષ થયો નહિ. તેણે લખતાં શિખવાનો નિશ્ચય કર્યો.

"પેલા પાદરીએ રોમ શહેરના એક લહીઆ પાસે નાના મોટા ત્રણ જાતના મૂળાક્ષરો લખાવીને તૈયાર કરાવ્યા અને પથ્થર ઉપર એક તીક્ષ્ણ અણીવાળા હથીઆરથી તે અક્ષરો કાઢવાની યુક્તિ બતાવી.

"તેજ દિવસે સાંજના ચરાવવાના કામથી પરવાર્યો એટલે વેમ્પા એક લુહાર પાસે ગયો અને એક અણીવાળું ટાંકણું કરાવી લાવ્યો. બીજે દિવસે સવારમાં લખવાના કેટલાક પથ્થરના કકડા ભેગા કર્યા અને શરૂઆત કરી. ત્રણ માસમાં તો તે લખતાં બરાબર શિખી ગયો. તેની સ્ફૂર્તિ અને બુદ્ધિ જોઇને પેલો પાદરી એટલો બધો ખુશ થઇ ગયો કે તેણે તેને કાગળ, કલમ, અને ચપ્પુ બક્ષિસ આપ્યાં. પ્રથમ તો વેમ્પાને જરા અઘરૂં લાગ્યું પણ એક અઠવાડીઆમાં તો કલમથી લખતાં પણ તે બરાબર શિખી ગયો.

"પાદરીએ આ સર્વ વાત કાઉન્ટ-સાન-ફેલીસને જણાવી. તેણે પેલા ભરવાડના છોકરાને બોલાવી મંગાવ્યો, તેની પરીક્ષા લીધી, તેને દરમાસે બે સોનાના સીક્કાનો પગાર બાંધી આપ્યો, અને પોતાના નોકરોની સાથે તેના ખાવા પીવાનો બંદોબસ્ત કરી આપ્યો. આ પૈસામાંથી વેમ્પાએ પુસ્તકો અને પેન્સીલો ખરીદી.

"તેનામાં અનુકરણ કરવાની નૈસર્ગિક શક્તિ ઘણી સારી હતી. તેનો તેણે ઉપયોગ કરવા માંડયો. પ્રથમ તો તેણે ઘેટાં, ઝાડ, ઘર વિગેરે પોતાની પાટી ઉપર ચિતરવા માંડયાં. પછી તેણે લાકડા ઉપર કોતરકામ કરવા માંડયું. પ્રખ્યાત કોતરકામ કરનાર પીનેચીએ આવીજ રીતે શરૂઆત કરી હતી. "પાલેસ્ટ્રીના પાસેના બીજા એક ખેતરમાં એક ૭ સાત વરસની એટલે લગભગ વેમ્પાના જેટલીજ નાની છોકરી ઘેટાં ચારતી. તે માબાપ વગરની હતી. તેનું નામ 'તેરીસા' હતું.

" આ બન્ને બાલકો ભેગાં મળતાં, બેસતાં, હસતાં, રમતાં, અને વાતો ચીતો કરતાં. તેમનાં ટોળાં ભેગાં ચારતાં હતાં. પેલી છોકરી બેરન-ડ-સરવેત્રીનાં ઢોર ચારવાને આવતી. સાંજનો સમય થતાં બન્ને બાલકો પોત પોતાનાં ટોળાં જુદાં પાડતાં, અને બીજે દિવસે મળવાનુ વચન આપીને પોત પોતાને ઘેર જતાં. બીજે દિવસે પાછાં પોતાનું વચન પાળતાં. આ રીતે તેઓ ભેગાં ઉછર્યાં. વેમ્પાની ઉમ્મર બાર વરસની થઇ. તેરીસા અગીઆર વરસની થઇ. આમ છતાં તેમની નૈસર્ગિક ભાવનાઓ ખીલી નિકળી.

" વેમ્પા ઘણો રસિક હતો. કલાકૌશલ્ય માટેની તેની રસિક-તાને એકાન્તમાં ખીલવતો હતો. આમ છતાં તેના સ્વભાવમાં કેટલીક વિચિત્રતા તો હતીજ. તે વારંવાર ઉદાસ બની જતો, તો કેટલીક વખત ઘણો ઉત્સાહી બની જતો. તે તરંગી હતો, અને સ્હેજ સ્હેજમાં મિજાજ ખોઇ બેસતો. તેને હમેશાં કરડાકીમાં–મર્મવચન બોલવાની–મેહેણાં મારવાની ટેવ હતી. વેમ્પાનારા, પલેસ્ટ્રીના, વિગેરે આસપાસનાં ગામના છોકરાઓ તેના સોબતી બનવાને પ્રયત્ન કરતા, પણ ફોકટ. બીજાઓને સવલત આપવાને અગર સુખ કરી આપવાને

અહદે તે હમેશાં પોતાનીજ સવલત અને સુખ તરફ લક્ષ આપતો. આથી તે હમેશાં અતડોજ રહેતો અને કોઇ તેનો મિત્ર થવાને ઇચ્છતુંજ નહિ. આ સાહસિક યુવાનના ઉપર માત્ર એકલી 'તેરીસા' જ અધિકાર ચલાવી શકતી. તે પોતાની એક દૃષ્ટિ, શબ્દ, અગર ઇશારત માત્રથી તેને નમાવતી. આ યુવાનની પ્રકૃતિજ એવી હતી કે ગમે એવા શક્તિવાન પુરૂષને પણ, ગમે તેવી આફતમાં આવી પડવા છતાં કદી તે નમ્યું આપે તેવો નહોતો. પણ એક અબલાના આગળ તેના કરતાં પણ વધારે અબલ બની રહેતો.

" 'તેરીસા 'ની પ્રકૃતિ આથી ઉલટી હતી. તે રમતીઆળ અને આનંદી સ્વભાવની પણ અતિ નખરાંબાજ હતી. વેમ્પાને જે પગાર મળતો તે તથા તેના કોતરકામમાંથી જે ઉત્પન્ન આવતું તે તમામ રકમ આ બાલિકાને માટે નાના પ્રકારના આછા પાતળા અલંકારો ખરીદવામાંજ વપરાઇ જતી. 'તેરીસા'ના મિત્રની આવી ઉદારતાને લીધે રોમની આસપાસનાં ગામડાંઓના ભરવાડોની છોક-રીઓમાં તે સર્વથી વધારે સુંદર ગણાતી, અને સૌથી ઉત્તમ વસ્ત્રાલંકારો તેને પહેરવાને મળતા. આ બન્ને બાલકો આવી રીતે એક બીજાના સહવાસમાં ઉછર્યાં. તેઓ પોતપોતાની પ્રકૃતિ અનુસાર જુદા જુદા વિચારોમાં હમેશાં તલ્લીન રહેતાં. તેમની ઇચ્છા-ઓ, વાતચીતો, અને સ્વપ્નાંઓમાં વેમ્પા હમેશાં જાણે પોતે વહાણનો નૌકાધિપતિ, સેનાનો સેનાની અગર તો કોઇ મુલકનો સુબો હોય અગર થવાને માટેજ સરજાયો હોય એમ સમજી લેતો. 'તેરીસા'ને પોતે જાણે અતિ ધનાઢ્ય અને શ્રીમન્ત હોય, નાના પ્રકારનાં કિંમતી વસ્ત્રાભૂષણોથી વિભૂષિત હોય અને તેની તહેનાતમાં દાસ દાસીઓ હાજર જ હોય એવાં સ્વપ્ન આવતાં. આવી રીતે હવાઇ કિલ્લાઓ

બાંધવામાં આખો દિવસ પસાર થતો એટલે તેઓ સ્વપ્નની ઉચ્ચ કક્ષામાંથી એકાએક જાગ્રત થતાં અને પોતપોતાનાં ટોળાંને છૂટાં પાડતાં.

" એક દિવસે પેલા કાઉન્ટના કારભારીને આ યુવાન ભરવાડે એવી ખબર આપી કે પર્વતની બખોલમાંથી એક વરૂ નિકળી આવીને પોતાના ટોળાની આસપાસ ભમતું તેના જોવામાં આવ્યું હતું. આ વાત સાંભળી તે કારભારીએ તેને એક બંદુક આપી. વેમ્પાને આટલુંજ જોઇતું હતું. આ બંદુક ઉત્તમ બનાવટની હતી, પણ તે જરા નાદુરસ્ત બનેલી હોવાથી કાઉન્ટે તે એક ખૂણામાં નાંખી મૂકી હતી. વેમ્પા જેવા કારીગરને તો કાંઇ અડચણ પડે તેમ હતુંજ નહિ. તેણે તેમાં જોઇતી દુરસ્તી અને ફેરફાર કરી લીધો. વળી તેના ઉપર એવું સારૂં કોતરકામ કર્યું કે જો તે વેચવા કાઢી હોત તો તેના ઘણા સારા પૈસા ઉપજત. પણ એક બંદુક મેળવવાની તો આ જુવાનની ઘણા લાંબા સમયથી ઇચ્છા હતી. દરેક દેશમાં જ્યાં સ્વતંત્રતાની જગા સ્વમતાનુસરણે–સ્વેચ્છાચારે લીધી હોય છે, ત્યાં દરેક બહાદુર મનુષ્યના હૃદયમાં મુખ્ય અને પ્રથમ ઇચ્છા હથીઆર મેળવવાની થાય છે, કે જે હથીઆરની મદદથી પોતાનો બચાવ કરવાને અગર બીજાના ઉપર હુમલો કરવાને તે શક્તિવાન થઇ શકે. જેની પાસે આવી રીતે હથીઆર હોય તે બીજાને ભય ઉપજાવે છે અને ઘણી વખત પોતે પણ ભયભીત બને છે.

" આ ક્ષણથી વેમ્પા પોતાનો નવરાશનો સમય બધો તે હથીયારના ઉપયોગમાં પ્રવીણતા મેળવવામાંજ ગાળતો. તેણે દારૂગોળો ખરીદ્યો, અને જ્યાં ત્યાં નિશાનોજ તાકવા લાગ્યો. ઝાડ, પર્વતની

કરાડો આસપાસ રખડતાં શિયાળવાં, અને ઉંચે ગગનમાં ઉડતાં ગરૂડ પક્ષીઓને તે નિશાન બનાવતો, ધીરે ધીરે તે આ બાબતમાં એટલો બધો નિષ્ણાત બની ગયો કે જે 'તેરીસા' પ્રથમ બંદુકનો ભડાકો સાંભળીને ભયભીત બની જતી તેજ 'તેરીસા'ને વેમ્પાને ગમે તે જગાએ અને ગમે તેના તરફ ચોક્કસ નિશાન સાધતો જોઇને આનંદ થવા લાગ્યો.

" એક દિવસે સાંજના આ બન્ને જણ હમેશાં જે ઝાડી આગળ બેસતાં તેમાંથી એક વરૂ ઓચિન્તો નિકળી આવ્યો. પણ તે દસેક કદમ પણ ભાગ્યેજ આગળ આવ્યો હશે, એટલામાં તો જમીનદોસ્ત થઇ ગયો. આ વિજયથી મગરૂર બનીને વેમ્પા તે શિકારને ઉંચકીને પોતાના ખેતરમાં લઇ ગયો.

" આવા આવા સંજોગો અને પ્રસંગોને લીધે વેમ્પાએ મોટી નામના મેળવી. ચઢીઆતી બુદ્ધિવાળો મનુષ્ય ગમે ત્યાં જાય ત્યાં તેને અનુયાયીઓ અને ભકતો મળી આવે છે જ. આસપાસ પચીસ ત્રીસ માઇલ સુધીના પ્રદેશમાં તે સૌથી વધારે ધૂર્ત, વધારે બલવાન, અને વધારે હિંમતબાજ ગણાવા લાગ્યો; અને જોડે 'તેરીસા' સર્વથી વધારે સુંદર બાલા ગણાતી. તોપણ તેના આગળ પ્રેમનું નામ લેવાની પણ કોઇની હિંમત ચાલતી નહિ. કારણ કે તે વેમ્પાના પ્રેમનું પાત્ર થઇ પડેલી હતી તે વાત સર્વ કોઇના જાણવામાં હતી. આમ છતાં આ બન્ને બાલકોએ હજી સુધી પોતાનો પ્રેમ એક બીજાને જાહેર કર્યો નહોતો. જોડાજોડ ઉગેલાં બે વૃક્ષોનાં મૂળ જેવી રીતે એક બીજાના ભેગાં થઇ જાય છે, તેમની ડાળીઓ એક બીજા સાથે ગુંચાઇ જાય છે, અને તેમની બન્નેની સુવાસ

ત્રિય થઇને જેમ બ્હાર ઉંચે જાય છે, તેવી જ રીતે આ બે બાળકો સાથે ઉછર્યાં હતાં. એક બીજાને જોવાની પરસ્પરની ઇચ્છા સમય જતાં તેમના મનથી એક જરૂરીઆત થઇ પડી. વિયોગના કરતાં મૃત્યુને તેઓ વધારે પસંદ કરવા લાગ્યાં. આ વખતે 'તેરીસા' ની ઉમ્મર સોળ વરસની થઇ હતી, અને વેમ્પાની ઉમ્મર અરાઉક વરસની હતી.

" આ વખતના અરસામાં 'લેપીની'ના પર્વતમાં એક લુંટારાઓની ટોળીએ નિવાસ કર્યો હતો; અને જ્યાં ત્યાં તેમનીજ વાતો ચાલી રહી હતી. રોમ શહેરની પાડોશમાંથી લુંટારાઓનો કદી પણ સદંતર નાશ થયોજ નથી. કેટલીક વખતે લુંટારાની ટોળીને સરદાર-નાયકની જરૂર હોય છે, અને તે મળી આવતાં સુધી તેની ગેર-હાજરીમાં તેઓ નિરૂપાય બની રહે છે. પણ જ્યારે કોઇ નાયક થવાને બ્હાર પડે છે, ત્યારે તેને ટોળીની જરા પણ ખોટ પડતી નથી; કારણકે ત્યાં આગળ લુંટારાઓનો કાંઇ તોટો હોતો નથી.

" મશહુર લુટારા ક્યુકયુમેટોએ નેપલ્સના રાજ્યમાં ભારે તોફાન મચાવ્યું હતું, અને છેવટે છેવટે તો તેને ખુલ્લી લડાઇ અને ઝપા-ઝપીમાં ઉતરવાનો પ્રસંગ આવ્યો હતો. સત્તાવાળાઓએ તેની પુંઠ પકડીને તેને નેપલ્સના રાજ્યની હદમાંથી હાંકી કાઢ્યો હતો. આથી તેને પર્વત ઓળંગીને 'એમેસીન' નદીના કિનારા ઉપર આવીને આશ્રય લેવો પડયો હતો. તેણેજ એક નવીન ટોળી જમાવવાનો પ્રયત્ન કર્યો. પહેલાં થઇ ગએલ નામચીન લુંટારાઓને પણ તે ચડી જવા ઇચ્છતો હતો. પેલરટીના, ફ્રેસ્કાટી, અને 'પેમ્પીનારા' ના ઘણા યુવાનો ગાયબ થઇ ગયા. પ્રથમ તો તેમના ગામ, વગેરે

ઘણી અશાંતિ અને ભય ફેલાવ્યાં; પણુ તેઓ ક્યુક્યુમેટોની ટોળીમાં દાખલ થયા હતા એવી વાત થોડા સમયમાં જ બ્હાર પડી ગઈ. થોડા સમયમાં તો જ્યાં ત્યાં ક્યુક્યુમેટોનીજ વાતો થવા લાગી. તેના સંબંધમાં ધૈર્ય, હિંમત, બ્હાદૂરી અને ઘાતકીપણાનાં અનેક વર્ણનો સંભળાવા લાગ્યાં. એક દિવસે તે એક જુવાન બાલાને ઉપાડી ગયો. બ્હારવટીયાના કાયદા હમેશાં સ્પષ્ટ અને ચોક્કસ હોય છે. જ્યારે તેઓ કોઇ એકાદ યુવતીને ઉપાડી જાય છે, ત્યારે તે યુવતી ઉપર પ્રથમ સ્વામિત્વ જે માણસ તેને ઉપાડી જાય છે તેનું સ્વીકારાય છે; અને તેની દુર્વાસના પરિપૂર્ણ થાય ત્યાં સુધી ટોળીમાંના બીજા કોઇનો પણુ તેના ઉપર હક્ક ગણાતો નથી. તે પછી ટોળીના માણસો ચીઠ્ઠીઓ નાંખી પોતપોતાનાં નસીબ અજમાવી પોતાના અનુક્રમ નક્કી કરે છે. આ પછી તે કમનસીબ યુવતી પેલા નરપિશાચોની નિરંકુશ પશુવૃત્તિ અને સ્વેચ્છાચારનો ભોગ થઇ પડે છે, કે જેની યાતનામાંથી મૃત્યુ જ જ્યારે તેનો છૂટકારો કરે ત્યારેજ તે છૂટી થાય છે. જો તેનાં માતપિતા અગર સગાંવ્હાલાં દંડ આપીને તેને છોડાવવા જેવી સ્થિતિમાં હોય, તો તેની વ્યવસ્થા કરવાને એકાદ દૂત મારફતે લુટારાઓ તરફથી કહેણુ મોકલવામાં આવે છે. આ દૂતની સહિસલામતી ઉપર જ કેદીની સહિસલામતી અવલંબીને રહે છે. જો દૂતને કાંઇ થાય તો તો કેદીને તુરત જ બલાત્કારે યમસદન પહોંચાડી દેવામાં આવે છે. જો દંડ આપવાની ના પાડ-વામાં આવે છે તો પછી કેદીને પરત મેળવવાની સર્વ આશાઓ નષ્ટ થાય છે. જે યુવતીને ક્યુક્યુમેટો ઉપાડી લાવ્યો હતો તેનો એક પ્રણયી હતો, અને તે ક્યુક્યુમેટોની જ ટોળીમાં જોડાયેલો હતો. તેનું નામ કાર્લીની હતું. આ વાત કોઇના જાણુવામાં નહોતી. પણ

જ્યારે તે યુવતીએ પોતાના પ્રણયીને જોયો ત્યારે તેણે તેને ભેટી પડવાને પોતાના હાથ લંબાવ્યા, અને પોતે સહિસલામત હતી એમ તેણે ધાર્યું. પણ કમનસીબ કાર્લીનીના તો બીચારાના હોસકોસ જ ઉડી ગયા. કારણ કે તેની શી દશા થશે એ વાત તે સારી રીતે જાણતો હતો. તોપણ તે કયુકયુમેટસનો માનીતો હતો, ત્રણ વરસથી નિમકહલાલીથી તેની સેવા બજાવતો હતો, અને એક વખત તેણે પોતાના સરદારની જીંદગી પણ બચાવી હતી; તેથી સરદાર પોતાના ઉપર દયા કરશે એવી તે આશા રાખવા લાગ્યો. પેલી યુવતીએ પેલા રાક્ષસોની બીભત્સ ચેષ્ટાઓથી બચવા માટે પોતાનું મુખ સંતાડી દીધું; અને એક ઝાડના ઓથે છૂપાઇ બેઠી. કાર્લીની પોતાના સરદારને બાજુ ઉપર લઇ ગયો અને ખરી હકીકત તેને જાહેર કરી. પોતે તે યુવતીના ઉપર કેટલો પ્રેમ રાખતો હતો, તેણે તે પ્રેમ કેવી રીતે સ્વીકાર્યો હતો, પરસ્પર નિમકહલાલ રહેવાને તેઓએ એક બીજાને કેવાં વચન આપ્યાં હતાં, અને લુંટારાઓની ચાલુ છાવણી હાલમાં એટલી બધી નજીક હોવાથી તેઓ દરરોજ રાતના એકાન્ત સ્થળે કેવી રીતે મળતાં હતાં, આ સર્વ વાતો જણાવી. તે દિવસે રાતે સરદારે કાંઇક ખાસ કામે તેને પાસેના ગામમાં મોકલેલો હોવાથી તે પોતાની પ્રિયતમાને મળવાના સંકેત-સ્થાનમાં જઇ શક્યો નહિ. સરદાર અચાનક જ ત્યાં જઇ ચડેલો અને ત્યાં તેને જોઇ તે ઉપાડી લાવ્યો.

આ યુવતીનું નામ 'રીતા' હતું. પોતાની રીતાની ખાતર ટોળી-ઓના સર્વ સામાન્ય નિયમને અપવાદ કરવાને કાર્લીનીએ પોતાના સરદારને વિનવ્યો. તેનો પિતા ધનાઢ્ય હતો, અને સારી રકમ આપી [illegible] સ્થિતિમાં હતો, તે વાત પણ તેના [illegible] ઉપર

આણી. સરદારે તેની વિનંતી સ્વીકારવાનો દેખાવ કર્યો, અને તે યુવતીના પિતાના તરફ દૂત મોકલવાની ગોઠવણ કરવા કાર્લીનીને ફરમાવ્યું. કાર્લીની એકદમ આનંદમાં આવીને 'રીતા' ની પાસે દોડી ગયો. તેને શાંત પાડી, હિંમત આપી, અને તેના પિતાને સર્વ વિગત જણાવી એક પત્ર લખવાને તેણે તેને કહ્યું. ત્રણસો સોનાના શિક્કાઓ દંડ મોકલી આપવાને પોતાના પિતાને વિનંતિ કરવાને પણ તેણે રીતાને સુચના કરી. આ ગોઠવણ માટે બાર કલાકની મુદ્દત આપવામાં આવી હતી, એટલે બીજે દિવસે સવારના નવ વાગતાં સુધી તો કાંઇ ચિન્તાજ નહોતી.

"રીતાએ પત્ર લખ્યો કે તુરત જ કાર્લીનીએ તે ઝડપી લીધો, અને એકાદ દૂતની શોધમાં દોડયો. એક ભરવાડનો છોકરો ઘેટાં ચારતો નજરે પડયો. આ ભરવાડોનો જ લુંટારાઓ હમેશાં દૂત તરીકે ઉપયોગ કરે છે. કારણકે આ ભરવાડ લોકો શહેર અને પહાડોની વચ્ચેના પ્રદેશમાં રહે છે, અને સુધરેલા અને જંગલી જીવનની વચ્ચે સંબંધ બાંધી આપવાનું કાર્ય કરે છે. પેલા ભરવાડે સંદેશો પહોંચાડવાનું કામ માથે લીધું, અને એક કલાકમાં પેલી યુવતીના પિતાની પાસે પહોંચી જવાનું વચન આપ્યું. કાર્લીની તો પોતાની પ્રિયતમાને મળીને આ આનંદના સમાચાર જણાવવાના હેતુથી ઉતાવળો ઉતાવળો ધસી આવ્યો. આ વખતે લુંટારાઓની ટોળી એક ખીણમાં ગામડીઆઓ પાસેથી લુંટી આણેલાં ખોરાક પાણી યથેચ્છ રીતે ઉડાવવામાં મશગુલ થએલી હતી. તેણે ચારે બાજુએ દૃષ્ટિ ફેરવી પણ પોતાનો સરદાર અને પોતાની પ્રિયતમા ક્યાંય પણ નજરે પડયાં નહિ. આ બન્ને જણ ક્યાં હતાં એ બાબત તેણે પોતાના સોબતીઓને પૂછયું. જવાબમાં તેઓએ માત્ર એક

અટ્ટહાસ્ય કર્યું તેના આખા શરીરે પસીનો પસીનો છૂટી ગયો, અને રૂંવા ઉભાં થયાં. તેણે ફરીથી પ્રશ્ન કર્યો. પેલી ટોળામાંથી એક લુટા-રાએ ઉઠીને મદ્યનો પ્યાલો તેના આગળ ધર્યો, અને કહ્યું:

"હે દોસ્ત, પેલી સુંદરી 'રીતા' અને આપણા બહાદુર નાયક "ક્યુક્યુમેટો'ના માનમાં આ અમૃતનો સ્વીકાર કર."

" આ જ પળે એક સ્રીની કારમી ચીસ કાર્લીનીના કાને પડી. તે તુરત સત્ય હકીકત શું હતી તે સમજી ગયો. પેલો મદ્યનો પ્યાલો જેણે તેના આગળ ધર્યો હતો તેનાજ માથામાં તેણે માર્યો. પ્યાલાના ભાગીને ચુરેચુરા થઇ ગયા, અને જ્યાંથી ચીસ આવતી સંભળાઇ હતી તે તરફ કાર્લીની દોડયો. સોએક વાર દૂર તે પહોંચ્યો ત્યાં એક ઝાડીનો વાંક હતો. આ ઝાડીમાં પોતાની પ્રિતમતા 'રીતા' પોતાના સરદારના હાથમાં નિશ્ચેષ્ટ પડેલી તેણે જોઇ. કાર્લીનીને જોતાંજ તેનો સરદાર બન્ને હાથમાં પિસ્તોલ સાથે ખડો થઇ ગયો. આ બન્ને લુંટારા એકવાર તો એક બીજાના સામે જોઇ રહ્યા. એકની દૃષ્ટિ વિષયાસક્તિથી ભરપુર હતી; બીજાના મુખ ઉપર મૃત્યુની ફીકાશ છવાએલી હતી. આ બન્ને જણની વચ્ચે કાંઇક ભયંકર પ્રસંગ બન-વાનો હતો એમ જણાયું, પણ કાર્લીનીના મુખ ઉપર ધીરેધીરે શાંતતા પથરાવા લાગી. કમરપટામાંની પિસ્તોલ ઉપર તેણે જે હાથ નાંખેલો હતો તે લઇ લીધો. પેલી યુવતી તો જમીન ઉપર આ બન્ને જણની વચ્ચે બેશુદ્ધ પડેલી હતી. આસપાસ ચાંદની ખીલી રહી હતી.

"કેમ ?" નાયકે પૂછ્યું. "તને જે કામ સોંપ્યું હતું તે તેં કર્યું કે ?"

"હા સરદાર. આવતી કાલે સવારમાં નવ વાગતા પહેલાં 'નીના'નો પિતા પૈસા લઈને અહીં જરૂરથી હાજર થશે."

"તો તો ઠીક. દરમ્યાનમાં આજની રાત આપણે આનંદમાં ગાળીશું. આ છોકરી તો બડી અચ્છી છે. સ્વરૂપમાં પણ ઠીક છે. એ ઉપરથી તું પણ બડો રસિક છે એમ જણાય છે. વળી હું પણ છેક સ્વાર્થી અને અભિમાની નથી જ. એટલે ચાલ, આપણે આપણા સોબતીઓ પાસે જઈએ અને તેને માટે ચીઠ્ઠીઓ નાંખી આપણું નસીબ અજમાવીએ."

"ત્યારે તમે તેને સર્વસામાન્ય કાયદાને તાબે કરવા માગો છો કેમ? તમે તેના સંબંધમાં અપવાદ કરવાના નહિ કેમ!" કાર્લીનીએ પૂછ્યું.

"વારૂ, તેણીને માટે અપવાદ કરવાનું શું કારણ?"

"હું ધારતો હતો કે મારી વિનંતિઓ—" કાર્લીની આગળ કહેવા જતો હતો ત્યાં સરદારે તેને અટકાવ્યો.

"આવી માગણી કરવાનો તને શું બીજાઓના કરતાં વધારે હક છે?" "ના."

"પણ ચિન્તા નહિ." સરદારે હસીને કહ્યું. "બધામાં વહેલો મોડો તારો વારો પણ આવશે જ."

કાર્લીનીએ દાંત કચડાવ્યા.

"કેમ હવે," સરદારે જતાં જતાં કહ્યું. "તું આવે છે ને?"

"હું આપની પાછળ પાછળ આવું છું."

સરદાર ત્યાંથી આગળ ચાલ્યો પણ રખેને કાર્લીની પાછળથી ઓચિંતો હુમલો કરે તે માટે સાવચેત રહ્યો. પણ કાર્લીનીએ

તેણે જવાબનું કાંઇ કારણ આપ્યું નહિ. તે તો અદૃશ્ય કરીને જ્યાં પેલી છોકરી નિશ્ચેષ્ટ પડી હતી ત્યાં આગળજ ઉભો હતો. જોઇ રહી ભજ પેલા સરદારને ભય લાગ્યું કે વખતે કાર્લીની તેને ઉંચકીને નાસી જશે; પણ હવે તેની તેને થોડીજ દરકાર હતી. કારણકે તેણે પોતે તો પોતાની દુષ્ટ વાસનાને ક્યારનીએ તૃપ્ત કરી લીધી હતી; અને દંડના પૈસાના સંબંધમાં પણ તેને એટલી બધી કાળજી નહોતી. ત્રણસો સિક્કા આખી ટોળીનાં તમામ માણસોમાં વહેંચવાના હોવાથી તેના ભાગમાં કાંઇ એવી મોટી રકમ આવનાર નહોતી કે તે જરા પણ ચિન્તા કરે. જે ખૂણામાં તેના સોબતીઓ મોજમજાહ ઉડાવી રહ્યા હતા તે તરફ તે વળ્યો. પણ એટલામાં કાર્લીની પણ ત્યાં આવી પહોંચ્યો એ જોઇને તેને ઘણું આશ્ચર્ય લાગ્યું.

"ચાલો ! ચીઠ્ઠીઓ નાંખો ! ચીઠ્ઠીઓ નાખો !" સરદારને જોતાં જ ટોળીના બધા માણસો ઉભા થઇને બરાડવા લાગ્યા.

"તેઓની માગણી ન્યાયની હતી, અને સરદારે તે પ્રમાણે કરવાને હા પાડી. આ માગણી કરતી વખતે બધાની દૃષ્ટિ ક્રૂરતાથી ભરપુર હતી. મશાલના પ્રકાશમાં અત્યારે આ લોક રાક્ષસો જેવા દેખાતા હતા. કાર્લીની સાથે તમામ માણસોના નામની ચીઠ્ઠીઓ તૈયાર થઇ, અને એક ટોપીમાં ભરવામાં આવી. ટોળીમાંના સૌથી નાનામાં નાનાનું કામ ચીઠ્ઠી ઉપાડવાનું હતું. પહેલી ચીઠ્ઠી 'ડાયા-વોલેશીઓ' નામના લુટારાના નામની હતી. જે માણસે કાર્લીનીને મદનો પ્યાલો આપ્યો હતો, અને તે પ્યાલો કાર્લીનીએ જેના માથામાં માર્યો હતો તે જ આ માણસ હતો. તેના કપાળ ઉપરના મોટા ઘામાંથી હજી પણ લોહી વહેતું હતું. ભાગ્ય દેવીએ તેના ઉપર આવી રીતે મહેરબાની કરેલી જોઇને તે ખડખડાટ હસવા લાગ્યો.

"સરદાર સાહેબ," તે બોલ્યો. "હમણાંજ મેં કાર્લીનીને આપની સલામતી પીવાને કહ્યું હતું તે વખતે તેણે ના પાડી હતી. હવે આપ જ તેની પાસે મારી સલામતી લેવડાવો જોઇએ. તે મારા કરતાં આપનું કહેવું વધારે માને છે કે કેમ?"

"ટોળીમાંના દરેક જણને એમ જ લાગ્યું કે કાર્લીનીનો મિજાજ એકદમ ભપકી નીકળશે. પણ સર્વની ઘણી અજાયબી વચ્ચે તેણે એક હાથમાં પ્યાલો લીધો અને બીજા હાથે શીસામાંથી તે ભરતાં "લે દોસ્ત, આ તારી સલામતી!" એમ બોલીને શાંતિથી તે આખો પ્યાલો ગટગટાવી ગયો. આ વખતે તેનો હાથ જરાપણ ધ્રુજતો ન હોતો. પછી તે તાપણા આગર જઇને બેઠો. "મને કાંઇક ખાવાનું આપો." તે બોલ્યો. "એટલે બધે દૂર સંદેશો લઇને જઇ આવવાથી હું ઘણો ભુખ્યો થઇ ગયો છું."

"શાબાસ કાર્લીની, શાબાસ." પેલા લુંટારાઓ એકે અવાજે વખાણ કરવા લાગ્યા. "ખરો સોબતી આનુંજ નામ!" અને તેઓ તાપણાની આસપાસ ભરાઇને બેઠા. ડાયાવોલેશીઓ ત્યાંથી ચાલ્યો ગયો.

"કાર્લીની તો જાણે કે કાંઇજ બન્યું ન હોય - તેમ ખાઇ પોતે આનંદ કરવા લાગ્યો. બધા લુંટારાઓ તો કાર્લીનીની આ વિચિત્ર વર્તણુંક તરફ આશ્ચર્યથી જોઇ જ રહ્યા. એટલામાં પગલાં સંભળાયાં. તેઓએ તે દિશામાં નજર કરી તો ડાયાવોલેશીઓને પેલી છોકરીને પોતાના હાથમાં ઉંચકીને આવતાં દીઠો. તે છોકરીનું ડોકું લટકતું હતું. વાળ છૂટા જમીન ઉપર ઘસડાતા હતા. અજવાળામાં આવતાંજ તે છોકરીનો દેખાવ જોઇને સૌ કોઇ ચમક્યા અને ઉઠીને ઉભા થયા. માત્ર કાર્લીનીજ બેસી રહ્યો અને શાંતિથી પોતાના

ખાવા પીવાના કાર્યમાં મશગુલ રહ્યો. કયાવોયેલીઓ શાંત ગંભીરતાથી આગળ આવ્યો, અને સરદારના પગ આગળ તે છોકરીને મૂકી દીધી. તે છોકરીના મુખ ઉપરની ફીકાશ અને કયાવોયેલીઓના સફેદ પુણી જેવા ચ્હેરાનું કારણ હવેજ સર્વ કોઇના સમજવામાં આવ્યું. તેની છાતીમાં એક ખંજર હાથા સુધી ખોસી દીધેલું હતું. દરેક જણની નજર કાર્લીની તરફ દોડી. તેના કમરપટામાંના ખંજરનું મ્યાન ખાલી હતું.

" આહા !" પેલો સરદાર બોલ્યો. "કાર્લીની પાછળ શા માટે રહ્યો હતો તે મને હવેજ સમજાયું."

" જંગલી સ્વભાવના મનુષ્યો સાહસિક કાર્યોને વધારે કિંમતી ગણે છે. તે લુંટારૂ ટોળીમાંના બીજા કોઇની આવું સાહસ કરવાને હિંમત ચાલી ન હોત. પણ કાર્લીનીએ જે કાર્ય કર્યું હતું તેનું મહત્વ અને કિંમત તો સર્વ કોઇ સમજી શક્યા.

" ચાલો ત્યારે હવે, કાર્લીની આખરે પોતાની જગાએથી ઉઠીને હાથમાં પિસ્તોલ તાકીને પેલી છોકરીની લાશની પાસે આવીને બોલ્યો. "હવે આ યુવતીના કબજાના સંબંધમાં મારી સાથે તકરારમાં ઉતરવાની કોઈની ઇચ્છા છે કે ?"

"ના." પેલા સરદારે જવાબ આપ્યો. "તેણી તારી જ છે !"

" કાર્લીનીએ તેને પોતાના હાથમાં ઉંચકી અને ત્યાંથી અજવાળામાંથી દૂર લઇ ગયો. સરદારે રાતના ચોકી પહેરાની વ્યવસ્થા કરી અને સર્વ લુંટારાઓ તાપણાની આસપાસ પોતાના ઝભા લપેટીને પડયા.

" બરાબર મધ્ય રાત્રિએ પહેરેગીરે ભયની ચેતવણી આપી.

એક ક્ષણ માત્રમાં સર્વ કોઈ જાગૃત થઈ ગયા. નવિન આવનાર માણસ બીજો કોઈ નહિ પણ પેલી કમનસીબ કુમારિકાનો પિતા હતો. તે દંડની રકમ લઈને પોતાની પુત્રીને છોડવવાને પોતે જાતેજ આવ્યો હતો.

"લો," તેણે સરદારને કહ્યું. "લો, આ તમારી માગણી મુજબના ત્રણસો સોનાના સિક્કા. હવે મેહેરબાની કરીને મારી પુત્રી મને સોંપો."

"પણ પેલા સરદારે પૈસા લીધા સિવાય તેને પોતાની પાછળ પાછળ આવવાને ઇશારત કરી. પેલો વૃદ્ધ માણસ તે પ્રમાણે ગયો. બન્ને જણા ઝાડોની ઘટામાં આગળ વધ્યા. ચાંદની બધે પથરાઈ રહી હતી. ક્યુક્યુમેટો છેવટે ઉભો રહ્યો અને એક ઝાડ તરફ ઇશારત કરી.

"પણે" તેણે કહ્યું. "પણે પેલો આદમી બેઠો છે તેની પાસે જઈને તારી પુત્રીની માગણી કર. તેનું શું થયું તે વાત તે તને જણાવશે." આમ કહીને તે પોતાના સોબતીઓ તરફ પાછો ફર્યો.

"પેલો વૃદ્ધ તો સ્તબ્ધ બની ગયો. તેના માથા ઉપર કોઈ મહાન આફત ઓચિન્તી આવી પડી હોય એમ તેને લાગ્યું. છેવટે તે આગળ વધ્યો. તેનાં પગલાં સાંભળીને કાર્લીનીએ માથું ઉંચું કર્યું. ત્યારે પેલા વૃદ્ધને માલુમ પડ્યું કે જમીન ઉપર એક યુવતી પડેલી હતી, અને તેનું માથું પેલા મનુષ્યના ખોળામાં હતું. તે યુવતીનું મુખ સ્પષ્ટ જણાવા લાગ્યું. તેણે પોતાની પુત્રીને ઓળખી; જ્યારે કાર્લીનીએ તેને ઓળખ્યો.

"હું તમારી જ રાહ જોતો બેઠો છું." કાર્લીનીએ પેલા વૃદ્ધને કહ્યું.

“ દુષ્ટ પિશાચ, અધમાધમ, તેં મારી પુત્રીની શું સ્થિતિ કરી છે?” પેલા વૃધ્ધે બરાડ મારી, અને પોતાની પુત્રીના શરીર તરફ નજર કરી, કે તેની છાતીમાં ખંજર ખોસી દીધેલું જણાયું. ચંદ્રના પ્રકાશમાં પોતાની મૃત પુત્રીનું મુખ પેલા વૃધ્ધે જોયું.

“ અમારા સરદારે તમારી પુત્રી ઉપર બળાત્કાર કર્યો હતો.” પેલા લુટારાએ જવાબ આપ્યો. “તમારી પુત્રી મારી પ્રિયતમા હતી, અને તેથી મેં તેને ખંજરથી મારી નાંખી છે; કારણકે નહિ તો આખી ટોળીના રાક્ષસોએ નિરંકુશપણે તેના ઉપર અત્યાચાર ચલાવ્યો હોત. તે યાતનામાંથી તેને બચાવવાને માટેજ મારે મારા પ્રેમનો ભોગ આપવો પડ્યો છે.”

પેલો વૃદ્ધ કાંઇજ બોલ્યો નહિ. તેના મુખ ઉપર મૃત્યુની ફીક્કાશ છવાઇ ગઇ.

હવે કાર્લીની બોલ્યો. “જો મેં તમારો અપરાધ કર્યો હોય તો તમે મારા ઉપર ખુશીથી તેનું વૈર વાળો.” આમ બોલતાં તેણે પોતાની પ્રિયતમાની છાતીમાંથી ખંજર બ્હાર ખેંચી કાઢ્યું, અને તે પેલા વૃદ્ધના આગળ ધર્યું. બીજા હાથે પોતાની છાતી તેના આગળ ખુલ્લી કરી આગળ ધરીને ઉભો રહ્યો.

“શાબાસ! શાબાસ!” પેલા વૃધ્ધે જવાબ આપ્યો. ‘દિકરા, તેં તો મારા ઉપર ખરેખરો ઉપકાર કર્યો છે. આવ, મને ભેટ.”

કાર્લીની હવે વધારે વખત ધૈર્ય રાખી શક્યો નહિ. તે પેલા વૃદ્ધની બાથમાં ઢસડાઇ પડ્યો, અને એક બાળકની માફક રડવા લાગ્યો. આ ખૂની લુંટારાની આંખમાંથી અશ્રુ વહેવાનો આ પહેલોજ પ્રસંગ હતો.

"હવે" પેલા વૃદ્ધે કાર્લીનીને કહ્યું. "હવે મારી પુત્રીને આખર મંજલે પહોંચાડવામાં મને મદદ કર."

કાર્લીની કોદાળો અને પાવડો લાવ્યો, અને ત્યાં આગળજ પિતા અને પ્રણયીએ એક ખાડો કર્યો. પછી પેલી યુવતીના મૃત દેહને તેના પિતાએ પ્રથમ આલિંગન આપ્યું, તે પછી તેના પ્રણયીએ આપ્યું; પછી બન્ને જણે મળીને તેના મૃત દેહને ખાડામાં મૂકયું. બન્ને જણા ઘુંટણીએ પડીને પ્રાર્થના કરવા લાગ્યા. આ સર્વ પુરૂં થતાં ખાડો પુરી નાંખવામાં આવ્યો. પછી પેલા વૃધ્ધે પોતાનો હાથ લંબાવ્યો અને બોલ્યોઃ

"દિકરા, તારો હું આભાર માનું છું. હવે તું જા."

"પણ–" કાર્લીની બોલ્યો.

"હું તને આજ્ઞા કરૂં છું માટે તું અહીથી એકદમ ચાલ્યો જા."

કાર્લીનીને તેની આજ્ઞા માનવી પડી. તે તેના મિત્રોને જઇ મળ્યો, અને પોતાનો ઝભો લપેટી લઇને સૂતો. જરાવારમાં તો તે નિદ્રાવશ થઈ ગયો. આ જગાએથી છાવણી બદલવાનો પહેલી રાત્રે નિશ્ચય થયો હતો. સૂર્યોદય પહેલાં એક કલાક અગાઉ સરદારે પોતાનાં માણસોને જગાડયા, અને કુચ કરવાને હુકમ કર્યો. પણ રીતાના પિતાનું શું થયું તે જાણ્યા સિવાય કાર્લીની તે જગાએથી જાય તેમ નહોતું. ગઇ રાતના જ્યાં તેઓ છૂટા પડયા હતા ત્યાં તે ગયો તો પોતાની પુત્રીની કબર ઉપરનાજ એક ઉંચા ઝાડની ડાળીએ તેને લટકતો કાર્લીનીએ જોયો. તેણે ફાંસો કાપી નાખ્યો અને વૃદ્ધના મૃત દેહને નીચે ઉતાર્યો. પછી પોતાની પ્રિયતમાની કબર અને તેના પિતાના મૃત દેહ ઉપર તેણે આ દુષ્ટ કૃત્યોનું ભયંકર વૈર લેવાના સોગન લીધા. પણ આ પ્રતિજ્ઞા તે પાળી શકયો નહિ.

કારણ માત્ર બે જ દિવસ પછી રોમન લશ્કરની એક ટુકડી સાથે લુટારાઓની ઝપાઝપી થઈ તેમાં બિચારો કમનસીબ કાર્લીની માર્યો ગયો. છતાં આ બાબતનું બધાને આશ્ચર્ય લાગ્યું. કારણ કાર્લીની શત્રુઓની સામે રહીને લડતો હતો; એટલે જો દુષ્મનના હાથે તેનું મોત નિપજ્યું હોત તો તેની છાતીમાં ગોળી વાગી હોત. પણ સત્ય વાત તો એ હતી કે ગોળી તેના વાંસામાં લાગી હતી. એક લુટારાએ પોતાના બીજા સાથીઓને એકાન્તમાં એમ જણાવ્યું કે તે કમનસીબ બિચારા કાર્લીની બરાબર પાછળ દસેક ડગલાં દૂર તેમનો સરદાર ઉભેલો હતો, અને તેજ વખતે કાર્લીની પડયો. આ વાત સાંભળી એટલે બધાની બ્રાન્તિ ભાગી અને આશ્ચર્ય જતું રહ્યું.

"જે દિવસે છાવણી ઉઠાવી તે દિવસે જ્યારે કાર્લીની પાછળ રહ્યો ત્યારે સરદાર પણ અંધારામાં છુપી રીતે તેની પાછળ પાછળ ગયો, અને તેને વૈર લેવાની પ્રતિજ્ઞા કરતાં તેણે સાંભળ્યો. સરદાર ડાહ્યો માણસ હતો, એટલે કાર્લીની વૈર જરૂરથી લેશે એમ તેની ખાત્રી થઇ; અને આવી રીતે તેને પોતાના ઉપર વૈર લેતાં તેણે અટકાવ્યો.

"આવી આવી તો બીજી કેટલીએ વાતો તે સરદારના સંબંધમાં ચાલતી હતી. આવી રીતે આસપાસ કેટલાક માઇલ સુધી અબાલવૃદ્ધ સર્વ કોઇ એ લુટારા સરદારનું નામ સાંભળીને કંપતું હતું. 'વેમ્પા' અને 'તેરીસા' વારંવાર આ વિષયની જ વાતો કરતાં. આ બધી વાતો સાંભળીને 'તેરીસા' તો ધ્રુજતી પણ વેમ્પા તેને મંદ હાસ્ય કરીને સહિસલામતીની ખાત્રી આપતો, અને પોતાની બંદુક દેખાડીને તેને ભાબડતો. આમ છતાં તેને હિંમત ન હોતી આવતી

ત્યારે ઝાડની ડાળી ઉપર ઘણે ઊંચે બેઠેલા એકાદ પક્ષીની તરફ તે નિશાન તાકતો, અને બંદુકનો ઘોડો ચાંપતાંની સાથે જ પક્ષી તરત જમીનદોસ્ત થતો.

"સમય આવી રીતે પસાર થતો ચાલ્યો. હવે વેમ્પાની ઉમ્મર વીસ વરસની થાય, અને 'તેરીસા'ની ઓગણીસ વરસની થાય, એટલે તેઓએ લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. બન્ને જણ મા–બાપ વગરનાં હતાં, એટલે તેમને માત્ર તેમના શેઠની જ રજા લેવાની હતી. આ રજા તેઓએ માગી હતી અને મળી પણ ચુકી હતી. એક દિવસે તેઓ પોતાના ભાવી સુખના કીલ્લાઓ હવામાં બાંધી રહ્યાં હતાં તેવામાં બેત્રણ ભડાકા સંભળાયા અને આ યુગલ બેઠું હતું ત્યાં એક માણસ એકાએક તેમના તરફ દોડી આવ્યો. પાસે આવ્યો એટલે તે બોલી ઉઠયો:

" મારા ઉપર દયા કરીને મને સંતાડો. મારા દુશ્મનોએ મારી પૂંઠ પકડી છે. "

" આ બન્ને જણા સારી રીતે સમજતાં હતાં કે આવી રીતે આશ્રય માગનાર આ કોઇ લુટારો જ હોવો જોઇએ. પણ રોમના ગામડીઆઓને હમેશાં રોમના લુટારાઓ માટે ઘણી દિલસોજી હોય છે. આવી રીતની સહાનુભૂતિ ધરાવતા હોવાથી તેઓ લુટારાને મદદ કરવાને હમેશાં તૈયાર હોય છે. વેમ્પા એક શબ્દ પણ બોલ્યા સિવાય એકદમ ઉઠયો, અને પાસેની એક ગુફામાં પેલા લુંટારાને ઉતારી દીધો. પછી ઝડપથી ગુફાના મુખ ઉપર પાછો પથ્થર ઢાંકી દીધો, અને તેરીસાની પાસે પાછો પોતાની જગાએ આવીને બેઠો. એક ક્ષણ માત્ર પછી લશ્કરના ચાર ઘોડેસ્વારો નજરે પડયા. ત્રણ જણ

પેલા નાસી જનારને શોધતા હતા. ચોથો એક ડેક પકડેલા છોકરાને ગામેથી ખેંચતો હતો. પેલા ત્રણ સ્વારોએ બધી દિશાઓમાં તપાસ કરી પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. એટલામાં પેલા ભરવાડના યુગલને જોઇને તેમની પાસે દોડી આવીને તેમને પ્રશ્ન કરવા લાગ્યા. તેઓએ તો ત્યાં બીજું કોઇપણ મનુષ્ય જોવામાં આવ્યું નથી એમ જણાવ્યું.

"અરે આ તો ઘણીજ પંચાતીની વાત!" પેલા સ્વારમાંનો એક બોલ્યો. "કારણ અમે જેને શોધીએ છીએ તે તો આ ટોળાનો સરદાર છે!"

"'શું કયુકયુમેટા!" વેમ્પા અને તેરીસા બન્ને બોલી ઉઠયાં. "હા.' પેલા સ્વારે જવાબ આપ્યો. "અને તેના માટે એક હજાર સોના મહોરોનું ઇનામ જાહેર થએલું છે; એટલે તેને પકડવામાં જો તમે લોકો અમને મદદ કરશો તો તેમાંથી અર્ધો ભાગ એટલે પાંચસો મોહોરો તમને મળશે."

" વેમ્પા અને તેરીસા બન્ને એક પળ તો એક બીજાના સામે જોઇ રહ્યાં. સ્વારને એક પળ તો જરા આશા પડી. પરણવાનો નિશ્ચય કરનાર આ ભરવાડના યુગલને પાંચસો સોના મહોરો તો એક મોટી દોલત થઇ પડે તેમ હતું.

"હા, સાલી પંચાત તો ખરીજ. પણ અમે તો કોઇને દીઠું નથી." વેમ્પાએ જવાબ આપ્યો.

"આથી સ્વારોએ પછી ચારે દિશાએ ઘણી બારીક તપાસ ચલાવી પણ તે સર્વ નિષ્ફલ નિવડી. ઘણીવાર સુધી તપાસ ચલાવતાં પણ કાંઇ પત્તો લાગ્યો નહિ, એટલે પેલા સ્વારો નિરાશ થઇ

ને ચાલ્યા ગયા. આ બાબતની બરાબર ખાત્રી કરીને વેમ્પાએ પેલી ગુફાના મુખ ઉપરથી પથ્થર ખસેડી નાંખ્યો એટલે કયુક્યુમેટો બહાર આવ્યો. તેણે આ બન્ને જણને પેલા સ્વારો સાથે વાતો કરતાં પથ્થરની ફાટમાંથી જોયાં હતાં, અને શી વાતો ચાલતી રહી. તેનું અનુમાન કર્યું હતું. તેને દગો નહિ દેવાના તેમના નિશ્ચયની તેને ખાત્રી થઇ હતી. તેથી તેણે પોતાના ખીસ્સામાંથી એક સોના મોહોરની કોથળી ખેંચી કાઢી, અને તેમને આપવા માંડી, તેરીસાની આંખો તો તે જોઇને ચળકવા લાગી. આટલી બધી સોના-મોહોરોથી કેવા કેવા વસ્ત્રાલંકારો લઇ શકાય તે વિચાર તેના મગજમાં દોડાદોડ કરવા લાગ્યા; પણ વેમ્પાએ અભિમાનથી માથું ઉચું કર્યું અને તે સ્વીકારવાની ના પાડી.

"પણ કયુકયુમેટો મનુષ્ય નહોતો પણ રાક્ષસ હતો. ઉદાર-તાને તો તે ઓળખતો નહોતોજ, પણ ઉલટો ઉપકારનો બદલો પણ અપકારથી આપે તેવો તે નરાધમ હતો. તે મનુષ્ય નહોતો પણ કાળો નાગ હતો. તેરીસાના સૌન્દર્યથી તે મોહાન્ધ બની ગયો. જંગલમાં પાછો ફરતાં ફરતાં પોતાના રક્ષણ કરનારને નમન કર-વાના બ્હાને વારંવાર પાછળ ફરીને તે જોવા લાગ્યો. આ બનાવ પછી કેટલાક દિવસો વહી ગયા, અને વેમ્પા અને તેરીસાની દૃષ્ટિએ તે લુટારાનો સરદાર ફરીથી પડયો નહિ, તેમજ તેના વિષે તેઓને કાંઇ બાતમી પણ મળી નહિ.

---

# પ્રકરણ ૩૪ મું.

“ એવામાં કાર્નીવલના મહોત્સવો પાસે આવ્યા. કાઉન્ટ–દ–સાન ફેલાઇસે તે પ્રસંગે એક નૃત્યસમારંભ નક્કી કર્યો. આ સમારંભમાં દરેક આમંત્રિત સ્ત્રીપુરૂષે ગુપ્ત વેશ ધારણ કરીને આવવાનું હતું. રોમનાં સર્વ જાણીતાં સ્ત્રી પુરૂષોને આમંત્રણ હતું.

“ ‘ તેરીસા ’ ને નૃત્યસમારંભ જોવાની ઘણી હોંશ હતી. ‘ વેમ્પા ’ એ પોતાના સંરક્ષક અને કાઉન્ટના કારભારીની સેવામાં પોતે અને તેરીસા સમારંભ વખતે હાજર રહે એવી પરવાનગી મેળવી લીધી.

“ આ નૃત્યોત્સવ ખાસ કરીને કાઉન્ટની પુત્રી કાર્મીલાના આનંદને માટે નક્કી કરવામાં આવ્યો હતો. કાઉન્ટને પોતાની પુત્રી ઉપર અતિશય પ્રીતિ હતી. કાર્મીલા અને તેરીસા લગભગ સરખી જ ઉમ્મરનાં હતાં, એટલું જ નહિ પણ તેરીસા કાર્મી-લાના જેટલીજ ખુબસુરત હતી. ઉત્સવને દિવસે સાંજના ‘ તેરીસા ’ એ પોતાના સર્વોત્તમ વસ્ત્રાલંકાર ધારણ કર્યા હતા; એટલે એક સાધારણ ગામડીઆની કુમારિકાના જેવો તેનો વેશ હતો. રોમની આસપાસના ગામડાના લોકો જેવા ચિત્રવિચિત્ર પહેરવેશ ધારણ કરે છે, તેવો પહેરવેશ ‘ વેમ્પા ’ એ પણ ધારણ કર્યો હતો. તેઓને પરવાનગી મળેલી હતી એટલે નોકરચાકર અને બીજી તેવી પંક્તિના લોકોમાં તેઓ છૂટથી ભળવા લાગ્યાં.

“ જલસો ઘણો સુંદર જામ્યો હતો. એકલા બંગલામાંજ માત્ર સુંદર રોશની કરવામાં આવી હતી એમ નહોતું, પણ બાગમાં ઝાડે

ઉપર પણ સંખ્યાબંધ રંગબેરંગી ફાનસો લટકાવી દેવામાં આવ્યાં હતાં. થોડીવારમાં તો બંગલા અને બાગમાં માણસોની જબરી ઠઠ જામી. ઠેર ઠેર ફલાહાર અને સંગીતની ગોઠવણ કરવામાં આવી હતી. મેહેમાનો મરજીમાં આવે તેવી રીતે મોજ મારતા હતા.

"કાર્મીલાનો પહેરવેશ ધ્યાન ખેંચે તેવો હતો. તેની માથાની કલગીમાં મોતી ભરેલાં હતાં અને અમૂલ્ય વસ્ત્રો તેણે પહેર્યાં હતાં. તેની બે સાહેલીઓએ પણ પ્રસંગને અનુસાર પહેરવેશ કર્યો હતો. આ ત્રણે સાહેલીઓની પાછળ પાછળ રોમના અતિ ધનાઢય અને કુલિન કુટુંબના ચાર યુવકો ફરતા હતા. ઇટાલીમાં સ્ત્રીપુરૂષોના સહવાસ માટે જેવી છે, તેવી દુનીયાના બીજા કોઇ દેશમાં ભાગ્યે જ હશે. આ યુવકોએ ગુપ્ત વેશ તરીકે ગામડીઆનો વેશ ધારણ કર્યો હતો; પણ તેમના વસ્ત્રાલંકારોમાં સુવર્ણ અને જવાહિરનો તોટો નહોતો.

"નૃત્યને માટે ચાર જોડીઓ નક્કી કરવામાં માત્ર બીજી વધારાની એક યુવતીની ખોટ હતી. કાર્મીલાએ ચારે બાજુએ નજર કરી, પણ ત્યાં જે સ્ત્રી અતિથી હાજર હતી તેમાંની કોઇનો પણ પોષાક તેના અગર તેના સોબતીઓના પોષાકને મળતો આવતો નહોતો.

"કાઉન્ટ સાન-ફેલાઇસે પોતાની પુત્રીની મુશ્કેલીનો ઉકેલ કાઢયો. 'વેમ્પાના' હાથ ઉપર ટેકો રાખીને ઉભેલી 'તેરીસા' તેણે પોતાની પુત્રીને બતાવી.

"પિતાજી આપની પરવાનગી છે?" કાર્મીલાએ પૂછ્યું.

"અલબત." કાઉન્ટે જવાબ આપ્યો. "હમણાં શું કાર્નીવલના મહોત્સવનો દિવસ નથી?"

"આથી કાર્મીલા પોતાની સાથે જે યુવક વાત કરતો હતો તેની તરફ ફરી, અને તેને 'તેરીસા' બતાવીને તેણે કાંઇક તે યુવકને કહ્યું. પેલા યુવકે કાર્મીલાનો સુકોમલ હાથ જે દિશામાં વળ્યો હતો ત્યાં દષ્ટિ કરી અને પછી કાર્મીલાને નમન કરીને તેની આજ્ઞા સ્વીકારી અને 'તેરીસા' તરફ ગયો અને કાઉન્ટની પુત્રીની સાથે નૃત્યમાં સામેલ થવા તેરીસાને આમંત્રણ કર્યું. આ સાંભળતાં જ 'તેરીસા' તો અતિ આનંદમાં આવી ગઇ. તેણે વેમ્પાના સામે જોયું. તેનાથી પણ કાંઇ ના પાડી શકાઇ નહિ. તેણે ધીરેથી તેરીસાનો હાથ છૂટો કર્યો, અને તેરીસા પેલા છેલની સાથે ગઇ, અને પેલા ઉમરાવોના નૃત્યમાં ગભરાતાં ગભરાતાં સામેલ થઇ.

" કાર્મીલા અને તેના સોબતીઓના પહેરવેશ કરતાં જુદી જાતના તેરીસાના પહેરવેશને લીધે કોઇ ચિત્રકારે તેનું કોઇ જુદાજ પ્રકારનું ચિત્ર આલેખ્યું હોત. તેરીસા ઘણી નખરાંબાજ અને શોખીન હતી અને તેથી આ સર્વ અતિથીના વસ્ત્રાલંકાર અને ભપકાથી તે અંજાઇ ગઇ. હીરા મોતી ને જવાહીરના ઝળકાટે તેનું ભેજું ભમાવી નાંખ્યું.

" વેમ્પાના હૃદયમાં અત્યાર સુધી કદી નહિ સમજાએલી એવી એક વિચિત્ર પ્રકારની લાગણી એકાએક પેદા થઇ. એક ઘણી જ તીક્ષ્ણ વેદના તેના હૃદયને વ્યથિત કરતી હોય તેવો તેને ભાસ થયો. ધીરે ધીરે આ વેદના તેના આખા શરીરમાં ફરી વળી, અને તેની નસેનસમાં વ્યાપી રહી. તેના શરીરના સઘળા અવયવોમાં તેની અસર થતી જણાઇ. પેલા યુવકોમાંના એક ફક્કડ સાથે તેરીસા નૃત્યમાં મશગુલ બની હતી. વેમ્પા તેરીસા અને તેના સોબતીની એક એક હીલચાલ બારીકીથી તપાસવા લાગ્યો. જ્યારે તેઓએ

પરસ્પર હાથ મેળવ્યા, ત્યારે તેને એકાએક પોતાનું ભાન જતું રહેતું હોય એમ લાગ્યું. તેની નાડીમાંનું લોહી અતિ વેગથી વહેવા લાગ્યું. તેના કાનમાં જાણે વિચિત્ર પ્રકારનો ગણગણાટ થતો હોય એવો તેને ભાસ થયો. તેઓને વાતો કરતાં જોઇને તો વેમ્પાને પોતાની આસપાસના બધા પદાર્થો ચક્કર ચક્કર ફરતા લાગ્યા. તેરીસા પોતાના સોબતીની વાતચીત બ્હીતાં બ્હીતાં અને શરમને લીધે નીચી દૃષ્ટિ રાખીને સાંભળતી હતી. છતાં તેના સોબતીની મુખચર્યા ઉપરથી વાતચીતનો વિષય તેરીસાનું સૌન્દર્ય અને ચાતુર્ય જ હતાં એમ વેમ્પા સહેજમાં સમજી શકે તેમ હતું. આ યુવાન ભરવાડના હૃદયમાં ખૂન અને કતલના ભણકારા થવા લાગ્યા. સેતાન તેના હૃદય ઉપર ધીરે ધીરે પોતાનો અમલ જમાવવા લાગ્યો. પોતે આ આવેશનો રખેને તેજ વખતે ભોગ થઇ પડે એવી તેને બીતિ લાગી. એક હાથે તેણે એક ઝાડનો ટેકો રાખ્યો, અને બીજો હાથ ધ્રુજતો હતો તેમાં, તેણે એક કટાર મ્યાનમાંથી ધૂનમાંને ધૂનમાં બ્હાર કાઢી હતી તે ફેરવતો હતો.

" વેમ્પાના હૃદયમાં ઇર્ષાએ પ્રવેશ કર્યો હતો. તેરીસા વિલાસી હતી. વૈભવની શોખીન હતી, અને નખરાંબાજ હતી. તે મહત્વાકાંક્ષી હોવાથી અસંતોષી હતી એ વાત વેમ્પા સારી રીતે સમજતો હતો. તેને તેરીસા પોતાના હાથમાંથી છટકી જતી જણાઇ. ઇર્ષાએ તેના ઉપર પોતાનું સંપૂર્ણ સામ્રાજ્ય જમાવ્યું.

" તેરીસા—ભરવાડની છોકરી પ્રથમ તો જરા શરમાતી અને બ્હીતી હતી, પણ ધીરે ધીરે તેની બ્હીક અને શરમ ભાગી ગઇ. તે ઘણી ખુબસુરત હતી એ તો જણાવેલું છે જ, પણ આથી કાંઇ પતી જતું નહોતું. તે કેટલાક એવા નૈસર્ગિક ગુણો અને લાવ-

ણ્યતાથી ભરપુર હતી કે જે ગુણો અને લાવણ્યતા સુધરેલા જન-સમાજની યુવતીઓના ઢોંગી લાવણ્ય અને નૈપુણ્ય કરતાં વધારે અસરકારક હોય છે. તેની સ્વાભાવિક નિપુણતા અને ચાપલ્ય સ્હેજ વારમાં એટલાં બધાં ઝળકી નિકળ્યાં કે દરેક બાબતમાં તે વિજયી નિવડી. તે જોકે કાઉન્ટની પુત્રીની ઇર્ષ્યા કરતી હતી, તોપણ કાર્મીલાને તેની અદેખાઇ આવતી હતી એમ કહી શકાય તેમ નહોતું. આખરે ભરપુર માનપાન સાથે 'તેરીસા' નો સોબતી તેને જ્યાંથી લઇ ગયો હતો, અને જ્યાં વેમ્પા તેની રાહ જોતો ઉભો હતો, ત્યાં તેને મૂકી ગયો.

" નૃત્ય દરમ્યાન બે ત્રણ વખત તે છોકરીએ વેમ્પાના તરફ દૃષ્ટિ ફેંકી હતી. તેનો ચ્હેરો તેને ગભરાએલો અને સફેદ પૂણી જેવો લાગ્યો હતો. એક વખત તો તેની મ્યાનમાંથી અડધી બ્હાર નિકળેલી કટાર તરફ પણ તેની નજર ગઇ હતી. આ કારણોને લીધે જ્યારે તેણે પોતાના પ્રણયીની પાસે આવીને તેનો હાથ ઝાલ્યો ત્યારે તેણી લગભગ ધ્રુજતી હતી.

" નૃત્ય ઘણું સં ાષકારક નિવડયું. ફરીથી શરૂ કરવાને સર્વ કોઇની માગણી હતી, પણ કાર્મીલાએ પોતાની નાખુશી બતાવી. પણ તેના પિતાએ તેને એટલી બધી વિનંતિ કરી કે તેને તે માન્ય રાખવી જ પડી. તુરતજ એક ઉમરાવ પેલી ભરવાડની છોક-રીને શોધવા ગયો પણ તે તો અદૃશ્ય થઇ ગઇ હતી.

" સત્ય વાત એ હતી કે વેમ્પાથી હવે વધુ વખત આવો દેખાવ જોઇ શકાય તેમ નહોતું. તેથી કાંઇક સમજુતથી અને કાંઇક બલ-જોરીથી તેને તે ઉદ્યાનના બીજા ભાગમાં લઇ ગયો. નાછુટકે તેરીસા તેની સાથે ગઇ, પણ જ્યારે તેના ગભરાએલા ચ્હેરા તરફ તેરીસાએ

નજર કરી ત્યારે તેને તેના ધ્રુજતા અવાજ અને મૌન ઉપરથી એમ સમજાયું કે તેના હૃદયમાં કાંઇ વિચિત્ર તોફાન ચાલી રહ્યું હતું. તેના હૃદયમાં પણ કાંઇ એટલુંજ વિચિત્ર પણ તદ્દન જુદા પ્રકારનું તોફાન નહોતું ચાલી રહ્યું એમ નહોતું. આ છતાં વેમ્પાને તેના ઉપર ક્રોધે ભરવાનું કારણ હતું એમ તે સંપૂર્ણ રીતે સમજતી હતી. આનું કારણ તે બરાબર સમજી શકી નહિ તો પણ પોતે સર્વ રીતે ઠપકાને પાત્ર હતી એમ તો તેને લાગ્યું જ. આમ છતાં વેમ્પા તો શાંત જ રહ્યો. આથી તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. સમારંભ પુરો થતાં સુધી તે તો શબ્દ પણ બોલ્યોજ નહિ. આખરે ઘણી રાત ગઇ અને કકડતી ઠંડી શરૂ થઇ, એટલે બાગમાંના સર્વ મેહેમાનો ચાલ્યા ગયા અને બાગના દરવાજા બંધ થયા, વેમ્પા તેરીસાને ઘેર લઇ ગયો. તેને ઘેર પહોંચાડી જતાં જતાં તેણે તેને પૂછ્યું:—

" 'તેરીસા, કાઉન્ટની પુત્રીની સાથે નૃત્યમાં ભાગ લેતી વખતે તારા મનમાં શા શા વિચારો ચાલતા હતા ?'

" 'હું એવા વિચાર કરતી હતી' પેલી છોકરીએ કેવળ બોળાપણમાં જવાબ આપ્યો. 'કે તેણે જે પોષાક પહેર્યો હતો તેવો પોષાક મને કેવી રીતે મળે ?'

" 'વારૂ, પેલો તારો સોબતી તને શું કહેતો હતો ?'

" 'તેણે એવું કહ્યું કે જો એવો પોષાક જોઇતો હોય તો તે મારા હાથમાંજ હતું. મારા મુખમાંથી એક શબ્દ નિકળે એટલે એવા અનેક પોષાકોનો મારા આગળ ઢગલો થાય તેમ હતું.'

" 'તેનું કહેવું બરાબર હતું.' વેમ્પાએ જવાબ આપ્યો.

" 'વારૂ, તે મેળવવાની તને એટલી બધી આકાંક્ષા છે !'

" 'હા.'

" 'ઠીક ત્યારે, તને તે મળશેજ.'

" પેલી છોકરી તો આશ્ચર્યથી તેના સામે જોઇ રહી. પણ તેનું મુખ અત્યારે તેને એટલું ભયંકર લાગ્યું કે તે એક શબ્દ પણ ઉચ્ચારી શકી નહિં.

" વેમ્પા તો એટલું બોલીને ચાલતો થયો. તેરીસા દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી તેની પાછળ અંધકારમાં જોઇ રહી, અને જ્યારે દેખાતો બંધ થયો ત્યારે પોતાની ઝુંપડીમાં ગઇ.

" તેજ દિવસે રાતના એક મોટો અકસ્માત થયો. કોઇ નોકરની દીવા બુઝાવવાની બેદરકારીને લીધેજ ખરેખર તે બનવા પામ્યો હશે. પેલી નાજુક બાલા કાર્મીલા જે દિવાનખાનામાં સુતી હતી તેની જોડેનાજ ઓરડામાં આગ લાગી. રાતમાં ધૂમાડાથી ગુંગળાઇ તે નિદ્રામાંથી જાગી ઉઠી તો ભડકા દીઠા. તે લાગલી પલંગમાંથી બ્હાર કુદી પડી. જે કાંઇ કપડાં હાથમાં આવ્યાં તે પોતાના શરીર ઉપર લપેટી લીધાં અને બારણા તરફ દોડી. પણ દિવાનખાનાની બ્હારનો ભાગ તો આગે કયારનોએ ઝડપી લીધો હતો. તે પાછી ફરી અને મદદને માટે બને તેટલા જોરથી બૂમાબૂમ કરી મેલી. એટલામાં તેના દિવાનખાનાની બારી, જે જમીનથી વીસેક ફીટ ઉંચી હતી તે ઉઘાડી, એક યુવાન ગામડીઓ ત્યાંથી દાખલ થયો, અને તેણે તેને પોતાની બાથમાં ઉંચકી લીધી, અલૌકિક બલ અને યુક્તિ પ્રયુક્તિથી તેને નીચે ઉતારી, અને બાગમાં જમીન ઉપર મૂકી દીધી. કાર્મીલા તો મૂર્છિત થઇ ગઇ હતી. જ્યારે તે ભાનમાં આવી ત્યારે તેનો પિતા તેની બાજુમાંજ હતો. દાસ દાસીઓ બધાં તેની સેવામાં હાજર હતાં. બંગલાનો એક બાજુનો ભાગ

આખોજ બળીને ખાખ થઇ ગયો. પણ કાર્મીલા સહિસલામત બચી ગઇ એટલે તેનો શો હિસાબ હતો ? તેને બચાવનારની બધે શોધ કરાવવામાં આવી પણ તેનો પત્તો લાગ્યો નહિ. ચારે બાજુએ તેને માટે તપાસ કરતાં તે કોઇના જોવામાં પણ આવ્યો નહોતો. તેને પોતે ઓળખી શકી          થી કાર્મીલાને પોતાને પણ ઘણું લાગી આવ્યું.

" કાઉન્ટ ઘણો ધનાઢય હતો એટલે આગથી થએલા નુકસાનની તેને મન કાંઇ જ કિંમત નહોતી. તેને ધાસ્તી માત્ર પોતાની પુત્રીના સંરક્ષણની હતી, પણ તે તો એવી અજાયબ રીતે બચી ગઇ હતી કે પરમાત્માએજ જાણે તેને બચાવી હોય એમ સર્વ કોઇને લાગતું.

" બીજે દિવસે હમેશના ઠરેલા વખતે પેલાં બે ભરવાડનાં બાળકો પાછાં પોતાના હમેશ મળવાના ઠેકાણે ભેગાં થયાં. વેમ્પા પ્રથમ આવી પહોંચ્યો હતો. તે તેરીસાને મળવાને ઘણા આનંદથી આગળ વધ્યો. ગઇ રાતનો બનાવ તે જાણે લદન વિસરીજ ગયો હોય એમ લાગ્યું. પેલી છોકરી ઘણી વિચારગ્રસ્ત હતી, પણ જ્યારે વેમ્પાને તેણે એટલો બધો આનંદમાં જોયો ત્યારે તેણે પણ આનંદનો દેખાવ કર્યો.

" વેમ્પાએ તેનો હાથ પોતાના હાથમાં ઝાલ્યો, પેલી ગુફાના દ્વાર આગળ તેને લઇ ગયો અને થોભ્યો. પેલી છોકરીને કાંઇક નવાઇ લાગી. તે વેમ્પાના સામે જોઇ રહી.

" 'તેરીસા, ગઇ કાલે રાતે તું મને એમ કહેતી હતી કે કાઉન્ટની પુત્રીના જેવો પોષાક મળે તો તેના ઉપરથી તું તારી આખી જીંદગી વારી જવાને તૈયાર છે ?' તેણે તેરીસાને પૂછ્યું.

" 'હા, પણ હવે મને તેવા શબ્દો બોલ્યાનો પશ્ચાત્તાપ થાય છે.' તેરીસાએ આશ્ચર્યથી જવાબ આપ્યો.

" 'અને મેં તને જવાબ આપ્યો હતો કે તને તેવો પોષાક મળશે જ.'

" 'હા.' પેલી છોકરીએ કહ્યું. વેમ્પાના શબ્દે શબ્દે તેણીનું આશ્ચર્ય વધતું ચાલ્યું.

" 'પણ તમે મને ખુશ કરવાને માટેજ તેવો જવાબ આપ્યો હતો.'

" આ શબ્દો સાંભળતાંજ તેણે ગુફાના મુખ ઉપરથી પથ્થર ખસેડી નાંખ્યો. તેરીસાએ નજર કરી તો ગુફામાં દિવાનો પ્રકાશ જોયો. એક સાધારણ ટેબલ ઉપર એક સુંદર આયનો મૂકેલો હતો. તેની બંને બાજુએ મીણબત્તીના દિવા સળગતા હતા. ટેબલ ઉપર મોતીની માળા અને હીરાનો હાર ગોઠવીને મૂકેલાં હતાં. પાસે એક ખુરશી ઉપર એક પોષાક પડેલો હતો.

" તેરીસાના મુખમાંથી એક આનંદની ચીસ નિકળી ગઇ: અને આ બધા વસ્ત્રાલંકારો ક્યાંથી આવ્યા તેનો જરા પણ વચ કર્યો સિવાય અગર વેમ્પાને તે બાબતમાં એક પણ પ્રશ્ન કર્યા સિવાય દિવાનખાનાના રૂપમાં ફેરવાઇ ગએલી પેલી ગુફામાં તે દાખલ થઇ.

" વેમ્પાએ લાગલોજ ઉપર પથ્થર ઢાંકી દીધો, કારણ કે દૂરની એક ટેકરી ઉપરથી એક ઘોડેસ્વારને આવતાં તેણે જોયો. આ પ્રવાસી એક ક્ષણ જાણે કયે રસ્તે જવું તે બાબતનો નિશ્ચય કરતો હોય તેવી રીતે થોભ્યો.

" જ્યારે તેણે વેમ્પાને જોયો, ત્યારે ઘોડો દોડાવતો તે તેની તરફ આવ્યો. વેમ્પાએ ભૂલ કરી નહોતી. પ્રવાસી રસ્તો ભૂલ્યો હતો. વેમ્પાએ તેને બરાબર રસ્તો બતાવ્યો. પણ થોડેક દૂર જતાં

એ રસ્તામાંથી ત્રણ જુદા જુદા રસ્તા પડતા હોવાથી ફરીને વખતે ભૂલ થાય એમ જણાવી તેણે વેમ્પાને રસ્તો બતાવવાની વિનંતી કરી. વેમ્પાએ પોતાનો ઝભ્ભો જમીન ઉપર નાંખી દીધો, બંદૂક ખભા ઉપર મૂકી, અને પેલા પ્રવાસીની આગળ ઝડપથી ચાલવા લાગ્યો. પ્રવાસી ઘોડા ઉપર હોવા છતાં મુશ્કેલીથી તેની પાછળ પાછળ જવા લાગ્યો. દસેક મિનિટમાં તો પેલા રસ્તા ભેગા થતા હતા ત્યાં તેઓ પહોંચી ગયા. ત્યાં પહોંચ્યા પછી એક બાદશાહના જેવા દમામથી તેણે તે પ્રવાસીને જે રસ્તે જવાનું હતું તે તરફ હાથ કરીને બતાવ્યો:

" 'નામદાર સાહેબ, આ પેલે રસ્તે આપ સાહેબને જવાનું છે. હવે આપ નામદારને ભૂલા પડવાનો સંભવ નથી.'

" 'ત્યારે તારા મેહેનતાણા બદલ આ લે.' પેલા પ્રવાસીએ તેને કાંઇ પૈસા આપવા માંડયા.

" 'આપ સાહેબનો હું ઘણો આભારી છું.' વેમ્પાએ અભિમાનથી ડોકું ઉચું કરીને કહ્યું. 'હું સેવા બજાવું છું, પણ વેચતો નથી.'

" 'વારૂ.' તે પ્રવાસી શહેરના સુધરેલા લોકોના નીચ દાસત્વ અને પહાડી લોકોના સ્વતંત્ર ઉદાર સ્વભાવનો અનુભવી હોવાથી બોલ્યો. 'તમે મેહેનતાણું ન લો તો ઠીક, પણ જો હું કાંઇ બક્ષિસ આપું તો તે તો સ્વીકારશોજ.'

" 'તે તો એક જુદી વાત છે.'

" 'ત્યારે આ બે નંગ છે તે લઇ જાઓ, અને તમારી પ્રિયતમાને અલંકાર કરાવવાને માટે આપજો.'

" 'ત્યારે આપ આ ખંજર લો.' પેલા ભરવાડે તેને કહ્યું. 'તેના હાથા ઉપર જે કોતરકામ કરેલું છે તેના કરતાં વધારે સારૂં કોતરકામ કોઇ ઠેકાણે જોવામાં આવશે નહિ."

" 'હું તે સ્વીકારૂં છું. પણ આ ખંજર તો વધારે કિંમતનું જણાય છે એટલે લાભ તો મને જ થવાનો.'

" 'લાભ હાનિ તો વ્હેપારીઓ જુએ ! મને તો તેનો હિસાબ નથી; કારણ મેં પોતેજ તે કામ કરેલું છે.

" 'તમારૂં નામ શું ?' પ્રવાસીએ પ્રશ્ન કર્યો.

" 'મારૂં નામ વેમ્પા'—લુઇજી વેમ્પા.' જાણે પોતે સિકંદર બાદશાહ હોય ! અને પોતાનું નામ જણાવતો હોય ! એવા જુસ્સાથી પેલા ભરવાડે જવાબ આપ્યો !

" ' અને વારૂ, આપ નામદારનું નામ શું !' તેણે પ્રવાસીને પૂછ્યું.

" 'મને' પ્રવાસીએ જવાબ આપ્યો. 'લોકો સીન્બાદ ખલાસીના નામે ઓળખે છે.

ફ્રાંઝ ચમક્યો. ' સીન્બાદ ખલાસી !' તેણે ઉંઘમાંથી જાગ્રત થતો હોય તેવી રીતે પ્રશ્ન કર્યો.

" હા. " પેલા નિવાસગૃહના માલિકે વેમ્પાના ઇતિહાસનું વર્ણન આગળ ચલાવતાં જવાબ આપ્યો. " પેલા પ્રવાસીએ વેમ્પાને પોતાનું નામ તેજ હતું એમ જણાવ્યું હતું. "

"અને આ નામમાં તમને આટલું બધું આશ્ચર્ય કેમ લાગે છે?" આલ્બર્ટે ફ્રાંઝને પૂછ્યું. "નામ તો સુંદર છે. નાનપણમાં જ્યારે હું અરેબીઅન નાઇટસમાં 'સીન્બાદ ખલાસી'ની વાતો વાંચતો ત્યારે મને ઘણો આનંદ થતો. "

ફ્રાંઝે કાંઇ જવાબ આપ્યો નહિ. સીન્બાદ ખલાસીનું નામ સાંભળતાંની સાથેજ તેના મગજ આગળ અનેક બાબતોનાં સ્મરણો

ખડાં થયાં. પહેલે દિવસે સાંજના કાઉન્ટ ઑફ મોન્ટેક્રીસ્ટોનું નામ સાંભળીને તેના મનની જેવી સ્થિતિ થઇ હતી. તેવી અત્યારે પણ થઇ.

"ચાલો, આગળ ચલાવો." તેણે પેલા નિવાસગૃહના માલીકને કહ્યું.

"વેમ્પાએ પેલાં બે નંગ ખીસ્સામાં મૂક્યાં અને જે રસ્તે ગયો હતો તેજ રસ્તે પાછો ફર્યો. ગુફાથી બસેં ત્રણસેં ડગલાં દુર હશે એવામાં કોઇક કારમી ચીસ પાડતું હોય એમ તેને લાગ્યું. અવાજ ક્યાંથી આવતો હતો તે સાંભળવાને તે જરા થોભ્યો. એક ક્ષણ પછી તો તેનુંજ નામ કોઇ હોકારતું હોય એમ તેણે સ્પષ્ટ સાંભળ્યું. આ ચીસ ગુફાભણીથી આવતી હતી. તેણે એક હરિણની માફક ફાળો ભરવા માંડી. દરમ્યાન પોતાની બંદૂક તૈયાર કરી. ક્ષણ માત્રમાં તો એક ટેકરી ઉપર તે ચઢયો. હવે મદદ માટેની બૂમો સ્પષ્ટ સંભળાવા લાગી. તેણે ચારે બાજુએ નજર કરી, તો 'તેરીસા'ને ઉપાડીને લઇ જતાં એક માણસને તેણે દીઠો. આ માણસ જંગલ તરફ દોડતો હતો. ગુફાથી જંગલ સુધીના રસ્તાનો પોણો ભાગ તો તે વટાવી ગયો હતો. વેમ્પાએ વચ્ચેના અંતરની બરાબર ગણત્રી કરી લીધી. તે ત્રણસો એક ડગલાં આગળ પૂર જોસમાં દોડતો જતો હતો એટલે પકડાવાનો સંભવ નહોતો. વેમ્પા જાણે કે જમીનમાં ચોંટી ગયો હોય એમ તરતજ ઉભો રહ્યો. પછી બંદુક ખભાને અડાડી, પેલા બદમાસના તરફ નિશાન તાકી એક પળ તેની પાછળ ચાલ્યો, અને પછી બંદૂક ફોડી. પેલો બદમાસ એકાએક સ્તબ્ધ થઇ ગયો, તેના પગ ભાંગી ગયા અને તેરીસાને લઇને તે નીચે પડયો. પેલી યુવતી તુરતજ ઉઠીને ઉભી થઇ. પણ પેલો બદમાસ તો મૃત્યુની યાતનામાં ટાંટીઆ ઘસતો જમીન ઉપર ગબડાઇ પડયો. વેમ્પા લાગ-

લોજ તેરીસાના તરફ દોડયો; કારણકે પેલા બદમાસના હાથમાંથી છૂટીને તેરીસા દસેક ડગલાં દોડી એટલામાં પડી ગઇ. વેમ્પાને એવી ધાસ્તી લાગી કે જે ગોળીએ તેના શત્રુનો નાશ કર્યો હતો તે ગોળીનો ભોગ કદાચ તેની પ્રિયતમા પણ થઇ પડી હશે. સુભાગ્યે તે આબાદ બચી ગઇ હતી. તે માત્ર ધાસ્તી ખાઇ ગઇ હતી. વેમ્પાને જ્યારે ખાત્રી થઇ કે 'તેરીસા' સહિસલામત હતી ત્યારે તે પેલા ઘાયલ થએલા માણસ તરફ ફર્યો. તેનો જીવ તો ક્યારનોએ જતો રહ્યો હતો. તેના હાથની મુઠીઓ વળેલી હતી. તેના મુખ ઉપર મૃત્યુની અંતિમ યાતનાની છાયા દષ્ટિએ પડતી હતી. તેની આંખો ગુસ્સામાં ફાટેલી હતી અને ધમકી આપતી લાગતી હતી. વેમ્પા મડદાની પાસે ગયો અને કયુકયુમેટોને ઓળખ્યો.

" જે દિવસે આ યુવાન જોડાએ કયુકયુમેટોને સંતાડી આશ્રય આપી બચાવ્યો હતો, તેજ દિવસથી તે તેરીસાના સૌન્દર્યથી મુગ્ધ બની ગયો હતો, અને ગમે તેમ કરીને પણ તેને પોતાની કરવાની તેણે દઢ પ્રતિજ્ઞા લીધી હતી. તે ક્ષણથી તે તેની તપાસમાં હતો, પણ આજે જ તેને લાગ મળ્યો હતો. તેનો પ્રિયતમ તેને એકલી મૂકીને પેલા પ્રવાસીને રસ્તો બતાવવાને ગયો એ લાગ સાધીને કયુકયુમેટો તેને ઉપાડી ગયો. તે મનમાં મલકાતો હતો, એટલામાં તો પેલા ભરવાડના છોકરાએ આબાદ નેમવાળી ગોળીથી તેનું હૃદય વીંધી નાખ્યું અને તે ભોંયભેગો થઇ ગયો. વેમ્પા થોડી પળ સુધી તે મડદા સામે જોઇ રહ્યો. તેના મુખ ઉપર જરા પણ ફેરફાર થયો નહિ. પણ તેરીસા તો ભયથી થરથર ધ્રુજતી હતી. મડદાની પાસે જવાની પણ તેની હિંમત ચાલતી નહોતી. તેણે તો બ્હીતાં બ્હીતાં પોતાના પ્રિયતમની પાછળ ભરાઇને તે

બદમાસના મડદા તરફ એક છેલ્લી નજર ફેંકી. વેમ્પા એકાએક પોતાની પ્રિયતમા તરફ ફર્યો.

" 'ઓહો !' તે બોલ્યો. 'તું તો પોષાક સજીને તૈયાર થઇ ગઇ છે ને શું ? ચાલ, ત્યારે હવે હું પણ પોષાક સજી લઉં.'

" તેરીસાએ કાઊન્ટ–દ–સાન–ફેલાઇસની પુત્રીનાં કપડાં પ્હેરી લીધાં હતાં. વેમ્પા કયુકયુમેટોનું મડદું ઉચકીને ગુફામાં લઇ ગયો, તેરીસા બ્હારજ રહી. આ વખતે જો કોઇ બીજો પ્રવાસી ત્યાં થઇને જતો હોત તો તેની નજરે કાંઇક વિચિત્ર દૃષ્ય પડત. એક ઉમરાવજાદીના જેવાં હીરા મોતીનાં આભૂષણો અને વસ્ત્રાલંકારોથી વિભૂષિત થએલી એક ભરવાડણ ઘેટાં ચારતી તેની નજરે પડત. તેણે તેને કોઇ વનદેવતાજ ધારી લીધી હોત, અને પોતે જાગ્રત હતો કે સ્વપ્નાવસ્થામાં, તેની પણ તેને શંકા આવત. પા કલાકમાં વેમ્પા પેલી ગુફામાંથી બ્હાર આવ્યો. તેનો પોષાક તેરીસાના પોષાકથી જરાપણ ઉતરતો નહોતો. એકાદ ઉમરાવને પણ શરમાવે તેવો હતો. ખીસ્સામાં ઘડીઆળ અને કમરપટામાં કટાર લગાવી દીધાં હતાં. તેરીસા તો આ સર્વ જોઇને ગાંડી ઘેલી થઇ ગઇ. તેણે કયુકયુમેટોનો સવ પોષાક ઉતારીને પોતે પ્હેરી લીધો હતો. પોતાની પ્રિયતમા ઉપર આની અસર થએલી જોઇને તે અભિમાનથી સ્મિત કરવા લાગ્યો.

" 'જો હવે તેરીસા,' તેણે તેરીસાને કહ્યું. 'મારૂં પ્રારબ્ધ જે કાંઇ હોય તેમાં ભાગ પડાવવાની હવે તારી તૈયારીઓ છે કે ?'

'હા–હા' પેલી યુવતીએ આવેશમાં આવી જઇને જવાબ આપ્યો.

" 'હું જ્યાં જાઉં ત્યાં મારી પાછળ આવવાને તું રાજી છે ?'

" 'અરે, દુનીયાના છેડા સુધી.'

" ત્યારે મારો હાથ ઝાલ. ચાલ, આપણે હવે જઇએ. હવે આપણે વખત ગુમાવવા જેવો નથી.'

" પેલી યુવતી પોતાને વેમ્પા ક્યાં લઇ જવા માગતો હતો તે બાબત જરા પણ પ્રશ્ન કર્યા સિવાય તૈયાર થઇ ગઇ; કારણકે અત્યારે તેને તે એક દેવના જેવો સ્વરૂપવાન, અભિમાની, અને બલવાન્ લાગતો હતો તેઓ જંગલ તરફ ગયાં અને તેમાં દાખલ થયાં. વેમ્પાને પહાડના સર્વ આડા અવળા રસ્તાની સંપૂર્ણ માહિતી હતી, એ કહેવાની બીલકુલ જરૂર નથી. તેથી તે જરા પણ ખચકાયા વગર આગળ ચાલ્યો. રસ્તામાં બીજી કાંઇપણ નિશાનીઓ નહોતી, પણ વેમ્પા ઝાડ અને છોડવાઓની એધાણી બરાબર સમજતો હતો. આવી રીતે તેઓ લગભગ દોઢેક કલાક ચાલ્યાં, એટલે તેઓ ધાઢ જંગલમાં આવી પહોંચ્યાં. ત્યાં આગળ એક વ્હેળો હતો તેનું પાણી સુકાઇ ગએલું હતું. આ વ્હેળામાંથી ચાલતાં એક ખીણમાં આવી પહોંચ્યાં. આ રસ્તો ઘણો ભયંકર હતો. બન્ને બાજુએ ઉંડી ખીણો હતી. આ વેરાન અને ભયંકર જંગલનો દેખાવ જોઇને તેરીસા તો બિચારી ડરી ગઇ. એક શબ્દ પણ બોલ્યા સિવાય પોતાના સોબતીની સૉડમાં ભરાતી ભરાતી તે આગળ ચાલી. પણ તે તો નિર્ભ્રાન્ત રીતે ચાલ્યો જતો હતો. આ જોઇને તેને જરા હિંમત આવી. આવી રીતે જતાં જતાં એકાએક તેમનાથી દસેક ડગલાં દૂર એક માણસ એક ઝાડના ઓથેથી નિકળી આવ્યો અને વેમ્પાના સામે નિશાન તાક્યું.

" 'એક ડગલું આગળ ભર્યું તો મુઓજ જાણજે !' તેણે વેમ્પાને કહ્યું.

" 'એટલે ? આ શું ? ' વેમ્પાએ તિરસ્કારનો ચાળો કરતાં કહ્યું. ' શુ વરૂઓ એક બીજાને ફાડી ખાતાં હશે ? '

"તેરીસા તો એટલી બધી ભયભીત થઇ ગઇ કે વેમ્પાને બાઝીજ પડી હતી.

" 'તું કોણ છે ? ' પેલા પહેરેગીરે પ્રશ્ન કર્યો.

" 'હું લુઇજી વેમ્પા છું. કાઉન્ટ સાન ફેલાઇસનાં ઘેટાં ચારૂં છું.'

" 'અહીં શા માટે આવ્યો છે ? '

" 'રોકકા બીઆન્કા'ની ખીણમાં તારા બીજા જે સોબતીઓ છે તેમની સાથે વાતચીત કરવાની છે. '

" 'ત્યારે મારી પાછળ પાછળ આવ.' પેલા પહેરેગીરે જવાબ આપ્યો. ' અથવા તું રસ્તો સારી રીતે જાણતો દેખાય છે માટે મારી આગળ જ ચાલ. '

" 'લુંટારાની આ સાવચેતી તરફ વેમ્પાએ તિરસ્કારથી હાસ્ય કર્યું, અને તેરીસાની સાથે પ્રથમના માફકજ નિડર રીતે પગલાં ભરવા માંડયાં. દસેક મિનિટ આવી રીતે ચાલ્યા પછી પેલા બ્હારવટીઆએ થોભવાને ઇશારત કરી. બન્ને જણાં થોભ્યાં. પછી પેલા બહારવટીઆએ કાગડાની પેઠે ત્રણ વખત અવાજ કર્યો. તુરતજ તેવાજ અવાજનો જવાબ મળ્યો.

" 'ઠીક ! ' પેલા પહેરેગીરે વેમ્પાને કહ્યું. ' હવે આગળ જાઓ. '

" બન્ને જણ આગળ ચાલ્યાં. ઝાડોના ઓથેથી હથીઆરો અને બંદૂકની નાળો દેખાતી જોઇને તેરીસા વેમ્પાને વળગવા લાગી. ' રોક્કાબીઆન્કા'ની ખીણ એક નાના સરખા પહાડમાં હતી. પ્રાચીન કાલમાં આ પહાડ એક જ્વાલામુખી હતો, પણ તે

રોમ શહેર સ્થપાયું તે પહેલાં કેટલા એક વખતથી શાંત પડી ગએલો હોવો જોઇએ.

" વેમ્પા અને તેરીસા પર્વતના મથાળે પહોંચ્યાં એટલે વીસ પચીસેક બ્હારવટીઆઓની ટોળી આગળ આવીને ઉભાં રહ્યાં.

" 'આ યુવાન તમને બધાને શોધતો આવ્યો છે અને તમારી સાથે વાતચીત કરવા માગે છે.' પેલા પહેરેગીરે કહ્યું.

" 'તેને શું કામ છે ?' ટોળીના નાયકની ગેરહાજરીમાં જે માણુસ ઉપરી તરીકે ગણાતો હતો તેણે પૂછ્યું.

" તમારો નાયક થવાને આવેલો છું." વેમ્પાએ જવાબ આપ્યો.

" લુંટારા તો ખડખડાટ હસવા લાગ્યા.

" 'વારૂ, એવું માન મેળવવા જેવું તેં શું પરાક્રમ કર્યું છે ?' ટોળીના આગેવાને પૂછ્યું.

" 'મેં તમારા નાયક કયુકયુમેટોને ઠાર કર્યો છે, અને તેનોજ પોશાક અત્યારે મેં પહેરેલો છે. મારી પ્રિયતમાના મનના કોડ પુરા કરવાને માટે કાઉન્ટ સાન-ફેલાઇસના મેહેલને આગ લગાડીને તેને માટે લગ્નના વસ્ત્રાલંકારો લઇ આવ્યો છું.'

" લુંટારાઓએ પરસ્પર મસલત ચલાવવા માંડી.

" એક કલાક પછી તો મૈયત કયુકયુમેટોની જગાએ લુઇજી વૅમ્પાને ટોળીના નાયક તરીકે પસંદ કરવામાં આવ્યો.

" કેમ દોસ્ત આંલ્બર્ટ," વાર્તા પૂરી થતાં ફ્રાંઝે આલ્બર્ટ તરફ ફરીને પૂછ્યું. "આ લુઇજી વૅમ્પાના સંબંધમાં તારો શો અભિપ્રાય છે ?"

" મારૂં તો કહેવું એવું છે કે આ સર્વ પુરાણની કલ્પિત કથા છે. ટાઢા પ્હોરના તડાકા છે." આલ્બર્ટે જવાબ આપ્યો.

" એટલે ? " પેલા નિવાસગૃહના માલિકે પોતાના ઉપર આ યુવાનોનો વિશ્વાસ બેસતો નથી એમ જોઇને ગુસ્સામાં પૂછ્યું.

" હશે. ચાલો, જવા દો એ વાત." ફ્રાંઝે તેને શાંત પાડતાં કહ્યું.

" શું તમારૂં કહેવું એવું છે કે આ તમારો વૅમ્પા રોમ શહેરના આસપાસના પ્રદેશમાં પોતાની આણ હાલમાં પણ વર્તાવી રહ્યો છે ? " આલ્બર્ટે પૂછ્યું.

" અરે અત્યાર સુધીમાં કોઈ પણ બ્હારવટીઆએ નહિ બતાવેલું એવું ભયંકર શૌર્ય તે બતાવી રહ્યો છે. "

" ત્યારે પોલીસ તેને પકડવામાં કેવળ નિષ્ફળ નિવડી છે ? "

" અરે એ તો એમ છે કે આસપાસના ખુલ્લા પ્રદેશના ભરવાડો સઘળાજ તેના મળતીઆ છે. ટાઇબર નદીના મચ્છીમારો અને દરિયા કિનારાના દાણચોરીનો ધંધો કરનારા ચોરો સાથે તેને ઘણીજ સારી મિત્રતા છે. એટલે સત્તાવાળાઓ જ્યારે તેને પહાડ પર્વતોમાં શોધે છે ત્યારે તે કિનારા ઉપર હોય છે; જ્યારે કિનારા ઉપર તેની પુંઠ પકડે છે ત્યારે તે વહાણમાં બેસીને સમુદ્રમાં પલાયન કરી જાય છે; સમુદ્ર ઉપર પણ વહાણમાં તેનો પીછો પકડવામાં આવે છે ત્યારે ' ગીગલીઓ, ' 'મોન્ટેક્રીસ્ટો' વિગેરે ટાપુઓમાંના એકાદ ટાપુ ઉપર તેને આશ્રય મળે છે; જ્યારે સત્તાવાળાઓ તેને ત્યાં શોધતા હોય છે ત્યારે રોમ શહેરની પાસેનાં ગામડાંઓમાં તેનો દરોડો ચાલુ હોય છે."

" વારૂ, પ્રવાસીઓની સાથે તે કેવું વર્તન રાખે છે ?"

" દુર્ભાગ્યે તેની યુક્તિ તદ્દનં સ્હેલી અને સાદી છે. પ્રવાસી શહેરથી જેટલે દુર હોય તે ઉપર સર્વ આધાર રહે છે. દંડની

રકમ ભરવાને માટે અંતરના પ્રમાણમાં છ કલાક, આઠ કલાક, બાર કલાક અગર એક દિવસ તેને આપવામાં આવે છે. આ આપેલી મુદ્દત પુરી થાય છે એટલે મેહેરબાનીની રાહે એક કલાક વધુ આપવામાં આવે છે. જો સાઠમી મિનિટના અંતે દંડની રકમ આવેલી જણાતી નથી તો પિસ્તોલના ભડાકાથી તે પેલા પ્રવાસીનું માથું ચીરી નાંખે છે, અગર તો કટારના ઘાથી તેને યમસદન પહોંચાડી દે છે. એટલે બસ્સ."

"વારૂ જો આલ્બર્ટ," ફ્રાંઝે પોતાના સોબતીને પૂછ્યું. "આ બધી હકીકત સાંભળ્યા છતાં રાતના વખતે કોલોસીઅમ જોવા જવાને તારો ઇરાદો હજી કાયમ રહ્યો છેને?"

"હા. હા. ચોકક્સ." આલ્બર્ટે જવાબ આપ્યો. 'માત્ર ત્યાં જોવા જેવું કાંઇક હોવું જોઇએ."

એટલામાં નવનો ટકોરો થયો અને ઓરડાનું બારણું ખુલ્યું. એક ગાડીવાન અંદર દાખલ થયો.

"નામદાર સાહેબની ગાડી તૈયાર છે." તેણે કહ્યું.

"ત્યારે ચાલો. કોલોસીઅમ જોવાને જઇએ."

"સીધે રસ્તે જવું છે કે આડે રસ્તે?" ગાડીવાને પ્રશ્ન કર્યો.

"સીધે રસ્તે, સીધે." ફ્રાંઝે જવાબ આપ્યો.

"અરે યાર!" આલ્બર્ટે ઉઠતાં ઉઠતાં સીગાર સળગાવતાં કહ્યું. "ખરેખર, હું તો એમ ધારતો હતો કે તારામાં તો વધારે હિંમત છે; પણ તું તો કેવળ પોચકણુ દેખાય છે."

આમ વાતચીત કરતા તે બે યુવકો નિવાસગૃહમાંથી બ્હાર નિકળ્યા અને તેમણે ગાડીમાં બેઠક લીધી.

---

# પ્રકરણ ૩૫ મું.

ફ્રાંઝે રસ્તાની ગોઠવણ એવી રીતની રાખી હતી કે 'ક્લોસીઅમ' પહોંચતા સુધીમાં રસ્તામાં એક પણ પ્રાચીન ખંડેર વચમાં આવે નહિ, કે જેથી જે મહાન અને અદ્ભૂત મકાન જોવાને તેઓ જતા હતા તેનો પ્રથમથીજ ખ્યાલ બાંધી દેવાનું બની શકે નહિ; કારણ તેમ થાય તો પછી તે નજરે પડતાં તેની કિંમત ઘટી જાય. વળી આથી બીજો પણ એક લાભ હતો. નિવાસગૃહના માલિકે જે વાર્તાનું વર્ણન કર્યું હતું અને જેમાં મોન્ટેક્રીસ્ટોના ટાપુમાંના ફ્રાંઝના યજમાનનો વિચિત્ર સંબંધ આવતો હતો તેના વિષે વિચાર કરવાનો ફ્રાંઝને અવકાશ મળ્યો. હમણાં જે વિચિત્ર હકીકત તેણે સાંભળી હતી તેનું મનન કરતો તે ગાડીના એક ખૂણામાં લપાઇ ગયો હતો. તે ઇતિહાસના જુદા જુદા બનાવોના સંબંધમાં અનેક પ્રશ્નો તેના હૃદયમાં ઉભા થતા હતા, છતાં તેમાંના એકનો પણ તે પોતે સંતોષકારક રીતે જવાબ આપી શકે તેમ નહોતું. બીજા બધા પ્રસંગોમાં એક વાતે તેના મિત્ર "સીન્બાદ ખલાસી"નું તેને ખાસ સ્મરણ કરાવ્યું. બ્હારવટીઆઓ અને ખલાસીઓ વચ્ચે તેને કોઇ અગમ્ય પ્રકારનો મિત્રાચારીનો સંબંધ હતો. નિવાસગૃહના માલિકે વેમ્પાને સમુદ્ર ઉપર વહાણમાં આશ્રય મળે છે એમ જણાવ્યું હતું, આ વાત યાદ આવતાં મોન્ટેક્રીસ્ટોના ટાપુમાં ખલાસીઓની સાથે મોજ કરતા બે કોરસીકન બ્હારવટીઆઓનું તેને સ્મરણ થયું. જે મનુષ્યે તેને મોન્ટેક્રીસ્ટોના ટાપુમાં એક રાજાને છાજે તેવું આતિથ્ય આપ્યું હતું, તે મનુષ્યે જે નામ ધારણ કર્યું હતું, અને જે પેલા

નિવાસગૃહના માલિકે પણ તેને યાદ કરાવ્યું, તે નામ ઉપરથીજ એમ સાબીત થઈ હતું કે તેના તે ઉદારચરિત મિત્રની ઉદારતા ભૂમધ્ય સમુદ્રના હરકોઇ પ્રદેશના કિનારા ઉપર જાણીતી હતી, અને તેના મિત્રો દેશેદેશમાં હતા.

છતાં તે યુવાનના મગજમાં ઉભરાઇ જતા આ સર્વ વિચારો કોલોસીઅમનાં ખંડેરો દૂરથી નજરે પડતાંની સાથેજ જતા રહ્યા. તે ભવ્ય મકાનનાં ખંડેરો ચંદ્રના પ્રકાશમાં પણ દૂરથી ધ્યાન ખેંચી રહેતાં હતાં. ગાડી ખંડેરોની પાસે આવીને ઉભી. બારણું ખુલ્યું. બન્ને યુવાનો ગાડીમાંથી નીચે ઉતરતાંજ તેમના આગળ એકાએક ભોમીઓ જાણે જમીનમાંથી નિકળી આવ્યો હોય તેવી રીતે આવીને ખડો થયો.

નિવાસગૃહમાંનો ભોમીઓ તો તેઓની સાથે ત્યાંથી થએલોજ હતો. રોમ શહેરમાં ભોમીઆઓનાં ટોળાંના હાથમાંથી કોઇ છટકી શકે તેમ નથી. ગમે તે કોઇ નિવાસગૃહમાં પ્રવાસીએ પગ મૂકયો કે તુરતજ ત્યાંનો હમેશનો ભોમીઓ તેને પોતાના પંજામાં લે છે. આ ઉપરાંત દરેક પ્રાચીન અને અર્વાચીન જોવા લાયક મકાનો, ખંડેરો, સ્થાનો, અને કીર્તિસ્તંભો માટે તો શું પણ તેમના દરેક જુદા જુદા ભાગને માટે પણ એક એક ખાસ ભોમીઓ હોય છે.

ફ્રાંઝ અને આલ્બર્ટનો કાંઇ આ બલામાંથી નાસી છૂટવાનો ઇરાદો નહોતો. વળી તેમ કરવું શકય પણ નહોતું; કારણ આ ભોમીઆઓનેજ રાતના વખતે મસાલો સાથે આ મકાનોમાં જવાની પરવાનગી હોય છે. આથી આ યુવાનોએ તેમનાથી છટકવાનો જરા પણ પ્રયત્ન કર્યોજ નહિ; પણ આંખો મીચીને કાંઇપણ શંકા લાવ્યા સિવાય તેમના તાબે થયા. આલ્બર્ટ તો સાત આઠ વખત આવી

ગયો હતો. તેનો સોબતી તો માત્ર પહેલીજ વખત આ પુરાતન મકાનની જમીન ઉપર પગ મૂકતો હતો, અને ભોમીઆઓની કચકચ છતાં તેના મન ઉપર આ ખંડેરોની ભવ્યતા અને મહત્તાની એકદમ ઘણી ઉંડી અસર થઇ. જેણે આ પુરાતન ખ્યાતિના કીર્તિસ્થંભોની મુલાકાત લીધી નથી,– અને ખાસ કરીને ચાંદનીમાં મુલાકાત લીધી નથી, તેને તેમની ભવ્યતાનો સંપૂર્ણ ખ્યાલ ભાગ્યેજ આવી શકે. વળી ચંદ્રના પ્રકાશમાં મકાનોનો વિસ્તાર લગભગ બમણો જણાય છે. આથી વિચારમાંને વિચારમાં આલ્બર્ટ અને ભોમીઆઓની પાછળ પાછળ ચાલતા ફ્રાંઝે સો એક ડગલાં નીચેના ભાગમાં ભાગ્યેજ ભર્યાં હશે, એટલામાં વિચારમાંને વિચારમાં તે આલ્બર્ટ અને પેલા ભોમીઆઓથી છૂટો પડી ગયો,' અને એક ભાંગી તુટી ગએલા જીના ઉપર ચઢ્યો, અને એક સ્તંભ આગળ જઇને બેઠો. સામી બાજુએ એક વિશાળ પોલાણ હતું. આ જગાએ તે મહાન પુરાતન મકાનનાં ખંડેર જોતાં હૃદયમાં ઉદ્‌ભવેલા અનેક પ્રકારના વિચારોમાં તેનું ચિત્ત નિમગ્ન થઇ ગયું.

પેલા સ્તંભની પાછળ આવી રીતે જડી આવેલા વિશ્રાંતિસ્થાનમાં તે આશરે પા એક કલાક પડી રહ્યો. અહીંથી નીચે આલ્બર્ટ અને ભોમીઆઓ કયાં કયાં ફરતા હતા તે જણાતું હતું. એટલામાં જે જીનાથી પોતે ઉપર ચઢી આવ્યો હતો તેની સામી બાજુના જીના ઉપરથી એકાદ પથ્થર ગબડી પડવાનો અવાજ તેણે સાંભળ્યો. આવા પુરાતન ખંડેરમાં કાંકરા અગર રોડાં ખરી પડવાનો અવાજ સંભળાય તેમાં કાંઇજ નવાઇ જેવું નહોતું. પણ ફ્રાંઝને એમ લાગ્યું કે તે પથ્થર તેની મેળે પડયો નહોતો પણ કોઇકના પગની ઠેસ વાગવાથી અગર પગના વજનને લીધે પડયો

હતો; વળી તેને એમ પણ ભાસ થયો કે કોઇ ચોરી છૂપીથી પોતાનાં પગલાંનો અવાજ સંભળાય નહિ તે માટે બનતી સાવચેતી રાખતું ફ્રાંઝ જ્યાં બેઠો હતો તે તરફ આવતું હતું. જરાવારમાં તો તે અનુમાન સત્ય ઠર્યું; કારણ કે ફ્રાંઝની દૃષ્ટિ એક માણસ ઉપર પડી. આ માણસ સામેના જીના ઉપરથી ચઢીને આગળ આવતો હતો. આ વખતે ચંદ્રનો પ્રકાશ તે જગાએ સંપૂર્ણ પડતો હતો.

આવી રીતે આવી પહોંચનાર મનુષ્ય ફ્રાંઝની માફકજ એકાન્ત શોધનારો અને ભોમીઆઓની નિરર્થક કચકચમાંથી નાસી છૂટેલો કોઇ પ્રવાસીજ હોવો જોઇએ એમ ફ્રાંઝે અનુમાન કર્યું. તેના દેખાવમાં પ્રથમ તો કાંઇ ખાસ વિચિત્રતા લાગી નહિ. પણ જેમ જેમ તે આગળ વધતો જતો હતો તેમ તેમ તે ડગલે અને પગલે અટકતો અને કાન દઇને ધ્યાનપૂર્વક સાંભળતો હતો. આ ઉપરથી ફ્રાંઝની ખાત્રી થઇ કે તે બીજા કોઇ ઇસમની રાહ જોતો હતો. ફ્રાંઝ જેમ બને તેમ સ્તંભની પાછળ લપાઇ ગયો. પેલા નવિન આવનાર ઇસમ અને ફ્રાંઝની વચ્ચે દસેક ડગલાંનું અંતર હશે. આ જગાએ ઉપરથી છાપરાનો ભાગ તુટી ગએલો હોવાથી બાકું થયું હતું અને તેમાંથી તારાઓ ડોકીયાં કરી રહ્યા હતા.

જે મનુષ્યના આવી પહોંચવા તરફ ફ્રાંઝનું ધ્યાન ખેંચાયું હતું, તે ઉભો હતો તે જગાએ પ્રકાશ આછો આછો પડતો હતો. આથી જો કે તેનો પોષાક બરાબર સમજાતો હતો, તો પણ તેનું મુખ જોઇ શકાય તેમ નહોતું. તેણે એક ભુખરા રંગનો મોટો ઝબ્બો ઓઢી લીધો હતો, અને તેનો છેડો ખભા ઉપર એવી રીતે નાંખ્યો હતો કે તેનો ચ્હેરો ઓળખી શકાતો નહોતો. તેણે પોતાની

ટોપી કપાળ ઉપર જરા વધારે નીચી ઉતારી હતી. તેના પગમાંના બુટ એટલા બધા ચકચકતા હતા કે ચંદ્રનાં કિરણો આયનાની માફક તેમાંથી પરાવર્તન પામતાં હતાં.

આવાં અપૂર્ણ સાધનોથી પણ ફ્રાંઝ એટલા તો એક અનુમાન ઉપર આવી શકયો કે જે મનુષ્યને તે નિહાળી રહ્યો હતો તે કોઇ હલકા વર્ગનો તો નહોતોજ. થોડીક મિનિટો પસાર થઇ અને પેલો અજ્ઞાત મનુષ્ય અધીરો બની જતો દેખાયો. એટલામાં તો છાપરાના બાકામાં ઉપરથી કાંઇક અવાજ આવતો સંભળાયો. એક પળ પછી બાકામાંથી આવતા ચંદ્રના પ્રકાશમાં કાંઇક ઓળો જણાયો. બાકામાંથી એક મનુષ્ય નીચેના ભયંકર ઉંડાણમાં બારિક તપાસ કરી રહેલો માલુમ પડયો. જ્યારે પેલા નવા આવનાર મનુષ્યે પેલા ઝભ્ભાવાળા મનુષ્યને બરાબર જોયો અને ઓળખ્યો, એટલે તેણે પેલા વેલાઓમાંના એક બે પકડી લીધા અને તેમની મદદથી પેલો ઝભ્ભાવાળો ઉભો હતો ત્યાં નીચે ઉતરી આવ્યો. ત્રણ ચારેક ફીટ બાકી રહ્યા, એટલે કુદકો મારીને પેલાની પાસે આવીને ઉભો રહ્યો. જે મનુષ્યે આવું ભયંકર સાહસ કરી બતાવ્યું તે માણસ એક ગામડીઆના વેશમાં હતો.

" આપ નામદાર સાહેબને ખોટી થવું પડયું તેને માટે હું ક્ષમા માગું છું. " તેણે રોમન ભાષામાં કહ્યું. " પણ ધારૂં છું કે હું કાંઇ ઠરાવેલા વખત કરતાં બહુ મોડો નથી આવ્યો. દસનો ટકોરો હમણાંજ થયો. "

" મોડા આવવાના સંબંધમાં તમારે એક શબ્દ પણ ખુલાસાનો કહેવાની જરૂર નથી." પેલા રાહ જોનારે જવાબ આપ્યો. "હુંજ

કદાચ જરા જોઇએ તે કરતાં વહેલો આવી પહોંચ્યો હોઇશ, અને કદાચ રાહ જોવાની જરૂર પડે તો પણ મને ચોક્કસ ખાત્રી છે કે તેમાં તમારો દોષ તો હોયજ નહિ."

"આપ નામદાર સાહેબનું કહેવું યથાર્થ છે. મને બાતમી મેળવતાં વાર લાગી."

"કેમ શી બાતમી મેળવી લાવ્યા છો?"

"રોમ શહેરમાં મહોત્સવની શરૂઆતમાં રીવાજ છે તે પ્રમાણે પરમ દિવસે બે વાગે બે ચર્ચાભર્યા શિરચ્છેદનો કાર્યક્રમ નક્કી થયો છે. આ બે ગુન્હેગારો પૈકીનો એક એવો દુષ્ટ બદમાસ છે કે જેણે પોતાને પાળી પોષી ઉછેરીને મોટો કરનાર ધર્મગુરૂનું જ ખૂન કરેલું છે અને જે લેશમાત્ર પણ દયાને પાત્ર નથી; બીજા જે કમનસીબ બંધવાને દેહાન્ત દંડની શિક્ષા થએલી છે તે તો મારો ગરીબ બિચારો પેપીનો છે, તે તો આપ નામદારના જાણવામાં છેજ."

"સત્ય વાત એ છે" પેલા નામદારે જવાબ આપ્યો. "કે તમે એકલા પોપનાજ અમલદારો અને સત્તાવાળાઓનાં મનજ નહિ પણ આસપાસનાં રાજ્યોની સરકારોનાં મન પણ એટલાં બધાં ભયભીત બનાવી દીધાં છે કે તેઓ બધા એક દાખલો બેસવાનો પ્રસંગ મળવાથી ખુશ થઇ ગયાં છે."

"પણ સાહેબ પેપીનો તો મારી ટોળીમાં પણ નથી. તે તો બિચારો એક ગરીબ ભરવાડ છે કે જેનો માત્ર એટલોજ ગુન્હો થયો છે કે તે અમને માત્ર વારંવાર ખાવાનું વિગેરે જરૂરની ચીજો પહોંચાડતો હતો."

"પણ એથી એ તમારો સાગ્રીતઓ ગણાય તો ખરોજ. પણ તેને જે માન આપવામાં આવે છે તે તમારે ધ્યાનમાં રાખવાનું

છે. જો કદાચ તમે પકડાયા તો તમારૂં તો તેઓ માથુંજ કચરી નાંખવાના. તેને બદલે પેપીનોને તો સુળીએ ચઢાવવાનો છે કે જેથી કરીને તેને બિચારાને ઓછી પીડા સહન કરવી પડે, અને તમાસાના પ્રકારમાં ફેર પડે તેમજ દરેક તમાસગીરનું મન પણ સંતોષાય."

"હું જે તદ્દન નવીન અને અણધાર્યો તમાસો તેમના આગળ કરી બતાવનાર છું તે તો તમે કાંઇ ગણત્રીમાંજ લેતા નથી."

"દોસ્ત," પેલા ઝબ્બાથી વીંટળાએલા મનુષ્યે કહ્યું. "મને માફ કરજે, પણ મને એમ લાગે છે કે તું કાંઇક ભયંકર સાહસ કરવા માગતો હોય એવુ મને તો ચોક્કસ લાગે છે."

"કદાચ તેમ પણ બને. ગમે તેમ થાય, મારો એક વાતનો નિશ્ચયજ છે કે મારી નોકરી બજાવતાં જે બિચારો આવી આફતમાં આવી પડેલો છે તેને બચાવવા અને છૂટો કરવાને માટે કોઇ પણ પ્રયત્ન કરવાનો હું બાકી રાખીશ નહિ. આવી આફતના સમયમાં એવા બ્હાદુર આદમીની દરકાર ન કરૂં, અને તેને મારાથી બનતી હરેક પ્રકારની મદદ ન આપું, તો મારી જાતનેજ મારે માટે ઘણો તિરસ્કાર આવે એટલુંજ નહિ પણ મારા જેવો બાયલો અને હિચકારો બીજો કોઇજ ગણાય નહિ."

"વારૂ, તમે શું કરવા ધારો છો?"

"મારી ટોળીમાંના માત્ર વીસેક ચુનંદા સાથીઓએ વધસ્થાનને ઘેરી લેવું, અને જેવો પેપાનોને વધસ્થાનમાં વધ કરવાને માટે લાવવામાં આવે તેવુંજ મારા તરફથી ઇશારત થતાં તેઓએ પોતાની કટારો સાથે સૈનિકો ઉપર તુટી પડવું અને તેમને નસાડી મૂકી કેદીને લઇને નાસી જવું."

"મને તો આ એક અતિ ભયંકર સાહસ લાગે છે. વળી પરિણામે તે તેટલુંજ અનિશ્ચિત લાગે છે. આથી મને તો એમ ખાત્રી થાય છે કે તમારી યુક્તિ કરતાં મારી યુક્તિ ઘણી સરસ છે."

"આપ નામદારની શી યોજના છે?"

"માત્ર આટલીજ! હું એક જણને બે હજાર સોનામોહોરો આપવાનો ઇરાદો રાખું છું. આ માણસ ઘણો લાગવગવાળો છે, તેથી તે પેપીનોને થએલી શિક્ષાનો અમલ કરવાનું આવતા વરસ સુધી તહકુબ રાખવાનો હુકમ મેળવશે. એ વરસની મુદત દરમ્યાન બીજી એક હજાર સોનામોહોરોની મદદથી તે બંધીખાનામાંથી નાસી છુટવાને શક્તિવાન થશે. તમે અને તમારા બધાજ સાથીઓ એકઠા થઇને હથીઆરની મદદથી તોફાન અને જુલમ કરીને જે કાંઇ કરી શકો તેના કરતાં તો હું એકલો મારી દોલતની મદદથી વધારે સારૂં કામ કરી શકું તેમ છું, માટે એ વાત બધી મારી મુનસફી ઉપર જ રહેવા દો, અને પરિણામને માટે જરાપણ ધાસ્તી રાખતા નહિ."

"તો પણ વખતે આપ નામદારના પ્રયત્નો કદી નિષ્ફળ થાય તો તેવા પ્રસંગ માટે હું અને મારા સોબતીઓ બધા તૈયાર રહીએ તો તેમાં કાંઇ નુકસાન થવાનું નથી."

"ના ના. એમાં શું નુકસાન થવાનું છે? તમારી મરજી ચાહે તેવી સાવચેતીઓ રાખો. એથી તમને સંતોષ થતો હોય તો તમારે ચાહે તે પ્રયત્ન કરો. પણ હું તો ગમે તે પ્રકારે શિક્ષાની તહકુબી મેળવવાનોજ; એ બાબત તમારે ખાત્રી રાખવી."

"પણ સાહેબ, શિક્ષાનો અમલ પરમ દિવસે થવાનો છે અને

આપને પ્રયત્ન કરવા માટે વચમાં માત્ર એકજ દિવસ છે, તે બાબતનું આપને વિસ્મરણ થાય નહિ."

"અરે, એક દિવસ એટલે તમે શું ધારો છો? શું એક દિવસના કલાક ચોવીસ નથી? દરેક કલાકની સાઠ મિનિટો અને દરેક મિનિટની સાઠ સેકંડો નથી શું? જુઓ ત્યારે એક દિવસની છયાસીહજાર અને ચારસેં સેકંડો થઇ! અરે એટલામાં તો કેટલીએ બાબતો કરી શકાય!"

"પણ આપ નામદારનો પ્રયત્ન ફળીભૂત થયો છે એમ મને કેવી રીતે માલુમ પડે?"

"અરે, એ તો ઘણી સ્હેલી વાત છે. મેં સરઘસો જોવાને માટે જગા રાખેલી છે, તે તો તમે જોએલી છે. તેની ત્રણ બારીઓ રસ્તા ઉપર પડે છે. જો મારી ધારણા પ્રમાણે પેપીનોની શિક્ષા તહકુબ રાખવાનો હુકમ મેળવવાનું મારાથી બની શકશે, તો આસપાસની બે બારીઓએ પીળા પડદા ચઢાવવામાં આવશે, અને મધ્યમાંની બારીએ એક સફેદ પડદો લગાવવામાં આવશે અને આ પડદાના ઉપર એક લાલ સાથીઓ કાઢેલો હશે."

"વારૂ, પણ શિરચ્છેદનો હુકમ અમલમાં લાવવા માટે જે અધિકારી નિયત થએલો હશે તેને માફીનો હુકમ પહોંચાડવાની આપ શી વ્યવસ્થા કરશો?"

"ગુન્હેગારને વધસ્થાનમાં લઇ જતી વખતે તેનાં પાતક અને ગુન્હા માટે પ્રાયશ્ચિત્ત કરનાર સાધુઓ સરઘસમાં ગુન્હેગારની સાથે હોય છે; અને અંત સુધી તેને ધૈર્ય આપવાને તથા તેના માટે પ્રભુની ક્ષમા માગવાને તેની પાસે રહે છે. તેવા એક સાધુના વેશમાં તમારા એક સાથીને મારી પાસે મોકલજો, અને હું તે તેને આપીશ. તેના

તે પહેરવેશને લીધે તેને વધસ્થાન સુધી પહોંચવાને જરા પણ હરકત આવશે નહિ. ત્યાં આગળ જે ઉપરી અધિકારી હશે તેને તે હુકમ બતાવશે, અને તે અમલદાર જલ્લાદને તે હુકમ આપશે. પણ દરમ્યાનમાં આપણે જે યોજના કરવા ધારેલી છે તેની ખબર પેપીનોને આપવી ઠીક થશે. આમ કરવાથી તેને મરણની સતત ધાસ્તીમાં રહેવાનું દુઃખ સહન કરવું પડશે નહિ, અગર તો તેને બેભાન થઇ જવાનો પ્રસંગ આવશે નહિ. ”

“ સાહેબ, ” પેલા માણસે કહ્યું. “ આપના તરફની મારી લાગણી માટે આપને પૂર્ણ શ્રદ્ધા છે નહિ વારૂ ? ”

“ અરે, મને તમારી મારે માટેની લાગણી વિષે લેશ માત્ર પણ શંકા નથી ” પેલા જભ્ભાવાળાએ જવાબ આપ્યો.

“ વારૂ ત્યારે પેપીનોને બચાવવાનું આપે મને જે વચન આપ્યું છે, તે આપ બરાબર પાળો અને પછી જુઓ કે હું આપના તરફ કેવી રીતે વર્તું છું ? આપ મારા ઉપર આટલો ઉપકાર કરશો તો હું અને મારા માણસો આપના હમેશના દાસ બનીને રહીશું, અને મનુષ્ય જેટલી સેવા ઉઠાવી શકે તેટલી સેવા અમે આપની ઉઠાવીશું. ”

“ તું પ્રતિજ્ઞાઓ લે તે પહેલાં વિચાર કરી જોજે મારા ભલા દોસ્ત. કારણ કે થોડા વખતમાં કદાચ તારી મદદ અને લાગવગની મારે જરૂર પડે, અને તે વખતે મારે તેં આપેલાં વચનોનું તને સ્મરણ કરાવવાનો પ્રસંગ આવે. ”

“ સાહેબ, પરમાત્મા કરે ને વહેલો મોડો તેવો પ્રસંગ આવી પહોંચે તો સારૂં, કે મારી વિપત્તિમાં આપ મને જેવી રીતની મદદ કરો છો તેવી મદદ મારાથી બનતી આપને કરીને હું આપની સેવા

બજાવી શકું, એવો પ્રસંગ આવે અને આપ ગમે તો પૃથ્વીને બીજે છેડે હો તોપણ ત્યાંથી એક સંદેશો માત્ર મને મોકલજો, અને આપની આજ્ઞાનો અમલ થયો જ સમજજો. કારણ કે આકાશ પાતાળ એક થઇ જાય તો પણ આપના હુકમનો અમલ થયા સિવાય રહેનાર નથી એવી પ્રતિજ્ઞા—"

"ચુપ !" પેલા ઝભ્ભાવાળાએ કહ્યું. "કાંઇક અવાજ સંભળાય છે."

"કોઇક પ્રવાસીઓ રાત્રીએ મસાલોના અજવાળામાં આ સ્થળની ભવ્યતા નિહાળવાને આવ્યા હોય એમ લાગે છે."

"આપણને બન્નેને કોઇ ભેગા થએલા જોઇ ન જાય તો સારૂં. અહીંના ભોમીઆઓ બધા જાસુસ—ગુપ્તચરોજ હોય છે, એટલે વખતે તને ઓળખી કાઢે; અને જોકે તારી સાથેની મિત્રતામાં હું પોતે તો ઘણું માન સમજું છું, તો પણ ભલા દોસ્ત, એક વખત જો આપણો સંબંધ કોઇના જાણવામાં આવી ગયો તો તેથી મારી આબરૂ અને આંટને મોટો ધોકો લાગ્યા સિવાય રહે નહિ."

"વારૂ ત્યારે, જો આપ મારી મેળવી શક્યા તો ?"

"તો વચલી બારીના પડદા ઉપર લાલ સાથીઓ દેખાશે."

"અને જો આપનો પ્રયત્ન નિષ્ફળ ગયો તો ?"

"તો ત્રણે બારીઓએ પીળા રંગના પડદા લટકાવવામાં આવશે."

"અને પછી ?"

"અને પછી શું ? એવું થાય તો પછી તમે લોકો તમારી કટારોનો તમારી ઇચ્છામાં આવે તેવો ઉપયોગ કરજો, એટલુંજ નહિ પણ તમારૂં શૌર્ય જોવાને હું પણ ત્યાં જાતે હાજર રહીશ એવું હું તને વચન આપું છું."

" થયું ત્યારે, હવે તો બધી ગોઠવણુ થઇ ગઇ છે. તો હવે હું રજા લઇશ. હું આપની મદદ ઉપર જેટલો આધાર રાખું છું, તેટલો આપ મારી ઉપર આધાર રાખજો. "

આટલું કહીને પેલો ગામડીઓ ત્યાંથી એકાએક અદૃશ્ય થઇ ગયો. પેલો ઝભ્ભાવાળો પોતાનું મ્હો ઝભ્ભાથી વધારે ને વધારે સંતાડતો ફ્રાંઝને ધસડાઇને પસાર થયો, અને બ્હારની બાજુના જીનાથી ઉતરીને ચાલતો થયો. બીજી જ ક્ષણે આલ્બર્ટે ફ્રાંઝને બૂમ પાડી, અને તેના અવાજના ચારે બાજુ પડઘા પડી રહ્યા. જે બે ઇસમોની ગુપ્ત વાતચીત પોતે આવી છુપી રીતે સાંભળી હતી તે લોકોનો ઉતરતાં ફરીથી ભેટો થઇ જાય નહિ એવા વિચારથી પ્રથમ કેટલીક વાર સુધી ફ્રાંઝે જવાબ સરખો પણુ આપ્યો નહિ. પોતે તેઓની વાત સાંભળી હતી એવો પેલા બે જણુને શક આવે તેમ કરવાને તે ઇચ્છતો નહોતો. તેમનાં મુખ તો તે જોઇ શકયો ન હોતો પણુ તેમની વચ્ચે જે વાતચીત થઇ હતી તેનો તો શબ્દે શબ્દ તેના સાંભળવામાં આવ્યો હતો. તે બન્ને છદ્મવેશીઓના ગયા પછી દસેક મિનિટમાં આલ્બર્ટ અને ફ્રાંઝ પણુ ત્યાંથી વિદાય થઇ ગયા.

પેલા બે અજ્ઞાત મનુષ્યોમાંનો એક તો તદ્દન અપરિચિત હતો એવી ફ્રાંઝને ખાત્રી થઇ હતી; પણુ બીજાના સંબંધમાં તેની ખાત્રી થઇ નહિ. ઝભ્ભામાં તેનું મુખ સંતાડેલું હોવાથી તેમજ અંધકારને લીધે જોકે તે તેને બરાબર ઓળખી શકયો નહિ તો પણુ તે મનુષ્યનો અવાજ જ્યારે પ્રથમ તેના કાને પડયો ત્યારથીજ તેના મગજ ઉપર તેની એટલી બધી અસર થઇ હતી કે તે અવાજ ફરીને ગમે ત્યારે અગર ગમે તે જગાએ તેના કાને પડે તો પણુ તે કદી ભૂલી શકે તેમ નહોતું. જ્યારે પેલા ઝભ્ભાવાળા મનુષ્યને

કાંઇક હાસ્યમાં અને કાંઇક દિલગીરી ભરેલા અવાજે બોલતો તેણે સાંભળ્યો, ત્યારે ફ્રાંઝને મોન્ટેક્રીસ્ટોના ટાપુ ઉપરની ગુફામાં થોડા સમય ઉપર જે અવાજ સાંભળવાનો પ્રસંગ મળ્યો હતો તે અવાજનું સ્મરણ થયું. આજે આ પ્રાચીન ભવ્ય મકાનના ખંડેરમાં તેજ અવાજ ફરીથી તેને કર્ણગોચર થયો હતો એમ તેને ચોક્કસ ખાત્રી થઇ. જેમ જેમ વધારે વધારે વિચાર કરતો ગયો તેમ તેમ તેની વધારેને વધારે ખાત્રી થતી ગઇ કે પેલો ઝભ્ભાવાળો અપરિચિત મનુષ્ય બીજો કોઇ જ નહિ પણ મોન્ટેક્રીસ્ટોના ટાપુમાં તેનું આતિથ્ય કરનાર "સીન્બાદ ખલાસી"જ હતો.

જો બીજા કોઇ સંજોગોમાં તેની સાથે આવી રીતે ફરીને મેળાપ થયો હોત તો તે વિચિત્ર વ્યક્તિના સંબંધમાં વધારે જાણવાની પોતાની અતિ ઉત્કટ જીજ્ઞાસાને ફ્રાંઝ રોકી શક્યો હોત નહિ, અને તે ઇરાદાથી પ્રથમનું ટુંકા વખતનું ઓળખાણ તાજું કરવાને તેણે પ્રયત્ન કર્યો હોત; પણ હાલના સંજોગોમાં અને જે ગુપ્ત પ્રકારની વાતચીત છૂપી રીતે તેના સાંભળવામાં આવી હતી તે જોતાં તેને એમ લાગ્યું કે પોતે ઉઘાડા પડવું એ યોગ્ય થશે નહિ. તેથી જણાવી ગયા પ્રમાણે તેણે પોતાના પહેલાંના યજમાનનું ઓળખાણ કાઢવાનો પ્રયત્ન કર્યા સિવાય જ તેને જવા દીધો. પણ જો ફરીથી લાગ મળે તો હાલની શાંતિનો સંપૂર્ણ બદલો મેળવવાનો તેણે મન સાથે નિશ્ચય કર્યો.

મગજમાં ઉભરાઇ જતા અનેક ગુંચવાડાભરેલા વિચારોને વિસારી દેવાને ફ્રાંઝે ઘણા ઘણા વ્યર્થ પ્રયત્નો કર્યા. તેની નિદ્રાદેવીની આરાધના પણ ફોકટ ગઇ. આખી રાત્રિ આવી રીતે પસાર થઇ, આખરે તે થાકી ગયો અને છેવટે પરોઢીએ નિદ્રાવશ થયો. બીજે

દિવસે તે ઘણો મોડો ઉઠયો. એક ખરા ફ્રેંચ બચ્ચાની માફક આ આલ્બર્ટે એ બધો સમય તે દિવસની સાંજ કેવી મોજ-મજામાં પસાર કરવી તેની ગોઠવણ કરવામાં ગાળ્યો. તેણે નાટક માટે ખાસ બૉક્સની ગોઠવણ કરી હતી. ફ્રાંઝને તે દિવસે કેટલાક કાગળ પત્રો લખવાના હોવાથી તેણે ગાડી આખો દિવસ આલ્બર્ટને મરજી માફક વાપરવાને છૂટ આપી હતી.

સાંજના પાંચ વાગે આલ્બર્ટ પાછો આવ્યો. આખો દિવસ તેની ઇચ્છા પ્રમાણેની બધી કામગીરી થએલી હોવાથી તે ખુશ થઇ ગયો હતો. તે પોતાની સાથે કેટલાક સારા સારા સદ્‌ગૃહસ્થો ઉપર ભલામણ પત્રો લવેલો હતો, ને પહોંચાડવામાં તેનો કેટલોક સમય વ્યતીત થયો હતો. તેના બદલામાં તેને વધારેને વધારે નિમંત્રણો પણ આવવા લાગ્યાં. ગણત્રી કરતાં તેને એમ જણાયું કે તેનાથી હાજર રહી શકાય તેના કરતાં પણ વધારે મિજલસો માટે તેને આમંત્રણ મળેલાં હતાં. આ ઉપરાંત વળી રોમ શહેરમાં જોવા લાયકનાં ઘણાં ખરાં સ્થાનોની મુલાકાત તે લઇ આવ્યો. તેના મિત્રને જે કાર્ય કરવાને માટે અઠવાડીઆની જરૂર પડી હોત, તેજ કાર્ય તે એક દિવસમાં પૂરૂં કરી આવ્યો. કયો ખેલ ભજવાવાનો હતો અને તેમાં કોણ કોણ પાત્રો ભાગ લેનાર હતાં તે બાબતની બાતમી મેળવવાને પણ તે બેદરકાર રહ્યો ન હોતો.

તે દિવસે એક ઉત્તમ નાટકકારનું ઉત્તમ નાટક રંગભૂમિ ઉપર ભજવવાનું હતું, એટલું જ નહિ પણ સાથે સાથે ઇટાલીના તે વખતના ત્રણ વિખ્યાત ગવૈયાઓનું ગાન સાંભળવાનો પણ તેમને લાભ મળવાનો હતો.

આલ્બર્ટને ઇટાલીની નાટકશાળાઓ બીલકુલ પસંદ ન હોતી, છતાં જ્યારે જ્યારે તે નાટક જોવા જતો ત્યારે તે પૂર ઠાઠમાં જતો. તો પણ કમનસીબે તેના તરફ કોઇ ધ્યાન પણ આપતું નહિ અને પેરીસના જનસમાજમાં પ્રણયનાં સાહસો વડે વિખ્યાત થએલા, અભિનયકલા–વિશારદ, ફ્રેંચ સુંદરીઓના માનીતા આલ્બર્ટને આખા ઇટાલીના પ્રવાસ દરમ્યાન એક પણ પ્રણય–સાહસનો પ્રસંગ મળ્યો ન હોતો તેથી તે મનમાં મુઝાતો હતો.

પોતાનાં સાહસોમાં જ્યારે વિજય નહોતો મળતો ત્યારે કેટલીક વખત તો આલ્બર્ટ તે વાતને મશ્કરીમાં હસી કાઢવાનો ડોળ કરતો, પણ અંદરખાનેથી તો તેના મનને ઘણું લાગી આવતું; અને તેના–આલ્બર્ટ–દ–મોર્સર્ફ–જેવા સૌથી વધારે વિખ્યાત અને વધારે માની-નીઓના માનીતા યુવકની કોઇ જરા પણ દરકાર ન કરે, અને તેની મેહેનત એળે જાય એ વિચારથી તેના સ્વાભિમાન અને આત્મ-પ્રીતિનું ખંડન થતું. તેના હૃદયને વધારે વ્યથા થવાનું કારણ તો એ હતું કે એક ફ્રેંચ બચ્ચાની સ્વાભાવિક નમ્ર માન્યતા પ્રમાણે આલ્બર્ટ પેરીસથી નીકળ્યો તે વખતે તેના મનને પકકી ખાત્રી હતી કે ઇટાલીનો સમાજ તેને વધાવી લેશે, અને પોતે પાછો ફરતાં પોતાના અસંખ્ય પ્રેમ–પ્રસંગોનાં વર્ણનોથી પેરીસની જનતાને આલ્બર્ટ આશ્ચર્ય પમાડવાને શક્તિમાન થશે.

પણ બિચારા દુર્ભાગી આલ્બર્ટને એવાં મનોહર સાહસોનો પ્રસંગ જ હજી સુધી પ્રાપ્ત થયો નહોતો. જીનોઆ, ફ્લોરેન્સ અને 'નીઆ પૉલીસ'ની રસિક પ્રમદાઓ પોતાના સ્વામી (ધણી) ને નહિ, તો પોતાના પ્રિયતમોને તો આધીન હતી જ. કદાચ પતિ-વ્રત્યમાં–પત્નીધર્મમાં નહિ, તો પણ પ્રણય–પ્રસંગોમાં તેઓ પ્રમા-

ણિક હતી જ; અને આલ્બર્ટના જેવા ચિત્તાકર્ષક યુવકથી પણ અંજાઇ ન જતાં પ્રમાણિક રહી શકી હતી. ઇટાલીની યુવતીઓ પોતાના અમર્યાદિતશીલ વર્તનમાં—વ્યભિચારમાં પણ પ્રમાણિક હતી. આ બાબતમાં ફ્રાંસની સુંદરીઓ ઉપર ઇટાલીની યુવતીઓ શ્રેષ્ઠતા ભોગવતી હતી એવી આલ્બર્ટની ખાત્રી થઇ, એટલોજ તેને લાભ મળ્યો. છતાં પણ તે નિરાશ થયો ન હતો. બીજાં બધાં સ્થળોની માફક ઇટાલીમાં પણ નિયમને અપવાદ તો હોવો જ જોઇએ એવી તેને આશા હતી.

આલ્બર્ટ એક રસિક અને સુંદર યુવાન હતો. તે ઉપરાંત તેનામાં બુદ્ધિ ચાતુર્ય અને શક્તિની ખોટ ન હોતી. વળી વિશેષમાં તે એક ઉમરાવ હતો. આ ઉમરાવ પદ આલ્બર્ટના કુટુંબને ઘણા થોડા સમય ઉપર પ્રાપ્ત થયું હતું એ વાત તો ખરી હતી; પણ હાલના સમયમાં ઉમરાવ પદનું મૂળ શોધતાં કોઇ સત્યયુગ સુધી જઇ પહોંચવાની દરકાર કરતું નથી. ઉમરાવ પદ અમુક કુટુંબનું ચૌદમા શતકમાં શરૂ થયું હોય કે બીજાનું ઓગણીસમા શતકમાં શરૂ થયું હોય તોપણ બન્નેની કિંમત હાલના જમાનામાં એક સરખીજ ગણાય છે.

આ સર્વના કરતાં એક વિશેષ મહત્વની વાત તો એ હતી કે આલ્બર્ટની વાર્ષિક આવક વીસ હજાર પૌંડ જેટલી હતી. એકલી આ વાતજ પેરિસના જન સમાજમાં તેને મહત્વનું સ્થાન આપવાને બસ હતી. કાર્નીવલના મહોત્સવ દરમ્યાન આ બધી અવજ્ઞા અને ઉપેક્ષાનું વેર વાળવાનો આલ્બર્ટે નિશ્ચય કર્યો હતો; કારણ કે તે બરાબર જાણતો હતો કે જે જે રાજ્યો અને સંસ્થાનોમાં આ મહોત્સવ ઉજવાય છે તે બધાં પૈકી રોમ એક એવું સ્થાન હતું કે જ્યાં

ડાહ્યામાં ડાહ્યાં અને ગંભીરમાં ગંભીર મનુષ્યો પણ જીવનની કઠોરતાનો ત્યાગ કરીને આ સ્વેચ્છાચાર અને શિથિલતાના સમયમાં અવિવેક ભરેલાં અને અવિચારી કાર્યોમાં પોતાની રાજીખુશીથી ભાગ લે છે.

મહોત્સવ બીજે દિવસે શરૂ થવાનો હતો તેથી પોતાની આશાઓ અને ધારણાઓને અમલમાં મુકવાનો કાર્યક્રમ ગોઠવવા માટે એક ક્ષણ પણ આલ્બર્ટ નિરર્થક ગુમાવી શકે તેમ ન હોતું. આવા હેતુથીજ તેણે નાટક શાળામાં ખાસ ધ્યાન ખેંચે તેવી જગા પોતાને માટે પ્રથમથીજ રાખી લીધી હતી, એટલુંજ નહિ પણ સમયોચિત વસ્ત્રાલંકારો વિગેરેથી ત્યાં હાજર રહેનાર સ્ત્રી પુરૂષોનાં મન હરણ કરી લેવાને તેણે બનતો સર્વ પ્રયત્ન કર્યો હતો. આલ્બર્ટે જે જગા રાખી લીધી હતી તે પ્રથમની હારમાંનીજ હતી. પહેલી ત્રણ હારોમાંની દરેક હાર અમીર ઉમરાવો માટેની જ ગણાતી હતી. આ બન્ને મિત્રો માટે રાખી લીધેલી જગા ઓછાંમાં ઓછાં બાર માણસો બેસી શકે તેવી વિશાળ હતી. આમ છતાં ફ્રાંસની કેટલીક નાટક શાળાઓમાં માત્ર ચારજ મનુષ્યો બેઠક લઇ શકે એવી જગા માટે જે કિંમત બેસે તેના કરતાં પણ ઓછો ખરચ લાગ્યો હતો.

આ જગા પસંદ કરવામાં આલ્બર્ટનો વળી એક બીજો પણ હેતુ હતો. આવી મહત્વની જગાએ બેસવાથી કદાચ કોઇક રોમન સુંદરીનું ધ્યાન ખેંચાય અને તેના પરિણામે કાંઇક ઓળખાણ થાય; તે ઉપરથી તેની સાથે ગાડીમાં બેઠક મેળવવાને અગર તો સરઘસ જોવાને કોઇક બંગલા અગર મહેલના ઝરૂખામાં બેસવાનું આમંત્રણ પણ મળે.

આ બધા હેતુઓને લીધે હમેશના કરતાં તે આજે વધારે આનંદમાં હતો, એટલુંજ નહિ પણ કોઇને પણ ખુશ કરવાને તૈયાર હતો. રંગભૂમિ ઉપર ચાલતા પ્રયોગો ઉપર જરા પણ ધ્યાન ન આપતાં તે પોતાની જગાએ નીચો નમીને ત્યાં આગળ હાજર હતી તેટલી દરેક યુવતીના સૌન્દર્યનું બારિકીથી તે અવલોકન કરવા લાગ્યો. પણ દુર્ભાગ્યે પોતાના તરફ ધ્યાન ખેંચવાના તેના પ્રયત્નો વ્યર્થ ગયા.

આલ્બર્ટ કોઇના હૃદયમાં જીજ્ઞાસા પણ ઉત્પન્ન કરી શક્યો નહિ. જે સુંદરીઓનાં મુગ્ધ કૃપાકટાક્ષનો ભોગ થઇ પડવાને તે આટલી બધી આતુરતાથી મથી રહ્યો હતો, તેઓ પોતપોતાના વ્યાપારમાં મશગુલ હતી. કેટલીક પોતાના વિચારોમાં મશગુલ હતી તો કેટલીક પોતાના પ્રિયતમોના સંયોગમાં મૂઢ બની ગએલી હતી. કોઇએ તેના સામે પણ જોયું નહિ, અગર દુરબીનથી તે અવલોકન કરી રહ્યો હતો તેની લેશ માત્ર દરકાર પણ કરી નહિ.

પ્રથમ અંક સમાપ્ત થવા આવ્યો હતો તેવામાં પાસેની એક જગા ખાલી હતી તેનું બારણું ખુલ્યું અને એક યુવતી દાખલ થઇ. આ યુવતીની સાથે ફ્રાંઝને પેરીસમાં ઓળખાણ થયું હતું, અને તે હજી પેરીસમાં જ હતી એમ ફ્રાંઝનું ધારવું હતું. તેને જોતાંજ ફ્રાંઝ જરા ચોંક્યો. આલ્બર્ટના તીક્ષ્ણ દૃષ્ટિની બહાર આ જઇ શક્યું નહિ તેથી તેના તરફ ફરીને તેણે પૂછ્યું:

"પેલી જે યુવતી હમણાંજ આવીને બેઠી તેને તમે ઓળખો છો?" "હા. કેમ તમારો તેના સંબંધમાં શો અભિપ્રાય છે?"

"અરે, તે તો સર્વાંગસુંદર છે! તેનું મુખ તો જુઓ! અરે તેના કેશ કેવા મજેના છે! તે ફ્રેંચ છે?"

" ના ના. 'વેનીશીઅન' છે." " વારૂ તેનું નામ શું?"

" તેનું નામ કાઉન્ટેસ જી–"

" હાં હાં. હું તેને નામથી તો ઓળખું છું," આલ્બર્ટ બોલ્યો.

" અરે, કહે છે કે તે જેવી સુંદર છે તેવીજ ચાલાક અને બુદ્ધિમાન છે! મેડમ વાઇલફોર્ટના નૃત્યોત્સવમાં મારે તેનું ઓળખાણ થનાર હતું, પણ—"

" વારૂ દોસ્ત, તારી મરજી હોય તો તે વખતની ભૂલ સુધારવામાં હું તને અત્યારે મદદ કરૂં!"

" શું કહે છે? તું મને તેની પાસે લઇ જઇને ઓળખાણ કરાવી આપી શકે એટલો બધો શું તેની સાથે તારે સંબંધ છે?"

" એમ તો શું, પણ મારો અને તેનો બે ત્રણ વખત મેળાપ થએલો છે અને વાતચીતનો લાભ મને મળેલો છે. પણ તું જાણે છે કે તારી ઇચ્છા પુરી પાડવાને માટે એટલું ઓળખાણ પણ બસ થશે."

એટલામાં તો કાઉન્ટેસે ફ્રાંઝને જોયો, અને રેહેમથી તેના તરફ હાથ હલાવ્યો. આલ્બર્ટે વિવેકથી નમન કર્યું.

" અરે મારા સમ!" આલ્બર્ટ બોલ્યો. " તે સુંદરી સાથે તારે તો ઘણોજ સારો સંબંધ હોય એમ જણાય છે.'

" તારૂં ધારવું ભૂલ ભરેલું છે." ફ્રાંઝે શાંતિથી જવાબ આપ્યો." તું પણ બીજાના જેવાજ ભ્રમમાં પડયો લાગે છે. એટલે કે ઇટાલી અને સ્પેનના લોકોના રીત રીવાજો અને ખાસીઅતો

વિષે તમે બધા તમારા પોતાના દેશના રીતરીવાજો અને ખાસીઅતો ઉપરથીજ એકદમ અનુમાન બાંધી દોછો."

" હવે તે ગમે તેમ હશે! જવા દોને એ વાત!" આલ્બર્ટ બોલ્યો. "મારો હાલનો પ્રશ્ન તો એક જ છે કે. આપણા વાદ-વિવાદની સુંદર નાયિકા સાથે ઓળખાણ કરાવી આપવાનું વચન જે તેં મને હમણાં આપ્યું હતું તે પાળવાને તું તૈયાર છે કે કેમ?"

" જરૂર. પડદો પડે એટલે તુરતજ."

" અરે, આ પહેલો અંક તે કેટલાક વખત સુધી પહોંચવાનો! મને તો લાગે છે કે તે કદી પુરોજ થવાનો નથી."

છેવટે પડદો પડયો. આલ્બર્ટને ઘણો આનંદ થયો. તેણે પોતાની ટોપી ઉપાડી લીધી, પોતાનો પોષાક બરાબર ઠીકઠાક કર્યો, વાળ સમાર્યા અને પોતે તૈયાર હતો એમ ફ્રાંઝને જણાવ્યું.

ફ્રાંઝે નેત્રની ઇશારતથી કાઉન્ટેસની ઇચ્છા જાણી અને પરવાનગી મેળવી લીધી હતી, એટલે પોતાનું સ્વાગત થવાની તેને ખાત્રી હતી. આલ્બર્ટની ઇચ્છા પૂર્ણ કરવાનું આપેલું વચન પાળવાને તેને જરા પણ હરકત નહોતી. તે ઉઠયો. આલ્બર્ટ તેની પાછળ ચાલ્યો. તેઓ કાઉન્ટેસની જગા આગળ આવી પહોંચ્યા. બારણા ઉપર ટકોરો માર્યો એટલે બારણાં ખુલ્યાં. એક ઇટાલીયન યુવક કાઉન્ટેસની સાથે બેઠેલો હતો તે આ જોતાં ઇટાલીયન રીવાજ પ્રમાણે પોતાની જગાએથી ઉઠી ગયો, અને આ નવીન આવનાર પરોણાઓને તેણે જગા કરી આપી. બીજા કોઇ પરોણાઓ જો મળવા આવી પહોંચે તો ફ્રાંઝ અને આલ્બર્ટે પણ તેવી જ રીતે જગા કરી આપવી પડે.

ફ્રાંઝે પેરીસના એક જાણીતા અને અતિબુદ્ધિમાન યુવક તરીકે આલ્બર્ટનું ઓળખાણ કરાવ્યું. આમાં તેણે સત્ય કરતાં કાંઇ પણ વધારે કહ્યું નહોતું. કારણ કે આખા પેરીસમાં અને જે સમૂહમાં તે ફરતો તે સર્વ સ્થાનોમાં આલ્બર્ટ સંપૂર્ણતાના એક નમુના તરીકે મનાતો. વધારામાં ફ્રાંઝે એવું પણ કહ્યું કે કાઉન્ટેસ જ્યારે પેરીસમાં હતી ત્યારે તેની સાથેની મુલાકાતનું માન તેના મિત્ર (આલ્બર્ટ) ને મળવાનું હતું પણ કેટલાક અનિવાર્ય સંજોગોને લીધે તે માન મેળવવાને તે ભાગ્યશાળી નીવડયો નહિ, તેને માટે આલ્બર્ટ ઘણો દિલગીર થઇ ગયો હતો અને પોતાની ભૂલ સુધારવાને તે ઘણો આતુર હતો. આલ્બર્ટે આથી પોતાને તેની મુલાકાત કરાવી આપવાને વિનંતિ કરી હતી, અને તેથી જ આલ્બર્ટને તેની પાસે લઇ આવવાનું સાહસ તેણે માથે લીધું હતુ; અને તે માટે ફ્રાંઝ તેની ક્ષમા માગવા લાગ્યો. જવાબમાં કાઉન્ટસે આલ્બર્ટને એક લાવણ્યતાભર્યું નમન કર્યું, અને ફ્રાંઝના તરફ હાથ લંબાવીને બન્નેનું સ્વાગત કર્યું. પછી આલ્બર્ટને પોતાની સાથેનીજ ખાલી બેઠક લેવાને આજ્ઞા કરી અને ફ્રાંઝને પોતાની પાછળની ખુરશી બતાવી. આલ્બર્ટ તો તુરત પેરીસ અને તેને લગતી બાબતોની વાતચીતમાં મશગુલ થઇ ગયો. જે જે વ્યક્તિઓને આલ્બર્ટ અને કાઉન્ટેસ બન્ને ઓળખતાં હતાં તેમના સંબંધમાં વાતચીત ચાલી. આલ્બર્ટને આવી રીતે પોતાની મનમાનતી મઝામાં મશગુલ થએલો જોઇને અને તેની મઝામાં વિઘ્ન નાંખવાની ફ્રાંઝની ઇચ્છા ન હોવાથી તેણે આલ્બર્ટની દુરબીન પોતાના હાથમાં લીધી અને ધીરે ધીરે પ્રેક્ષકોને નિહાળવા લાગ્યો. તેની બરાબર સામેની જગામાં એક ઉત્કૃષ્ટ સુંદરતા ધરાવતી નવયૌવના બેઠેલી હતી. તેણે

ગ્રીક સુંદરીઓ ધારણ કરે છે તેવો પોષાક ધારણ કરેલો હતો. તે પહેરવાની તેની રીત અને ખુબી જોતાં તે પોષાક તેનો પોતાનોજ હતો, અને તેણે કોઇ ગુપ્તવેશ ધારણ કરેલો નહોતો એમ ખાત્રી થતી હતી. તેની પાછળ જરા અંધકારમાં એક પુરૂષ બેઠેલો જણાતો હતો, પણ આ પુરૂષનુ મુખ બરાબર જોઇ શકાય તેમ નહોતું. આલ્બર્ટ અને કાઉન્ટેસની જે રસભરી વાતો ચાલતી હતી, તેમાં ભંગાણ પાડયા સિવાય હવે છુટકો નહોતો. એ ગ્રીક યુવતીના જેવી નવયૌવના પ્રમદા જો કોઇ પણ પુરૂષ અગર સ્ત્રીની નજરે પડી હોય તો તે કદી ભૂલાય જ નહિ. આથી કાઉન્ટેસ કદાચ તેને ઓળખતી હોય એમ ધારીને ફ્રાંઝે કાઉન્ટેસને તેના સંબંધમાં પ્રશ્ન કર્યો.

" તેના સંબંધમાં હું તો માત્ર એટલું જ જાણું છું " કાઉન્ટેસે જવાબ આપ્યો. " આ મોસમની શરૂઆતથી તે અહીં રોમમાં છે; કારણ કે આ નાટકશાળા શરૂ થઇ તેજ દિવસે હાલ તે જે જગાએ બેઠેલી છે ત્યાંજ મેં તેને પ્રથમ બેઠેલી જોઈ હતી, અને ત્યાર પછી એક પણ ખેલ તેણે જવા દીધો નથી. કેટલીક વખત હાલ તેની સાથે જે માણસ બેઠેલો છે તે તેની સાથે આવે છે અને કેટલીક વખત તેની તેહેનાતમાં એક હબસી નોકર હાજર હોય છે. "

" અને તેની સુંદરતા વિષે તમે શું ધારો છો ? "

" તે તો ખરેખર એક મોહકતાની મૂર્તિ જ છે. "

ફ્રાંઝ અને કાઉન્ટેસે પરસ્પર મંદ હાસ્ય કર્યું. પછી કાઉન્ટેસ પાછી આલ્બર્ટની સાથે વાતોએ વળગી. ફ્રાંઝ પાછો પ્રેક્ષકોનું

નિરીક્ષણ કરવાના પોતાના કામે લાગ્યો. તે પછી નાચ શરૂ થયો. તેનો પ્રયોગ પણ અત્યુત્તમ હતો, છતાં તે તરફ ધ્યાન આપવાને બદલે ફ્રાંઝ તો પેલી ગ્રીક સુંદરીનું નિરીક્ષણ કરવામાં તલ્લીન થઇ ગયો. તે યુવતી તો એક બાલિશ નિર્દોષતા અને આનંદથી નૃત્ય-પ્રયોગ નિહાળવામાં એકતાર થઇ ગઇ હતી. તેની આતુર અને જીજ્ઞાસુ દૃષ્ટિ તેના સોબતીના બેદરકારીપણા અને નિસ્પૃહતા સાથે જબરો વિરોધ દર્શાવતી હતી. કારણ તેનો સાથી તો આ બધો પ્રયોગ ચાલ્યો ત્યાં સુધી જરા પણ હાલ્યા ચાલ્યા સિવાય કેવળ શાંત થઇને બેસી રહ્યો હતો. તે તો જાણે આસપાસ કાંઇ બનતું જ ન હોય તેમ ઉદાસીન વૃત્તિ ધારણ કરી રહ્યો હતો. આખરે નૃત્ય–પ્રયોગ પૂરો થયો અને પ્રેક્ષકોએ એકે અવાજે તાળી પાડીને તેને વધાવી લઇ પોતાની પસંદગી અને સંતોષ જાહેર કર્યો.

ખેલના બે અંકની મધ્યમાંજ નાચની વ્યવસ્થા રાખવાની ડહાપણ ભરેલી યુક્તિને લીધે પ્રયોગોની વચમાંનો ગાળો કોઇને કંટાળા રૂપ લાગે તેમ ન હોતું. રંગભૂમિ ઉપરનાં પાત્રોને પણ આથી વિશેષ અનુકુળતા થઇ પડી હતી. બીજા અંકની શરૂઆત થતી હતી. સંગીત ચાલુ થયું એટલામાં પેલી ગ્રીક યુવતીનો સાથી જાણે નિદ્રા-માંથી જાગ્રત થયો હોય તેમ તેની પાસે આવ્યો. તેણે પણ તેની તરફ ફરીને તેને કાંઇક કહ્યું, અને પછી પોતાની બેઠક ઉપરથી ડોકું આગળ કાઢીને–નાટ્ય પ્રયોગના નિરીક્ષણમાં પાછી મશગુલ થઇ ગઇ. તેના મિત્રનું મુખ એવી રીતે અંધકારમાં રહ્યું હતું કે ફ્રાંઝે હરેક પ્રયત્ન કરી જોયો પણ તેના જોવામાં તેનો ચ્હેરો જરા પણ આવ્યો નહિ. પડદો ખુલ્યો, ફ્રાંઝનું ધ્યાન પાત્રો તરફ દોરાયું તેથી તેણે તેની દૃષ્ટિ પેલી ગ્રીક યુવતી તરફથી ખેંચી લીધી, અને

રંગભૂમિ ઉપર લક્ષ આપવા લાગ્યો. પ્રયોગ એટલો બધો ઉત્તમ અને દીલ ખેંચનાર હતો કે પ્રેક્ષકો તમામ એકાએક આવેગમાં આવીને ખડા થઇ ગયા. ફ્રાંઝ પણ બધાની માફક પોતાની જગાએથી ઉભો થઇ ગયો, અને તાળીઓ પાડવામાં સામેલ થયો, પણ એટલામાં એકાએક સ્તબ્ધ થઇ ગયો.

પેલી ગ્રીક યુવતીનો મિત્ર પણ સર્વ સામાન્ય પ્રશંસા કરવામાં સામેલ થયો. તે પોતાની જગાએથી ઉઠીને આવ્યો, એટલે તેનો ચ્હેરો સ્પષ્ટ દેખાવા લાગ્યો. તુરતજ તેને મોન્ટેક્રીસ્ટોના ટાપુ ઉપર પોતાનું સ્વાગત કરનાર યજમાન તરીકે ઓળખી કાઢવામાં ફ્રાંઝને જરા પણ હરકત પડી નહિ. આજ માણસને તેણે પહેલે દિવસે રાત્રે કોલોસીઅમમાં જોયો હતો એવી હવે તેને ચોક્કસ ખાત્રી થઇ. હવે તેને ઓળખવામાં કોઇપણ પ્રકારની શંકા રહી નહિ. તેનો પેલો વિચિત્ર યજમાન રોમ શહેરમાં રહેતો હતો એમ સ્પષ્ટ થયું. પોતાની પ્રથમની શંકાની હવે બરાબર ખાત્રી થવાથી ફ્રાંઝના મુખ ઉપર તેવો ફેરફાર થએલો જણાયો. કાઉન્ટેસ તેના સામે જોઇ રહી હતી. તેણે તેને હસતાં હસતાં આ ફેરફારનું કારણ પૂછ્યું.

"બાઇ સાહેબ," ફ્રાંઝે તેની મશ્કરી તરફ ધ્યાન ન આપતાં કહ્યું. "હમણાં થોડાજ વખત ઉપર પેલી સામેની આલ્બેનીઅન યુવતીને આપ ઓળખો છો કે કેમ એમ હું પૂછતો હતો; હવે તેનો ધણી કોણ છે, અને શું ધંધો કરે છે તે કહેવાની જરા કૃપા કરશો ?"

"ના." કાઉન્ટેસે જવાબ આપ્યો. "તેના સંબંધમાં જેટલું તમે જાણો છો તેના કરતાં કાંઇ પણ વધારે હું જાણતી નથી."

" કદાચ તમે અત્યાર પહેલાં કદી તેને ધારીને પણ જોયો નહિ હોય ? "

" આ કેવો પ્રશ્ન ! ખરેખર તમે ફ્રેંચ લોકો જ આવો પ્રશ્ન કરી શકો ! શું હજી સુધી તમારા જાણવામાં એ વાત આવી નથી કે અમારા ઇટાલીઅન યુવતીઓના ચક્ષુ તો માત્ર અમારા પ્રિયતમોને માટે જ હોય છે. બીજાના તરફ તો અમે નજર સરખાં પણ નાખતાં નથી. "

" હા. હા. તમારૂં કહેવું સત્ય છે. "

" હું તો તમને એટલુંજ કહી શકું " કાઉન્ટેસે દુરબીન લઇને સામેની જગાનું નિરીક્ષણ કરતાં કહ્યું. " કે, જે ગૃહસ્થની હકીકત હું તમને જણાવવાને અશક્ત છું તે માણસને જાણે હમણાંજ ઘોરમાંથી ખોદી કહાડયો હોય તેવો તે જણાય છે. મનુષ્યના કરતાં એકાદ શબ ઘોર ખોદનારની પરવાનગી લઇને પોતાની જગા છોડીને અહીં આવ્યું હોય તેવા તે વધારે દેખાય છે. અરે જુઓ તો ખરા, તેનો ચ્હેરો કેવો ફીક્કો અને ભયંકર લાગે છે ?"

" અરે તે તો હમેશાં એવો ફીક્કોજ દેખાય છે. " ફ્રાંઝે કહ્યું.

" ત્યારે તો તમે તેને ઓળખતા જણાઓ છો ! " કાઉન્ટેસ લગભગ ચીસ પાડી ઉઠી. " અરે, મેહેરબાની કરીને પરમેશ્વરની ખાતર તેના સંબંધમાં જે કાંઇ હકીકત હોય તે કહો. તે કોઇ પિશાચ, પ્રેત છે કે સજીવન થએલુ શબ છે ? "

" હું ધારૂં છું કે મેં તેને પ્રથમ જોએલો છે; અને મને લાગે છે કે તે મને પણ પિછાની ગયો છે. "

" અને મને ચોક્કસ એમ સમજાય છે " કાઉન્ટેસની સામેથી જાણે કે કંપારી પસાર થતી હોય તેવી રીતે પોતાના સુંદર ખભા હલાવતાં તે બોલી. "કે, જેમણે એ માણસને એક વાર પણ જોયો હશે તે તેને કદી પણ ભૂલનાર નથી."

ફ્રાંઝને જે લાગણી થતી હતી તે કાંઇ ખાસ તેને એકલાને જ થતી નહોતી. જેને બીલકુલ સંબંધ નહિ એવી આ કાઉન્ટેસને પણ તેવોજ અજ્ઞાત ભય અને શંકા થવા લાગ્યાં હતાં.

" વારૂ, " કાઉન્ટેસ ફરીથી પાછું એકવાર સામેની જગાનું બારિક અવલોકન કરી રહી એટલે સામેની વ્યક્તિને માટે ફ્રાંઝે તેને પૂછ્યું. " આપણી સામેના આપણા પડોશીના સંબંધમાં તમારો શો મત છે ? "

" અરે, તે તો બીજો કોઇજ નહિ પણ લોર્ડ રૂથવાન પોતે જ દેહ ધારણ કરીને જીવન્ત થઇને આવ્યો છે એમ જણાય છે. "

આવી રીતે 'બાઇરન' કવીનું ફરીથી સુચન થતું જોઇને ફ્રાંઝને જરા હસવું આવ્યું. પિશાચોના અસ્તિત્વમા માનવાનું કાંઇ પણ કારણ હજી સુધી તેના જણાવવામાં આવ્યુ હોય તો તે પોતાની આગળના પેલા ગૂઢ મનુષ્યની હાજરી જ હતું.

" હવે તો તે કોણ છે અને શું કરે છે તે મારે ગમે તેમ કરીને પણ શોધી કાઢવું જોઇએ. " ફ્રાંઝે પોતાની જગાએથી ઉઠતાં કહ્યું.

"ના, ના." કાઉન્ટેસ બોલી ઉઠી. " મને મૂકીને જતા નહિ.

તમે મને ઘેર પહોંચાડી જશો એમ હું આશા રાખું છું. ખરેખર, મારાથી તમને જવા દેવાય તેમ નથી. "

" શું તમને આની રીતે ભય લાગે એ શક્ય છે ? "

" હું તમને કહું ? " કાઉન્ટેસે જવાબ આપ્યો. " બાઇરન કવીની પિશાચોના અસ્તિત્વમાં સંપૂર્ણ માન્યતા છે, અને તેમણે જાતેજ કેટલાંક જોયાં છે, એમ તેઓ મને ખાત્રીથી કહેતા હતા. તેમણે જે વર્ણન કરેલું તે આપણી સામે હાલ જે માણસ બેઠેલો છે તેની મુખચર્યા અને વર્તનને બરાબર મળતું આવે છે. આપણે પ્રેતને જેવું ધારીએ તેના જેવું જ તેનું સ્વરૂપ છે. કોલસા જેવા કાળા વાળ, મોટી પણ ઉંડી, અને સ્વચ્છ પણ ચકચકતી, ભયંકર, અમાનુષી તેજથી જાણે સળગી હોય એવી આંખો, હૃદયને કંપાવી નાંખે એવી ભયંકર ચ્હેરાની ફીક્કાશ ! વળી જરા ધારીને બારિકીથી જુઓ તો ખરા, તેની સાથે જે સ્ત્રી છે તે પણ બીજી સ્ત્રીઓ કરતાં કાંઇક જુદી જ જાતની જણાય છે ! તે કોઇક પરદેશી સ્ત્રી છે ! તે કોણ છે તે કોઇ જ જાણતું નથી, અથવા દુનીઆના કયા ખૂણા-માંથી આવે છે તે પણ કોઇના સમજવામાં આવતું નથી. મને તો ચોકસ એમ લાગે છે કે તે સ્ત્રી પણ તેની જ જાતની, એટલે પ્રેત-યોનિની છે અને તેની માફક આસુરી—મલીન વિદ્યાનો જ તેનો પણ ધંધો છે. અરે, મહેરબાની કરીને તેની પાસે જતા નહિ. નિદાન આજે તો જતા જ નહિ એવી મારી વિનંતિ છે. જો આવતી કાલે તમારી જીજ્ઞાસા આવીને આવી જ કાયમ રહે અને તમારી મરજી હોય, તો તેના સંબંધમાં તમારે જે તપાસ કરવી હોય તે કરજો; પણ આજે તો તમારાથી તેમ કરી શકાય તેમ નથી,

અને તમારે કાંઇ કરવું જ નહિ. આ કારણેજ હું તમને ખાસ મારી પાસેજ રાખવા માગું છું."

ફ્રાંઝે તેને કહ્યું કે કેટલાંક કારણોને લીધે બીજા દિવસ ઉપર તે વાત મુલતવી રાખી શકાય તેમ નહોતું, અને તેણે પોતાને જવા દેવાને આગ્રહ કર્યો.

"જુઓ, સાંભળો." કાઉન્ટેસે કહ્યું. "મારા કહેવા ઉપર ધ્યાન આપો અને એવા જીદ્દી થતા નહિ. હું હમણાંજ ઘેર જાઉં છું. મારે ત્યાં આજે જલસો છે, અને તેથી આ ખેલ પૂરો થતાં સુધી મારાથી થોભી શકાય તેમ નથી. વારૂ, એક યુવતી પોતે થઇને પોતાને ઘેર પહોંચડાવવા આવવાને તમને વિનંતિ કરે, તો સ્ત્રી-સન્માનની લાગણી અને ફરજ ભૂલી જઇ તેને ના પાડવા જેવો અવિવેક તમે બતાવી શકો એમ તો હું માની શકતી નથી."

ટોપી હાથમાં લઇ, બારણું ખોલી, અને કાઉન્ટેસનો હાથ ઝાલી તેને ઘેર પહોંચાડવા જવા તૈયાર થયા સિવાય ફ્રાંઝનો હવે છૂટકો જ નહતો.

કાઉન્ટેસની રીતભાત ઉપરથી એમ સ્પષ્ટ જણાતું હતું કે તે કાંઇ ઢોંગ કરતી નહોતી. ફ્રાંઝના પોતાના મનમાં પણ કેટલોક વહેમ અને ભય પેદા થયો, તેને તે રોકી શક્યો નહિ. તેના ભય અને વહેમ વધારે મજબુત હતા, કારણ કે કેટલીક બાબતોનાં સ્મરણોથી તેને ટેકો મળતો હતો. જ્યારે કાઉન્ટેસના મનમાં ભયની ઉત્પત્તિ ભયાનક પ્રકારની વાર્તાઓથી થઈ હતી, અને આખરે તે તેવા પ્રકારના વહેમમાં માનતી થઇ હતી. તેને ગાડીમાં બેસાડતી વખતે ફ્રાંઝને તેનો હાથ થર થર કાંપતો લાગ્યો.

કાઉન્ટેસના મકાન ઉપર પહોંચ્યા એટલે તો ફ્રાંઝને માલુમ પડ્યું કે તેણે તેને છેતર્યો હતો. તેને ત્યાં કાંઇ પણ જલસાની ગોઠવણ નહોતી. ઉલટું તેના નિશ્ચિત સમય પહેલાં તે આવી પહોંચેલી હોવાથી ચાકર નોકરો બધા આશ્ચર્ય પામ્યા.

“ મારા પ્રપંચને માટે મને ક્ષમા કરશો.” પોતાના સોબતીના ઠપકા ભરેલા મૂક પ્રશ્નના જવાબમાં કાઉન્ટેસે કહ્યું. “ પણ પેલા વિકાળ મનુષ્યને જોઇને હું તો તદ્દન ગભરાઇ ગઇ હતી; અને મારા ગભરાઇ ગએલા મગજને શાંત પાડવાને માટે મારે એકાન્તની ખાસ જરૂર હતી. ”

ફ્રાંઝે હસવાનો પ્રયત્ન કર્યો.

“ ના ના. હસતા નહિ. ” કાઉન્ટેસે કહ્યું. “ તમે હસો છો ખરા, પણ તે અંતઃકરણથી નહિ એવો મને ખાત્રી છે. વારૂ મને એક વચન આપો. ” “ શું ? ” “ એક વખત વચન આપો. ” ફ્રાંઝે વચન આપ્યું.

“ પેલો મનુષ્ય કોણ છે અને શું કરે છે એ શોધી કાઢવાના મારા નિશ્ચયને જતો કરવાની બાબત સિવાય બીજી ગમે તે તમારી ઇચ્છા હશે તે પ્રમાણે હું વર્તીશ. તે કોણ છે, ક્યાંથી આવ્યો અને કયાં જવાનો છે તે જાણવાનું, મારે, તમે ધારો છો તે કરતાં વધારે કારણ છે.”

“ તે કયાંથી આવે છે તે તો મને માલુમ નથી; પણ તે ક્યાં જવાનો છે તે તો હું તમને કહી શકું તેમ છું. તે જરૂર જહાન્નમમાં જનાર છે. ”

"હવે એ વાત જવા દો. તમે વચન શું માગતા હતા તે જ કહોને."

"વારૂ ત્યારે, અહિંથી બારોબાર તુરત જ તમે તમારા મુકામ ઉપર જશો એવું મને વચન આપો. આજે રાતના તો આ માણુસની પૂઠે તમારે જવું નહિ. કેટલીક વખત આપણે જેમનાથી જુદા પડીએ છીએ તેમની, અને પછી જેમને આપણે મળીએ છીએ તેમની બન્નેની વચ્ચે એક જાતનું આકર્ષણ હોય છે એવી માન્યતા છે. પ્રભુની ખાતર તે ભયાનક મનુષ્યની અને મારી વચ્ચે એવા આકર્ષણના હેતુરૂપ તમે પોતે બનતા નહિ. તમારી મરજી હોય તો આવતી કાલે ભલે તેની પૂઠ પકડજો. તમારે મને ભયથી મારી નાંખવાનો વિચાર ન હોય તો તેને પ્રત્યક્ષ અગર પરોક્ષ રીતે મારા સંબંધમાં કદી લાવતા નહિ. હવે સાહેબજી ત્યારે. અત્યારે તો અહિંથી બારોબાર મુકામ ઉપર જાઓ અને અત્યારના બનાવ બધા વિસરી જઇને નિરાંતે નિદ્રા લો. મારી વાત પુછો, તો મારી તો આજે રાતના આંખ પણ મીંચાવાની નથી." આમ કહીને કાઉન્ટેસ પોતાના દિવાનખાનામાં ચાલી ગઇ. તે તેની મશ્કરી કરીને મજા માનતી હતી કે તેનો ગભરાટ સત્ય હતો એ વાતનો તે બરાબર નિર્ણય કરી શકયો નહિ.

મુકામ ઉપર આવ્યો ત્યારે આલ્બર્ટને એક પલંગ ઉપર પડયો પડયો સિગાર પીતો ફ્રાંઝે જોયો.

"અહા દોસ્ત! તુંજ છે કે શું! તું આજે ને આજે પાછો આવ્યો એ વળી એક ઘણી નવાઇની વાત લાગે છે! મને તો તેવી આશા નહોતી!"

"ઠીક આલ્બર્ટ," ફ્રાંઝે જવાબ આપ્યો. "ઠીક વખત તને ચોખ્ખે ચોખ્ખું કહી દેવાનો લાગ મળ્યો છે તેથી મને આનંદ થાય છે. તારા ભેજામાં ઇટાલીઅન યુવતીઓના સંબંધમાં જે ભૂલ ભરેલા તરંગો હોય તે દૂર કરી દેજે. તારા પોતાના પ્રણય-પ્રસંગોમાં તને જે સતત નિષ્ફળતા મળી છે, તેથી અત્યાર પહેલાં તને બરાબર શિખામણ મળી હશે એમ મારૂં તો માનવું હતું."

"મારા સખા! આ ઇટાલીઅન યુવતીઓનાં મનોગત સમજવાને ઇશ્વર તો શું પણ સેતાન પણ સમર્થ નથી! જુઓ તો ખરા! તેઓ તમને પોતાનો હાથ આપે છે, તમારો હાથ દબાવે છે, તમારા કર્ણમાં અમૃત રેડે છે, તેમની સાથે હરવાફરવાની તમને પરવાનગી આપે છે, અને તેમને ઘેર મળવા જવાને તમને આમંત્રણ કરે છે! જો પેરીસની કોઇ ફ્રેંચ સુંદરી આથી દસમા ભાગનાં પણ નખરાં કરે તો તેની બદનામી થયા સિવાય રહે નહિ અને તેનું ચારિત્ર્ય હમેશને માટે કલંકિત થાય જ."

"આ સુંદર દેશની સ્ત્રીઓ પોતાનાં વર્તન અને કાર્યો ઉપર એટલો બધો અંકુશ રાખે છે તેનું કારણ એટલું જ છે કે તેઓ હમેશાં જાહેરમાં ફરે છે; અને તેમને ગુપ્ત રાખવાનું-છુપાવવાનું કાંઇ પણ હોતું નથી. વળી તેં નજરે જોયું નહોતું કે કાઉન્ટેસ ખરેખર ગભરાઇ ગઇ હતી? પછી કુશંકા કરવાનું કારણ નહોતું."

"શું? આપણી બરાબર સામેજ પેલી ગ્રીક સુંદરીની સાથે બેઠેલા પેલા કોઇ આબરૂદાર-માનવંતા ગૃહસ્થને જોઇને ગભરાઇ ગઇ હતી ખરૂં કે? બેલ પૂરો થઇ ગયા પછી હું તો એમને મળ્યો હતો. તમારા આ વ્હેમ ભરેલા વિચારો ક્યાંથી આવ્યા તે મને તો જરા પણ સમજાતું નથી. તમે જેને પિશાચ ધારો છો એ તો એક [illegible]

સુંદર માણસ છે. તેના પોષાક ઉપરથી હું જાણી શકીને કહી શકું છું કે તેનાં કપડાં પેરીસના કોઈ સારામાં સારા દરજીએ સીવેલાં છે. તેનો ચ્હેરો ઘણો ફીક્કો હતો એ વાત તો જાણે સાચી; પણ ચ્હેરાની ફીક્કાશ એ તો હાલના જમાનામાં ખાનદાની અને ગર્ભશ્રીમન્તાઈની નિશાની ગણાય છે."

ફ્રાંઝ હસ્યો; કારણ આલ્બર્ટનો પોતાનો ચ્હેરો તદ્દન ફીક્કો જ હતો, અને તેને માટે તે પોતાના મનમાં ઘણી મગરૂરી રાખતો.

"વારૂ, એ ઉપરથી તો મારા પોતાના મતને ટેકો મળે છે" ફ્રાંઝે કહ્યું. "કે કાઉન્ટેસનો વ્હેમ પાયા વગરનો છે. તમે સાંભળો તેવી રીતે તે કાંઈ બોલ્યો હતો? તમે તેના કાંઈ શબ્દો સાંભળ્યા હતા ખરા કે?"

"મેં સાંભળ્યું તો ખરૂં પણ તેની ભાષા સમજી શક્યો નહિ. તેમાં ગ્રીક શબ્દોનો વચમાં વચમાં તે ઉપયોગ કરતો હતો."

"તેની ભાષા રોમન ભાષાને કાંઈક મળતી હતી કે?"

"મને એમ લાગે છે ખરૂં."

"ત્યારે તો હવે નક્કી થયું." ફ્રાંઝ બબડયો. "એ તો એ જ ચોક્કસ."

"એટલે? તમે શું કહેવા માગો છો?"

"કાંઈ નહિ. કાંઈ નહિ. વારૂ, પણ હું આવ્યો તે વખતે તમે શા વિચારમાં નિમગ્ન હતા?"

"અરે, હું તો તમને આશ્ચર્ય થાય એવી કાંઈ ગોઠવણ કરવામાં ગુંથાએલો હતો."

"એમ? શું ગોઠવણ?"

"જાણે કે આપણને ગાડી મળવાની નથી એમ તો તમને પણ

ખાત્રી થઇ હતીને?"

"હા હા. આપણે બની શકે તેટલા સર્વ પ્રયત્નો કરી ચુકયા હતા."

"આ અડચણમાં મને એક ફક્કડ વિચાર સુઝી આવ્યો છે."

જાણે કે આલ્બર્ટની વિચારશક્તિમાં પોતાને ઘણો વિશ્વાસ ન હોય, તેવી રીતે ફ્રાંઝે આલ્બર્ટ તરફ જોયું.

"વારૂ ત્યારે જ્યારે ગાડી આપણુને બીલકુલ મળી શકે તેમ નથી જ, તો હવે ગાડાના સંબંધમાં તમારો શો મત છે? ગાડું તો આપણુને મળી શકશે જ." "વખતે મળી શકે ખરૂં."

"અને બળદની જોડ?" "ગાડું મળે તો બળદ મળવાને કાંઇ વધારે હરકત પડશે નહિ."

"ત્યારે તો દોસ્ત, એક ગાડું અને બે બળદ મળે તો આપણું કામ થયું જ સમજવું. ગાડું મળે તો તેને સુંદર રીતે શણગારી દઇશું. પછી જો આપણે બન્ને જણુ કાપણી કરનાર ગામડીઆનો વેશ ધારણ કરીએ તો પ્રખ્યાત ચિત્રકાર લીઓપોલ્ડ રોબર્ટના ચિત્રના જેવું એક અતિ સુંદર દૃષ્ય થઇ રહેશે. જો કાઉન્ટેસ આપણા વેશને મળતો જ વેશ ધારણ કરીને આપણી સાથે જોડાય તો વળી કાંઇ ઓર ખુબી આવશે! આપણી એક જુદી પણ સપૂર્ણ ટોળી થઇ રહેશે."

"દોસ્ત આલ્બર્ટ, આ વખતે તો તેં કાંઇ અજબ બુદ્ધિ ચલાવી છે, એમાં મને જરાપણ શંકા લાગતી નથી."

"અને વળી આપણા દેશને યોગ્ય જ." આલ્બર્ટ જરા સંતોષ પામતાં બોલ્યો. "આપણા ઉત્સવમાંથી જ આ વિચાર સુઝી આવ્યો છે. ઓ રોમન લોકો! તમારી મરજી તો અમને પરદેશીઓને તમારા

સરઘસની પાછળ પાછળ પગે ચલાવવાની હતી; કારણકે તમારા આ ભીખારી દેશમાં ગાડીઓ ઘોડાનું નામ પણ મળે નહિ! પણ હજી તમે અમારા જેવા ખરા ફ્રેંચ બચ્ચાઓને જોયા નથી! અમને જ્યારે એક વસ્તુ ન મળે ત્યારે અમે તો બીજી વસ્તુ શોધી કાઢીએ છીએ."

"વારૂ, આ ઉત્તમ વિચાર તેં કોઇને જણાવ્યો છે ખરો કે."

"માત્ર આપણા નિવાસગૃહના માલિકને જ. ઘેર આવીને તુરતજ મેં તેને બોલાવ્યો, અને આપણે જે જે જોઇએ તેની તેને ખબર આપી દીધી. તેણે તે બધું મેળવી આપવાનું માથે રાખ્યું છે, કારણ એમાં કાંઇ ઘણી અડચણ પડે તેમ નથી. હવે માત્ર એકજ બાબતની મને દિલગીરી રહે છે. બળદનાં શિંગડાંના ઉપર સોનેરી ઢોળ ચઢાવવાને મેં તેને કહ્યું, પણ તે માટે પુરતો સમય નથી એવું તેણે બ્હાનું કાઢ્યું. તેને માટે ત્રણ દિવસ જોઇએ એવું તે કહે છે, એટલે આપણે તે સિવાય ચલાવી લેવું પડશે."

"વારૂ ક્યાં છે તે?" "કોણ?" "વીશીવાળો."

"એ તો આપણી સામગ્રી લેવા ગયો છે. કાલે વખતે ન મળે."

"ત્યારે તો આજ રાતના જવાબ આપી શકશે?"

"અરે હમણાં તે આવ્યો જાણોને!"

આ પળેજ બારણું ખુલ્યું અને માલિક આવી પહોંચ્યો.

"અંદર આવવાની રજા છે?" તેણે પૂછ્યું.

"અરે હા હા. આવો, આવો." ફ્રાંઝે જવાબ આપ્યો. "કેમ ગાડાં અને બળદની સવડ થઇ કે?" આલ્બર્ટે પૂછ્યું.

"અરે, એથી પણ કાંઇ સારી વ્યવસ્થા કરી આવ્યો છું!"

"જુઓ વિચાર કરીને બોલજો. ટાઢ પહોરના તડાકા લગાવવાનું કામ નથી હોં કે!"

"અરે નામદાર, આપ જરા મારા ઉપર વિશ્વાસ રાખો." પોતાનું મહત્વ બતાવતો તે બોલ્યો.

"કેમ શું ફરી આવ્યા?"

"આપ નામદાર સાહેબને માલુમ છેજ" માલિકે જવાબ આપ્યો. "કે કાઉન્ટ ઑફ મોન્ટેક્રિસ્ટો આજ માળ ઉપર આપની સામે રહે છે!"

"હા હા. એ તો જાણે અમારા જાણવામાં છે." આલ્બર્ટ બોલ્યો. "કારણકે તેને લીધે તો પેરીસની અંધારી ગલીઓમાં રહેતા મુફલીસ વિદ્યાર્થીઓની માફક અમને આ ઓરડીમાં ગોંધવામાં આવ્યા છે."

"વારૂ ત્યારે, તે જ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોએ મેં આપની મુશ્કેલીની વાત કરતાં, તેણે પોતાની ગાડીમાં આપને બેઠક આપવાની અને પેલેસ રૌસ્પોલીના મકાનમાં બારીઓમાં સરઘસ જોવાને બે બેઠકો આપવાની હા પાડી છે, અને મારી સાથે તે બાબતનો સંદેશો મોકલાવ્યો છે."

બન્ને મિત્રો આશ્ચર્યથી ચકિત થઇને એકબીજાના સામે જોઇ રહ્યા.

"પણ એવા એક કેવળ અજાણ્યા મનુષ્ય તરફથી એવી મદદ સ્વીકારવી એ શું યોગ્ય છે?"

"આ કાઉન્ટ ઑફ મોન્ટેક્રિસ્ટો કેવો મનુષ્ય છે?" ફ્રાંઝે માલિકને પૂછ્યું.

"એ એક ઘણો જ મોટો માણસ છે. પણ માલ્ટાનો છે કે સીસીલીનો છે તે કહી શકાય તેમ નથી. પણ આટલું તો હું જાણું છું કે તે એક ઉમરાવ કુટુંબનો અતિ ધનાઢ્ય ગૃહસ્થ છે."

" મને એમ લાગે છે" ફ્રાંઝે ધીરેથી આલ્બર્ટને કહ્યું. " કે જો આ કહે છે તે પ્રમાણે તે મનુષ્ય ખરેખર જ ઉમરાવ ખાનદાન-નનો હોત તો તે આવી રીતે સંદેશો મોકલાવત નહિ. એ તો તેણે આપણને લેખી આમંત્રણ મોકલ્યું હોત, અગર તો–"

આ ક્ષણે કોઈકે બારણા ઉપર ટકોરો માર્યો. "અંદર આવો." ફ્રાંઝે કહ્યું.

તુરતજ ખાસ પોષાકમાં સજ્જ થએલો એક નોકર અંદર દાખલ થયો. તેણે બે કાર્ડ પેલા માલિકના હાથમાં મૂકયા અને કહ્યું: " કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોની તરફથી કાઉન્ટ મોર્સર્ફ અને ફ્રાંઝ દ–એપીનેને આ કાર્ડ આપો. અમારા કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો" નોકરે આગળ ચલાવ્યું. " આ બન્ને સદ્‌ગૃહસ્થોને મળવા આવવાની પરવાનગી માગે છે, અને તેઓને મુલાકાત માટે કયો સમય અનુ-કુળ પડશે તે જણાવવા વિનંતિ કરે છે."

" ફ્રાંઝ, દોસ્ત," આલ્બર્ટે ફ્રાંઝના કાનમાં કહ્યું. " હવે તો આમાં કાંઈ ખોટો વાંધો લાગતો નથી."

" કાઉન્ટને જઈને કહો" ફ્રાંઝે નોકરને કહ્યું. " કે અમે પોતેજ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોની મુલાકાતે આવીશું." નોકર નમન કરીને ચાલ્યો ગયો.

" આનું નામજ ખાનદાની !" આલ્બર્ટ બોલ્યો.

" કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો ગર્ભશ્રીમન્ત અને સુશિક્ષિત મનુ-ષ્ય છે એમાં જરા પણ સંશય નથી. વળી તેના વિવેકમાં પણ કાંઈ ખામી નથી."

" ત્યારે તો તેમણે તમને જે આમંત્રણ આપ્યું છે તે તમે સ્વીકારશો ને ?"

"હા હા, અમારે કબુલ છે." આલ્બર્ટ બોલ્યો. "તો પણ પેલા ગાડા અને બળદનો વિચાર માંડી વાળવાનું મને હજી ગમતું નથી. અરે એવી મજા આવત કે કાંઇ વાતજ નહિ! અને સરઘસ જોવાને માટે આપણને જગ્યા મળવાની છે એટલે ઠીક છે, બાકી તો મારી મરજી ના પાડવાની જ હતી. કેમ ફ્રાંઝ શું મરજી છે?"

"હા હા. હું તારા મતને મળતો થાઉં છું. સરઘસ જોવાની જગ્યા મળવાની છે એટલે મારૂં મન પણ લલચાય છે."

સત્ય વાત એ હતી કે આ જગ્યાનું નામ સાંભળીને પહેલે દિવસે સાંજના પોતે પેલા ખંડેરમાં જે વાત સાંભળી હતી તે તને યાદ આવી. પેલો ઝભ્ભાવાળો માણસ જે તેણે ત્યાં જોયો હતો તે જો આ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો જ હોય, અને નાટકશાળામાં જોએલો મનુષ્ય પણ તેજ હોય, તો તે કોણ હતો તે શોધી કાઢવાનું કામ ઘણું સ્હેલું થઇ પડે તેમ હતું. બીજે જ દિવસે બધી શંકાનું નિવારણ થાય તેમ હતું. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો જો ખરેખરજ પિશાચ અગર જાદુગર ન હોય તો હવે તે છટકી જઇ શકે તેમ નહોતું. આઠ વાગે તો ફ્રાંઝ ઉઠીને કપડાં પહેરીને તૈયાર થઇ ગયો. આલ્બર્ટને તો એવી રીતે વહેલા ઉઠવાની જરૂર નહોતી એટલે તે તો હજી નિરાંતે ઉંઘતો હતો. ફ્રાંઝે પહેલ વેહેલો તો આલિકને બોલાવ્યો.

"આજે કોઇકનો શિરચ્છેદ થવાનો છે ને?" ફ્રાંઝે પૂછ્યું.

"હા નામદાર. પણ જો તે જોવાને માટે જગા મેળવવાના ઇરાદાથી પૂછતા હો તો તો હવે વખત રહ્યો નથી."

"ના ના." ફ્રાંઝે જવાબ આપ્યો. "મારો તેવો કાંઇ ઇરાદો નથી; અને કદાચ તેવી ઇચ્છા હોત તો મોન્ટપિન્સીઓની ટેકરી

ઉપરથી સારી રીતે જોઇ શકાય નહિ વારૂ?"

"પણ આપ નામદાર જેવા અમીરી ખાનદાનો એવી રીતે જંગલી ભીખારીઓના ટોળામાં ભળે એ કાંઇ મારા માન્યામાં આવે નહિ. એ ટેકરી તો ગામડીઆઓના ટોળાને માટેજ છે."

"ઘણું કરીને તો હું જવાનોજ નથી. પણ વખતે વિચાર થઇ આવ્યો તો આજે શિરચ્છેદના સંબંધમાં શો કાર્યક્રમ છે તે મને જરા જણાવો."

"અરે સાહેબ, આપે બરાબર વખતસરજ પ્રશ્ન કર્યો છે. તેનાં જાહેરનામાં મારી પાસે હમણાંજ આવ્યાં છે." માલિક બોલ્યો. "શિરચ્છેદને માટે જે દિવસ નિયત કરવામાં આવે છે તેને પહેલે દિવસે સાંજે દરેક મહોલ્લાના નાકા ઉપર જાહેરનામાં ચોઢવામાં આવે છે. તેમાં જેમને શિરચ્છેદની શિક્ષા કરવામાં આવી હોય છે તેમનાં નામ, તેમણે કરેલા ગુન્હાઓ, અને અમલમાં લાવવાની શિક્ષાના પ્રકારનું વર્ણન કરેલું હોય છે. આ બધી હકીકત આવી રીતે જાહેર કરવાનું કારણ એવું છે કે બધા ધર્મિષ્ઠ અને આસ્થાવાળા ખ્રીસ્તીઓ (કેથોલીકો) પેલા કમનસીબ ગુન્હેગારોને માટે, પ્રભુ તેમને ખરેખરો પશ્ચાત્તાપ કરવાની બુદ્ધિ આપી તેમનો ઉદ્ધાર કરે તેવા હેતુથી–પરમાત્માની પ્રાર્થના કરી તેને વિનવે."

ત્યારે આ જાહેરનામું તમારી પાસે પણ એવાજ કારણથી આણેલું હશે કે તમે પણ પ્રભુની તેવી રીતની પ્રાર્થના કરો ખરૂંને?"

"ના ના સાહેબ, મને તો એવી કાંઇ ફુરસદ જ નથી. મારા પોતાના અને મારા ગ્રાહકોના કાર્યમાંથી એક મિનિટ પણ છુટા થવાનો પ્રસંગ મને મળતોજ નથી; પણ મેં એ જાહેરનામાં લગા-

ડનાર ઇસમની સાથે ગોઠવણ કરી મુકી છે, તેથી તે મને એક નકલ પુરી પાડે છે; જેથી મારા નિવાસગૃહમાં ઉતરેલા કોઇ ગૃહસ્થને શિરચ્છેદ જોવાની ઇચ્છા હોય તો તેના સંબંધી સંપૂર્ણ માહિતી તેને મળી શકે."

"તમે તો ખરેખર તમારા મહેમાનોની ઘણીજ કાળજી રાખતા જણાઓ છો!"

"નામદાર સાહેબ, મારા નિવાસગૃહને પાવન કરીને મને આશ્રય આપનાર અમીર ઉમરાવોની મારાથી બનતી તમામ પ્રકારની સેવા હું બજાવું છું."

"એ તો મને પોતાને પણ સ્પષ્ટ સમજાય છે જ; અને હું જ્યાં જઇશ ત્યાં તમારે માટે જરૂર ભલામણ કરીશ. વારૂ, પણ તે જાહેરનામું જરા મોકલી આપો."

"આપની ઓરડીની બહારજ તે ચોંટાડેલું છે." એમ કહીને બહાર જઇને તે જાહેરનામું ઉખાડી લાવ્યો. ફ્રાંઝે નીચે પ્રમાણે વાંચ્યું.

"આથી જાહેર કરવામાં આવે છે કે બુધવાર તારીખ ત્રેવીસમી ફેબ્રુઆરીના રોજ કાર્નીવલ મહોત્સવનો પહેલો દિવસ હોવાથી અત્રેની વરિષ્ઠ ફોજદારી ન્યાયાધીશીના હુકમ અન્વયે બે ગુન્હેગારોને થએલી દેહાંત દંડની શિક્ષા "પ્લેસ ડેલ-પોપોલો" ના વધસ્થાનમાં અમલમાં લાવવામાં આવશે. આ બે ગુન્હેગારો નામે-(૧) એન્ડ્રીઆ-રોન્ડોલો અને (૨) પેપીનો ઉર્ફે રોક્કા પ્રીઓરી છે. પહેલા નંબરના અપરાધીને એક ડોન કીસાર ટેરીલીની નામના પવિત્ર સાધુનું ખૂન કર્યા બદલ ન્યાયાધીશીએ તકસીરવાન ઠરાવેલો છે. બીજા નંબરનો ગુન્હેગાર પેલા ભયંકર ઘાતકી અને લોહિના તરસ્યા ધાડપાડુ લુઅજી

વેમ્પાનો તે મળતીઓ હોવાનું અને તેની બદમાશ ટોળીનો માણસ હોવાનું તોહોમત સાબીત થયું છે. પહેલાને ગરદન મારવામાં આવશે, અને બીજાને સુળીએ ચઢાવવામાં આવશે. આ બન્ને કમનસીબ ખૂનીઓ માટે પ્રભુની પ્રાર્થના કરવાને સર્વને વિનંતિ કરવામાં આવે છે કે જેથી પરમાત્મા તેમના હૃદયમાં પશ્ચાત્તાપની લાગણી પેદા કરે, અને તે પશ્ચાત્તાપના પરિણામે ઇશ્વર તેમને મરણ બાદ તેમનાં પાપ અને ગુન્હામાંથી મુક્ત કરે."

પહેલે દિવસે સાંજે કોલોસીઅમનાં ખંડીએરમાં જે વાતચીત ફ્રાંઝે છૂપાઇને સાંભળી હતી તે આ જાહેરનામામાં શબ્દશઃ આવી ગઇ હતી. કાર્યક્રમમાં જરા પણ ફેરફાર નહોતો. અપરાધીઓનાં નામો, તેમના ગુન્હા અને શિક્ષાઓ, આ બધાની પ્રથમથી તેને સંપૂર્ણ માહિતી મળેલીજ હતી. આથી પેલો ગામડીઓ તે બીજો કોઈ જ નહિ પણ પેલો ઘાતકી ધાડપાડુનો સરદાર લુઇજી વેમ્પા હતો એમ તેની ખાત્રી થઇ; અને પેલો ઝબ્ભાપાળો ઇસમ તે બીજો કોઇ જ નહીં પણ જે ગુપ્ત વેશધારી મનુષ્યને ફ્રાંઝ "સિન્બાદ ખલાસીના" નામે ઓળખતો હતો તેજ હતો, અને તે ઇસમ રોમ શહેરમાં પોતાની પરોપકારી પ્રવૃત્તિઓ ચલાવી રહ્યો હતો. સમય વહી જતો હતો એટલે આલ્બર્ટને હવે ઉઠાડવો એમ ફ્રાંઝને લાગ્યું અને તે પોતાના મિત્રની ઓરડી તરફ જવા લાગ્યો, એટલામાં આલ્બર્ટ પોતેજ કપડાં પહેરી તૈયાર થઇને ત્યાંજ આવી પહોંચ્યો.

"કેમ ત્યારે, હવે અમે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને મળવા જઇએ કે ?" ફ્રાંઝે એટલામાં ત્યાં આવી પહોંચેલા નિવાસગૃહના માલિકને પૂછ્યું. "અમે બન્ને જણા તો તૈયાર છીએ."

"ઘણી ખુશીથી." પેલાએ જવાબ આપ્યો. "કાઉન્ટ હમેશાં

ઘણા વહેલાં ઉઠીએ છીએ."

"વારૂ ત્યારે. આલ્બર્ટ, કેમ તૈયાર છે ને?" ફ્રાંઝે આલ્બર્ટને પૂછ્યું.

"હા. આપણે તો તૈયાર જ છીએ."

"ચાલો ત્યારે, આપણે જઇને તેના વિવેક બદલ આભાર દર્શાવીએ."

નિવાસગૃહનો માલિક આગળ થયો. કાઉન્ટના દિવાનખાના આગળ ગયો અને ઘંટડી વગાડી. નોકરે બારણું ઉઘાડયું અને તેણે પેલા બે ફ્રેંચ ગૃહસ્થોના આવ્યાની ખબર આપી.

પેલા નોકરે વિવેકથી નમન કર્યું, અને અંદર આવવાને વિનંતિ કરી. અંદર દાખલ થઇને તેઓ બે ઓરડાઓ વટાવીને આગળ ગયા. આ બે ઓરડા એવી સરસ રીતે શણગારેલા હતા કે આવા એક નિવાસગૃહમાં એવી રીતે શણગારેલા ઓરડા જોવાની પેલા બે ફ્રેંચ યુવાનોએ સ્વપ્ને પણ આશા રાખી નહોતી. જમીન ઉપર ભારેમાં ભારે તુર્કી ગાલીચાઓ બિછાવી દેવામાં આવ્યા હતા. ચારે બાજુએ મૃદુ ગાલીચા અને તકીઆવાળા પલંગ ખુરશી અને વિરામાસનો ગોઠવી દીધેલાં હતાં. ભીંતે ઉત્તમમાં ઉત્તમ ચિત્રકારોનાં ચિત્રો ટાંગી દીધેલાં હતાં. કેટલેક ઠેકાણે નવાઇની નમુનેદાર ચીજો ગોઠવી દીધેલી હતી. દરેક બારી બારણાંને સુંદર કિમતી પડદાઓથી શણગારવામાં આવ્યાં હતાં.

"આપ નામદાર સાહેબો આ વિરામાસનો ઉપર બીરાજો," પેલા નોકરે કહ્યું. "એટલે હું આપના આગમનની મારા માલિકને વર્દી આપું."

આમ કહીને તે એક બારણામાંથી અદશ્ય થયો. બારણું ખસ્યું

એટલે અંદરના દિવાનખાનામાંથી કોઇ ગઝલ ગાઇ રહ્યું હોય એવો અવાજ આ યુવાનોને કાને પડયો, પણ તુરતજ તે બંધ થઇ ગયો; કારણ કે બારણું એકદમ બંધ થઇ ગયું. ફ્રાંઝ અને આલ્બર્ટ તો આશ્ચર્યથી દિગ્મૂઢ થઇ ગયા, અને એક બીજાના મ્હો સામે જોવા લાગ્યા. પછી દિવાનખાનાના ઉત્તમ શણગાર તરફ તેમણે દ્રષ્ટિ ફેરવવા માંડી. બીજી વખત જોતાં વળી પ્રથમના કરતાં ઓર નવાઇ અને આનંદ લાગ્યો.

"કેમ?" ફ્રાંઝે પોતાના મિત્રને પૂછ્યું. "આ બધાના સંબંધમાં તમારૂં શું ધારવું છે?"

"કેમ શું? મારા સમ! દોસ્ત, મને તો એમ લાગે છે કે આપણો આ વિવેકી અને રસિક પાડોશી કાંતો કોઇ શ્રીમન્ત સટોરીઓ અગર તો ગુપ્ત વેશે ફરતો કોઇ રાજા હાવો જોઇએ."

"ચુપ! ચુપ!" ફ્રાંઝે જવાબ આપ્યો. "તે કોણ છે અને શું કરે છે તે આપણે પછી શોધી કાઢીશું. આ આવ્યો તે!"

આ કહેવું બારણું ખુલવાનો અવાજ સંભળાયો. તુરત જ પડદો બાજુ ઉપર થઇ ગયો, અને એ બધાં વૈભવ અને સંપત્તિનો માલિક એ બે યુવાનોના આગળ આવીને ઉભો રહ્યો. આલ્બર્ટ તેને મળવાને એકદમ ઉભો થયો, પણ ફ્રાંઝ તો જાણે જાદુથી બંધાઇ ગયો હોય એમ પુતળાની માફક ખુરશી ઉપર ચોંટીજ રહ્યો. કારણ કે તેની આગળ આવીને ઉભેલો મનુષ્ય બીજો કોઇજ નહિ પણ કોલોસીયમના ખંડીઅરમાં દીઠેલો પેલો ગુપ્તવેશધારી ઝભ્ભાવાળો, અને નાટકશાળામાંનો પેલી ગ્રીક સુંદરીનો સાથીજ હતો; એટલુંજ નહિ પણ મોન્ટેક્રિસ્ટોના ટાપુ ઉપર તેનું સ્વાગત કરનાર તેનો યજમાન પણ તેજ મનુષ્ય હતો એમ તેની તુરતજ ખાત્રી થઇ.

# પ્રકરણ [illegible] મું.

"ગૃહસ્થો," કાઉન્ટ અંદર દાખલ થતાં બોલ્યો. "પ્રથમ મને મળવા આવવાની આપ મહાશયોને તસ્દી લેવી પડી તેને માટે હું આપની ક્ષમા ચાહું છું. પણ આપને મળવાને પ્રાતઃકાળમાં જલદીથી આવવાથી આપના કાર્યમાં વિક્ષેપ નાંખવાના કારણરૂપ હું થઈ પડીશ એવો મને ભય લાગ્યો; વળી આપે મને સંદેશો મોકલ્યો હતો કે આપ મારે ત્યાં પધારવાના છો, અને તેથી જ હું આપ સાહેબની સેવા માટે તૈયાર થઇને બેઠો છું."

"હું અને મારો આ મિત્ર ફ્રાંઝ આપના ઘણા આભારી છીએ, કાઉન્ટ," આલ્બર્ટે ઉત્તર આપ્યો. "આપે અમને એક મોટી મુશ્કેલીમાંથી બચાવ્યા છે. આપનું આમંત્રણ મળ્યું તે વખતે અમે એક પ્રકારનું ઘણું વિચિત્ર વાહન ઉભું કરવાના વિચારમાં હતા."

"હા!" કાઉન્ટે પેલા બે યુવકોને બેસવાની ઇશારત કરતાં કહ્યું. "આપની [illegible] આપને હું આથી પહેલાં મદદ નહિ કરી શક્યો તેનો દોષ આ નિવાસગૃહના માલિકનો જ હતો. તેણે મારા આગળ આપની અડચણનો ઉલ્લેખ સરખો પણ કર્યો નહોતો. હું જાતે એકલો હોવાથી મારા મિત્રો અને પાડોશીઓને મદદ કરવાને હમેશાં તૈયાર હોઉં છું, તે વાત તે સારી રીતે જાણે છે. આપની હું કાંઈક સેવા બજાવી શકું તેમ છે, એવું મારા જાણવામાં આવતાંની સાથેજ આપની સેવા બજાવવાના મળેલા પ્રસંગનો લાભ લેવાને હું ચુક્યો નથી."

બન્ને યુવકોએ નમન કર્યું. હજી ફ્રાંઝ તો કાંઇ બોલી શક્યો જ નહિ. તે એક નિશ્ચય ઉપર આવી શક્યો નહોતો. કાઉન્ટની

રીતભાત ઉપરથી પ્રથમનું ઓળખાણ કાઢવાની તેની ઇચ્છા હતી કે જેમ તે સમજી શકાયું નહોતું; તેથી ભૂતકાળના પ્રસંગોનું સ્મરણ કરાવવું કે જ્યારે સાબિતી મળતાં સુધી ભોળાણું તે બાબત તેના મનમાં ભાંજગડ ચાલ્યા કરતી હતી. નાટકશાળામાંનો મનુષ્ય તો એજ હતો એવી ચોક્કસ ખાત્રી હોવા છતાં કોલસીઆમનાં ખંડેરમાં જોએલો માણસ પણ એજ હતો એવું તેટલીજ ખાત્રીથી તેનાથી કહી શકાય તેમ નહોતું.

તેથી એ વાત છેડયા સિવાય માત્ર શું બનતું હતું તે જોયા કરવાનો આખરે તેણે નિશ્ચય કર્યો. વળી એક બાબતમાં તે કાઉન્ટના ઉપર સરસાઇ ભોગવતો હતો; કારણ કાઉન્ટનો ગુપ્ત ભેદ તે જાણતો હતો. જ્યારે કાઉન્ટ તેના ઉપર કંઇપણ સરસાઇ ભોગવી શકે તેમ નહોતું; કારણ તેને કાંઇ ગુપ્ત રાખવાનું જેવું હતુંજ નહિ.

આમ છતાં પણ વાતચીત દરમ્યાન એવો વિષય છેડવાનો તેણે નિશ્ચય કર્યો હતો કે તેથી પોતાનો સંશય દૂર થાય.

“ કાઉન્ટ,” તે બોલ્યો. “ આપે આપની ગાડીમાં અમને બેસાડવાનું માથે લીધું છે તેમજ સરઘસ જોવાને માટે આપે અમારે માટે બારીઓની ગોઠવણ કરી આપી છે. વારુ ત્યારે, વધસ્થાનમાં થનાર શિરચ્છેદ જોવાની ગોઠવણ કાંઇ બની શકે તેમ છે ?”

“ જરા રહો જોઇએ; હું ધારું છું કે આ બાબતની વ્યવસ્થા કરવાને માટે થઇ હાલે મેં મારા કારભારીને કહેલું હતું. કદાચ એ નજીવી સેવા પણ મારાથી બજાવી શકાય.”

તેણે હાથ લંબાવ્યો અને ત્રણ વખત ઘંટડી વગાડી.

“ તમારા નોકરોને બોલાવવા માટે ઉપયોગમાં લેવાના સરળ માર્ગો તથા તેમ કરવામાં લાગનારા સમયમાં ઘટાડો કરવાનો

યુક્તિઓ વિષે આપે કદી વિચાર કરેલો છે?" કાઉન્ટે ફ્રાંઝને પૂછ્યું.

"મેં તો વિચાર કર્યો છે એટલુંજ નહિ પણ તેનો અમલ પણ કરેલો છે. જ્યારે હું ઘંટડીનો એક ટકોરો કરૂં છું ત્યારે મારો ખીજમતદાર આવીને હાજર થાય છે; બે ટકોરાથી મારો બીજો નોકર હાજર થાય છે અને ત્રણ ટકોરાથી મારા કારભારીએ આવીને હાજર થવાનું હોય છે. તે આ આવ્યો જુઓ!" આ વખતે એક પીસ્તાળીસ પચાસ વરસનો માણુસ દાખલ થયો. જે દાણચોરે ફ્રાંઝને મોન્ટેક્રિસ્ટોના ટાપુ ઉપરની ગુફામાં દાખલ કર્યો હતો તેના જેવોજ એ લાગતો હતો, પણ તેણે જાણે ફ્રાંઝને ઓળખ્યોજ ન હોય એવો ડોળ કર્યો. આ સંબંધમાં તેને પ્રથમથી સુચના મળી ગએલી હતી એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું.

"બર્ટુશીઓ," કાઉન્ટે પૂછ્યું. "ગઈ કાલે મેં તમને આજ્ઞા કરી હતી, તે પ્રમાણે શિરચ્છેદ જોઈ શકાય તેવી જગ્યાની ગોઠવણ કરી છે કે?"

"હા જી." કારભારીએ જવાબ આપ્યો. "પણ જગ્યા ગોધવાને માટે મોડું ઘણું થઈ ગયું હતું."

"પણ મેં તમને જગ્યા મેળવાને કહ્યું હતું ને?" કાઉન્ટે ભવાં ચઢાવતાં પ્રત્યુત્તર વાળ્યો.

"હજુર, પ્રીન્સ લોબેનીફને માટે જે જગા રાખવામાં આવી હતી તે જગા મેં આપને માટે મેળવી છે ખરી, પણ તેને માટે એકસો—"

"બસ, બસ. એ બધી વિગતો સંભળાવીને આ ગૃહસ્થોને કંટાળો આપવાની જરૂર નથી. જગ્યા મળી છે એટલું જ જાણવાની મારે જરૂર છે. ગાડીવાનને વર્દી આપો, અને અમારી સાથે આવવાને જુના આગળ તૈયાર રહો."

કારભારી નમન કરીને જતો હતો.

" અરે, જરા થોભી જાઓ." કાઉન્ટે તેને અટકાવતાં કહ્યું. " વીશીવાળાને કહો કે તેની પાસે જાહેરનામું આવેલું હોય તો મને મોકલાવે. "

" તે મંગાવવાની કાંઇ જરૂર નથી." ફ્રાંઝે પોતાના ખીસ્સામાંથી એક કાગળ કાઢતાં કહ્યું. " કારણ મેં તે જોયું છે અને તેની નકલ પણ કરી લીધી છે. "

" બહુ ંશીઓ, હવે તમારે જવું હોય તો જાવ, પણ નાસ્તાની તૈયારી થાય એટલે તુરત જ ખબર આપો. " કાઉન્ટે પછી પેલા બે યુવકોના તરફ આંગળી કરીને કહ્યું. " આ બન્ને ગૃહસ્થો મારી સાથે નાસ્તો લઇ મને આભારી કરશે. "

" પણ સાહેબ, " આલ્બર્ટ બોલ્યો. " એ તો આપની કૃપાનો ગેરલાભ લીધા જેવું થાય. "

" ના ના. ઉલટું એથી મને તો પરમ આનંદ થશે. તમે હું પેરીસ આવું ત્યારે જોઇએ તો તેનો બદલો વાળજો ને. બહુંશીઓ, " તેણે કારભારીને કહ્યું. " ત્રણે જણની તૈયારી કરો."

તેણે ફ્રાંઝના હાથમાંથી પેલા જાહેરનામાની નકલ લીધી અને વર્તમાનપત્ર વાંચતો હોય તેવી રીતે વાંચવા લાગ્યો. પુરેપુરૂં વાંચી રહ્યા પછી તે બોલ્યો: " હા. આ કાર્યક્રમ શરૂઆતમાં નક્કી થયેલો હતો, પણ હું ધારૂં છું કે કાલથી તેમાં કાંઇક ફેરફાર થએલો છે.'

" ખરેખર ? " ફ્રાંઝે પુછ્યું.

" હા હા. ગઇ કાલે ધર્માચાર્ય કાર્ડીનલ રોસ્પીગ્લીઓસીને ત્યાં હું સાંજના ગયો હતો, ત્યાં આ બે અપરાધીઓમાંના એકને માફી મળવાની વાત મેં સાંભળી હતી. "

"કોને ? આન્ડ્રીઆ રોન્ડોલોને ?" ફ્રાંઝે પુછ્યું.

"ના ના," કાઉન્ટે બેદરકારીથી જવાબ આપ્યો. "પેલા બીજાને ( અને જાણે નામ શોધતો હોય તેમ પેલા કાગળ ઉપર નજર કરી )–પેપીનોને. તે રોક્કા પ્રીઓરીના નામે ઓળખાય છે. આથી સુળીએ ચઢાવવાનો દેખાવ આપને કદાચ જોવાને મળશે નહિ પણ શિરચ્છેદ તો છે જ. આ શિક્ષાનો દેખાવ જ્યારે પહેલી વખત જોવાનો હોય છે ત્યારે તે ઘણો વિચિત્ર લાગે છે; જ્યારે દેહાન્ત દંડની પેલી બીજી રીત ઘણી રહેલી છે. પણ તમારી યૂરોપખંડની શિક્ષા અમલમાં આણવાની રીત જ જવા દોને ! અરે એ તો બધી ઘણી જુનીપુરાણી અને ઘાતકી છે !"

"ખરેખર, કાઉન્ટ," ફ્રાંઝ બોલ્યો. "આ ઉપરથી એમ લાગે છે કે દુનીયાના તમામ દેશોની જુદી જુદી જાતની શિક્ષાઓની રીતોનો તમે સારો અભ્યાસ કરેલો લાગે છે."

"એવા થોડીજ હશે કે જે મારા જોવામાં આવી નહિ હોય."

"અને આ ભયાનક દેખાવ જોવામાં તમને આનંદ થાય છે ?"

"પહેલી વખતે જ્યારે જોયું ત્યારે તો મને કેવળ ભયજ લાગ્યો, બીજી વખતે બેદરકાર બન્યો, પણ ત્રીજી વખતે તો મને જીજ્ઞાસા થઇ આવી."

"જીજ્ઞાસા ! અરે આવી બાબતના સંબંધમાં એ તો ઘણો ભયંકર શબ્દ કહેવાય !"

"એમ કેમ ? જીવનમાં આપણે સૌથી પહેલો વિચાર મરણનો કરવાનો છે. ત્યારે જે જે જુદી જુદી રીતથી દેહ અને આત્માને એક બીજાથી વિયુક્ત કરી શકાય તેનો અભ્યાસ કરવો એ શું જાણવા જેવી વાત નથી ? જુદા જુદા ચારિત્ર્ય અને સ્વભાવના મનુષ્યો

મૃત્યુને કેવી રીતે ભેટે છે, તેનો અભ્યાસ શું રમુજી નથી ? જુદા જુદા દેશના લોકો જુદા જુદા રીત રિવાજોને લીધે જીવનમાંથી મરણમાં—અસ્તિત્વમાંથી નાસ્તિત્વમાં, કેવી રીતે પ્રયાણ કરે છે, એ પ્રશ્નના અભ્યાસના જેવો બીજો કયો પ્રશ્ન હોઇ શકે ? મારો અભિપ્રાય પૂછો તો હું તો તમને એક વાતની ખાત્રી આપું છું કે, જેમ તમે વધારે મનુષ્યને મરણ પામતાં નજરે જુઓ તેમ તમને પોતાને મૃત્યુને ભેટવાનું કાર્ય વધારે ને વધારે સરળ અને સહેલું લાગે. મારા મત પ્રમાણે મરણ એક જાતની યાતના હોઇ શકે ખરી, પણ તેથી પાપનું નિવારણ તો ન જ થાય."

"મને આપનું કહેવું જરા પણ સમજાતું નથી." ફ્રાંઝે કહ્યું. "મહેરબાની કરીને જરા વધારે ખુલાસાથી આપનો ભાવાર્થ સમજાવો, કારણ મને તો આ બાબતમાં આપનો હેતુ જાણવાની જ સૌથી વધારે મોટી જીજ્ઞાસા થઇ આવી છે."

"સાંભળો ત્યારે." કાઉન્ટ બોલ્યો. આ વખતે તેનું મુખમંડળ તિરસ્કારને લીધે અતિ ભયાનક દેખાવા લાગ્યું. "ધારો કે કોઇ બદમાસે આપનાં પિતા માતા અગર પ્રિયતમાને કદી સાંભળ્યું પણ ન હોય તેવું દુઃખ દઇ, રીબાવી રીબાવીને મારી નાંખી, આપને કેવળ નિરાધાર સ્થિતિમાં લાવી મૂકયા હોય; અને આપના હૃદયમાં એવા ભયંકર ઘા કર્યા હોય કે જે ઘા કોઇ કાળે પણ રૂઝાય નહિ; તો તેવા ક્રૂર અને ઘાતકી નરપિશાચનું માત્ર માથું જ તેના ધડ ઉપરથી જુદું કરી નાંખવાની તેને સમાજ શિક્ષા કરે તો તેથી આપને ભોગવવા પડેલા દુઃખ અને માનસિક યાતનાનો પુરે પુરો બદલો લેવાયો એમ આપ માની શકશો ? જે રાક્ષસે આજન્મપર્યંતના આપના હૃદયને સતત વ્યથા કરી, તે નરાધમ માત્ર

થોડીકજ ક્ષણોની શારીરિક યાતના સહન કરે, તેથી આપને પુરતો સંતોષ થશે ?"

"હા હા, હું આપનું કહેવું હવે બરાબર સમજ્યો કાઉન્ટ," ફ્રાંઝ બોલ્યો. "કે માનુષી ન્યાય આપણને કાંઇ હમેશાં પુરતો દિલાસો આપી શકતો નથી. વધારેમાં વધારે તે લોહીને બદલે લોહી આપે, ખૂનને બદલે ખૂન લઇ શકે; આ વાત ખરી છે. પણ તે જેટલું આપી શકે તેટલુંજ તમારે તેની પાસેથી માગવું જોઇએ."

"વારૂ, હવે આપણે બીજી બાબત ઉપર આવીએ." કાઉન્ટે આગળ ચલાવ્યું. "પ્રથમ મેં જે દાખલો આપ્યો, તેમાં તો ખૂનથી ભયભીત બનેલો સમાજ ખૂનને બદલે ખૂન લે છે; પણ હજારો પ્રકારના એવા જુલમ અને યાતના શું જગતમાં ચાલી રહ્યા નથી, કે જેથી માણસને રીબાવાના અનેક પ્રસંગો આવે અને છતાં સમાજ તે બાબત કાંઇ જાણે જ નહિ; અને કદાચ જાણવામાં આવે તો પણ ઉપર આપણે વર્ણવ્યા પ્રમાણે બદલો લેવાનું અપુરતું સાધન પણ તેને પુરૂં પાડે નહિ ? દુનીઆમાં શું એવા દુષ્ટ ગુન્હા નથી બનતા કે જેમને માટે તુર્ક લોકોની સુળીની સજા, ઇરાની લોકોની ખીલા ઠોકીને મારી નાંખવાની શિક્ષા, અને ઇન્ડીઅન લોકોની ગુન્હેગારને ડામવાની, અને જીવતાં બાળી મૂકવાની રીત પણ પુરતી નસીયત ગણાય નહિ ? અને તેમ છતાં સમાજ તેવા ગુન્હાને માટે કાંઇ સજા કરી શકતો નથી. મને જવાબ આપો કે આવા ગુન્હા શું દુનીઆમાં બનતા નથી ?"

"હા, હા, એવા ગુન્હા છે." ફ્રાંઝે જવાબ આપ્યો. "અને તેવા ગુન્હાની શિક્ષાને માટેજ દ્વંદ્વયુદ્ધ ઠરેલું છે."

"અરે ! શું દ્વંદ્વયુદ્ધ ?" કાઉન્ટ બોલી ઉઠયો. "મારા સમ ! વૈર વાળવાનો તમારો હેતુ પાર પાડવાને માટે એ તો એક ઘણો સારો રસ્તો ! એક માણસ તમારી પ્રિયતમાને ઉપાડી જાય છે; તમારી પત્નીને ફોસલાવી પાપાચરણ કરે છે; તમારી પુત્રીની લાજ લુંટે છે; પરમાત્માએ પોતાનાં પેદા કરેલાં પ્રાણીઓને માટે જે સુખ નિમાર્ણું કરેલું છે, તે સુખનો પોતાનો વિભાગ ઇશ્વર પાસેથી મેળવવાનો જેનો હક્ક છે, એવી એક વ્યક્તિનું આખું જીવન તે નરાધમ દુઃખી અને કલંકમય કરી નાંખે છે; આમ છતાં એ માણસ–જેણે તમને દુઃખથી ગાંડા અને નિરાશ બનાવી દીધા હોય, તેના હૃદયમાં બંદુકની ગોળી મારવાથી, અગર તેને તરવારનો ઝટકો લગાવવાથી, તમારૂં વૈર વળ્યું એમ શું તમે માનો છો ? વળી તમે એટલું પણ યાદ નથી રાખતા કે તે યુદ્ધમાં ઘણી વખત તો તે પાપીનેજ વિજય મળે છે ? અને તેથી જગતની દૃષ્ટિએ તે પાપથી રહિત બને છે ? ના, ના." કાઉન્ટ બોલ્યો. "મારે પોતાને જો વૈર લેવાનો પ્રસંગ આવ્યો હોય, તો હું આવી રીતે તો મારા વૈરને શાંત થએલું કદીજ માનું નહિ."

"ત્યારે તમે દ્વંદ્વયુદ્ધની રીત પસંદ કરતા નથી ? શું તમે પ્રસંગ આવ્યો હોય તો તેવી રીતે લઢો નહિ કે ?" એ વિચિત્ર સિદ્ધાંતથી આશ્ચર્ય પામતા આલ્બર્ટે પૂછ્યું.

"અરે હા," કાઉન્ટે જવાબ આપ્યો. "મારૂં કહેવું બરાબર સમજી લો. અપમાન જેવી ક્ષુલ્લક બાબત માટે હું દ્વંદ્વયુદ્ધ કરવાને તૈયાર છું, અને તેનું કારણ તો એ કે ભયની મને જરા પણ દરકાર ન હોવાથી, અને તે બાબતનું મેં ઘણું સારૂં શિક્ષણ લીધેલું હોવાથી, મારા પ્રતિપક્ષીને ઘણું ખરૂં યમસદન પહોંચાડયા

સિવાય રહું જ નહિ. અરે, એવા કારણુને માટે તો હું લહું જ; પણુ સદાની હૃદયની યાતનાને માટે તો મારાથી બની શકે તો મારા પ્રતિપક્ષીને તેવીજ યાતના આપું. એ તો પૂર્વ તરફના દેશના લોકો કહે છે તેમ કોઈ મારી આંખ લઇ લે તો હું તેની આંખ લઉં, અને દાંતને બદલે દાંત લીધા સિવાય રહું નહિ. પૌર્વાત્ય લોકોજ આવી બાબતમાં આપણા ગુરૂ થવાને યોગ્ય છે! એ લોકોજ પરમાત્માનાં ખરાં કૃપાપાત્ર પ્રાણીઓ છે. તેઓજ સ્વપ્નમય-તરંગીજીવનમાં મોજ માણી શકે છે, અને જીવનને સ્વર્ગ બનાવી શકે છે."

"પણુ," ફ્રાંઝે કાઉન્ટને કહ્યું. "તમારા આ સિદ્ધાંતમાં એક ખામી રહેલી છે. એ સિદ્ધાંતમાં તમને થએલા અન્યાય માટેના ફરીઆદી પણુ તમે, તમારી ફરીઆદનો ન્યાય કરનાર ન્યાયાધીશ પણુ તમે, અને તમને થએલા અન્યાયના ગુન્હા માટે કરવાની શિક્ષાને અમલમાં મૂકનાર જલ્લાદ પણુ તમે પોતેજ બની જાઓ છો. તે શિક્ષા અમલમાં મૂકવાને માટે તમારે જે માર્ગો લેવા પડે છે, તે માર્ગો તમને પોતાને કાયદાની ચુંગાલમાં સપડાતા હમેશ બચાવી શકતા નથી. દ્વેષ આંધળો હોય છે; ક્રોધ તમને ગાંડા બનાવી દે છે; અને પરિણામ એવું આવે છે કે જે માણુસ વૈરનો પ્યાલો બીજાને પાય છે અગર પાવા માગે છે, તેને પોતાને તેટલોજ બલ્કે તેના કરતાં પણુ વધારે કટુ પ્યાલાનો સ્વાદ લેવાનું જોખમ ખેડવું પડે છે."

"હા, હા. કેટલી વખત તેમ બને છે પણુ ખરૂં. પરંતુ તેવું તો જ્યારે વૈર લેનાર માણુસ નિર્ધન અને બીનઅનુભવી હોય છે ત્યારેજ બને છે. જો તે માણુસ ધનાઢય અને અક્કલબાજ હોય તો તેમ કદી પણુ બનતું નથી. તેમ છતાં પણુ જો કદાચ તે પોતાનો હેતુ પાર પાડવામાં નિષ્ફળ નિવડયો, તો તેને તેથી વિશેષ સહન

કરવાનું શું હતું? પ્રાચીન કાલમાં ગુન્હેગારોને હાથીઘોડાના પગ તળે ખુંદાવી મારતા; હિંસક પ્રાણીઓ, અને કુતરાં જેવાં નીચ પ્રાણીઓ પાસે જીવતાં ફડાવી નાખતા. કેટલાક દેશોમાં ખીલા ઠોકીને, જીવતાં જમીનમાં દાટીને, જીવતાં ચામડી ઉતારીને, ચક્ર ઉપર હાડકાંના જીવતાં ચુરેચુરા કરીને, અને એવી અનેક પ્રકારની ભયંકર ઘાતકી રીતે ગુન્હેગારોનો-કાયદાનો ભંગ કરનારાઓનો જીવ લેવામાં આવતો; પરંતુ હાલના સમયમાં આ ફ્રેંચ રાજ્યક્રાન્તિએ ક્રૂર અને ઘાતકી શિક્ષાઓને નિર્મૂળ કરી નાંખી છે, અને તેને બદલે ફાંસી અને સુળીની અતિશય સ્હેલી શિક્ષા દાખલ કરી છે. પ્રાચીન શિક્ષાઓની યાતના જેટલા કલાક, અને કેટલાક પ્રસંગોમાં જેટલા દિવસો સુધી પહોંચતી અગર લંબાતી, તેટલી મિનિટો પણ હાલની શિક્ષાની યાતના ભોગવવી પડતી નથી. વળી ગુન્હેગાર પોતાની ધારણા પ્રમાણે વૈર વાળી શક્યો હોય તો પછી હાલની થોડીક ક્ષણોની યાતનાઓ તેની સાથે સરખાવતાં શા હિસાબમાં? મારા સમ! મને તો ઘણી જ દિલગીરી થાય છે કે પેલા બદમાસ 'પેપીનો'નો શિરચ્છેદ કરવામાં આવનાર નથી; કારણ કે નહિ તો તેને કેટલા વખત સુધી દુઃખ સહન કરવું પડે છે, અને એવા દુઃખને શિક્ષાનું નામ પણ આપી શકાય કે કેમ તે જાતે જોવાનો આપને લાભ મળત. પણ ખરેખર આપણે તો આ કાંઇ જુદાજ વિષય ઉપર ઉતરી ગયા. વારૂ, આપણી વાત મૂળ શા ઉપરથી ઉપસ્થિત થઇ? હા! હા! હવે યાદ આવ્યું. આપે જોવાને માટેની જગ્યાની ગોઠવણ થવાના સંબંધમાં પ્રશ્ન કર્યો હતો. એ સૌ વાત પછી. પહેલાં તો આપણે એકવાર નાસ્તો લઇએ. ચાલો, આ નોકર બોલાવવાને આવ્યો." આમ કહે છે એટલામાં તો નોકરે હાજર થઇ નાસ્તાની તૈયારીની ખબર આપી.

બધા ભોજનગૃહમાં ગયા. ભોજન ઉત્તમ હતું. વળી તે પિરસવાની રીત પણ ઘણી વખાણવા લાયક હતી. આલ્બર્ટના મન ઉપર કાઉન્ટના શબ્દોની શી અસર થઇ હતી તે જાણવાને ફ્રાંઝે આલ્બર્ટના તરફ વારંવાર દૃષ્ટિ કરવા માંડી; પણ કાંતો આલ્બર્ટે પોતાની હમેશની બેદરકારી પ્રમાણે કાઉન્ટના ભાષણ તરફ પુરતું ધ્યાન આપ્યું ન હોય, અગર તો દ્વંદ્વયુદ્ધના સંબંધમાં કાઉન્ટના ખુલાસાથી તેને સંતોષ થયો હોય, અથવા તો ફ્રાંઝને જે બનાવોની માહિતી હતી તે બનાવોની તેના પોતાના ઉપર જ કાંઇક જુદી અસર થઇ હોય; ગમે તેમ હોય પણ આલ્બર્ટે તે ઉપર કાંઇ વિશેષ લક્ષ્ય આપ્યું નહોતું, એમ ફ્રાંઝને સમજાયું. એટલું જ નહિ પણ જાણે કે પાંચ સાત માસનો ભૂખ્યો કોઈ દુષ્કાળમાંથી આવેલો મારવાડનો મઉ હોય તેમ આલ્બર્ટ તો આરોગવાજ મંડી પડયો હતો. કાઉન્ટ તો માત્ર ભોજનને હાથજ અડકાડતો. પરોણાઓની સાથે માત્ર ભોજન માટે બેસીને યજમાન તરીકેનું પોતાનું કર્તવ્યજ તે બજાવતો હોય એમ જણાતું હતું. જાણે કે તે વખતે તેને જમવાની બીલકુલ રૂચી ન હોય, અગર તો પરોણાઓનું સ્વાગત કરવાનું ગાળીયું માથેથી ઉતારતો હોય તેમ લાગ્યું. આ બધા ઉપરથી કાઉન્ટને જોતાં પેલી કાઉન્ટેસના મનમાં ભય લાગ્યો હતો, તે વાત ફ્રાંઝને યાદ આવી. તુરતજ કાઉન્ટ મનુષ્ય નથી પણ પિશાચ છે એવી કાઉન્ટેસની ચોક્કસ માન્યતા બાબત તેણે કહેલા શબ્દોનું તેને સ્મરણ થયું.

ભોજન પુરૂં થયું એટલે ફ્રાંઝે ઘડીઆળ કાઢીને જોયું. “ કેમ ? શું થયું ? ” કાઉન્ટે ફ્રાંઝને પૂછ્યું.

“ કાઉન્ટ, અમને હવે ક્ષમા કરો. અમારે રજા લેવી પડશે, કારણ અમારે હજી ઘણું કામ છે. ”

"એવું શું કામ છે?"

"પહેલું તો એ કે અમારી પાસે ગુપ્ત વેશ ધારણ કરવાના પોષાક નથી, અને તે અમારે મેળવવાની જરૂર છે"

"તેની તમારે હવે દરકાર રાખવાનું કારણ નથી. તમારે જેવા પોષાક જોઇએ તેવા મારા માણસો લાવીને હાજર કરશે, અને આપણે જોવા જઇશું ત્યાં તમે તમારો વેશ બદલી શકશો."

"જોયા પહેલાં કે પછી?"

"પહેલાં કે પછી, જ્યારે તમારી ઇચ્છામાં આવે ત્યારે."

"જગ્યા વધસ્થાનની સામે છે?" "હા. બરાબર સામેજ"

"કાઉન્ટ," ફ્રાંઝ બોલ્યો. "મેં આ બાબતનો વિચાર કરી જોયો. આપની કૃપાને માટે હું આપનો આભારી છું. પણ આપની સાથે ગાડીમાં બેઠક આપવાનું આપે કબુલ કર્યું, તેમજ સરઘસ જોવાને માટે જગાની ગોઠવણ કરી આપી છે, તેનાથી જ હું તો ખરેખરો સંતોષ માનું છું. વધસ્થાનમાંનો દેખાવ જોવા આવવાની મારી ઇચ્છા નથી."

"પણ આવા દેખાવ જોવાનો લાગ વારંવાર આવતો નથી." કાઉન્ટે કહ્યું.

"આપ મને તેનું વર્ણન કરી બતાવજો." ફ્રાંઝે જવાબ આપ્યો. "અને આપની વર્ણન કરવાની શૈલીજ એવા પ્રકારની છે કે તે વર્ણન સાંભળતાંની સાથે જ બધો આબેહુબ ચિતાર મારી દૃષ્ટિ આગળ ખડો થશે. એવો દેખાવ નજરે જોવાને મને કેટલીક વખત વિચાર આવે છે ખરો, પણ તેનો નિશ્ચય મારાથી કરી શકાતો નથી. આલ્બર્ટ, કેમ તારો શું વિચાર છે?"

"મારો વિચાર ?" આલ્બર્ટ બોલ્યો. "એક વખતે હું એવા પ્રસંગે હાજર હતો ખરો; પણ તે દિવસે અમૃતપાન (મદ્યપાન) જરા વધારે થએલું હોવાથી તેનો મને જરાપણ ખ્યાલ રહેલો નથી."

"વળી, પેરીસમાં શિરચ્છેદનો દેખાવ જોયો નથી તેથી બીજી કોઇ જગ્યાએ પણ ન જોવો એવું કાંઇ નથી. જ્યારે તમે પ્રવાસે જ નિકળ્યા છો," કાઉન્ટે આગળ ચલાવ્યું. "ત્યારે તો તમારે દરેક વસ્તુ જોવીજ જોઇએ. ધારો કે તમારા પાછા ફર્યા પછી તમને કોઇ પૂછે કે 'રોમમાં દેહાન્ત દંડની શિક્ષાનો અમલ કેવી રીતે થાય છે?' તો તમે શું જવાબ આપશો? એવો જ કે 'મને ખબર નથી.' વળી આ અપરાધી તો એક એવો નરપિશાચ છે કે જે મહન્તે તેને પુત્રવત્ પાળી પોષીને ઉછેરી મોટો કર્યો, તેનું જ તેણે એક લાકડાના ડીમચાથી ખોપરી તોડી નાંખીને ખૂન કર્યું છે. એટલે તેને તો જેટલું રીબાવી રીબાવીને મારવામાં આવે તેટલું ઓછું છે. શું તમે સ્પેન જશો તો આખલાઓની સાઠમારી નહિ જુઓ ? ત્યારે એમ જ ધારજોને કે આ પણ એક આખલાની સાઠમારી જ છે. પ્રાચીન રોમન લોકોના રીવાજ તો યાદ કરો! તે વખતે તો સિંહની સાથે મનુષ્યનાં યુદ્ધ થતાં અને સેંકડો માણસો અને સંખ્યાબંધ સિંહનો ઘાણ નિકળી જતો! ઓછામાં ઓછા એંસીહજાર તમાસગીરો ભેગા થતા! વૃદ્ધ માતાઓ પોતાની યુવાન પુત્રીઓને લઇને હાજર થતી. નાજુક અને સુંદર કુમારિકાઓ 'જુઓ જુઓ, આ માણસ બીચારો મરણતોલ થઇ રહ્યો છે તેના ઉપર દયા કરીને તેને પૂરો કરો.' એવી મધુર અને ઝીણા અવાજથી આજ્ઞા કરી રહેતી."

"ત્યારે બાલ્બર્ટ તું જવાનો છે કે ?" ફ્રાંઝે પૂછ્યું.

"હા હા. અત્યારસુધી તો હું તમારી માફક જરા ખમચાતો હતો, પણ કાઉન્ટનું ભાષણ સાંભળી મારો જવાનો નિશ્ચય થયો છે."

"ત્યારે તો આપણે બન્ને જણ જઇશું." ફ્રાંઝ કહ્યું. "જ્યારે તારી ઇચ્છા છે તો હું પણ આવીશ. પણ જતાં જતાં મારે તો 'રૂ-દ-કુર્સ'ના મહેલ્લામાં થઇને જવાનો વિચાર છે. કેમ જઇ શકાશે કે કાઉન્ટ ?"

"પગે જાઓ તો જવાશે. ગાડીમાં નહિ જવાય."

"ત્યારે તો પગે જઇશું."

"તે મહેલ્લામાં જવાની તમારે શું એટલી બધી ખાસ જરૂર છે ?"

"હા. મારે ત્યાં આગળ કાંઇક જોવું છે."

"વારૂ ત્યારે. હું પણ તમારી સાથે આવીશ." કાઉન્ટ બોલ્યો. "આપણે ગાડીને આગળ મોકલી આપીશું. મારે પણ તે મેહેલ્લામાં જરા કામ છે. મેં કોઇને કાંઇક કામ સોંપેલું છે તે તેણે કર્યું કે નહિ એ મારે પણ જોવાનું છે."

"નામદાર સાહેબ," એક નોકરે બારણું ખોલી નમન કરીને કહ્યું. "પ્રાયશ્ચિત્ત કરનાર સાધુના જેવો વેશધારી એક સાધુ આપ નામદારને મળવા માગે છે."

"અહા !" કાઉન્ટ બોલ્યો. "ગૃહસ્થો, એ માણસને હું ઓળખું છું. આપ જરા થોભશો ? હું હમણાં જ આવું છું. ટેબલ ઉપર સીગારેટો છે તેને જરા ઇન્સાફ આપો."

પેલા બે યુવકો ઉઠીને દિવાનખાનામાં ગયા. કાઉન્ટ ક્ષમા માગતો બીજે બારણેથી ચાલતો થયો. આલ્બર્ટને ધૂમ્રપાનનો જબરો શોખ હતો, એટલે તે તો ઉત્તમ પ્રતિની સીગારેટો જોઇને ખુશ થઇ ગયો.

"વારૂ," ફ્રાંઝે પૂછ્યું. "આ કાઉન્ટ ઓફ મૉન્ટેક્રિસ્ટોના સંબંધમાં તમારૂં શું ધારવું છે?"

"મારો શો અભિપ્રાય છે?" આલ્બર્ટે પોતાના મિત્રના પ્રશ્નથી આશ્ચર્ય પામતાં જવાબ આપ્યો. "અરે, આવો આનંદી પુરૂષ તો મેં કોઇજ જોયો નથી. તેની સ્વાગત કરવાની રીત પણ કેવી પ્રશંસનીય છે! તેણે તો પ્રવાસ પણ ઘણો કર્યો છે, અભ્યાસ પણ સારો કર્યો છે, અને સૌથી વધારે મજાની વાત તો એ છે કે તે સીગારેટો પણ ઘણી સારી રાખતો જણાય છે."

કાઉન્ટના સંબંધમાં આલ્બર્ટનો આવો અભિપ્રાય હતો. આલ્બર્ટ કોઇ દિવસ કોઇને માટે પણ ઉતાવળથી અભિપ્રાય બાંધતો નહોતો એ વાત ફ્રાંઝના જાણવામાં હતી, તેથી તેણે વધારે જીકર કરી નહિ.

"પણ, ફ્રાંઝ બોલ્યો. "તેં કાંઇ ખાસ બાબત ધ્યાન રાખીને જોઇ કે?" "શું?"

તે તારા તરફ કેટલું બધું ધારી ધારીને જોતો હતો?" "મારી તરફ?" "હા." આલ્બર્ટ વિચારમાં પડી ગયો.

"આહા!" તે નિઃશ્વાસ નાંખતો બોલ્યો. "એમાં કાંઇ ઘણું આશ્ચર્ય નથી. પેરીસ છોડયાને મને લગભગ એક વરસ કરતાં પણ વધારે મુદ્દત થઇ ગઇ છે, એટલે મારાં કપડાં બધાં જુનાં પુરાણાં થઇ ગયાં છે. તેથી કાઉન્ટ મને કોઇ ગામડીઓ ધારતો હશે. દોસ્ત, લાગ મળે એટલે તુરત જ તું જરા તેને મારા માટે કહીને તેની ખાત્રી કરી આપજે કે તેની મિત્રતાને માટે હું કોઇ પણ રીતે ઉતરતી પંક્તિનો નથી."

ફ્રાંઝ હસી પડયો. એક ક્ષણ પછી દાખલ થયો.

"ચાલો મેહેરબાનો, હવે હું તૈયાર છું." તે બોલ્યો. "ગાડી

એક રસ્તેથી આગળ જાય છે. આપણે બીજે રસ્તેથી જવાનું છે. લો લો. થોડી સીગારો સાથે રાખી લો."

"લીધી લીધી." આલ્બર્ટે જવાબ આપ્યો. "આ સીગાર તો ઘણી લ્હેજતદાર છે એમાં જરા પણ શંકા નહિ. આપ જ્યારે પેરીસ પધારશો ત્યારે હું આપની આ બધી પરોણા ચાકરીનો મારાથી બનતો બદલો આપીશ."

"તે વખતે હું કાંઇ ના પાડનાર નથી. હું ત્યાં ઘણી ટુંક મુદતમાં આવવા ધારૂં છું, અને આપ મને આમંત્રણ આપો છો તો હું આપને ત્યાં જરૂર આવીશ. ચાલો, ચાલો, હવે આપણે જઇએ."

"ત્રણે જણા નીચે ઉતર્યા. ગાડીવાળાને હુકમ મળ્યો. તે પ્રમાણે તે આગળ ચાલ્યો. ત્રણે ગૃહસ્થો પગે ચાલતા જુદા જુદા લત્તામાં થઇને ફ્રાંઝે જે લત્તાનું નામ દીધું હતું તે લત્તામાં આવી પહોંચ્યા. ફ્રાંઝ ચારે તરફ નજર નાંખવા લાગ્યો. કોલોસીયમનાં ખંડીયરમાં પેલા જબ્બાવાળા અને પેલા ગામડીઆની વચ્ચે જે વાતચીત થઇ હતી, અને જે નિશાની નક્કી કરવામાં આવી હતી, તે નિશાનીને તે વિસરી ગયો નહોતો

"આપની બારીઓ કયી?" ફ્રાંઝે કાઉન્ટને બની શકે તેટલા વિવેકથી પૂછ્યું.

"પેલા છેલ્લા મકાનની છેલ્લી." કાઉન્ટે તદ્દન બેદરકારીથી જવાબ આપ્યો. કારણ એ પ્રશ્ન શા હેતુથી પૂછવામાં આવ્યો હતો, તે તે સમજી શકયો નહિ.

ફ્રાંઝે ત્રણે બારીઓ તરફ ઉતાવળે નજર કરી. આસપાસની બારીઓએ પીળા પડદા લગાવેલા હતા, વચલી બારીએ ધોળો પડદો લગાવેલો હતો, અને તેના ઉપર લાલ સાથીઓ કરેલો હતો. પેલા

ગામડીઆને જે વચન આપ્યું હતું તે તેણે બરાબર પાળ્યું હતું, અને તે ઝભ્ભાવાળો તે બીજો કોઈ જ નહિ પણ કાઉન્ટ જ હતો એવી તેની હવે ખાત્રી થઇ. એ બારીઓમાં હજી કોઇ જ બેઠેલું નહોતું. દરેક મકાનમાં જુદી જુદી જાતની તૈયારીઓ ચાલી રહી હતી. ખુરશીઓ મુકાતી હતી, બેઠકો ગોઠવાતી હતી, વાવટા અને તોરણો લટકાવવામાં આવતાં હતાં.

આલ્બર્ટ ફ્રાંઝ અને કાઉન્ટ ત્રણે જણા આગળ ચાલ્યા. વધ-સ્થાનની પાસે પહોંચતાં ગીરદી વધવા લાગી. આ મેદનીમાં મનુષ્યોનાં માથાં ઉપર ઉંચે માત્ર બેજ વાનાં નજરે પડતાં હતાં. એક તો તે સ્થાનના મધ્યમાં એક સ્તંભ નજરે પડતો હતો તે: અને બીજું તેના ઉપર ક્રોસની ખ્રીસ્તી ધર્મની પવિત્ર નિશાની કરેલી હતી તે. આ સ્તંભ આગળ જ્યાં ત્રણ રસ્તાઓ મળતા હતા ત્યાં બે માંચડા ઉભા કરેલા હતા. તેમાંના એક ઉપર સુળી ઉભી કરવામાં આવી હતી. રસ્તાના નાકા ઉપર કાઉન્ટનો કારભારી રાહ જોતો ઉભો હતો.

જે જગા કાઉન્ટે રાખી હતી તે જગાનું ભાડું પણ ઘણું અસાધારણ આપવું પડયું હતું. પણ કાઉન્ટ આ વાત પોતાના પરોણાઓથી છુપાવવા ઇચ્છતો હતો. તે મકાન એક ઉમરાવનો મહેલ હતો, અને તેના બીજા માળની બારીઓ કાઉન્ટને માટે રાખવામાં આવી હતી. કાઉન્ટને માટે રોકવામાં આવેલી જગામાં એક દિવાનખાનું અને એક શયનગૃહ હતું. મકાનનો આ ભાગ તદ્દન એકાન્ત હતો. ખુરશીઓ ઉપર કેટલાક સુંદર પોષાક પડેલા હતા.

“ આપ બન્ને જણે પોષાકની બાબત મારી પસંદગી ઉપર રાખેલી હોવાથી ” કાઉન્ટે બન્ને મિત્રોને કહ્યું. “ મેં આ પોષાક મંગાવેલા છે. કારણ કે હાલમાં આ પોષાક વધારે પ્રચલિત છે. આ

**પોશાક વાપરવાનું કારણ એ છે કે કાર્નીવલના સરઘસના તોફાનમાં મીઠાઇ ઉછાળવાની અને સામા સામા મીઠાઇ ફેંકવાની રીત છે, અને આ પોશાક તેનાથી બગડે તેમ નથી.**

ફ્રાંઝે કાઉન્ટના શબ્દો પુરેપુરા સાંભળ્યા નહિ. તેની તથા આલ્બર્ટની ઇચ્છાને કાઉન્ટે આપેલું માન તે બરાબર સમજી શક્યો નહિ; કારણ કે તેનું ધ્યાન તો બધું વધસ્થાનના દેખાવ તરફ રોકાએલું હતું; અને તે સ્થાનના મધ્યમાં જે ભીષણ યંત્ર ઉભું કરવામાં આવેલું હતું તે તરફ જ તે જોઇ રહ્યો હતો. તે સુળી ફ્રાંસમાં 'ગીલોટીન'ના નામે જાણીતી થએલી સુળીના જેવી જ હતી. છરી માત્ર જરા ઓછી ઉંચાઇએથી પડતી હતી, એટલો જ માત્ર તેમાં ફેરફાર હતો. કેદીઓને પહેલે દિવસે સાંજથી કેદખાનામાં 'સેન્ટ મેરીઆ' ના દેવળમાં લઇ જવામાં આવ્યા હતા. ત્યાં દરેકની સાથે બબ્બે પાદરીઓ ગયા હતા. આ પાદરીઓ સાથે તેમને દેવળના પ્રાર્થના કરવાના ભાગમાં પૂરવામાં આવ્યા હતા, અને દરવાજા આગળ બે સંત્રીઓનો પ્હેરો રાખવામાં આવ્યો હતો. આ પ્હેરો કરેલા વખતે બદલાતો. દેવળના દરવાજાથી તે વધસ્થાનમાંના માંચડા સુધી સૈનિકોની બે હાર ભરેલ તૈયાર બંદુકો સાથે સફ સમારીને ઉભેલી હતી. વચમાં દશેક ફીટનો રસ્તો રાખવામાં આવ્યો હતો. માંચડાની આસપાસ પણ લશ્કર ગોઠવી દેવામાં આવેલું હતું. સુળીની આસપાસ સોએક ફીટની જગ્યા ખુલ્લી રાખેલી હતી. આસપાસ જ્યાં નજર કરો ત્યાં એટલી બધી મેદની ભરાએલી હતી કે મનુષ્યનાં માથાં સિવાય બીજું કાંઇપણ નજરે પડતું ન હતું. કેટલીક સ્ત્રીઓએ છોકરાંઓને પોતાના ખભા ઉપર બેસાડેલાં હતાં, કે જેથી છોકરાં સારી રીતે જોઇ શકે. મોન્ટ પીન્સીઓની ટેકરી જાણે પ્રેક્ષકોથી

જારેલી નાટકશાળા હોય તેવી લાગતી હતી. આસપાસનાં તમામ મકાનોની બારીઓ, જાળીઓ અને છાપરાં પણ મનુષ્યોથી ઠઠ ભરાઇ ગયાં હતાં. જાણે એક મનુષ્યનો સમુદ્ર જ હોય એવો દેખાવ થઇ રહ્યો હતો. એકતલ માત્ર પણ જગા ખાલી ન હોતી. કાઉન્ટે જે વાત કહી હતી તે ખરી પડી. જીવનમાં કોઇ વિલક્ષણ દેખાવ હોય તો તે મૃત્યુનો જ છે. આમ છતાં તે પ્રસંગને યોગ્ય શાંતતા અને ગંભીરતાને બદલે તે વીચ મેદનીમાંથી ઠઠ્ઠા મશ્કરી અને હસાહસનો ઘોંઘાટ થઇ રહ્યો હતો. તે પ્રસંગે બે મનુષ્ય પ્રાણીનો શિરચ્છેદ થનાર હતો, તે વાતને તો પ્રેક્ષકો બધા જાણે વિસરી જ ગયા હતા. તેમને મન તો તે શિરચ્છેદ માત્ર કાર્નીવલના મહોત્સવનો પ્રારંભ જ હતો. જાદુની માફક એકાએક ઘોંઘાટ બંધ પડયો. દેવળનાં બારણાં ખૂલ્યાં અને સરઘસ ગોઠવાઇ ગયું. આગળ પશ્ચાત્તાપ કરી ગુન્હેગારોને માટે પારલૌકિક ક્ષમા મેળવનાર સાધુઓની હાર હતી. આ લોકો તમામ પગથી તે માથા સુધી ગુણપાટ—ટાટના કપડાના બનાવેલા ઝભ્ભામાં સજ્જ થએલા હતા. આ ઝભ્ભાને માત્ર આંખોની જગાએ બે કાણાં હતાં. દરેકના હાથમાં એક એક સળગાવેલી મિણબત્તી હતી. તેમનો મહંત સૌથી આગળ ચાલતો હતો. આ સાધુઓની પાછળ એક હૃષ્ટપુષ્ટ રાક્ષસી કદનો માણસ ચાલતો હતો. તેણે એક ચડ્ડી પહેરી લીધેલી હતી. આ સિવાય આખે શરીરે તે કેવળ નગ્ન જ હતો. તેની ડાબી બાજુએ મ્યાનમાં એક મોટી છરી લટકતી હતી. તેણે પોતાના જમણા ખભા ઉપર અતિભારે વજનની ગદા રાખી હતી. આ માણસ જલ્લાદ હતો. તેણે પોતાના પગે લાકડાની પાવડીઓ દોરીઓથી મજબૂત બાંધી લીધી હતી. આ જલ્લાદની પાછળ જે ક્રમથી શિક્ષા અમલમાં મુકવાની હતી તે ક્રમથી અપરાધીઓ ચાલતા હતા. આગળ

પેપીનો હતો. તેની પાછળ આન્ડ્રીઆ ચાલતો હતો. દરેક કેદીની બન્ને બાજુએ બબ્બે પાદરીઓ ચાલતા હતા. ગુન્હેગારોમાંથી કોઇની પણ આંખે પાટા બાંધેલા નહોતા. પેપીનો દૃઢતાથી પગલાં ભરતો હતો; કારણ તેના મનમાં હજી ચોક્કસ આશા હતી. આંડ્રીઆને તો બે પાદરીઓનો ટેકો અને આધાર લેવો પડતો હતો. આગળ ચાલતો એક પાપ શ્રવણ કરનાર સાધુ વારંવાર આ બન્ને કમનસીબ અપરાધીઓના આગળ પવિત્ર ક્રોસ (ખ્રિસ્તી ધર્મની નિશાની) ધરતો. ગુન્હેગારો તે ક્રોસને ચુંબન કરતા. માત્ર આ દેખાવથી જ ફ્રાંઝના પગ ગળી ગયા, અને તે થરથર કંપવા લાગ્યો. તેણે આલ્બર્ટના તરફ નજર કરી. તે તો મફેદ પુણી જેવો બની ગયો હતો. તેના હાથમાંથી અર્ધી પીધેલી સીગાર નીચે પડી ગઇ. એકલો કાઉન્ટ જ માત્ર કાંઇ પણ લાગણી સિવાય બેદરકારીથી જોઇ રહ્યો હતો. એટલુંજ નહિ પણ તેના મુખ ઉપર તો કાઇંક રતાશ આવની જણાઇ. કોઇ હિંસક પશુને શિકારની ગંધ આવવાથી જેવી રીતે તેનાં નસ્કોરાં ફુલે છે, તેવી રીતે કાઉન્ટનાં નસ્કોરાં ફુલવા લાગ્યાં. તેના હોઠ જરા પહોળા થયા અને તેમાંથી તેના તીક્ષ્ણ નાના દાંત શિયાળવાના દાંત જેવા જણાવા લાગ્યા. આમ છતાં મુખ ઉપર મૃદુ-મંદ હાસ્ય ફરકી રહ્યું હતું. આવું હાસ્ય ફ્રાંઝે અત્યાર સુધી કદી જોયું ન હોતું. તેનાં ચક્ષુમાં કાંઇક દયાનો આવિર્ભાવ થતો જણાયો. પેલા બે અપરાધીઓ આગળ આવ્યા. તેમનાં મુખ દેખાવા લાગ્યાં. પેપીનો ચોવીસ પચીસ વરસનો યુવાન હતો. તાપ વેઠવાને લીધે તેનો ચહેરો જરા શ્યામ પડી ગએલો હતો. તે ઉંચું જોઇને ચાલતો હતો, અને પોતાને બંધનમુક્ત કરનાર અને જીવિતદાન આપનાર ક્યાંથી આવે છે, તે જોવાને તે ચારે દિશાએ નજર નાંખતો હતો. આન્ડ્રીઆ

ડીંગણો અને જાડો હતો. તેના મુખ ઉપર મૂર્તિમન્ત ક્રૂરતા દૃશ્યમાન થતી હતી. તે આશરે ત્રીસેક વરસનો જણાતો હતો. કેદખાનામાં તેની દાઢી વધી ગઇ હતી. તે નીચેથી ઉંચું જોઇ શકતો ન હોતો. તેના પગ ગળી ગયા હતા અને તે એક યંત્ર માફક બીજાઓ દોરીને તેને ચલાવતા તેમ ચાલી રહ્યો હતો. તેને પોતાને તો તેનું ભાન પણ ન હોતું.

"હુ ધારૂં છું" ફ્રાંઝે કાઉન્ટને કહ્યું. "કે આપ એમ કહેતા હતા કે આજે એકજ શિરચ્છેદ થનાર છે."

"હા. મેં તમને જે સત્ય વાત હતી તે કહી હતી." કાઉન્ટે બેદરકારીથી જવાબ આપ્યો.

"તેમ છતાં આ તો બે અપરાધીઓને લઇ જાય છે."

"હા. પણ આ બેમાંથી એકનો જ આજે અંત આવનાર છે. બીજાનું આયુષ્ય હજી ઘણું લાંબું છે."

"ત્યારે તો જો માફીનો હુકમ આવનારજ હોય, તો તો હવે આવવોજ જોઇએ. હવે બીલકુલ વખત રહ્યો નથી."

"જુઓ, આ આવ્યો." કાઉન્ટ બોલ્યો.

આ વખતે પેપીનો માંચડા આગળ જઇ પહોંચ્યો હતો. એટલામાં એક બીજો સાધુ દોડતો દોડતો ત્યાં આવી પહોંચ્યો, લશ્કરની ટુકડીની હારમાંથી પરાણે પરાણે આગળ ધસ્યો, પેલા સાધુઓના નેતા—મહન્ત પાસે દોડી ગયો, અને એક લીફાફો તેના હાથમાં મૂક્યો.

પેપીનોની તીક્ષ્ણ આંખોએ આ બધું ધારી ધારીને જોયું હતું. પેલા મહન્તે પેલો લીફાફો લીધો, તેને ફાડયો, વાંચ્યો અને આકાશ તરફ ઉંચા હાથ કરીને બોલી ઉઠયોઃ "હે પરમાત્મા ! તારી દયા અગાધ છે ! ધર્માચાર્ય જગદ્ગુરૂશ્રી પોપ મહારાજનો જય થાઓ !"

પછી ઘણે મોટેથી બૂમ મારી કે " આ બેમાંના એક અપરાધીને માટે માફીનો હુકમ આવી પહોંચ્યો છે ! "

" માફીનો હુકમ ! " હજારો પ્રેક્ષકો એકે અવાજે પોકારી ઉઠ્યા. " માફીનો હુકમ ! "

આ પોકાર સાંભળીને આંડ્રીઆએ માથું ઉંચું કર્યું.

" કોને માટે માફીનો હુકમ ? " તેણે પુછ્યું.

આ વખતે પેપીનોનું હૃદય ધડકતું હતું. તેનો શ્વાસ ગુંગળાવા લાગ્યો.

" પેપીનો ઉર્ફે ' રોક્કા પ્રીઓરી 'ને માટે માફીનો હુકમ આવેલો છે. " પેલા મહન્તે ફરીથી પોકાર કરીને જણાવ્યું. પછી તેણે તે માફીનો હુકમ ત્યાં આગળ લશ્કરની ટુકડીનો જે ઉપરી અમલદાર હાજર હતો તેના હાથમાં આપ્યો. તેણે તે વાંચીને પેલા મહન્તને પાછો આપ્યો.

" પેપીનોને માટે ! " આન્ડ્રીઆ જાણે ઘેનમાંથી જાગ્રત થયો હોય તેમ બરાડવા લાગ્યો. " તેને માટે જ કેમ ? અને મારે માટે કેમ નહિ ? અમારે બન્નેએ એક સાથે મરવાનું નક્કી થએલું છે. મારી સાથે જ તેનો પણ શિરચ્છેદ કરવામાં આવશે એવું મને વચન આપવામાં આવેલું છે એટલે મને એકલાને મારી નાંખવાનો તમને અધિકાર નથી. હું એકલો મરવાનો નથી—એકલો તો હું કદી પણ મરનાર નથી જ. " આમ બરાડા પાડતો તે પેલા સાધુઓ અને પાદરીઓના હાથમાંથી છટકીને તેના હાથે બાંધેલાં દોરડાં તોડવાને માટે મરણીઓ થઈને મથવા લાગ્યો.

જલ્લાદે પાધરી જ ઇશારત કરી. તુરત જ તેના મદદનીશે માંચડા ઉપરથી કુદકો મારીને પેલા કમનસીબ પ્રાણીને પકડયો. પછી એક

બુમબરાડા ચાલી. આન્ડ્રીઆ તો બરાડયાજ કરતો હતો. "તેણે મરવું જ જોઇએ! મારી સાથે તેને પણ મારવોજ જોઇએ ! હું એકલો મરનાર નથી!" લોકોનું ટોળું બધું આન્ડ્રીઆની વિરૂદ્ધમાં બરાડવા લાગ્યું. "મારો બસ્સ ! એને મારો જ મારો!"

ફ્રાંઝ તો પાછો હઠી ગયો. પણ કાઉન્ટે તેનો હાથ ઝાલીને તેને બારીમાં ઉભો રાખ્યો.

"આ શું કરો છો?" કાઉન્ટ બોલ્યો. "શું તમને એની દયા આવે છે? જો હડખાયા કુતરાની બૂમ પડે તો તમે એકદમ બંદુક હાથમાં લો છો અને જરાપણ ખમચાયા સિવાય તેને ઠાર કરો છો. તે કુતરાનો બાચારાનો શું વાંક હોય છે? બીજા તેવા કુતરાએ તેને બચકું ભર્યું હોય છે એજ. આજે આ નરપિશાચ જેણે કાંઇપણ કારણ સિવાય પોતાને પાળીપોષીને ઉછેરનાર નિર્દોષ સાધુનું ખૂન કર્યું છે, તેની તમને દયા આવે છે. એજ માણસ તેના હાથ બાંધેલા હોવાથી બીજાને મારી નાંખવાને અસમર્થ હોવા છતાં પોતાની સાથેના બીજા કેદીનો વધ કરાવવાને ઇચ્છે છે. ના! ના! જુઓ ! જુઓ તો ખરા !"

આમ કહેવાની કાંઇ જરૂરજ નહોતી. ફ્રાંઝ તે ભયંકર દેખાવ જોઇને સ્તબ્ધ જ બની ગયો હતો. એટલામાં તો જલ્લાદના બે મદદગારો આન્ડ્રીઆને પકડીને ઉંચકીને માંચડા ઉપર લઇ ગયા, અને ત્યાં તેની બુમબરાડા, તેનાં બચકાં, તેની લાતો. અને તેનાં તરફડિઆંની કાંઇ પણ પરવા ન કરતાં તેને ઘુંટણીએ પડાવ્યો. દરમ્યાનમાં જલ્લાદ પોતાની ગદા ઉંચી કરીને તૈયાર થઇને ઉભો હતો. તેણે તુરતજ પોતાના મદદગારોને વચમાંથી બાજુ પર થઇ જવાને ઇશારત કરી. પેલા કમનસીબ બંધવાએ ઉઠવાનો પ્રયત્ન કર્યો. પણ તેમ

કરવાને તેને લાગ મળે તે પહેલાં તો જલ્લાદની ગદા તેના ડાબા લમણા ઉપર પડી. એક ભારે બોખરો અવાજ થયો. પેલો બંધવો તુરતજ એક આખલાની માફક ઉંધે માથે ફસડાઇ પડયો, અને ગબડી ગયો. જલ્લાદે તુરતજ પોતાની ગદા ફેંકી દીધી અને છરી ખેંચી કાઢી, એકજ ઘાથી તેનું ગળું ચીરી નાંખ્યું. પછી કુદકો મારીને તેના પેટ ઉપર ચઢીને ઉભો રહ્યો અને ખુબ જોરથી કુદવા લાગ્યો. દરેક કુદકાની સાથે પેલા ઘામાંથી લોહિની સેરો ઉછળવા લાગી.

હવે તો ફ્રાંઝથી વધારે સહન થઇ શકે તેમ નહોતું. તે મૂર્છિત થઇને એક બેઠક ઉપર ઢળી પડયો. આલ્બર્ટની પણ આંખો મીચાઇ ગઇ, અને બારીના પડદા ઝાલવાને ફાંફાં મારવા લાગ્યો.

કાઉન્ટજ માત્ર પાપનો બદલો આપનાર-શિક્ષા આપનાર વિજયી યમદૂતની માફક જરા પણ ગભરાટ અગર લાગણી સિવાય દૃઢ ઉભો રહ્યો.

---

## પ્રકરણ ૩૭ મું.

---

જ્યારે ફ્રાંઝ શુદ્ધિમાં આવ્યો ત્યારે તેણે આલ્બર્ટને પાણી પીતો જોયો. આલ્બર્ટના ચ્હેરા ઉપરની ફીક્કાશ જોતાં તેની તેને જરૂર હતી કાઉન્ટ પોષાક ધારણ કરતો હતો. આસપાસ નજર કરી તો સઘળું અદૃશ્ય થઇ ગયું હતું. માંચડા, જલ્લાદ વિગેરે કાંઇજ નજરે પડતું નહોતું. લોકોનાં ટોળાં જ્યાં ત્યાં ઘોંઘાટ કરતાં સંભળાતાં હતાં. "મોન્ટસિટોરીઓ"ની ટેકરી ઉપરનો દેવળનો ઘંટ જે માત્ર ધર્માચાર્યશ્રી પોપ મહારાજના અવસાન સમયે, અને કાર્નીવલના મહો-

ત્સવના પ્રારંભમાં જ વગાડવામાં આવે છે, તે ઘંટનો હર્ષનાદ થઇ રહ્યો હતો.

"કેમ?" તેણે કાઉન્ટને પૂછ્યું. "શું બન્યું તે?"

"કાંઇ બન્યું નથી." કાઉન્ટે જવાબ આપ્યો. "માત્ર કાર્નીવલના મહોત્સવનો પ્રારંભ થયો છે. ચાલો જલદી કરો. પોષાક ધારણ કરી લો."

"ત્યારે તો," ફ્રાંઝ બોલ્યો. "પેલો ભયંકર દેખાવ અદૃશ્ય થઇ ગયો છે."

"હા, હા. તે માત્ર સ્વપ્ન જ હતું. એક ભયાનક સ્વપ્ને તમને ગભરાવી નાંખ્યા છે."

"હા, તેમ જ બન્યું છે. વારૂ પણ પેલા કમનસીબ બંધવાનું શું થયું?"

"અરે એ પણ એક સ્વપ્ન હતું. ફેર માત્ર એટલો જ છે કે તે અખંડ નિદ્રાને વશ થયો છે, જ્યારે તમે જાગ્રત થયા છો. ત્યારે તમારા બન્નેમાં સાથી વધારે ભાગ્યશાળી કોણ તે કોણ કહી શકે?"

"વારૂ, પણ પેલા પેપીનોનું શું થયું?"

"પેપીનો એક બુદ્ધિવાન અને ચાલાક છોકરો છે. પોતાના સોબતીના તરફ બધાનું ધ્યાન દોરાએલું જોઇને તે ચુપકીદીથી ત્યાંથી નાસી છૂટયો, અને લોકોના ટોળાના ભેગો ભળી ગયો. સાથેના સાધુઓનો ઉપકાર માનવાને માટે પણ થોભ્યો નહિ. મનુષ્ય એક ખરેખર નિર્ગુણી અને સ્વાર્થી પ્રાણી છે. પણ હવે એ વાત જવા દો. ચાલો, તૈયાર થાઓ. જુઓ આલ્બર્ટ તો આ તૈયાર થયા."

આલ્બર્ટ કાળા સુરવાળ ઉપર સાટીનનો પાટલુન પહેરતો હતો.

"કેમ દોસ્ત," ફ્રાંઝે પૂછ્યું. "ધામધૂમમાં ભાગ લેવાની તારી ઇચ્છા થાય છે કે કેમ? જે હોય તે મને સત્ય જણાવજે."

" દોસ્ત, ગમે તેમ હોય પણ જે દેખાવ આજે આપણે જોયો, તે જોવાનો પ્રસંગ મળવાથી એટલું બધું મન ઉપર લેવાનું કાંઇ કારણ જણાતું નથી. એવા દેખાવો જોવાનો મ્હાવરો પડવાની પણ જરૂર છે. "

" એક મહત્વની બાબતનો તો વળી તમે કાંઇ વિચાર જ કરતા નથી. ચારિત્ર્યનો ખરો અભ્યાસ કરવાનો સમય માત્ર એ જ છે. " મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " જીવન દરમ્યાન માણસ જે ઢોંગ બતાવે છે, અને પોતાના સારા માઠા ગુણો ઉપર જે ઢાંક પીછોડો કરે છે, તે મૃત્યુ સમયે એકાએક દૂર થાય છે, અને મનુષ્ય પોતાના ખરા સ્વરૂપમાં દૃષ્ટિગોચર થાય છે. એટલું તો આપણે કબુલ કરવું જ પડશે કે આન્ડ્રીઆ કાંઇ ખાસ ધ્યાન આપવા લાયક મનુષ્ય નહોતો. તે તો એક ખરેખરો ભયંકર બદમાસ જ હતો. ચાલો, હવે એ વાત જવાદો. પોષાક સજીને તૈયાર થઇ જાઓ."

પોતાના એ સોબતીઓની સાથે સામેલ ન થવાથી પોતે હાસ્યાસ્પદ બનશે એમ ફ્રાંઝને ભય લાગ્યો. તેથી તેણે પણ પોતાનો પોષાક ધારણ કરી લીધો અને મુખ ઉપર બુરખો લગાવી લીધો. પોષાક બધો સંપૂર્ણ થયો એટલે તેઓ નીચે ઉતર્યા. બારણા આગળ ગાડી તૈયાર જ હતી. તેમાં મીઠાઇ અને ફૂલના ગોટા તથા કલગીઓ ભરેલાં હતાં. તેઓની ગાડી બીજી ગાડીઓની હારમાં દાખલ થઇ.

રોમ શહેરના રસ્તાઓ ઉપર જે ફેરફાર થઇ ગયો હતો તેનો ખ્યાલ પણ આવી શકે તેમ ન હોતું. મૃત્યુની શોક અને શાંતિ ભરેલી છાયાને બદલે આસપાસ જ્યાં ત્યાં હર્ષનાદ અને આનંદના ઘોંઘાટ થઇ રહ્યા હતા. લોકો મોજમજાહ ઉડાવવામાં નિમગ્ન થઇ રહ્યા હતા. ચારે બાજુએથી ગુપ્ત વેશ ધારણ કરેલા અને મુખને

વિવિધ પ્રકારે આચ્છાદિત કરેલા લોકોનાં ટોળે ટોળાં ઉભરાવવા લાગ્યાં. દરેક મોહોલ્લા અને ગલીમાંથી મશ્કરા, વિદુષક, સરદાર, અમીર ઉમરાવ, ગામડીઆ, સૈનિકો વિગેરે અનેક જાતના હાસ્ય ઉપ-જાવે તેવા નાના પ્રકારના ચિત્રવિચિત્ર ગુપ્ત વેશ ધારણ કરી, વિવિધ પ્રકારના ચાળા કરતા, ચીચીયારી પાડતા, ખરી ખોટી મારામારી કરતા લોકો દરમાં ઉભરાતી કીડીઓની પેઠે ભેગા થવા લાગ્યા. આ લોકોમાંના કેટલાક ગાડીઓમાં બેઠેલા હતા; કેટલાકે ઘોડા ઉપર, તો કેટલાકે ખચ્ચર ઉપર સ્વારી કરી હતી. કેટલાક બળદનાં ગાડાં લઇને નિકળ્યા હતા. બ્હારથી જોવા આવેલા અજાણ્યા મનુષ્યને તો આ લોકો ઉન્માદની પૂર્ણ દશાએ પહોંચેલા હોવા જોઇએ એમ જ અનુમાન થાય તેમ હતું. તેઓ પરસ્પર એક બીજા ઉપર, તેમજ પ્રેક્ષકો અને રાહદારીઓ ઉપર ઈંડાં, મીઠાઇ, લોટ, ફુલ, પાંદડાં ફુલના હાર, કલગીઓ, અબીલ, ગુલાલ વિગેરે અનેક પ્રકારના રંગ અને છેવટ કાંઇ ન મળે તો ધૂળ ઉરાડીને પણ આનંદ માનતા હતા, અને એક બીજાની ઠઠ્ઠા મશ્કરી કરતા. આનો ભોગ એકલા ઓળ-ખીતા જ નહિ પણ મિત્ર, શત્રુ, ઓળખીતા, અજાણ્યા સર્વ કોઇ થઇ પડતા. એ બાબતમાં ભિન્ન ભાવ રાખવામાં આવતો નહિ. છતાં કોઇને માઠું લાગતું જ નહિ. ગમે તેવી હેરાનગતિનો ભોગ થઇ પડેલો મનુષ્ય માત્ર હસતો જ, અને આનંદ બતાવતો. દરેક વર્ગનાં અને હરેક સ્થિતિનાં મનુષ્ય આ મોજમજામાં સામેલ થતાં. આવા પ્રસંગે વર્ણનો, વર્ગનો, વ્યક્તિનો, દરજ્જાનો, અગર ઉમ્મરનો, કાંઇ પણ ભેદભાવ રાખવામાં આવતો નહોતો. ફ્રાંઝ અને આલ્બર્ટના મનની તે દિવસની સ્થિતિ કાંઇક જુદા પ્રકારની હતી. અતિશય શોક અને દુઃખનું નિવારણ કરવાના હેતુથી કેટલાએક મનુષ્યો મદ્યપાન

કરે છે, અને જેમ જેમ તેઓ વધારે અને વધારે મદ્યપાનમાં આગળ વધતા જાય છે, તેમ તેમ તેઓ પોતાનું ભાન ભૂલતા જાય છે. એ રીતે તેમના ભૂત અને વર્તમાન કાલ વચ્ચે પડદો પડે છે. આ બે યુવાન મિત્રોની પણ તેવીજ સ્થિતિ હતી. તેઓએ જે દેખાવ જોયો હતો, તે દેખાવ તો તેમની આંખ આગળ ખડોને ખડો જ રહ્યો હતો. પણ ધીરે ધીરે તેઓ પણ સર્વ સામાન્ય ભ્રમમાં પડયા, અને તેમને પણ ચાલી રહેલા ઘોંઘાટ અને તોફાનમાં ભાગ લેવાની જરૂર પડી. પાસેની ગાડીમાંથી કાંઈક પદાર્થ આલ્બર્ટ ફ્રાંઝ અને મોન્ટેક્રિસ્ટોના ઉપર ફેંકાયો. ત્રણે જણના આખા શરીર ઉપર ધૂળ ધૂળ થઈ રહી. આ જોઇને આસપાસ જે તોફાન ચાલી રહ્યું હતું તેમાં તેઓ પણ સામેલ થયા. આલ્બર્ટ પણ ગાડીમાં ઉભો થઇ ગયો અને પોતાની ગાડીમાં તોફાન કરવા માટે ભરેલા અનેક પ્રકારના પદાર્થોમાંથી ખોબેખોબા ભરીને પોતાનાથી બની શકે તેટલા જોરથી ચારે બાજુએ ફેંકવા લાગ્યો.

આ રીતે તોફાન વધતું ચાલ્યું, અને અડધા જ કલાક પહેલાં જે ભયંકર દેખાવ જોયો હતો તેની અસર ધીરે ધીરે આ યુવાનોના મગજમાંથી દૂર થવા લાગી. તે સમયનાં તોફાન, મોજમજાહ, અને વામધૂમમાં તેઓ એટલા બધા નિમગ્ન બની ગયા. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના મુખ ઉપર તો કોઇ જાતનો ફેરફાર વ્યક્ત થતો જ નહોતો. તે તો આ ધમાલમાં પણ તેવો જ ગંભીર હતો. રૂ—દ—કુર્સના મોહોલ્લાના બન્ને બાજુએ મોટી મોટી હવેલીઓ, બંગલાઓ, મહેલો, અને તેવાં જ બીજાં ભવ્ય મકાનો આવી રહ્યાં હતાં. આ મકાનોનાં છજાં, ઝરૂખા, અટારીઓ, અને જાળીઓમાં રંગ બેરંગી વાવટા અને તોરણો લટકી રહ્યાં હતાં. આ સર્વ ઠેકાણેથી દુનીઆના જુદા

જુદા દેશમાંથી કાર્નીવલનો મહોત્સવ નિહાળવાને માટે આવેલા ત્રણ લાખ પ્રેક્ષકોનાં માથાં ઝુકી રહ્યાં હતાં; અને શ્રીમન્ત, વિદ્વા અને કુલીન વર્ગનાં સ્ત્રી પુરુષો ત્યાં એકત્ર થએલાં હતાં. કુલીન કુ બની સૌન્દર્યવતી યુવતીઓ પોતાનાં માન અને અભિમાન વિસ જઇ ઝરૂખામાંથી અગર બારીઓમાંથી આડી પડીને ગુલાલ ઉરાડત અને તેના બદલામાં તેમના ઉપર પુષ્પગુચ્છની વૃષ્ટિ થતી. ગુલાલ રંગ, અને ધૂળના ઉડવાથી તથા પુષ્પોની ફેંકાફેંકથી જાણે કે આકા છવાઇ રહ્યું હોય એવો દેખાવ થઇ રહ્યો હતો. રસ્તામાં ટોળે મળે લોકો નાના પ્રકારના ચિત્ર વિચિત્ર પોષાકમાં સજ્જ થએલા હત કેટલાક લોકોએ બનાવટી મ્હોડાં લગાવી દીધાં હતાં, કેટલાકે પાડાન દેખાવ ધારણ કર્યો હતો અને મોટા પાડાનાં બનાવટી માથાં મ્હે લીધાં હતાં; કેટલાકે કુતરાનાં બનાવટી માથામાં પોતાનાં ડોકાં છુપાવેલ હતાં. આથી ત્યાં આગળ જાણે કોઇ અલૌકિક પ્રદેશમાંથી બે પ ચાલતા પાડા અને કુતરા આવી લાગ્યા હોય એવો દેખાવ થઇ રહે હતો. આ પ્રમાણે વિવિધ પ્રકારના ઢોંગ સોંગ તથા હાસ્યજન દેખાવ નજરે પડતા. છતાં કોઇને માઠું લાગતું નહિ તેમજ કો પોતાનું અપમાન થએલું માનતું નહિ. કોઇક વખત એકાદ મુ ઉપરથી સ્હેજ બુરખો ખશી જતાં તે મુખનું સૌન્દર્ય આજુબાજુન પ્રેક્ષકોનું ધ્યાન ખેંચી રહેતું. આ ઉપરથી રોમ શહેરના કાર્નીવલન મહોત્સવનો સ્હેજસાજ ખ્યાલ આવશે.

ત્રણે મિત્રો આગળ ચાલ્યા. રસ્તાનો બીજો વાંક આવ્યો. ગાડ તે તરફ વળતી હતી, એટલામાં મોન્ટેક્રિસ્ટોએ ગાડી ઉભી રખાવ પેલા બે મિત્રોથી છુટા પડવાની રજા માગી, અને ગાડી તેમ સોંપી દીધી. ફ્રાંઝે ઉંચે જોયું તો મોન્ટેક્રિસ્ટોએ જે મકાન રાખે

હતું તેની સામેજ ગાડી ઉભી રહી હતી. પેલી વચલી સફેદ પડદાવાળી બારીમાં આસ્માની રંગનો બુરખો ધારણ કરીને એક સ્ત્રી બેઠેલી દેખાઇ. આ સ્ત્રી પેલી ગ્રીક સુંદરી જ હોવી જોઇએ એવું ફ્રાંઝે તુરતજ અનુમાન કર્યું.

"ગૃહસ્થો," કાઉન્ટ ગાડીમાંથી ઉતરી પડતાં બોલ્યો. "આ નાટકનાં પાત્રો તરીકે ભાગ ભજવીને જ્યારે થાકો, અગર કંટાળો, ત્યારે આ જગાએ તમારે માટે પ્રેક્ષકો તરીકે જોવા બેસવાની સગવડ છે એ ધ્યાનમાં રાખજો. દરમ્યાન આ ગાડીનો મનપસંદ ઉપયોગ કરજો. આ મારો ગાડીવાન અને નોકરો તમારી આજ્ઞાને આધીન રહેશે."

કાઉન્ટનો ગાડીવાન એક વરૂના ચામડાના પોષાકમાં સજ્જ થએલો હતો, જ્યારે ગાડીની પાછળ ઉભેલા ખીજમતદારો લીલા રંગના વાંદરા બન્યા હતા. તેમણે ચાંપવાળાં વાંદરાનાં મ્હોંઢાં ચઢાવી દીધાં હતાં અને તેનાથી આસપાસના લોકો તરફ વારંવાર દાંતીઆં કરતા હતા.

કાઉન્ટની મ્હેરબાની બદલ ફ્રાંઝે તેનો આભાર માન્યો. આલ્બર્ટ તો પાસેથી એક રોમન ગામડીઆઓની ગાડી પસાર થતી હતી તેના તરફ પુષ્પગુચ્છો ફેંકવામાં રોકાએલો હતો. કમનસીબે ગાડીઓ ઉતાવળે ચાલવા લાગી. પેલી ગાડી આલ્બર્ટની ગાડીની સામી દિશામાં ચાલી ગઇ.

"દોસ્ત!" તેણે ફ્રાંઝને કહ્યું. "તેં જોયું નહિ કે?" "શું?" "પેલી રોમન ગામડીઆઓની ગાડી જ તો!" "ના." "મને તો ચોક્કસ ખાત્રી છે કે તે સુંદરીઓથી જ ભરપુર હતી!"

"ત્યારે તો તેં આ મુખવટો ધારણ કરેલો છે એ કેવી કમ-

નસીબી ! ” ફ્રાંઝ બોલ્યો. “ ભૂતકાલની નિરાશાને માટે ખરે
લાગ હતો ! ”

“ આહા ! ” આલ્બર્ટે કાંઇક મશ્કરીમાં અને કાંઇક ગંભ
તાથી કહ્યું. “ ગમે તે રીતે પણ ભૂતકાલની નિરાશાનો બ
મળ્યા સિવાય આ મહોત્સવ પસાર થવાનો નથી. ”

પણ આલ્બર્ટની આવી આશા છતાં, આખો દિવસ કાંઇ
જાણવા જોગ બનાવ બન્યા સિવાય પસાર થયો. માત્ર પેલી ગ
ડીઆઓની ગાડી બે ત્રણ વખત સામી મળી. આ મેળાપમાં
વખતે તો આલ્બર્ટનો જાણ્યે અજાણ્યે પગ ખસી ગયો. તે તરત
ઉઠયો અને બાકી રહેલા તમામ પુષ્પગુચ્છો પેલી ગાડીમાં ફેંક
પેલી ગાડીમાં છ વેશ ધારણ કરેલી કેટલીક સુંદરીઓ હતી
આલ્બર્ટનું અનુમાન હતું. આલ્બર્ટના શૃંગારવિલાસ–કામચેષ્ટ
પેલી સુંદરીઓમાંની એકનું હૃદય વીંધાઇ ગયું; કારણ કે
પણ બદલામાં તેના તરફ પુષ્પગુચ્છની વૃષ્ટિ કરી. આલ્બર્ટે તે ગુ
ઉપાડી લીધો. ફ્રાંઝે આલ્બર્ટને તેમ કરતાં અટકાવવાની અગત્ય
નહિ. આલ્બર્ટે તે લઇને પોતાના ડગલાના કાણામાં ખોસ્યો. ગાડી
પસાર થઇ ગઇ.

“ કેમ દોસ્ત ! ” ફ્રાંઝે આલ્બર્ટને કહ્યું. “ તું જેવા સાહસ
શોધમાં હતો તેવું તને મળી આવ્યું ને ? ”

“ હા દોસ્ત. તારે જ્હાય તેટલી મશ્કરી કર પણ આપ
તો હવે આ પુષ્પગુચ્છનો ત્યાગ કરનાર નથી. ”

“ ઓ બાપરે ! ” ફ્રાંઝે મશ્કરીમાં હસતાં હસતાં કહ્યું. “ ઉ
કારની નિશાની તરીકે સંઘરી રાખવાનો કેમ ? ”

મશ્કરીએ થોડીવારમાં તો ગંભીર સ્વરૂપ ધારણ કર્યું. કારણ કે જ્યારે ફરીથી પેલી ગાડી સામી મળી ત્યારે જે સુંદરીએ આલ્બર્ટના તરફ પેલો પુષ્પગુચ્છ ફેંક્યો હતો, તેણે જ્યારે તે ગુચ્છ આલ્બર્ટે પોતાના ડમલાના કાણામાં ધારણ કર્યો હતો એમ જોયું, ત્યારે તે આનંદમાં આવી જઇને તાળીઓ પાડવા લાગી.

“ શાબાસ ! શાબાસ ! દોસ્ત, તેં તો ખુબ કરીને ! કેમ હું તારાથી છૂટો પડું ? મને લાગે છે કે તું એકલો હોઇશ તો ઠીક પડશે ! ”

“ ના ના. આવી રીતે એક વખતના સ્હેજ પ્રસંગથી ઠગાઇ જાઉં એવો હું કાંઇ મૂર્ખ નથી. તે યુવતીને ઉત્સુક્તા હશે તો આપણે ફરીથી તેને મળીશું, અગર તે આપણને આવતી કાલે શોધી કાઢશે, તે વખતે ફરીથી તે કાંઇક સંજ્ઞા કરશેજ. એટલે તેનું મનોગત હું તરત સમજી શકીશ. ”

“ વાહરે દોસ્ત ! ” ફ્રાંઝ બોલ્યો. “ મારા સમ ! મને તો લાગે છે કે તારા ડહાપણમાં તો કાંઇ ખામી જ નથી ! પેલી સુંદરીની ઇચ્છા જો તને મોહિત કરવાની જ હશે, તો તેને પણ ઘણી યુક્તિ પ્રયુક્તિથી કામ લેવું પડશે ! ”

આલ્બર્ટનું ધારવું સત્ય હતું. પેલી અજ્ઞાત યુવતીએ પોતાના નાદનો એટલેથી અવરોધ કર્યો હોય એમ જણાતું હતું; કારણ કે આ બન્ને મિત્રોએ ઘણા આંટા ફેરા કર્યા પણ પેલી ગાડી ફરીથી દૃષ્ટિએ પડી નહિ. પછી તેઓ કાઉન્ટની જગા ઉપર ગયા. પણ કાઉન્ટ અને પેલી બુરખાવાળી સ્ત્રી તો ત્યાંથી જતાં રહ્યાં હતાં. બીજી બે બારીઓમાં કાઉન્ટના પરોણાઓ બેઠેલા હતા. એટલામાં તો ઘંટનાદ થયો. તે દિવસ પુરતો મહોત્સવના સરઘસનો કાર્યક્રમ

પુરો થવાની એ સંજ્ઞા હતી. બધી ગાડીઓ એક પછી એક અદ્રશ્ય થવા લાગી. આલ્બર્ટ અને ફ્રાંઝ પણ ગાડીમાં બેસીને પોતાના મુકામ ઉપર આવ્યા.

નિવાસગૃહનો માલિક તુરત જ બારણા આગળ તેમને લેવાને સામો આવ્યો.

ફ્રાંઝે સૌથી પહેલી કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોની ખબર પૂછી, અને તેને તેડી લાવવાને વખતસર ગાડી લઇને ન જઇ પહોંચાયું તેને માટે તેણે ખેદ દર્શાવ્યો. પણ કાઉન્ટે તો બીજી ગાડી મંગાવી હતી, અને તેમાં તે પાછો ફર્યો હતો. કાઉન્ટે નાટકશાળામાંની પોતાની ખાનગી જગાની કુંચી આ બન્ને મિત્રોને મોકલાવી હતી. ફ્રાંઝે આલ્બર્ટનો વિચાર પૂછ્યો, પણ આલ્બર્ટને તો બીજી ઘણી મહત્વની બાબતો ઉપર લક્ષ આપવાનું હતું. ફ્રાંઝના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે તેણે તો કોઇ દરજી મળી શકશે કે કેમ તેની તપાસ કરવા માંડી.

" દરજીનું શું કામ પડયું છે ? " નિવાસગૃહના માલિકે પ્રશ્ન કર્યો.

" કાલ સુધીમાં રોમન ગામડીઆના બે પોષાક તૈયાર કરાવવા છે."

" કાલ સુધીમાં બે પોષાક તૈયાર કરી આપે ? અરે એ તો તદ્દન અશકય જ છે. હજી બીજા એક અઠવાડીઆ સુધી તો ગમે તેટલા પૈસા આપો તોપણ એક બટન સુદ્ધાં લગાવી આપવાને કોઇ દરજી નવરો પડશે નહિ. "

" ત્યારે શું મારો વિચાર મારે માંડી વાળવો પડશે ? "

" ના. આપને જોઇએ તેવા તૈયાર પોષાક મળી શકશે. એ તો હું બધું કરી આપીશ. આપ તેની ચિન્તા રાખશો નહિ. કાલે સવારમાં પથારીમાંથી ઉઠતા પહેલાંજ આપના આગળ પોષાક તૈયાર હશે. "

" દોસ્ત આલ્બર્ટ, હવે તારે ચિન્તા કરવાનું કારણ નથી. એ માણસ ઘણો ચાલાક છે. ચાલો, હવે શાંતિથી ભોજન કરીએ અને પછી નાટક જોવા જઇએ. "

" કબુલ, પણ ગમે તેમ થાય પણ કાલે પોષાક તો તૈયાર જોઇએ. "

નિવાસગૃહના માલિકે તેમની ઇચ્છા પ્રમાણે વ્યવસ્થા થશે એવી તેમને ખાત્રી આપી. પછી બન્ને મિત્રોએ પોતાના દિવાનખાનામાં જઇને કપડાં ઉતાર્યાં. આલ્બર્ટે પેલો પુષ્પગુચ્છ સંભાળપૂર્વક સાચવીને મૂક્યો; કારણ બીજે દિવસે તેનો ઓળખાણની સંજ્ઞા તરીકે ઉપયોગ કરવાનો હતો.

બન્ને જણા પછી ભોજન લેવા બેઠા, અને સવારમાં મોન્ટેક્રિસ્ટોની સાથે લીધેલા ભોજનની સાથે સરખામણી કરવા લાગ્યા. ફ્રાંઝના મનમાં કાઉન્ટને માટે કાંઇ ન સમજી શકાય તેવો તિરસ્કાર હતો, છતાં કાઉન્ટનાં વખાણ કર્યા સિવાય તેનથી રહી શકાયું નહિ.

ભોજન ચાલતું હતું તે વખતે નોકર ગાડી હાજર કરવાની વર્દી લેવા આવ્યો. આલ્બર્ટ અને ફ્રાંઝ એક બીજાના સામે જોઇ રહ્યા. તેમને કાઉન્ટની મ્હેરબાનીનો ગેરલાભ તેઓ લેતા હોય એમ લાગ્યું. નોકર સમજી ગયો.

" સાહેબ, " તે બોલ્યો. " અમારા શેઠે અમને એવી સખ્ત તાકીદ કરેલી છે કે અમારે આખો દિવસ ગાડી લઇને આપની ત્હેનાતમાં હાજર રહેવું, કે જેથી આપ તેનો જરાપણ ખમચાયા સિવાય મરજી માફક ઉપયોગ કરી શકો. "

હવે કાઉન્ટની મ્હેરબાનીનો લાભ લીધા સિવાય તેમનો છૂટકો ન હોતો. તેમણે તુરતજ ગાડી જોડવાનો હુકમ કર્યો અને તેઓ

કપડાં પહેરીને તૈયાર થયા. પછી તેઓ નાટકશાળામાં ગયા, અને કાઉન્ટને માટે ખાસ રાખવામાં આવેલી જગાએ જઇને તેમણે પોતાની બેઠકો લીધી. પેલી કાઉન્ટેસ પણ નાટક જોવા આવી હતી. આવતાંની સાથે જ તેણે કાઉન્ટની જગા તરફ દૃષ્ટિ કરી તો ફ્રાંઝ અને આલ્બર્ટને ત્યાં બેઠેલા જોયા. બે દિવસ ઉપર જે મનુષ્યને માટે પોતે એવો વિચિત્ર અભિપ્રાય દર્શાવ્યો હતો તેની જ જગા વાપરતા જ્યારે તે બે મિત્રોને તેણે દીઠા ત્યારે તેના આશ્ચર્યનો પાર જ રહ્યો નહિ. તે તેમના તરફ પોતાની દુર્બીન માંડીને એવી આતુરતાથી નિહાળી રહી હતી કે તેની જીજ્ઞાસા તૃપ્ત ન કરવી એ ફ્રાંઝને એક પ્રકારની પોતાની નિષ્ઠુરતા લાગી; અને ઇટાલીની નાટકશાળામાં ખાસ જગાઓ રાખનારાઓને પોતાની જગાનો દિવાનખાના તરીકે ઉપયોગ કરવાનો હક્ક હોય છે તેનો લાભ લઇને આ બન્ને મિત્રો કાઉન્ટેસને મળવાને ગયા. તેમને દેખતાંની સાથે જ કાઉન્ટેસે ફ્રાંઝને પોતાની જોડે બેસવાને ઇશારત કરી. આલ્બર્ટે તે બન્નેની પાછળ બેઠક લીધી.

"કેમ," ફ્રાંઝ પોતાની બેઠક લે તે પહેલાં તો કાઉન્ટેસ બોલી ઉઠી. "મને લાગે છે કે આ નવા લોર્ડ રૂથવેનની સાથે ઓળખ કર્યા સિવાય તમારે ચાલે તેમ નથી. વાહરે, તમે તો તેના કાંઇ દિલ્લેજાન દોસ્ત બની ગયા લાગો છો ને શું?"

"એટલું બધું તો કહી શકાય તેમ નથી." ફ્રાંઝે જવાબ આપ્યો. "પણ તેની મેહેરબાનીનો અમે આજે આખો દિવસ ગેરલાભ લીધો છે."

"આખો દિવસ?"

"હા. આજે સવારમાં અમે તેની સાથે નાસ્તો લીધો, તેની

ગાડીમાં આખો દિવસ રખડયા અને અત્યારે પાછા નાટકશાળામાં પણ તેની જ જગાનો અમે ઉપયોગ કરવા માંડયો."

"ત્યારે તો તમે તેને ઓળખતા લાગો છો."

"હા તેમજ." "એટલે એમ કેમ?"

"એ વાત ઘણી લાંબી છે." "તે બધી મને કહેવી પડશે."

"એ સાંભળીને તમને ઉલટો વધારે ભય લાગશે."

"ત્યારે તો તે જાણુવાનું વધારે કારણુ છે."

"વાત પુરી થાય ત્યાંસુધી જરા થોભી જાઓ."

"ઠીક ઘણું સારૂં. મને પણુ અધુરી વાતો ગમતી નથી; પણુ તમારે તેનું ઓળખાણુ શી રીતે થયું તે તો જણાવો. કોઈએ તમારી ઓળખ કરી આપી હતી?"

"ના ના. તે જાતે અમારી પાસે ઓળખ આપતો આવ્યો."

"ક્યારે?" "કાલે રાતે; તમારાથી છૂટયા પડયા ત્યારે."

"કોની મારફતે." "અમારા નિવાસગૃહના માલિકની મારફતે."

"ત્યારે તો તમે રહો છો તે નિવાસગૃહમાં જ તેનો મુકામ છે?"

"તે નિવાસગૃહમાં એટલુંજ નહિ પણુ અમે જે માળ ઉપર છીએ તેજ માળમાં."

"તેનું નામ શું? અલબત્ત તેનું નામ તો તમારા જાણુવામાં હશે જ?"

"કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો."

"એ કાંઈ કુટુંબનું અગર વંશનું નામ નથી."

"ના, ના. એ નામ તો તેણે જે ટાપુ ખરીદ કર્યો છે તેનું નામ છે." "અને તે એક કાઉન્ટ છે?" "હા."

" વારૂ, એ તો જાણે આપણે કબુલ રાખવું પડશેજ. " કાઉન્ટેસ બોલી. તે પોતે વેનીસના એક ઘણા પ્રાચીન ઉમરાવ કુટુંબની હતી. " તે કેવા પ્રકારનો માણસ છે ? "

" એ બાબત મારા મિત્ર આલ્બર્ટને પૂછો. "

" કાઉન્ટ આલ્બર્ટ, " કાઉન્ટેસે તેના તરફ ફરીને કહ્યું. " તમારા મિત્ર એમ કહે છે કે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો કેવા પ્રકારનો માણસ છે એ બાબત તમે વધારે સારી રીતે સમજાવી શકશો; માટે મારે તમને તસ્દી આપવી પડે છે. "

" બાઇ સાહેબ. મોન્ટેક્રિસ્ટો એક ઘણોજ ભલો, માયાળુ, અને ઉમદા માણસ છે, એ વાત જો અમે નાકબુલ કરીએ તો અમે નિર્ગુણી કહેવાઇએ. એક દસ પંદર વરસનો જુનો મિત્ર પણ અમારે માટે જેટલું ન કરે તેટલું તેણે અમારે માટે કર્યું છે; અને તે પણ વળી તેવા મિત્ર કરતાં પણ વધારે વિવેકથી."

" ઠીક," કાઉન્ટેસ હસતાં હસતાં બોલી. " ચાલો, ત્યારે તો મારો પિશાચ કોઇ લક્ષાધીશ છે, અને મનુષ્ય જાતિના ભલાને માટેજ ઉત્પન્ન થયો છે, અને તેમ છતાં પણ તે નિરભિમાની હોઇ પ્રસિદ્ધિમાં આવવા ઇચ્છતો નથી. ચાલો એ તો જાણે ઠીક છે, પણ તમે પેલીને જોઇ ? "

" પેલી ? " " પેલી કાલવાળી ગ્રીક સુંદરીનેજ તો ? "

" ના, હું ધારૂં છું કે તેનું સંગીત તો અમારા સાંભળવામાં આવ્યું હતું, પણ તે તો અદશ્યજ રહી હતી." ફ્રાંઝે કહ્યું.

" એ તો બધો ભેદ છૂપો રાખવાને માટે અદૃષ્ય રહી હશે. બાકી પેલા સફેદ પડદાવાળી બારીમાં આસમાની રંગનો બુરખો લગાવીને કોણ બેઠું હતું ? "

" સફેદ પડદાવળી બારી કયી વળી ? "

" કાઉન્ટે સરઘસ જોવાને જે જગા રાખેલી છે ત્યાં. "

" કયાં આગળ ? "

" રૂ–દ–કુર્સના મોહોલ્લામાં. તમે ત્યાં થઇને ગયા હતા કે ? "

" હા. " " ત્યારે ત્યાં આસપાસની બે બારીઓએ પીળા પડદા લગાવેલા તથા વચમાંની એક સફેદ પડદાવાળી બારી તમારા જોવામાં આવી હતી ?' " હા. " " તેજ એ કાઉન્ટની બારીઓ. " " ત્યારે તો તે કોઇ નવાબજ હોવો જોઇએ. તે બારીઓનું ભાડું તમને ખબર છે ? "

" બસો ત્રણસો કાઉન હશે વળી. " " અરે બસો ત્રણસો નહિ પણ બે ત્રણ હજાર ! " " હેં !" "હા." "શું તેના ટાપુમાંથી તેને એટલું બધું ઉત્પન્ન આવે છે ? "

" અરે તેના ટાપુમાંથી તો તેને એક પાઇની પણ આવક નથી. " ' ત્યારે તે ખરીદ્યો શા માટે ? "

" એક તુરંગની ખાતર. " " ત્યારે તો તે કોઇ તુરંગી–લ્હેરી આદમી લાગે છે. "

" ખરેખર. " આલ્બર્ટ બોલ્યો. " મને તો તે જરા વિચિત્ર માણસ લાગ્યો. પેરીસનાં થીએટરોમાં ભટકતો હોય તો તેને કોઇ ભેજાનો ચસ્કેલ ધારવામાં આવે. "

આ પળે એક બીજો માણસ કાઉન્ટેસને મળવા આવ્યો. શિષ્ટાચાર પ્રમાણે ફ્રાંઝે ઉઠી જઇને તેને પોતાની જગા આપી. આથી વાતનો વિષય પણ બદલાયો. કલાકેક પછી બન્ને મિત્રો પોતાના મુકામ ઉપર પાછા ફર્યા. બીજા દિવસ માટેના પોષાકની ગોઠવણ થઇ ગએલી હતી. બીજે દિવસે સવારમાં નવ વાગે નિવાસગૃહનો

માલિક એક દરજીને લઇને ફ્રાંઝની ઓરડીમાં દાખલ થયો. તેના હાથમાં રોમન ગામડીઆઓને લાયકના આઠ દસેક પોષાક હતા. બે એકજ જાતના પોષાક પસંદ કરવામાં આવ્યા. આ નવીન પોષાક કેવો લાગે છે તે જોવાને આલ્બર્ટે આયનામાં જોયું. તે વિચિત્ર પોષાક તેને ઘણો સુંદર લાગવા માંડયો. ફ્રાંઝે આલ્બર્ટનાં વખાણ કર્યાં અને આલ્બર્ટને સંતોષ થયો. તેઓ આ કારભારમાં રોકાએલા હતા એટલામાં મોન્ટેક્રિસ્ટો દાખલ થયો.

" ગૃહસ્થો, " તે બોલ્યો. " જો કે દરેક કાર્યમાં કોઇ સોબતી હોય તો તે ઘણું સારૂં છે, છતાં કેટલીક વખતે સંપૂર્ણ સ્વતંત્રતાની વધારે અગત્ય જણાય છે. હું આપને એમ જણાવવા આવેલો છું કે આજે અને બાકીના બીજા દિવસોને માટે મારી ગાડી હું આપને સોંપી દઉં છું. મેં બીજી ત્રણ ચાર ગાડીઓ રાખેલી છે એટલે મને પોતાને કાંઇપણ હરકત પડનાર નથી. તમારી મરજીમાં આવે તેવો તેનો ઉપયોગ કરજો. "

પેલા બન્ને મિત્રોની ઇચ્છા ના પાડવાની હતી, પણ તેમ કરતાં પોતાનો તમામ કાર્યક્રમ ઉંચો મૂકવાનો પ્રસંગ આવતો હતો, એટલે તેમને હા પાડયા સિવાય છૂટકો નહોતો. મોન્ટેક્રિસ્ટો તેમની સાથે પા એક કલાક રહ્યો. આ દરમ્યાન વિવિધ પ્રકારની વાતચીત થઇ, પણ તેમાં કાઉન્ટે ઘણી સાવચેતી વાપરી. તમામ દેશોની ભાષાઓ અને સાહિત્યોથી તે જાણીતો હતો. તેના દિવાનખાનામાંનાં કેટલાંક ચિત્રો આલ્બર્ટ અને ફ્રાંઝે જોયાં હતાં તેથી તેને ચિતરવાનો શોખ હતો એમ તેઓના જાણવામાં આવ્યું. કાઉન્ટના મુખમાંથી નીકળેલા કેટલાક શબ્દો ઉપરથી તે વિજ્ઞાન શાસ્ત્રથી અજ્ઞાત નહોતો એમ સાબીત થયું હતું. રસાયણ શાસ્ત્રનો તેણે ખાસ અભ્યાસ કર્યો

હોય એમ જણાતું હતું. તેણે જેવું ભોજન આપ્યું હતું, તેવું તો પેલા બે મિત્રોથી તેને આપી શકાય તેમ હતુંજ નહિ. તેવો પ્રયત્ન કરવામાં મશ્કરી થાય તેમ હતું. આથી તેઓએ તે વાત તેને ખુલ્લે ખુલ્લીજ જણાવી દીધી. કાઉન્ટે ઉદારતાથી તેમનું બ્હાનું સ્વીકાર્યું. કાઉન્ટની રીતભાતથી આલ્બર્ટ ઘણો ખુશ થઇ ગયો. ગાડી મળવાથી તો તે અતિશય આનંદમાં આવી ગયો; કારણ કે પેલા ગામડીઆઓ પહેલે દિવસે એક ઘણી સુંદર ગાડીમાં હતા. આલ્બર્ટ પણ તેમના જેવા ઠાઠથી નિકળવાને આતુર હતો. લગભગ દોઢ વાગ્યે તેઓ નિકળ્યા. આલ્બર્ટે પેલો પહેલા દિવસનો પુષ્પગુચ્છ પોતાના ડગલામાં લગાવી દીધો હતો. ઘંટનાદ શરૂ થતાંની સાથેજ તેઓએ ગાડી આગળ હંકારી.

એક આંટો પૂરો થયો. બીજો આંટો લેતાં પહેલા દિવસના જેવોજ એક પુષ્પગુચ્છ સામેની એક ગાડીમાંથી તેના ઉપર આવી પડયો. આ ઉપરથી આલ્બર્ટ અને તેના મિત્રની માફક પેલા ગામડીઆઓએ પણ પોતાનો વેશ બદલ્યો હતો એમ તેઓએ જોયું. અકસ્માતને લીધે કહો કે મનોમન સાક્ષીને લીધે કહો, પણ આલ્બર્ટે જ્યારે પોતાનો પોષાક બદલ્યો હતો ત્યારે પેલા ગામડીઆઓએ તેનો પોષાક ધારણ કર્યો હતો.

આલ્બર્ટે પેલો નવીન પુષ્પગુચ્છ પોતાના ડગલાના કાણામાં ખોસ્યો, પણ પેલો કરમાઇ ગએલો ફેંકી ન દેતાં પોતાના હાથમાં રાખ્યો. પેલી ગાડી જ્યારે ફરીથી મળી ત્યારે તેણે તે પુષ્પગુચ્છને ચુંબન કર્યું. આ કામચેષ્ટાથી જે યુવતીએ તે તેના તરફ ફેંક્યો હતો, તેનેજ નહિ પણ તેના સોબતીઓને પણ ઘણો આનંદ પડયો. તે દિવસ પહેલા દિવસના જેટલોજ આનંદી હતો, બલ્કે

તે દિવસે વધારે આનંદ અને ઘોંઘાટ જણાતો હતો. મોન્ટેક્રિસ્ટો પોતાની બારીમાં એક ક્ષણ જણાયો પણ જ્યારે ફરીથી તેઓ ત્યાંથી પસાર થયા ત્યારે તે ત્યાં નહોતો. આલ્બર્ટ અને યુવતીની પરસ્પરની વિલાસચેષ્ટાઓ આખો દિવસ ચાલી રહી એ કહેવાની જરૂર નથી. સાંજે મુકામ ઉપર પાછા ફર્યા ત્યારે ફ્રેંચ એલચી તરફથી તેને એવો એક પત્ર મળ્યો કે, આચાર્ય શ્રી પોપમહારાજ બીજે દિવસે ફ્રાંઝને પોતાનાં દર્શન અને મુલાકાતનું માન આપી કૃતાર્થ કરનાર હતા. પ્રથમ જ્યારે જ્યારે તે રોમ શહેરમાં આવ્યો હતો ત્યારે ત્યારે તેણે પોપમહારાજનાં દર્શન અને મુલાકાતનું માન મેળવવાને પ્રયત્ન કર્યો હતો, અને તેવું માન મેળવવાને તે ભાગ્યશાળી નિવડયો હતો; અને આ રીતે ધાર્મિક લાગણી તેમજ ઉપકારવૃત્તિને વશ થએલો ફ્રાંઝ સેન્ટપીટરની આચાર્યપીઠને વિભૂષિત કરનાર આચાર્ય શ્રીમદ્ પોપમહારાજનાં દર્શન કર્યા સિવાય ખ્રીસ્તી દુનીઆના પાટનગર રોમ શહેરમાંથી પરત જવાને ખુશી નહોતો. આ વખતે ખ્રીસ્તી ધર્મના મુખ્ય ધર્માચાર્યના સ્થાન ઉપર સોળમા ગ્રેગરી પોપમહારાજ વિરાજતા હતા. તેઓનું જીવન સર્વ પ્રકારે ઇતર આચાર્યોને અનુકરણીય હતું. તેઓ અતિ વિવેકી, નમ્ર, અને મમતાવાળા હોવા છતાં તે વૃદ્ધ સન્માનનીય, ઉદારચરિત મહાત્માના પાદમાં નમન કરતી વખતે ગમે તેવા ધૃષ્ટ મનુષ્યના હૃદયમાં પણ આદરયુક્ત ભયની લાગણી પેદા થતી. બીજે દિવસે ફ્રાંઝ કાર્નીવલનો મહોત્સવ નિહાળવાની જરાપણ દરકાર ન કરતાં આચાર્યશ્રીનાં પાદવંદન માટે ગયો. તે કાર્યમાંથી ફારક થતાં વેટીકન નામના પોપના પ્રાસાદમાંથી મુકામ ઉપર પરત આવતાં ધામધુમ અને રંગરાગવાળા મુખ્ય રસ્તાનો કાળજીપૂર્વક ત્યાગ કરીને આડી-

અવળી શાંત ગલીઓનો રસ્તો તેણે પસંદ કર્યો. પવિત્ર આચાર વિચારોના ઉપદેશના શ્રવણ પછી બીજીજ ક્ષણે, મનને ઉન્મત્ત કરનાર અને નિરંકુશ આહાર વિહાર તરફ પ્રવૃત્ત કરનાર મોજમજા અને તોફાનમાં ભાગ લેવો એ તેને એક પ્રકારની અક્ષમ્ય ભ્રષ્ટતા લાગી.

પાંચ અને દશ મીનીટ થઇ એટલે આલ્બર્ટ ઓરડીમાં દાખલ થયો. તે તો હર્ષથી ઘેલો બની ગયો હતો. આજે પણ પેલી યુવતીની મુલાકાત થઇ હતી, એટલુંજ નહિ પણ તેણે પોતાના મુખ ઉપરનો બુરખો ખસેડીને તેને દર્શન પણ દીધું હતું. તે ઘણી ખુબસુરત હતી.

ફ્રાંઝે આલ્બર્ટને અભિનંદન આપ્યું. એ અભિનંદનનો જાણે પોતે ખરેખરો અધિકારી હોય તેવી રીતે આલ્બર્ટે તેનો સ્વીકાર કર્યો. કેટલીક ચોક્કસ સંજ્ઞાઓ ઉપરથી આલ્બર્ટને એમ પણ સમજાયું હતું કે પેલી અજ્ઞાત સુંદરી કોઇ ઉમરાવ ખાનદાનની હતી. બીજે દિવસે તો ગમે તેમ કરીને પણ તેને પત્ર લખવાનો આલ્બર્ટે નિશ્ચય કર્યો હતો.

આલ્બર્ટ આ બધી વિગતવાર હકીકતનું વર્ણન કરતો હતો તે વખતે ફ્રાંઝને કાંઇક કહેવાની અગર પુછવાની તેને ઇચ્છા હોવા છતાં પુછી શકતો ન હોય એમ તેની રીતભાત ઉપરથી ફ્રાંઝને સમજાયું. તેથી તેણે તેને તે બાબત આગ્રહ કર્યો, અને કોઇ પણ ભોગે પોતાના મિત્રને મદદ કરવાને તે તૈયાર હતો, એવી તેણે આલ્બર્ટને ખાત્રી આપી. કેટલીક આનાકાની પછી આલ્બર્ટે ફ્રાંઝને પોતાના મનની મુંઝવણ જણાવી. બીજે દિવસે આલ્બર્ટ ગાડીમાં એકલો સ્વતંત્ર રીતે રખડવાને ઇચ્છતો હતો. તેણે તેમ કરવાને પોતાના મિત્રની પરવાનગી માગી. તે દિવસે ફ્રાંઝ સાથે નહોતો,

અને આલ્બર્ટ એકલોજ હતો, તેથીજ પેલી સુંદરીએ તેને પોતાના મુખનું દર્શન કરાવવાની તેના ઉપર દયા કરી હતી.

આલ્બર્ટની જીજ્ઞાસા પૂર્ણ કરવાને અને તેના સ્વાભિમાનને પોષવાને માટે આખરે હાથ લાગેલા સાહસને અધવચમાંજ તોડી પાડે એવો ફ્રાંઝ પોતે મિથ્યાભિમાની નહોતો. તેને ખાત્રી હતી કે તેના મિત્રના અવિચારીપણાને લીધે કાંઇ પણ વાત તેનાથી ગુપ્ત રહેનાર નહોતી; વળી ફ્રાંઝ ઇટાલીમાં ત્રણ ત્રણ વરસથી રખડતો હતો છતાં હજી પણ એવો કોઈ પ્રકાર અનુભવવાને તે ભાગ્યશાલી નિવડયો નહોતો. તેથી એવા પ્રસંગે કેવી રીતે વર્તવું તે તે સારી રીતે સમજતો હતો. આથી મોન્ટેક્રિસ્ટોની બારીમાં બેઠેબેઠેજ બધો તમાસો પોતે જોવાનું ફ્રાંઝે આલ્બર્ટને વચન આપ્યું.

બીજે દિવસે સવારમાં તેણે આલ્બર્ટને ગાડીમાં આમથી તેમ ફરતો જોયો. તેના હાથમાં એક મોટી કલગી હતી જેમાં છૂપાવીને આલ્બર્ટે પેલી યુવતીને એક પ્રેમપાત્રકા પહોંચાડવાની યુક્તિ કરેલી હોવી જોઇએ એમ ફ્રાંઝનું ધારવું હતું. થોડા સમય પછી ગુલાબી રંગની સાટીનના પોશાકમાં સજ્જ થએલી પેલી યુવતીના હાથમાં તેજ કલગી જ્યારે ફ્રાંઝના જોવામાં આવી, ત્યારે તેને પોતાનું ધારવું બરાબર હતું એવી ખાત્રી થઇ.

સાંજે તો આલ્બર્ટ કેવળ ઘેલો બની ગયો હતો; કારણ આલ્બર્ટને એમ ચોક્કસ ખાત્રી થઇ હતી કે પેલી સુંદરી જવાબ આપવાને માટે કાંઇક તેવીજ યુક્તિ રચશે. આલ્બર્ટની ઇચ્છા સમજી જઇને ફ્રાંઝે બીજા મહત્વના કામનું બ્હાનું કાઢીને આલ્બર્ટને એકલાનેજ બીજે દિવસે જવાને આગ્રહ કર્યો.

આલ્બર્ટનું ધારવું ભૂલ ભરેલું નહોતું. કારણકે બીજે દિવસે સાંજના આલ્બર્ટ પાછો ફર્યો ત્યારે તેના હાથમાં એક કાગળ હતો અને તે હલાવતો હલાવતો તે ઓરડીમાં દાખલ થયો.

"કેમ દોસ્ત જો." તેણે કહ્યું. "મારૂં ધારવું ભૂલ ભરેલું હતું કે ?"

"ઓહો ! પેલી યુવતીએ તમારી પત્રિકાનો જવાબ આપ્યો કે શું ?"

"લે, વાંચ." આ શબ્દો બોલવાની તેની રીતનું વર્ણન પણ કરવું અશકય હતું. ફ્રાંઝે પેલો પત્ર લીધો અને વાંચ્યો.

"મંગળવારે સાંજના સાત વાગે 'પોન્ટીફીસી' ના રસ્તાની બરાબર સામે ગાડી ઉભી રખાવીને ગાડીમાંથી ઊતરી પડજો. એક રોમન ગામડીઓ તમારા હાથમાંથી મીણબત્તીની મસાલ ઝુંટાવીને નાસવા માંડશે. તમે તેની પાછળ પાછળ જજો. જ્યારે 'સેન્ટ ગીઆકોમો' ના દેવળના પહેલા પગથીઆ આગળ આવી પહોંચો ત્યારે તમારા ડગલાના ખભાના ભાગ ઉપર એક ગુલાબી રંગનું ફુમતું લટકાવજો; એટલે તમને સ્હેલાઇથી ઓળખી શકાય.

લી.

વફાદારી અને વિવેક.

"કેમ ?" ફ્રાંઝ જયારે પત્ર વાંચી રહ્યો ત્યારે આલ્બર્ટે પૂછયું. "તમે શું ધારો છો ?"

"હું ધારૂં છું કે તમારી ફતેહ થવાનો સંભવ તો દેખાય છે."

"હું પણ એમ ધારૂં છું." આલ્બર્ટે જવાબ આપ્યો. "અને મંગળવારે 'ડયુક' ઓફ બ્રેકસીએનો' ને ત્યાં નૃત્યોત્સવમાં તારે એકલાનેજ જવું પડશે."

તે દિવસે સવારમાંજ પ્રખ્યાત રોમન શરાફ 'ડ્યુક ઓફ બ્રેકેસીએનો' ને ત્યાંથી મંગળવારે રાતના નૃત્યોત્સવમાં ભાગ લેવાને માટે બન્ને મિત્રોને ખાસ આમંત્રણ આવેલાં હતાં.

"આલ્બર્ટ, તું જરા વિચાર તો કર." ફ્રાંઝ બોલ્યો. "ડ્યુકને ત્યાં નૃત્યોત્સવમાં રોમ શહેરનાં તમામ ખાનદાન કુટુંબનાં સ્ત્રી પુરૂષો ભાગ લેવા આવનાર છે; એટલે તારી તે અજ્ઞાત યુવતી જો સારા ખાનદાનની હશે તો તેને પણ ત્યાં ગયા સિવાય છૂટકો થશે નહિ. આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે કાંતો તેનો અને તમારો મેળાપ થશે જ નહિ, અગર તો પછી તે કોઇક હલકા વર્ગની સ્ત્રી હશે."

"તારે જોઇએ તેવી મશ્કરી કર." આલ્બર્ટે જવાબ આપ્યો. "પણ આપણે તો તે વાયદો ચુકવાનો મોખ નથી."

"અરે મને તો આ તારા બોલવાથી એવો ભય લાગે છે" ફ્રાંઝે કહ્યું. "કે ડ્યુકના નૃત્યોત્સવમાં મારે એકલાજ જવું પડશે. એટલું જ નહિ પણ મારે કદાચ ફ્લોરેન્સ પણ એકલાજ જવાનો પ્રસંગ આવશે."

"જો તે અજ્ઞાત સુંદરી જેટલી ખુબસુરત છે એટલી જ સ્નેહાળ હશે," આલ્બર્ટ બોલ્યો. "તો આપણે રોમમાં ઓછામાં ઓછાં છ અઠવાડીઆં તો મુકામ રાખવાના જ! આ રોમ શહેર આપણને તો ઘણું ગમે છે. તેમજ પુરાતન વસ્તુઓની શોધખોળના અભ્યાસનો મને ઘણો શોખ છે."

"ત્યારે તો, આવા બે ચાર પ્રસંગો જો મળી આવે તો તું અહીંના વિશ્વવિદ્યાલયનો સભ્ય પણ બની જાય ખરો."

વિશ્વવિદ્યાલયના સભ્યના સ્થાનને માટેની પોતાની લાયકાત સંબંધીના વાદવિવાદમાં આલ્બર્ટ ઉતરવા જતો હતો, એટલામાં ભોજન તૈયાર થયાની વર્દી મળી. કામપીડિત હોવા છતાં પણ આલ્બર્ટની ક્ષુધા ઓછી થઇ ગઇ નહોતી. તેથી સર્વ વાદવિવાદ ભોજન કર્યા પછીને માટે તેણે મુલતવી રાખ્યો.

ભોજન પૂરું થાય એટલામાં મોન્ટેક્રિસ્ટો આવી પહોંચ્યો. બન્ને મિત્રોએ તેને છેલ્લા બે દિવસથી જોયો નહતો. કાંઇક જરૂરના કામે તે બહાર ગામ ગએલો હતો એવી તેમને ખબર મળી હતી. તે ખરા આનંદમાં જણાયો. મોન્ટેક્રિસ્ટોનો ભેદ પણ ફ્રાંઝ હજી ઉકેલી શક્યો ન હોતો. ફ્રાંઝે કાઉન્ટને ઓળખી કાઢ્યો હતો એવી કાઉન્ટને ચોક્કસ ખાત્રી હતી. છતાં, ફ્રાંઝને પોતે કદી જોયો હતો એવું જણાવવા મોન્ટેક્રિસ્ટોએ એક શબ્દ પણ ઉચ્ચાર કર્યો નહોતો. તે દિવસે બન્ને મિત્રોએ નાટકમાં જગા મેળવવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો, પણ તેઓને બિલકુલ જગા મળી શકી નહોતી. આ વાત કાઉન્ટે સાંભળી હતી તેથી પોતાની જગાની ચાવી આ મિત્રોને આપવાને માટે તે અત્યારે તેમની પાસે આવ્યો હતો. નિદાન અત્યારે મળવા આવવાનું બહારથી તો તેણે એ જ બ્હાનું બતાવ્યું. ફ્રાંઝ અને આલ્બર્ટે તે કુંચી સ્વીકારવાની ઘણી આનાકાની કરી, પણ કાઉન્ટે તેમને એમ સમજાવ્યું કે પોતાને ઘણું અગત્યનું કાર્ય હોવાથી તેનાથી જોવાને જઇ શકાય તેમ નહોતું; એટલે તેથી પોતાને કાંઇ હરકત પડવા સરખું નહોતું. આથી છેવટે તે બન્ને મિત્રોએ કાઉન્ટની વિનંતિનો સ્વીકાર કર્યો.

ફ્રાંઝે જ્યારે પહેલવહેલો કાઉન્ટને જોયો, ત્યારે તેના મુખ ઉપરની ફીક્કાશ જોઇને ફ્રાંઝ ગભરાયો હતો; પણ ધીરે ધીરે તે ફીક્કા-

-શથી તેની આંખો ટેવાઇ ગઇ. તેના મુખના કઠોર સૌન્દર્યનાં વખાણ કર્યા સિવાય ફ્રાંઝ રહી શકયો નહિ. તેમાં દોષ અગર મુખ્ય ગુણ માત્ર ફિક્કાશનો જ હતો. કાઉન્ટ કાંઇ યુવાન ન હોતો. તેની ઉમ્મર ઓછામાં ઓછી ચાલીસ વરસની હશે; છતાં જે યુવાન મનુષ્યના સહવાસમાં તે આવતો તેના ઉપર તે અધિકાર ચલાવી શકતો. અંગ્રેજ કવી બાયરનના કલ્પિત–તુરંગી નાયકોની સાથેની તેની સામ્યતા પૂર્ણ કરવા જેટલી તેનામાં બીજાને આંજી નાખવાની–મોહિત કરવાની શક્તિ હતી. આલ્બર્ટ તો આવા મનુષ્ય સાથે તેનો તથા તેના મિત્રનો અચાનક મેળાપ થઇ જવાના તેમના સદ્‌ભાગ્યનાંજ બણગાં ફુંકયા કરતો હતો. ફ્રાંઝ તેમ કરતો નહોતો, તોપણ મજબુત મનનો મનુષ્ય હમેશાં જે અધિકાર ભોગવે છે, તેવો અધિકાર કાઉન્ટ ફ્રાંઝના ઉપર પણ ચલાવી શકતો. કાઉન્ટે પેરીસ આવવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો હતો, તેના સંબંધમાં ફ્રાંઝ ઘણી વાર વિચાર કરતો. તેનું વિચિત્ર વર્તન, તેનો વિલક્ષણ ચ્હેરો, અને તેનો અખુટ દ્રવ્ય-ભંડાર આ સર્વને લીધે પેરીસમાં તેની હાજરીની કાંઇક અલૌકિક અસર થશે, એમાં તેને જરા પણ શંકા નહોતી. આમ છતાં પણ કાઉન્ટ પેરીસમાં હોય તે વખતે પેરીસમાં રહેવાની ફ્રાંઝની ઇચ્છા નહોતી.

ઇટાલીઅન નાટકશાળાઓમાં હમેશાં રાત જેવી રીતે પસાર થાય છે તેવીજ રીતે તે રાત પસાર થઇ. એટલે સંગીત સાંભળવામાં કે રંગભૂમિ ઉપર ચાલી રહેલા પ્રયોગો જોવામાં નહિ પણ એકબીજાને મળવામાં અને વાર્તાવિનોદમા સમય વ્યતીત થયો. પેલી કાઉન્ટેસ પણ આવેલી હતી. તેણે પાછી કાઉન્ટની વાતો કરવા માંડી, પણ તેના કરતાં કાંઇક નવીન

જણાવવાનું ફ્રાંઝે તેને કહ્યું, એટલે વાર્તાનો વિષય બદલાયો; અને આલ્બર્ટની ખોટી આનાકાની છતાં છેલ્લા ત્રણ દિવસથી જે મહાન કાર્યમાં તે રોકાએલો હતો તેનું પોગળ ફ્રાંઝે તેના આગળ ખુલ્લું પાડયું. પ્રવાસીઓની વાતો જો આપણે માનીએ તો આવાં કાવતરાં કાંઇ ઇટાલીમાં અસાધારણ ગણાતાં નથી; એટલે કાઉન્ટેસે તો જરા પણ આશ્ચર્ય અગર અણવિશ્વાસ બતાવ્યો નહિ. પણ આલ્બર્ટને અત્યારસુધી મળેલા વિજય માટે તેણે તેને અભિનંદન આપ્યું. છુટાં પડયાં ત્યારે તેઓએ ડયુક ઓફ 'બ્રેકેસીઓનો'ના નૃત્યોત્સવમાં પાછા મળવાનું પરસ્પર વચન આપ્યું. આખા રોમ શહેરનાં સ્ત્રી પુરૂષોને આમંત્રણ હતાં. પેલા પુષ્પગુચ્છની નાયિકાએ પણ પોતાનું વચન બરાબર પાળ્યું. બીજે અને ત્રીજે દિવસે તેના અસ્તિત્વનું કાંઇ નિશાન પણ આલ્બર્ટના જાણવામાં આવ્યું નહિ.

છેવટે મંગળવાર આવી પહોંચ્યો. કાર્નીવલના મહોત્સવનો તે અંતિમ દિવસ હતો અને તેથી કરીને ભારેમાં ભારે તોફાન, ગરબડાટ, અને ટિંખળનો તે દિવસ હતો. આ મંગળવારને દિવસે નાટકશાળાઓ સવારના દસ વાગ્યાથી ખુલે છે; કારણ કે તે દિવસે રાતના આઠ વાગ્યા પછી 'લેન્ટ' ના પવિત્ર તહેવારની શરૂઆત થાય છે. આ તહેવારોમાં ઇસુખ્રિસ્તના પુનરૂત્થાનના અંગે ચાલીસ દિવસના ઉપવાસ કરવાનું વિધાન છે. એટલે રાતના આઠ વાગ્યા પછી ઉપવાસની શરૂઆત થતી હોવાથી તમામ રંગરાગ અને જલસાઓ બંધ થઇ જાય છે. જે લોકોએ પૈસા અને સમયની તંગીને લીધે અગર ઉત્સાહની ખામીને લીધે અત્યારસુધીમાં મહોત્સવમાં કાંઇ ભાગ લીધો હોતો નથી, તે તમામ લોકો તે રંગરાગમાં ભાગ લેવાને બહાર નિકળી પડે છે, અને તેની ધમચક્રડ અને ઘોંઘાટમાં

વધારો કરો છે. ફ્રાંઝ અને આલ્બર્ટ પણ બેથી પાંચ વાગ્યા સુધી આ તોફાનમાં જોડાયા હતા. જ્યાં જુઓ ત્યાં ગાડીઘોડા અને લોકોનાં ટોળેટોળાં ગાંડાંતુર બની ધમાલ કરી રહ્યાં હતાં. આમ છતાં એક પણ અકસ્માત થવા પામ્યો નહોતો, જરા પણ તકરાર થઇ નહોતી, અગર મારામારીનું તો નામ પણ સાંભળવામાં આવતું નહોતું.

આલ્બર્ટે પોતાને મળેલી સુચના પ્રમાણે પોષાક ધારણ કર્યો હતો. ખભા ઉપર એક ગુલાબી રંગનું ફુમતું લટકાવી દીધું હતું. ગોટાળો અગર ભૂલ ન થાય તેવા હેતુથી ફ્રાંઝે તો બિચારાએ પોતાનો પોષાક પહેરી લીધો હતો. જેમ જેમ દિવસ આથમતો ગયો તેમ તેમ તોફાન વધવા લાગ્યું. રસ્તા ઉપર, પગથી ઉપર, ગાડીઓમાં, બારીઓ, જાળીઓ, છજાં, ઝરૂખા, અટારીઓમાં, એટલા ઉપર, અગર છાપરા ઉપર જ્યાં જુઓ ત્યાં કોઇ પણ જગાએ એવું એક પણ મનુષ્ય નજરે પડતું નહોતું કે જે શાંત હોય, અગર જેના હાથ પગ સ્થિર હોય. આ એક મનુષ્યરૂપી વાદળાંઓનું ભયંકર તોફાન હતું કે જેમાં ચીચીઆરીના ગડગડાટ થઇ રહ્યા હતા; અને જેમાં મીઠાઇ, લોટ, ઇંડાં, ફલ, ફુલ, કલગીઓ, રંગ, ગુલાલ, અને છેવટે ધૂળનો પણ વરસાદ વરસી રહ્યો હતો. બરાબર ત્રણ વાગ્યા એટલે દારૂખાનું શરૂ થયું. તેના ધડાકા પણ પરાણે સંભળ્યા, અને સરતો શરૂ થવાનો સમય થયાનું તેથી જાહેર થયું. કાનીવલ મહોત્સવમાં છેલ્લા દિવસોમાં સરતો એ એક ખાસ બનાવ હોય છે. દારૂખાનાનો અવાજ થતાની સાથેજ ગાડીઓની હાર તુટી અને પાસેની ગલી-ગુંચીઓમાં ગાડીઓ ભરાઇ ગઇ. આ બધી વ્યવસ્થા આશ્ચર્યકારક સીતાબીથી અને ઝડપથી થઇ ગઇ છતાં પોલીસને વચમાં જરાપણ માથું મારવાની જરૂર પડી નહિ.

પગ રસ્તે ચાલનારાઓ બધા ભીંતો આગળ સંકોચાઇને ગોઠવાઇ ગયા; પછી ઘોડાની ખરીઓના અને હથીઆરના ખખડાટના અવાજ સંભળાયા. ઘોડેસ્વારની એક ટુકડી આવી પહોંચી. આ ટુકડીની દરેક હારમાં પંદર પંદર ઘોડેસ્વાર હતા. સરતના ઘોડા ને માટે રસ્તો ખુલ્લો કરવાને માટે રૂ–દ–કુર્સના રસ્તા ઉપર આ ઘોડેસ્વાર ટુકડી દોડાવવામાં આવી. આ ટુકડી જ્યારે 'વેનાઇસ પેલેસ નામના સ્થાન આગળ જઇ પહોંચી, ત્યારે ફરીથી પાછા દારૂખાનાંના ધડાકા થયા. એટલે રસ્તો બરાબર ખુલ્લો થયો હતો એમ સર્વ કોઇના સમજવામાં આવ્યું. તરતજ બધા પ્રેક્ષકોના ભારે ઘોંઘાટ અને ચીચીઆરી વચ્ચે સાત આઠ ઘોડા પુર જોસમાં દોડતા દેખાયા. ત્રણ લાખ પ્રેક્ષકોની સામટી ચીસોથી ઘોડા ચમકયા, અને વિદ્યુતના વેગે દોડતા પસાર થયા. એટલામાં તો 'સેન્ટ એન્જેલો'ના દેવળમાંથી તોપોના અવાજ થયા એટલે ત્રીજા નંબરનો ઘોડો જીત્યો એમ સર્વને જાહેર થયું. આ પછી તુરતજ બીજી કાંઇપણ સંચારની અપેક્ષા રાખ્યા સિવાય ગાડીઓ આગળ ચાલવા લાગી. આસપાસની ગલીકુંચીઓમાંથી નિકળી આવતી ગાડીઓનો દેખાવ, જરા અટકી પડીને ફરી પાછા મુખ્ય નદીને જઇને મળનાર વ્હેળાઓના પ્રવાહના જેવો થઇ રહ્યો.

મકાનોની બે હારોની વચમાં મનુષ્યોની મેદનીનો પ્રવાહ ફરીથી પાછો શરૂ થયો. એટલામાં વળી એક નવિન પ્રકારની ગરબડ અને ઘોંઘાટ શરૂ થયાં. કારણ, હવે મસાલોના સરઘસને માટે સમય થયો હતો, તેથી મસાલો અને મીણબત્તીઓ વેચનારા જ્યાં ત્યાં ધૂમાધૂમ અને દોડધામ કરી રહ્યા. કાર્નીવલના મહોત્સવમાં છેલ્લે કાર્યક્રમ રોશનીના સરઘસનો હોય છે. આ મિણબત્તીઓ નાર્ન

મોટી જાડી પાતળી અનેક પ્રકારના કદની હોય છે. સરઘસમાં ભાગ લેનાર દરેક જણુ પોતાની શક્તિ અને શોખ પ્રમાણેની મીણુબત્તીઓ ખરીદે છે, અને ત્યાંને ત્યાંજ સળગાવી સરઘસમાં જોડાય છે. તે પછી તેની રમુજી ધમાલ શરૂ થાય છે. દરેક જણુના મનમાં આ વખતે એજ વિચાર રમી રહે છે. એક તો પોતાની મીણુબત્તી કેવી રીતે સળગતી રાખવી તે, અને બીજો એ કે બીજાની કેવી રીતે બુઝાવી નાંખવી. આ વિચિત્ર અને રમુજી મીણુબત્તીની રોશનીની ક્રીડામાં કાંઇક રહસ્ય રહેલું ગણુવામાં આવે છે. મીણુબત્તીના પ્રકાશની મનુષ્યના જીવન સાથે તુલના કરવામાં આવે છે. જીવનનો પ્રવાહ શરૂ કરવાનો અને ચાલુ રાખવાનો મનુષ્યને માત્ર એકજ રસ્તો માલુમ છે અને તે ઈશ્વરપ્રેરિત છે; પણુ તે પ્રવાહનો અવરોધ કરવાના, તેનો વિનાશ કરવાના હજારો માર્ગ તેણે સેતાનની મદદ લઇને પણુ શોધી કાઢયા છે.

દરેક જણે મીણુબત્તીની મશાલ ખરીદ કરવાને દોડવા માંડયું. બધાની સાથે ફ્રાંઝ અને આલ્બર્ટ પણુ દોડયા.

હવે દિવસ ઝપાટાબંધ આથમવા લાગ્યો. હજારો મીણુબત્તીઓ વેચનારની બુમોની ગર્જના થઇ રહી. એટલામાં ગુબ્બારાના બે ત્રણુ ધડાકા થયા. આ સંજ્ઞા થયા પછી પાંચ દસેક મિનીટમાં તો પચાસ સાઠ હજાર મીણુબત્તીની મશાલો સળગી રહી. આ મસાલોનું સરઘસ એક છેડેથી બીજે છેડે અને બીજે છેડેથી પાછું પહેલા છેડા તરફ જવા લાગ્યું. તે સમયે તે સ્થાને ભૂતાવળના ભડકાના નૃત્યના જેવો દેખાવ થઇ રહ્યો. તે નજરે જોયા સિવાય તેનો જરા પણુ ખ્યાલ આવવો શકય નથી. ગગનમંડળમાંના બધા તારાઓ નીચે ઉતરી આવ્યા હોય, અને એક પ્રકારનું તાંડવ નૃત્ય કરી

રહ્યા હોય એમ લાગતું હતું. આ સાથે વળી એવો ભયંકર નાદ થઇ રહ્યો હતો, કે દુનીઆના કોઇપણ ભાગમાં એવો ભયંકર નાદ કોઈ પણ પ્રસંગે ભાગ્યેજ સાંભળવામાં આવતો હશે. આ પ્રસંગમાં ભાગ લેનારાઓમાં રૂપ, રંગ, જાત, ભાત, ઉમ્મર, વર્ણ, દેશ, પહેરવેશ, રિવાજ, કોઇ પણ જાતના અંતરાયનો વાંધો લેવામાં આવતો નથી. દરેક જણ બીજાની મસાલ બુઝાવવામાં, પોતાની સળગતી મસાલ બચાવવામં, અગર બુઝાઇ ગએલી ફરી સળગાવવામાં જ પ્રવૃત્ત હોય છે.

આ મસાલનું સરઘસ અને તેની શરત બે કલાક સુધી ચાલ્યાં. 'રૂ–દ–કુસના' મહોલ્લામાં તો જાણે દિવસ ઉગ્યો હોય એવો જ દેખાવ થઇ રહ્યો હતો. ચોથા અને પાંચમા માળ ઉપર સરઘસ જોવાને માટે બેઠેલા પ્રેક્ષકોનાં મુખ પણ સ્પષ્ટ દેખાવા લાગ્યાં. આલ્બર્ટ તો પાંચ પાંચ મિનિટે ઘડીઆળ કાઢીને જોતો. છેવટે સાત ઉપર કાંટો આવ્યો. આ વખતે તેઓ 'પોન્ટીશીસી'ના રસ્તા આગળ હતા. આલ્બર્ટ એકદમ ત્યાંથી છૂટો પડ્યો. તેની મસાલ હજી તેના હાથમાં સળગતી જોવાને તેવીજ હતી. બે ત્રણ બુરખાવાળાઓએ તેના હાથમાંથી તે ઝુંટવી લેવાનો પ્રયત્ન કર્યો, પણ આલ્બર્ટ મુક્કાબાજીમાં એક્કો હતો. તેણે પેલા બધાઓને એક પછી એક ધૂળ ચાટતા કર્યા, અને 'સેન્ટ ગીઆકોમો'ના દેવળ તરફ તે આગળ વધ્યો. તેનાં પગથીઆં ઉપર બુરખાવાળા લોકોની ઠઠ જામી હતી. તેઓ એક બીજાની મસાલ ઝુંટવી લેવાનો પ્રયત્ન કરતા હતા. ફ્રાંઝે આલ્બર્ટના ઉપર પોતાની નજર રાખી હતી. તેને પહેલા પગથીઆ ઉપર ચઢતાં ફ્રાંઝે જોયો. તુરત જ એક બુરખાવાળી સ્ત્રીએ તેના હાથમાંથી મસાલ ઝુંટવી લીધી. આલ્બર્ટે જરાપણ આનાકાની કરી

નહિ. તેઓએ શું વાતચીત કરી તે ફ્રાંઝથી સાંભળી શકાય તેમ ન હોતું; કારણ કે તે ઘણો દૂર હતો. પણ તેને જરા પણ શંકા લાવવાનું કારણ જણાયું નહિ, કારણ કે તુરત જ પેલી છોકરી અને આલ્બર્ટ એક બીજાના હાથમાં હાથ મીલાવીને ત્યાંથી જતાં જણાયાં.

ફ્રાંઝ આંખો ખેંચીને કેટલાક વખત સુધી તો તેમની પાછળ જોઈ રહ્યો, પણ આખરે તેઓ અદૃશ્ય થઇ ગયાં. એટલામાં એકાએક કાર્નીવલનો મહોત્સવ પૂરો થયો એમ જણાવવા માટેનો ઘંટનાદ થયો, અને તે જ ક્ષણે જાદુની માફક તુરતજ બધી મસાલો એકદમ બુઝાઇ ગઇ.

જાણે કે એક ભયાનક વાવાઝોડા અને વટોળીઆએ તે તમામ બત્તીઓ એક સાથે બુઝાવી નાંખી હોય એવો ભાસ થયો. ફ્રાંઝે પોતાની આસપાસ ઘોર અંધકાર થએલો જોયો. ઘર તરફ વિદાય થતા સરઘસમાં ભાગ લેનારાઓની અને પ્રેક્ષકોની ગાડીઓના અવાજ સિવાય બીજો કાંઇ પણ અવાજ સંભળાતો નહોતો; અને મકાનોની અંદરના ભાગમાં બળતા દિવાઓના બારીઓમાંથી આવતા પ્રકાશ સિવાય બીજો કાંઇપણ પ્રકાશ નજરે પડતો નહોતો.

આ રીતે કાર્નીવલનો મહોત્સવ પૂરો થયો.

---

## પ્રકરણ ૩૮ મું.

ફ્રાંઝને ગાડીમાં મુકામ ઉપર આવતાં દસ મિનિટ લાગી. ભોજન તયાર જ હતું. આલ્બર્ટની રાહ જોવા બંધ હતી તેથી ફ્રાંઝ તેના સિવાય જ જમવા બેઠો. નિવાસગૃહના માલિક આલ્બ-

ર્ટની ગેરહાજરી જોઇને તે સંબંધમાં પ્રશ્ન કર્યો. કોઇ મિત્ર તરફથી આલ્બર્ટને જમવાનું આમંત્રણ આવેલું હતું, અને તે તેણે સ્વીકાર્યું હતું એટલે તે બીજે સ્થળે જમવાને ગયો હતો, એવું ફ્રાંઝે બહાનું બતાવ્યું. આલ્બર્ટની રાહ જોઇને જેમ બને તેમ મોડા ડ્યુકને ત્યાં ઉત્સવમાં જવાનો ફ્રાંઝે ઠરાવ કર્યો, અને ગાડી અગીઆર વાગે તૈયાર રાખવાનો હુકમ કર્યો. અગીઆર વાગ્યા તોપણ આલ્બર્ટ કાંઈ પાછો આવ્યો નહિ, એટલે ફ્રાંઝ તો નાઇટ્ટકે કપડાં પહેરીને આલ્બર્ટને સાથે લીધા સિવાય એકલોજ ચાલતો થયો. તે દિવસે આખી રાત્રિ ડ્યુક ઓફ બ્રેકેશીઆનોને ત્યાં ગાળવાની છે એવું તે નિવાસગૃહના માલિકને કહેતો ગયો. ડ્યુકનું રહેઠાણ ઘણું સુંદર હતું. તેની પત્ની અતિથિ–સત્કારમાં ઘણી કુશળ હતી. આથી તેમની ખ્યાતિ આખા યુરોપ ખંડમાં પ્રસરી હતી. ફ્રાંઝ અને આલ્બર્ટ રોમ આવતી વખતે તેમના ઉપર ભલામણ પત્રો આણેલા હતા. ફ્રાંઝને જોતાંજ તેનો મિત્ર તેની સાથે કેમ જણાતો નથી એવો ડ્યુકે પ્રશ્ન કર્યો. જવાબમાં સરઘસમાંથી બન્ને જણા છૂટા પડી ગયા હતા, અને પછી આલ્બર્ટ ફરીથી જોવામાં જ ન આવ્યો એવો ફ્રાંઝે ખુલાસો કર્યો.

“ ત્યારે તો તે પાછો જ ફર્યો નથી ? ” ડ્યુકે પૂછ્યું.

“ મેં અત્યાર સુધી તેની રાહ જોઇ. ” ફ્રાંઝે જવાબ આપ્યો.

“ વારૂ, તે ક્યાં ગયો હશે ? તમને કાંઇ ખ્યાલ છે ? ”

“ બરાબર ખ્યાલ નથી. પણ કાંઇ ખાસ કામે ગયો લાગે છે.”

“ બાપરે ! ” ડ્યુક બોલ્યો. “ આજનો દિવસ–આજની રાત ઘણી ખરાબ છે. આજે મોડા સુધી બ્હાર ફરવું બરાબર નથી. કેમ નહિ કાઉન્ટેસ ? ” આ શબ્દો પેલી કાઉન્ટેસના તરફ ફરીને ડ્યુક

ઓહ્યો. તે તેજ વખતે ત્યાં આવી પહોંચી હતી, અને ડ્યુકના બાઇનો હાથ ઝાલીને ઉભી હતી.

" ઉલટું મને તો આજની રાત ઘણી આનંદદાયક લાગે છે." કાઉન્ટેસે જવાબ આપ્યો. " અહિંઆં ભેગા થએલા લોકો આવતી કાલે માત્ર એકજ ફરીઆદ કરવાના કે આજની રાત્રી ઘણીજ ઝડપથી પસાર થઇ ગઇ આ સિવાય બીજી કાંઇપણ ફરીઆદ કરવાની તેમને જડવાની નથી."

" જે મનુષ્યો અહિંઆં ભેગા થએલા છે." ડ્યુકે મંદ મંદ હાસ્ય કરતાં કહ્યું. " તેમના સંબંધમાં હું કહેતો નથી. અહિંઆં ભેગા થએલા પુરૂષોને તો માત્ર તમારા પ્રેમપાશમાં ફસાઇ પડવાનો જ ભય છે ! જ્યારે આ બધી સ્ત્રીઓને તમારા લાવણ્યથી ઝંખવાણી બનવાની જ માત્ર બીતિ છે. પણ હું તો જે લોકો આજે રાતના બ્હાર રખડતા હોય તેમની વાત કરૂં છું."

" અરે ! " કાઉન્ટેસે પૂછ્યું. " આ રોમ શહેરમાં એવો તે વળી કોણ કમનસીબ હશે કે જે આવા ઉત્સવમાં ભાગ લેવાના કારણ સિવાય બીજા કોઇ કારણે અત્યારે બ્હાર રખડતો હોય ! "

" આપણો મિત્ર આલ્બર્ટ." ફ્રાંઝે કહ્યું. " તેની એક અજ્ઞાત પ્રિયતમાની સોબતમાં સાતેક વાગ્યાના સુમારે અદૃશ્ય થઇ ગયો છે. કાઉન્ટેસ. ત્યારપછી તે નજરે પડયો જ નથી."

" તે ક્યાં છે તે પણ તમને માલુમ નથી ? "

" જરા પણ નહિ "

" તેની પાસે કાંઇ હથીઆર છે ખરાં ? "

" ના ના. તે તો માત્ર એક ગામડીઆના વેશમાં છે."

"તમારે તેને જવા દેવો જોઇતો નહોતો." ડ્યુકે ફ્રાંઝને કહ્યું. "તે રોમ શહેરથી જાણીતો નથી, પણ તમે તો પુરેપુરો વાકેફગાર છો."

"આજે શરતમાં જે ઘોડો જીત્યો તેને તમે કદાચ રોકી શકયા હોત, પણ આલ્બર્ટને તો રોકી શકવાની કોઇની તાકાદ ન હોતી." તેણે જરા રહીને ફરીથી પૂછ્યું.

"તે તો શું કહી શકાય ? રાત્રિ ભયંકર અંધકારવાળી છે, અને પાસે ટાઇબર નદી તૈયાર જ છે. પછી શું થાય એ કોણ કહી શકે "

ફ્રાંઝને પોતાને તો ચિન્તા મૂળમાં થતી હતી. તેમાં વળી ડ્યુક અને કાઉન્ટેસનું બોલવું પણ તેવું જ થયું, એટલે તેના તો મોતી-આજ મરી ગયા.

"મેં નિવાસગૃહમાં સર્વને ખબર કરી મૂકી છે કે આજની રાત હું તમારે ત્યાં ગાળનાર છું; માટે આલ્બર્ટ પાછો આવે કે તુરતજ મને ખબર આપવી."

"અરે," ડ્યુકે કહ્યું. "હું ધારૂં છું કે આ મારો નોકર તમને જ શોધતો જણાય છે."

ડ્યુકનું ધારવું ભૂલ ભરેલું ન હોતું. નોકરે ફ્રાંઝને જોયો એટલે તુરત જ તેની પાસે આવ્યો.

"સાહેબ." નોકર બોલ્યો. "આપના મિત્ર વાઇકાઉન્ટ આલ્બર્ટની કાંઇક ચીઠ્ઠી આવેલી છે તેથી આપને મુકામ ઉપર બોલાવે છે !"

"આલ્બર્ટની ચીઠ્ઠી !" ફ્રાંઝે ગભરાતાં ગભરાતાં પૂછ્યું. "તે માણસ ક્યાં છે ?"

" તે તો હું આ દિવાનખાનામાં દાખલ થયો કે તુરત જ જતો રહ્યો. "

" અરે, " કાઉન્ટેસ બોલી. " જાઓ, જાઓ, ઝટ કરો. તે બિચારાને કાંઇ અકસ્માત નડયો હશે ! "

" હું આ દોડયો. " ફ્રાંઝે જવાબ આપ્યો.

" તમે ફરીથી પાછા અમને ખબર કરવાને અહિં આવશોને?"

" હા હા. જો કાંઇ ગંભીર બાબત નહિ હોય તો હું પાછો આવીશ, નહિ તો તો કાંઇ કહેવાય નહિ. "

ફ્રાંઝ પોતાની ટોપી લઇને ઝડપથી ચાલતો થયો. તેણે પોતાની ગાડી બે વાગ્યાના સુમારે મંગાવી હતી. સદ્ભાગ્યે તેનો મુકામ ઘણે દૂર નહોતો. તે નિવાસગૃહની નજીક આવ્યો, ત્યારે તેણે મોહોલ્લાની વચમાં જ એક ઇસમને ઉભેલો જોયો. આલ્બર્ટની ચીઠ્ઠી લાવનાર ઇસમજ તે હોવો જોઇએ એવી તેની ખાત્રી થઈ. પેલા આદમીએ એક મોટો ઝભ્ભો લપેટી લીધો હતો. ફ્રાંઝ તેની પાસે જઇને તેને કાંઇક પ્રશ્ન કરે તે પહેલાં તેજ માણસે તેને પૂછ્યું:

"કેમ સાહેબ, મારૂં શું કામ પડયુ છે ?" તે માણસે સાવચેતી ખાતર એક બે ડગલાં પાછા હઠી જઇને પ્રશ્ન કર્યો.

"મારા મિત્ર વાઇકાઉન્ટ આલ્બર્ટના તરફથી ચીઠ્ઠી લઇને આવનાર ઇસમ શું તમે નથી ?"

" આપ નામદારનું નામ શું ? " પેલાએ પૂછ્યું.

" મારૂં નામ 'બેરન-ફ્રાંઝ-ડ-એપીને' છે. "

"ત્યારે તો ચીઠ્ઠી આપનાજ નામની છે. "

"જવાબ માગ્યો છે કે ?" ફ્રાંઝે પેલાના હાથમાંથી ચીઠ્ઠી લેતાં પૂછ્યું.

" હા. આપના મિત્ર જવાબની આશા રાખે છે ખરા."

" ત્યારે મારી પાછળ પાછળ ઉપર આવો એટલે હું જવાબ આપું."

"સાહેબ, હું તો અહિંઆંજ ઉભો રહીશ." પેલાએ હસતાં હસતાં કહ્યું. " કેમ વારૂ ?" ફ્રાંઝે પૂછ્યું.

"આપ નામદાર પત્ર વાંચશો એટલે કારણ તુરતજ સમજાશે."

" ત્યારે તમે અહિંજ ઉભા રહેશો ?" " હા."

ફ્રાંઝ નિવાસગૃહમાં દાખલ થયો. જીના ઉપરજ માલિક મળ્યો.

" કેમ ?" તેણે ફ્રાંઝને પૂછ્યું.

" કેમ શું ?" ફ્રાંઝે સામો પ્રશ્ન કર્યો.

"આપના મિત્રનો સંદેશો લઇને આવેલો માણસ આપને મળ્યો કે ?" તેણે ફ્રાંઝને પૂછ્યું.

"હા. હું તેને મળ્યો." ફ્રાંઝે જવાબ આપ્યો. "અને તેણે મને આ ચીઠ્ઠી આપી છે. મારી ઓરડીમાં જરા બત્તી કરો એકદમ."

એક નોકરને બત્તી લઇને ફ્રાંઝની ઓરડીમાં જવાને આજ્ઞા થઇ. ફ્રાંઝ તો ઘણોજ ગભરાઇ ગયો હતો, અને આલ્બર્ટની ચીઠ્ઠી વાંચવાને ઘણો આતુર બની ગયો હતો. ઓરડીમાં જતાની સાથેજ તે ચીઠ્ઠી ખોલીને વાંચવા લાગ્યો. ચીઠ્ઠી આલ્બર્ટે પોતાના હાથેજ લખેલી હતી, અને તેની નીચે તેની સહિ કરેલી હતી. ફ્રાંઝે જ્યારે બે ત્રણ વખત તે ચીઠ્ઠી વાંચી ત્યારે જ તે તેની મતલબ સમજી શક્યો. ચીઠ્ઠીમાં આ પ્રમાણે લખાણ હતું—

"પ્રિય મિત્ર—

આ ચીઠ્ઠી મળતાની સાથેજ મારી પેટી ખોલીને તેના ખાનામાંથી મારી નોંધપોથી શોધી કાઢજે. રોમ શહેરના જાણીતા શરાફ

'તોર્લોનીઆ' ઉપર હું એક ભલામણપત્ર લેતો આવ્યો છું અને તે પત્ર તે નાવપોથીમાં છે. તે લેજે અને તારો ભલામણ પત્ર પણ સાથે રાખજે. એ ભલામણપત્ર લઇને તારાથી બની શકે તેટલી ઝડપથી દોડતો 'તોર્લોનીઆ'ને ત્યાં જજે. મારા ભલામણપત્રથી અને જરૂર પડે તો તારા પોતાના ભલામણપત્રનો પણ ઉપયોગ કરીને તે નાણાવટીને ત્યાંથી તુરતાતુરત ચાર હજાર પીએસ્ટર્સ ( સોનાના સિક્કા ) ઉપાડજે અને આ ચિઠ્ઠી લઇને આવનારની સાથે એકદમ મોકલાવી આપજે. મારે પૈસાની ખાસ જરૂર પડી છે. માટે જરા પણ ઢીલ કર્યા સિવાય તાબડતોબ પૈસા મોકલાવી આપ. મારો આધાર તારા ઉપરજ છે.

લી. તારો મિત્ર
આલ્બર્ટ-દ-મૉર્સર્ફ."

તાજાકલમ—

' હવે મને ઇટાલીઅન લુટારાઓના અસ્તિત્વની ખાત્રી થઇ છે."

આ લખાણના અક્ષરો ફ્રાંઝે ઓળખ્યા તે આલ્બર્ટનાજ હતા. તેણે સહિ તપાસી જોઇ. તે પણ તેનીજ હતી.

આ લખાણની નીચે ઇટાલીઅન ભાષામાં નીચે પ્રમાણે લખેલું હતું.

"જો સવારે બરાબર છ વાગ્યાના ટકોરે, અગર તે પહેલાં ઉપર લખેલા ચાર હજાર પીએસ્ટર્સની રકમ મારા હાથમાં પડશે નહિ તો બરાબર સાતના ટકોરે કાઉન્ટ આલ્બર્ટને આ ફાની દુનીઆનો ત્યાગ કરવા પડશે.

લુઇજી વેમ્પા."

આ શેરાના અક્ષરો તો ફ્રાંઝ ઓળખી શક્યો નહિ પણ તેની નીચેની સહિ જોતાંજ તે તમામ હકીકત સમજી ગયો. ચીઠી લઇને આવનાર ઇસમ તેની સાથે ઉપર કેમ ન આવ્યો, તે પણ હવે તેને સમજાયું. જે મશહુર બ્હારવટીયા સરદારના અસ્તિત્વમાં આલ્બર્ટ જરા પણ માનતો ન હોતો, તેનાજ હાથમાં તે સપડાયો હતો. હવે જરાપણ સમય ગુમાવવાનું કામ ન હોતું. તે આગાલેજ પેટી તરફ દોડયો. પેટીના ખાનામાંથી નોંધપોથી બ્હાર ખેંચી કાઢી. તેમાંથી ચીઠીમાં લખ્યા પ્રમાણેનો ભલામણ પત્ર નિકળ્યો. આ પત્રમાં છ હજાર પીએસ્ટર્સ (સોના મોહોરો) સુધીની રકમ આલ્બર્ટને ધીરવાને ભલામણ હતી આ રકમ પૈકી ત્રણ હજાર મોહોરો તો તેણે અત્યાર સુધીમાં ઉપાડેલી હતી, અને તે બાબતની તે પત્ર નીચે નોંધ કરેલી હતી. એટલે ત્રણ હજાર પીએસ્ટર્સ તો ઉપાડી શકાય તેમ હતા. ફ્રાંઝ કેટલીક મુદતથી ફ્લોરેન્સમાં રહેતો હતો, અને રોમમાં માત્ર આઠ દસ દિવસજ ગાળવાના ઇરાદાથી આવેલો હતો એટલે તે મા. જુજ રકમ સાથે આવ્યો હતો; જેમાંનો ઘણો ખરો ભાગ તો વપરાઇ ગયો હતો. તે કોઇના ઉપર ભલામણ પત્ર પણ લેતો આવ્યો ન હોતો. એટલે આલ્બર્ટ જે રકમ મંગાવી હતી તે શી રીતે મેળવવી તે એક મોટા વિચારની વાત થઇ પડી. સાહુકાર તાર્લોનીઆને પોતાની મુશ્કેલી બતાવી વિનંતિ કરવાથી તે મદદ કરશે એવી મનમાં ખાત્રી થવાથી તેમ કરવાનો તેણે નિશ્ચય કર્યો. એટલામાં તો તેને મોન્ટે-ક્રિસ્ટોનું સ્મરણ થયું. તેણે ઘંટડી વગાડી. નોકર હાજર થયો.

"કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો ઘેર છે કે ? જરા તપાસ કર તો !

"હા જી. તેઓ હમણાંજ બ્હારથી પધાર્યા."

"ત્યારે તેમનાં પાસે જા, અને મારે તેમને હમણાંને હમણાંજ મળવું છે માટે તેમની પરવાનગી લઇ આવ."

બે ત્રણ મિનિટમાં નોકર પાછો આવ્યો અને "કાઉન્ટ આપની રાહ જુએ છે" એવી ખબર આપી. ફ્રાંઝ તુરતજ તેના તરફ ગયો. તે એક નાની સુરખી ઓરડીમાં હતો. ઓરડી નાની હતી છતાં તે ઉત્તમ પ્રકારે શણગારેલી હતી. કાઉન્ટ સામો લેવા આવ્યો.

"કેમ? આટલી મોડી રાતે મારા ઉપર કૃપા કરવાનું શું પ્રયોજન પડયું?" કાઉન્ટે પૂછ્યું. "મારી સાથે ભોજન લેવામાં સામેલ થશો તો આપનો ઘણો આભાર થશે."

"ના જી. હું તો આપની પાસે એક ઘણીજ અગત્યની અને ગંભીર બાબત માટે આવ્યો છું."

"ગંભીર બાબત!" હમેશની આતુરતાથી આશ્ચર્ય પામતાં કાઉન્ટ બોલ્યો. "એવું શું છે?" "કોઈ સાંભળે તેમ નથી ને?"

"ના. આપણે એકાંતમાંજ છીએ." કાઉન્ટે બારણું બંધ કરતાં જવાબ આપ્યો. ફ્રાંઝે આલ્બર્ટની ચીઠ્ઠી તેના હાથમાં મુકી. "વાંચો."

કાઉન્ટે વાંચી. "અહાહા!" તે બોલી ઉઠયો.

"આપે તાજા કલમ વાંચ્યા?" "હા. હા. વાંચ્યા."

"કેમ આપ શું ધારો છો?" ફ્રાંઝે પૂછ્યું.

"તમારી પાસે પૈસા છે કે?"

"છે ખરા, પણ પુરતી રકમ નથી."

કાઉન્ટ લાગલોજ પોતાની પેટી તરફ વળ્યો, અને તેમાંથી એક સોના મોહોરોની કોથળી બહાર કાઢતાં બોલ્યો. " મારી મદદ ન સ્વીકારતાં બીજાની પાસે જાઓ તો મારૂં અપમાન થએલું હું ગણીશ. મને આશા છે કે તમે મને માઠું લગાડવાનો પ્રસંગ નહિજ લાવો."

"સાહેબ, ઉલટું હું પોતે તુરત પહેલો આપનીજ પાસે આવ્યો છું."

"મોટા આભાર. આમાંથી જેટલી રકમ જોઇએ તેટલી લઇ લો." એમ કહીને આખી થેલી ફ્રાંઝના આગળ ધરી.

"ત્યારે તે લુંટારા સરદારને પૈસા મોકલવાજ પડશે?"

"તમે પોતેજ તેનો વિચાર કરો." કાઉન્ટ બોલ્યો. "તાજા કલમ સ્પષ્ટ છે."

"હું ધારૂં છું કે જો આપ જરા મન ઉપર લેશો તો કાંઇક રકમ ઓછી કરી શકશો." ફ્રાંઝ બોલ્યો.

"કેવી રીતે?" કાઉન્ટે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

"જો આપણે બન્ને જણ સાથે તે બ્હારવટીઆ સરદારને જઇને મળીશું તો તે આલ્બર્ટને છોડવાને જરૂર ના પાડશે નહિ."

"એવા ભયંકર બ્હારવટીઆ સાથે મારે શી લાગવગ હોઇ શકે?"

"આપે તેના ઉપર કદી પણ નહિ વિસરી શકાય એવો ઉપકાર હમણાંજ કર્યો નથી શું?" "શું?"

"તમે પેપીનોને ભયંકર મોતના પંજામાંથી બચાવ્યો નથી?"

"અહા! અહા!" કાઉન્ટ બોલ્યો. "એ વાત તમે શી રીતે જાણી?"

"કાંઇ ફીકર નહિ. ગમે તે રસ્તે મારા જાણવામાં આવ્યું છે."

કાઉન્ટે ભવાં ચઢાવ્યાં. તે ક્ષણ માત્ર મૌન બની ગયો.

"વારૂ, હું વેમ્પાની પાસે જાઉં તો તમે મારી સાથે આવશો?" તેણે આખરે પૂછ્યું.

"જો મારી સોબત તમને નાપસંદ પડે નહિ તો આવું."

"ઠીક, ચીઠી લઇને આવનાર માણસ ક્યાં છે?"

"રસ્તામાં ઉભો છે."

"જવાબની રાહ જોતો ઉભો છે?" "હા."

"આપણે કેટલેક દૂર જવું પડશે તેનો તપાસ કરવો પડશે. આવો, હું તેને અહિંઆંજ બોલાવું."

"અરે તેને અહિં બોલાવવો ફોકટ છે. તે નહિ આવે."

'તમારા બોલાવ્યાથી નહિ આવે, પણ મારા બોલાવ્યાથી આવવાને જરાપણ આનાકાની કરનાર નથી."

કાઉન્ટે રસ્તા ઉપર પડતી એક બારી ખોલી નાંખી. ડોકું બહાર કાઢી આસપાસ આમ તેમ જોયું, અને એક સીસોટી વગાડી. પેલા માણસ આગળ આવ્યો.

"ઉપર આવ." કાઉન્ટે જાણે પોતાના નોકરને હુકમ કરતો હોય તેવી રીતે તેને કહ્યું. પેલાએ જરા પણ આનાકાની કરી નહિ, પણ સપાટાબંધ દોડતો ઉપર ચઢી આવ્યો.

"કોણ પેપીનો?" કાઉન્ટે પૂછ્યું.

પણ જવાબ દેવાને બદલે પેપીનો તો એકદમ લાંબો થઇને કાઉન્ટને પગે પડયો, અને તેના હાથ ચુંમવા લાગ્યો.

"અહા!" કાઉન્ટ બોલ્યો. "ત્યારે તો મેં તને મોતના પંજામાંથી બચાવ્યો એ વાત એક અઠવાડીઉં થઇ ગયું તો પણ હજી તું વિસરી ગયો નથી એમ જણાય છે."

"ના, ના. અન્નદાતા, તે હું કદી પણ વિસરી જનાર નથી." પેપીનોએ આભાર દર્શાવતાં જવાબ આપ્યો.

"હવે કદી ભૂલનાર નથી એ વાત તો જાણે જવાજ દેજે! એવું વચન આપવું. અને પાળવું. તે રહેલ નથી; છતાં પણ તું આટલું માને છે એજ બસ છે! ઉભો થા અને હું પૂછું તેનો જવાબ આપ."

પેપીનોએ જરા ચિન્તાતુર ચ્હેરે ફ્રાંઝ તરફ નજર કરી.

"એઓ સાહેબની હાજરીમાં બોલવાને કંઇ અડચણ નથી." કાઉન્ટ બોલ્યો. "તે મારા મિત્ર છે."

"ત્યારે તો આપને જે પ્રશ્ન પૂછવાની ઇચ્છા હોય તે પૂછો. હું જવાબ દેવાને તૈયાર છું."

"વારૂ, વાઇકાઉન્ટ આલ્બર્ટ તારા સરદારના હાથમાં શી રીતે ફસાયા?"

"અન્નદાતા, જે ગાડીમાં 'તેરીસા' હતી તે ગાડી પાસે થઇને વાઇકાઉન્ટ ઘણી વખત પસાર થયા."

"તારા સરદારની માનીતી?"

"હા. તે યુવાને તેના તરફ પુષ્પગુચ્છ નાંખ્યો. તેરીસાએ તેના બદલામાં એક ગુચ્છ તેના તરફ નાખ્યો. આ બધું અમારા સરદારની સંમતિથીજ થયું. કારણ તેઓ ગાડીમાં તેરીસાની સાથેજ હતા."

"શું! તે ગાડીમાં વેમ્પા પણ હતો કે?" ફ્રાંઝે પૂછ્યું.

"ગાડીવાનના વેશમાં તેજ હતા." પેપીનોએ જવાબ આપ્યો.

"વારૂ પછી?" કાઉન્ટે આગળ પૂછ્યું.

"પછી વાઇકાઉન્ટે મુખવટો ખસેડી નાંખ્યો, એટલે તેરીસાએ પણ સરદારની સંમતિથી પોતાનો બુરખો ખસેડી નાંખ્યો. પછી તે યુવાને મુલાકાત માગી, જે આપવામાં આવી. પણ ઠરેલા વખતે સેન્ટ ગીઆકોમોના દેવળ આગળ તેરીસાને બદલે અમારો એક 'બેપો' નામનો સાથી તેમને જઇ મળ્યો."

"શું! આલ્બર્ટના હાથમાંથી મસાલ ઝુંટાવીને નાસનાર છોકરી નહિ પણ—!"

"એક માત્ર પંદર વરસનો છોકરો હતો." પેપીનોએ જવાબ આપ્યો. "પણ તમારો મિત્ર છેતરાયો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. અરે બેપોએ તો ભલભલાને—કેટલાનેય છેતરી નાંખ્યા !"

"વારૂ ત્યારે, 'બેપો' તેને છેતરીને કોટની બહાર લઇ ગયો કેમ ?" કાઉન્ટે પૂછ્યું.

"હા જી. ગાડી તૈયાર જ હતી. 'બેપો' એ પેલા ગૃહસ્થને ગાડીમાં પોતાની સાથે બેસવા આમંત્રણ આપ્યું. તે કાંઇ બીજી વખત કહેવાની રાહ જુએ તેમ ન હોતું. 'બેપો' એ તેને કહ્યું કે રોમથી બે ત્રણ માઇલ દૂર એક એકાન્ત સંકેત સ્થાનમાં તેઓને જવાની જરૂર હતી. પેલા ગૃહસ્થે તો દુનીયાના છેડા સુધી જવાનું પણ કબુલ કર્યું. ગાડી આગળ ચાલી. રોમ શહેરના કોટની બ્હાર બસોએક ડગલાં ગાડી ગઇ હશે, એટલે પેલા ગૃહસ્થને કાંઇક શંકા આવવાથી જરા ઉંચા નીચા થવા લાગ્યા. 'બેપો' એ લાગલી એક પીસ્તોલ તેના લમણા આગળ ધરી. ગાડીવાળાએ તુરત ગાડી અટકાવીને બીજી પીસ્તોલ કાઢીને બીજા લમણા આગળ ધરી. એટલામાં તો આજુ બાજુ સંતાઇ રહેલા અમારી ટોળીમાંના ચાર જણાએ તેને ઘેરી લીધો. પેલા ફ્રેંચ ગૃહસ્થે ઘણાએ પછાડા માર્યા, અને 'બેપો' ને અધમૂઓ કરી નાંખ્યો. પણ પાંચ હથીઆરબંધ માણસો આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ. તેઓએ તેને ગાડીમાંથી બ્હાર ખેંચી કાઢ્યો, અને નદી કીનારે ચલાવતા ચલાવતા લૅમ્પા અને તેરીઆની પાસે તેને લઇ ગયા.

"મને તો આ બધું એક નવલકથા જેવું લાગે છે." કાઉન્ટે ફ્રાંઝ તરફ ફરીને કહ્યું. "કેમ તમારો શો મત છે ?"

"માત્ર આલ્બર્ટ સિવાય બીજા કોઈને એવો અનુભવ થયો હોત તો સાંભળવાની મજા પડત. પણ આલ્બર્ટ તો આપણો મિત્ર છે."

"અને તમે જો મારી પાસે ન આવ્યા હોત, અગર મારો અત્યારે પત્તો ન લાગ્યો હોત, તો તો તમારા મિત્રનું આવી બન્યું હતું. હવે તમારે જરાપણ ચિન્તા કરવાનું કારણ નથી. તેમને જરા થોડો વખત ધાસ્તીમાં પસાર કરવો પડશે એટલું જ. "

" ત્યારે હવે આપણે તેને શોધી કાઢી શકીશું ? "

"ચોક્કસ સાહેબ." પેપીનોએ કહ્યું." વળી અત્યારે અમારો મુકામ જે જગાએ છે તે જગા પણ ઘણી મનોહર છે. સેન્ટ સીબેસ્ચીઅન ગુફાઓ તો આપે જોઈજ હશે!"

"મેં હજી સુધી કદી જોઇ નથી. પણ ઘણી વખત મારો તે જોવાનો વિચાર થાય છે ખરો."

"ત્યારે તો સાહેબ, આના જેવો સારો લાગ બીજો ફરીથી કદી આવનાર નથી. ગાડી તો હશેજ ?"

"મંગાવીએ." કહીને કાઉન્ટે ઘંટડી વગાડી, હાજર થએલા નોકરને હુકમ કર્યો. "ગાડી તૈયાર કરાવો. તેનાં ખાનામાં જે પિસ્તોલો રાખેલી છે તે કાઢી લો. તેની જરૂર નથી. ગાડીવાળાને જગાડવાનું કાંઈક કારણ નથી. અલ્લી ગાડી હાંકશે."

થોડીજ વારમાં ગાડી તૈયાર થઈને બારણા આગળ આવી ઉભી રહી. કાઉન્ટે ઘડીઆળમાં જોયું.

"સાડાબાર થયા છે." તે બોલ્યો. "કેમ્પાનો મુકામ અહીંથી ઘણો નજીક છે, એટલે સવારમાં પાંચ વાગે નિકળીએ તો પણ વખત સર પહોંચી જવાય, પણ એ ઢીલ કરવાથી તમારા મિત્રને આખી

રાત ચિન્તામાં ગાળવી પડે. તેથી એ કાફરોના હાથમાંથી તેને છોડાવ-વાને આપણાથી જેમ બને તેમ જલદી આપણે જવું જોઈએ." તેણે ફ્રાંઝને કહ્યું "કેમ હજી તમારો મારી સાથે આવવાનો નિશ્ચય કાયમ છે ને?"

"મારો નિશ્ચય વધારેને વધારે દૃઢ થતો જાય છે."

"સારૂ ત્યારે, ચાલો."

ફ્રાંઝ અને મોન્ટેક્રિસ્ટો નીચે ઉતર્યા. પેપીનો તેમની પાછળ પાછળ ચાલ્યો. ગાડી તૈયાર હતી. અલ્લી ગાડી હાંકવાને તૈયાર ઉભો હતો. મોન્ટેક્રિસ્ટોના ટાપુમાં જે મૂગા ગુલામને ફ્રાંઝે જોયો હતો, તેજ આ અલ્લી હતો એમ તેની ખાત્રી થઇ. ફ્રાંઝ અને કાઉન્ટ ગાડી-માં બેઠા. પેપીનો અલ્લીની સાથે બેઠો, અને ગાડી ઝડપથી ચાલી. શહેરના બહાર નિકળ્યા એટલે ગાડી પુરાતન 'એપીઅન' રસ્તે ચાલી આ રસ્તાની બન્ને બાજુએ કબરો આવી રહેલી હતી. ચંદ્ર ઉગવા લાગ્યો હતો. તેના પ્રકાશમાં વારવાર રસ્તા ઉપરનાં ખંડીયરોમાંથી સંત્રીઓ નિકળી આવતા અને પેપીનોના તરફથી સંજ્ઞા મળતાં તુરતજ પાછા લપાઇ જતા ફ્રાંઝે જોયા.

થોડોક રસ્તો બાકી રહ્યો હશે એટલામાં ગાડી અટકી. પેપી-નોએ ગાડીને દરવાજો ખોલતાં કહ્યું:

"હવે માત્ર દશ જ મિનિટનો રસ્તો છે."

આ સાંભળી કાઉન્ટે પેપીનોને જરા બાજુ ઉપર લઇ જઇને કાનમાં કહ્યું. પેપીનો ગાડીમાં સાથે આણેલી એક મશાલ હાથમાં લઇને ચાલવા માંડ્યો અને આડા અવળા ખાડા ટેકરાઓમાં થઇને અદૃશ્ય થઇ ગયો. દસેક મિનિટમાં તે પાછો આવ્યો, અને ફ્રાંઝ અને

કાઉન્ટને પોતાની પાછળ પાછળ આવવાને તેણે વિનંતી કરી. તેઓ તેની પાછળ પાછળ ચાલ્યા. એક જગાએ ધાડા જંગલ જેવો પ્રદેશ આવ્યો. ઝાડીની પાછળ ખડકો હતા. આ ખડકોમાંથી અંદર જવાનો એક નાનો સરખો દરવાજા જેવો રસ્તો હતો. એક માણુસ પણુ પરાણે પરાણે તેમાંથી પસાર થઇ શકે તેમ હતું. તે દરવાજામાં પેપીનો પહેલો દાખલ થયો. થોડાંક ડગલાં આગળ ગયા એટલે રસ્તો પ્હોળો થતો ચાલ્યો. ફ્રાંઝ અને કાઉન્ટ પાછળ પાછળ આવતા હતા એવી પેપીનોએ ફરીથી પાછી ખાત્રી કરી લીધી. તેઓ ધીરે ધીરે ઢાળ ઉતર્યા. એ જગ્યાએ પણુ ફ્રાંઝ અને કાઉન્ટ બન્ને સાથે સાથે તો ભાગ્યેજ ચાલી શકે તેમ હતું. વધારમાં બન્ને જણુને જરા નીચા નમીને સાચવીને ચાલવું પડતું. આ રીતે બસો એક ડગલાં ચાલ્યા એટલામાં એકાએક “ ખબરદાર ! થોભો ! કોણુ છે !” ફ્રાંઝે ભરેલી બંદુક સાથે એક સંત્રીને પોતાના સામે ઉભેલો જોયો.

“ દોસ્ત ! ” પેપીનોએ જવાબ આપ્યો, અને પછી એકલા આગળ આવીને પેલા સંત્રીના કાનમાં કાંઇક કહ્યું. પેલા સંત્રીએ તુરતજ આવેલા પરોણુાઓને નમન કર્યું, અને બાજુ ઉપર ખસી જઇ આગળ વધવાને ઇશારત કરી.

સંત્રી જે જગાએ ઉભો હતો તેની બરાબર પાછળ એક જીનો જણુાયો. આ જીનાનાં વીસ પગથીઆં ઉતરતાં કાઉન્ટ અને ફ્રાંઝને પોતે એક વિશાળ ગુફામાં આવી પહોંચેલા હતા એમ દેખાયું. ગુફા પ્રાચીન કાલમાં મડદાં દાટવાને માટે તૈયાર કરવામાં આવલી હતી. એ જગાએ ચાર પાંચ રસ્તા હતા. તે રસ્તે થઇને બીજી નાની ગુફાઓમાં જવાતું. આમાંની એક મોટી ગુફામાં દીવાનો પ્રકાશ દેખાયો.

“ રાતને વખતે નિદ્રાવશ થએલા બ્હારવટીઆઓની છાવણી- નો દેખાવ જોવાની તમારી ઇચ્છા છે ? ” કાઉન્ટે ફ્રાંઝને પૂછ્યું.

“ હા હા. ”

“ ત્યારે તો ચાલો મારી સાથે. પેપીનો, મસાલ બુઝાવી નાંખ.” તેણે પેપીનોને હુકમ કર્યો.

પેપીનોએ તુરતજ હુકમનો અમલ કર્યો, અને ફ્રાંઝ અને કાઉન્ટ બન્ને ઘોર અંધકારમાં ગરક થઈ ગયા. માત્ર પચાસેક ડગલાં દૂર આગના ભડકાનો પ્રકાશ દેખાતો હતો. પેપીનોએ મસાલ બુઝાવવાથી તે પ્રકાશ વધારે સ્પષ્ટ દેખાવો લાગ્યો. તેઓ ગુપચુપ આગળ ચાલ્યા. કાઉન્ટનામાં જાણે અંધકારમાં પણ જોઇ શકવાની શક્તિ હોય તેમ તે ફ્રાંઝનો હાથ ઝાલીને તેને દોરવા લાગ્યો. જેમ જેમ પ્રકાશની નજીક આવતા ગયા, તેમ તેમ ફ્રાંઝ પણ વધારે સ્પષ્ટતાથી જોઇ શકવા લાગ્યો. એટલામાં ત્રણ કમાનો આવી. આમાંની મધ્ય કમાનમાંથી પસાર થયા, ત્યારે તેઓ એક વિશાળ ચોરસ ઓરડામાં દાખલ થયા. આ ઓરડાના મધ્ય ભાગમાં ચાર મોટા પથ્થર ગોઠવેલા હતા. આ પથરાનો પ્રાચીન કાલમાં યજ્ઞની વેદી તરીકે ઉપયોગ કરવામાં આવતો હશે એમ અનુમાન થતું હતું. એક થાંભલા આગળ એક દીવો મૂકેલો હતો. તેની હાલતી જ્યોતનો મંદ મંદ પ્રકાશ પડી રહ્યો હતો. આ પ્રકાશમાં એક વિચિત્ર દેખાવ આ બન્ને પરોણાઓની દૃષ્ટિએ પડયો. થાંભલા ઉપર હાથ ટેકવીને એક માણસ બેઠો બેઠો એક પુસ્તક વાંચતો હતો. જે દ્વારમાં પેલા પરોણાઓ ઉભા હતા તેના તરફ પીઠ કરીને તે બેઠેલો હતો. આ માણસ બીજો કોઇ નહિ પણ લુંટારાનો પ્રખ્યાત સરદાર લુઇજી વેમ્પા હતો. તેની આસપાસ પોતાની મરજી માફક ટોળે વળીને પચીસ કરતાં પણ વધારે લુંટારાઓ પોતાના ઝભ્ભા લપેટીને અગર પથ્થર ઉપર માથું ટેકવીને પડેલા હતા. દરેકની ભરેલી બંદુક ઉપયોગ માટે

તૈયારજ તેમની પાસે પડેલી હતી. દ્વાર આગળ એક ઓળાની માફક છૂપાઇને એક સંત્રી ચુપચુપ પ્હેરા ભરવાનું કાર્ય કરી રહ્યો હતો. જ્યારે ફ્રાંઝે એ બધો વિચિત્ર દેખાવ બરાબર જોઇ લીધો એવી કાઉન્ટની ખાત્રી થઇ, ત્યારે તેણે તેને શાંત રહેવાની ઇશારત કરી. પછી પેલા સંત્રીને જરા પણ ખબર પડવા દીધા સિવાય પગથીઆં ચઢીને પેલી મધ્ય કમાનમાંથી તેઓ અંદર દાખલ થયા, અને વેમ્પાના તરફ આગળ વધ્યા. તે લુંટારાનો સરદાર પેલું પુસ્તક વાંચવામાં એટલો બધો મશગુલ થઇ ગયો હતો કે તેની છેક નજીક તેઓ આવી પહોંચ્યા, તો પણ વેમ્પા તેમનાં પગલાંનો અવાજ સાંભળી શકયો નહિ. આ વખતે દ્વાર આગળના પેલા સંત્રીને પોતાના સરદારની નજીક જતા કાંઇક ઓળા જેવો ભાસ થયો. તે તુરતજ પોકારી ઉઠયો: "ખબરદાર! કોણ છે?"

આ અવાજ સાંભળીને વેમ્પા તુરતજ ઉભો થઇ ગયો, અને પોતાની કમરેથી એકદમ પીસ્તોલ ખેંચી કાઢી. એક ક્ષણ માત્રમાં તો તમામ લુંટારાઓ ખડા થઇ ગયા, અને લગભગ પચીસ ત્રીસ બંદુકો કાઉન્ટની સામે તાકવામાં આવી.

"વાહ! વાહ!" કાઉન્ટે મ્હો ઠેકાણે રાખીને તદ્દન શાંત અવાજે કહ્યું. "દોસ્ત વેમ્પા, તું મિત્રોની મુલાકાત લેવામાં પણ ઘણો સારો શિષ્ટાચાર વાપરતો દેખાય છે!"

"હથીઆર દૂર કરો." સરદારે પોતાની ટોળીને સખ્ત શબ્દોમાં હુકમ કર્યો, અને તેજ વખતે પોતે ઘણા માનથી ટોપી ઉતારી નમન કર્યું. પછી કાઉન્ટને કહ્યું: "કાઉન્ટ, આપની હું ઘણી નમ્રતાપૂર્વક માફી માગું છું; પણ આવી મુલાકાતનું માન મને મળશે એવી મને સ્વપ્ને પણ આશા નહિ હોવાથીજ હું આપને એકાએક ઓળખી શકયો નહિ."

"વેમ્પા, તમારી સ્મરણ-શક્તિ હવે બધીજ બાબતમાં કમી થતી જાય છે. તમે લોકોને ઓળખી શકતા નથી એટલુંજ નહિ પણ તેમની સાથે કરેલી શરતો પણ હવે તો તમને બરાબર યાદ રહેતી નથી."

"કાઉન્ટ, હું કયી શરતો વિસરી ગયો?" પેલા લુંટારાના સરદારે જાણે અજાણતાં ભૂલ થઇ ગઇ હોય, અને તે સુધારવાને પોતે તૈયાર હોય, એવો દેખાવ ધારણ કરતાં પૂછ્યું.

"શું આપણી વચ્ચે એવી શરત થએલી નથી કે મને પોતાને તેમજ મારા મિત્રોને તમારે કદી પણ હેરાન કરવા નહિ?" કાઉન્ટે જરા ગંભીરતાથી પૂછ્યું.

"તે શરતનો મારાથી કેવી રીતે ભંગ થયો છે તે આપ નામદાર જણાવશો?"

"આજે સાંજેજ તમે વાઇકાઉન્ટ આલ્બર્ટ-દ-મોર્સર્ફને ફરેબ આપીને ઉપાડી લાવ્યા છો. હવે," કાઉન્ટે એવા અવાજે આગળ બોલવા માંડયું કે ફ્રાંઝ તો ધ્રુજવા લાગ્યો "તે ગૃહસ્થ મારો મિત્ર છે.—તે ગૃહસ્થ હું જે નિવાસગૃહમાં રહું છું ત્યાંજ રહે છે.—તે યુવાન ગૃહસ્થ આજે એ ત્રણ દિવસથી મારી પોતાની ખાનગી ગાડીમાં જ ફરે છે.—અને તેમ છતાં પણ તમે તેને અહિં ઉપાડી લાવ્યા છો, એટલુંજ નહિ પણ તેને છોડવા માટે તે કોઇ સાધારણ આદમી હોય તેમ તમે દંડ ઠરાવીને તેની માગણી પણ કરી છે.

"કેમરે? તમે લોકોએ મને આ બાબત પ્રથમથી કેમ ન જણાવીરે? લુંટારા સરદારે પોતાની ટોળી તરફ ફરીને સર્વને પ્રશ્ન કર્યો. તેની ક્રોધપૂર્ણ દૃષ્ટિ સામે કોઇથી નજર સરખી પણ ઉંચી

થઇ શકી નહિ. "કાઉન્ટના જેવા ગૃહસ્થ કે જેના હાથમાં આપણી બધાની જીંદગીની જીવન-દોરી છે, તેમને આપેલું વચન તોડવાની નીચું જોવા જેવી સ્થિતિમાં મને શા માટે લાવી મૂકયો ? ઇશ્વરના સમ ખાઇને હું કહું છું કે જો તમારામાંના કોઇને પણ તે ગૃહસ્થ કાઉન્ટના મિત્ર છે એવી વાતની ખબર હોવા છતાં મને તેણે તે જણાવી નથી એવું મારા જાણવામાં આવ્યું છે, તો હું પોતે મારા હાથેજ તેને ઠાર કરી નાંખીશ."

"જુઓ," કાઉન્ટે ફ્રાંઝના તરફ ફરીને કહ્યું. "મેં તમને કહ્યું હતું ને કે કાંઇક ભૂલજ થએલી હોવી જોઇએ."

"શું આપ એકલા નથી ?" વેમ્પાએ જરા ચિન્તાતુર અવાજે પૂછયું.

"જે ગૃહસ્થને આ પત્ર લખવામાં આવ્યો છે તેને હું મારી સાથે લેતો આવેલો છું. મારે તેને એમ સાબીત કરી આપવાની ઇચ્છા હતી કે વેમ્પા લુંટારાનો સરદાર હોવા છતાં સત્યવચની છે, અને તે પોતેજ થએલી ભૂલ માટે દિલગીરી જાહેર કરશે."

ફ્રાંઝ લુંટારા સરદારને મળવા આગળ આવ્યો.

"આપ નામદારને આવકાર આપતાં મને આનંદ થાય છે." તેણે ફ્રાંઝને કહ્યું. "કાઉન્ટે જે કહ્યું તે આપે સાંભળ્યું છે. મારો જવાબ આપે સાંભળ્યો. હવે વધારામાં હું એટલુંજ કહેવા માગું છું કે ચાર હજાર સોના મોહોરો તો શું પણ કુબેરના ધનભંડારને માટે પણ આવો પ્રસંગ ઉભો કરવાની હું કદી ઇચ્છા કરૂં નહિ."

"એ બધું તો ઠીક," ફ્રાંઝે ચિન્તાતુર ચ્હેરે આસપાસ જોતાં કહ્યું, "પણ આલ્બર્ટ કયાં છે. તે અહિંઆં તો કાંઇ દેખાતો નથી."

"હું ધારૂં છું કે તે હજી સહિસલામત છે ?" કાઉન્ટે ભવાં ચઢાવતાં પૂછ્યું.

"કેદી પણે આગળ છે." વેમ્પાએ દૂર એક કોટડી તરફ આંગળી કરી. એક સંત્રી ત્યાં પ્હેરો ભરતો હતો. "હું પોતેજ જઇને તેને છૂટો કર્યાની ખબર તેને આપું છું."

આમ કહીને સરદાર તે કોટડી તરફ વળ્યો. ફ્રાંઝ અને કાઉન્ટ તેની પાછળ પાછળ ચાલ્યા.

"કેમ ! કેદી શું કરે છે !" વેમ્પાએ કોટડી પાસે જતાં સંત્રીને પૂછ્યું.

"કોણ જાણે સરદાર," સંત્રીએ જવાબ આપ્યો. "મને ખબર નથી. કલાકેક થયો તે કાંઇ હાલતો ચાલતો જણાતો નથી."

"આવો સાહેબો." વેમ્પાએ કાઉન્ટ અને ફ્રાંઝને કહ્યું.

કાઉન્ટ અને ફ્રાંઝ બન્ને જણા પેલા સરદારની પાછળ પાછળ સાત આઠ પગથીઆં ચઢીને ગયા. સરદારે કોટડીનો દરવાજો ખોલ્યો. પછી દીવાના પ્રકાશમાં એક લુંટારાએ આપેલા ઝભ્ભામાં લપાઇને એક ખૂણામાં ભર નિદ્રામાં પડેલા આલ્બર્ટને તેમણે જોયો.

"જુઓ ! જુઓ !" કાઉન્ટે ફ્રાંઝને કહ્યું. "જેને કાલે સવારમાં ગોળીબારથી ઠાર કરવાનો છે તે માણસ આવી રીતે શાંતિથી નિદ્રા લે છે !"

વેમ્પાએ પણ આલ્બર્ટના તરફ આશ્ચર્યથી જોયું. આવી જાતની હિંમત જોઇને તેને લાગણી થયા સિવાય રહે તેમ નહોતું.

પછી આલ્બર્ટની પાસે જઇને તેને હાથ લગાડીને ઉઠાડયો.

"કાઉન્ટ, ખરેખર આ ગૃહસ્થ તમારા મિત્રજ હોવા જોઇએ. બીજાનામાં આવી હિંમત સંભવે નહિ."

આલ્બર્ટે આળસ મરડી, આંખો ચોળીને ઉઘાડી, અને આસપાસ જોવા લાગ્યો.

"અહા ! અહા !" તે બોલ્યો. "સરદાર તમે જ છો કે શું? મને જરા શાંતિમાં નિદ્રા લેવા દીધી હોત તો ઠીક. અરે યાર ! મને એવું સુંદર સ્વપ્ન આવ્યું હતું !" "એમ બોલતાં તેણે ખીસામાંથી પોતાનું ઘડીઆળ બ્હાર કાઢ્યું.

"અરે હજી તો દોઢજ વાગ્યો છે." તે બોલ્યો. "આ વખતે મને જગાડવાનું શું કારણ છે ?"

"આપ છૂટા થયા છો એમ જાહેર કરવાને."

"દોસ્ત," આલ્બર્ટ શાંતિથી બોલ્યો. "આજ પછી મહાન નેપોલીઅનનો પેલો નિયમ તમારે ખાસ ધ્યાનમાં રાખવો, કે ખરાબ ખબર આપવાની હોય તોજ મને જગાડવો; તે સિવાય કદી પણ જગાડવો નહિ. જો તમે મને નિરાંતથી નિદ્રા લેવા દીધી હોત તો મારૂં પેલું સુંદર સ્વપ્ન પુરૂં થાત, અને તેને માટે હું તમારો આભારી થાત. વારૂ ત્યારે દંડની રકમ તમને મળી ગઇ હોય એમ લાગે છે ?"

"ના જી." "ત્યારે મને કેવી રીતે છૂટો કરવામાં આવે છે ?"

"એક ગૃહસ્થ કે જેને મારાથી કોઈપણ બાબતની ના પાડી શકાય તેમ નથી, તેમણે તમારી માગણી કરી છે."

આલ્બર્ટે આસપાસ નજર કરી તો ફ્રાંઝને દીઠો.

"અરે આ શું ? શું ફ્રાંઝ ? તારી મિત્રતા જોઇને તો હું—" આલ્બર્ટ આગળ બોલવા જતો હતો. "ના ના.' તેને અટકાવીને ફ્રાંઝ બોલ્યો. "મેં કાંઇજ કર્યું નથી. આપણા મિત્ર અને પડોશી કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને બધો ધન્યવાદ ઘટે છે."

" ઓહો ! " આલ્બર્ટ બોલ્યો. " કાઉન્ટ તમે તો ઘણોજ ઉપકાર કર્યો. ગાડી વિગેરેની મદદ આપીને તો તમે મને આભારી કર્યો હતો જ; પણ આથી તો હું તમારો સદાનો ઋણી થયો." એમ કહીને તેણે હાથ લાંબો કર્યો. કાઉન્ટને તેનો હાથ પોતાના હાથમાં લેતાં કંપારી વછૂટી, છતાં તેણે તે લીધો.

આ દેખાવ પેલો સરદાર તો આશ્ચર્યથી જોઈ રહ્યો. તેના આગળ તેના કેદીઓને હંમેશાં થર થર કાંપતા જોવાને તે ટેવાએલો હતો, છતાં આ કેદીનો આનંદ તો જરાપણ ઓછો થયો ન હતો. લુંટારાની હાજરીમાં પણ એક ફ્રેંચ ગૃહસ્થ તરીકે આલ્બર્ટે ફ્રાંસની આબરૂ સાચવેલી જોઇને ફ્રાંઝ પણ ખુશ થઇ ગયો.

" દોસ્ત આલ્બર્ટ, " તે બોલ્યો. " હજી કાઉન્ટ 'તોરલોનીઆ' ને ત્યાંનો જલસો પૂરો થઇ ગયો નહિ હોય તો ચાલ આપણે ત્યાં જઇએ; એટલે તું પણ તે આનંદમાં ભાગ લઇ શકે, અને આ સરદારને દોષ દેવાનું તને જરાપણ કારણ રહે નહિ. "

" હા દોસ્ત, ખરી વાત. ચાલો ત્યારે આપણે જઇએ." આલ્બર્ટે પછી વેમ્પાના તરફ ફરીને પૂછ્યું. " કેમ સરદાર, હવે બીજો કાંઇ વિધિ બાકી રહ્યો છે કે ? "

" ના જી. " સરદારે જવાબ આપ્યો. " હવે આપ હવાની માફક સ્વતંત્ર છો "

" ત્યારે સાહેબજી, ચાલો. "

આલ્બર્ટ આગળ ચાલ્યો. ફ્રાંઝ અને કાઉન્ટ પાછળ પાછળ ચાલ્યા. ઓરડાના મધ્ય ભાગમાં તમામ લુંટારાઓ માનપૂર્વક ટોપીઓ ઉતારીને હારબંધ ઉભા હતા.

" પેપીનો " સરદાર બોલ્યો. " મસાલ લાવ. "

"કેમ તમારો શું વિચાર છે?" કાઉન્ટે પૂછ્યું.

"હું પોતેજ આપને વળાવવા આવીશ." સરદાર બોલ્યો. "એટલું માન તો આપ નામદાર સાહેબોને મારે આપવું જ જોઇએ."

પછી મસાલ હાથમાં ઉઇને તે પરોણાઓની આગળ થયો. અત્યારે શેઠની આગળ મસાલ લઇને ચાલતા નોકરના જેવો તે દેખાતો નહોતો, પણ બીજા મહારાજ્યોના પ્રતિનિધીઓના આગળ ચાલતા કોઇ મહાન રાજાના જેવો દમામથી તે ચાલતો હતો. દરવાજા આગળ ચાલતાં જ તેણે નમન કર્યું.

"હવે કાઉન્ટ," તે બોલ્યો. "આજના બનેલા ખેદજનક બનાવ માટે દિલગીરી જાહેર કરી હું આપની ફરીથી ક્ષમા માગું છું. જે બનાવ બની ગયો છે તેને માટે આપ જરાપણ મનમાં હવે લાવશો નહિ એવી આશા રાખું છું."

"ના ના, દોસ્ત વેમ્પા," કાઉન્ટે જવાબ આપ્યો. "એવું કાંઇ જ નથી. વળી તમારી ભૂલને માટે તમે એટલી બધી ઉદારતાથી ક્ષમા માગો છો કે તમે ભૂલો કરો તેને માટે જ તમારો આભાર માનવો જોઇએ."

"ગૃહસ્થો!" પેલા સરદારે પેલા યુવાન મિત્રોને કહ્યું. "કદાચ મારી સુચના આપને ઘણી લલચાવનારી તો લાગશે નહિ જ, તોપણ જો બીજી વખત આપનો વિચાર મને મુલાકાત આપવાનો થાય, તો હું જ્યાં હોઇશ ત્યાં આપનું સ્વાગત કરવાને ચુકીશ નહિ."

આલ્બર્ટ અને ફ્રાંઝ બન્ને જણે નમન કર્યું.

કાઉન્ટ સૌથી આગળ બ્હાર નીકળ્યો. તેની પાછળ આલ્બર્ટ નિકળ્યો. ફ્રાંઝ એક ક્ષણ થોભ્યો.

"કેમ સાહેબ, મને કાંઇ પૂછવાની આપ સાહેબની ઇચ્છા છે ? " વેમ્પાએ હસતાં હસતાં ફ્રાંઝને પૂછ્યું.

" હા. " ફ્રાંઝે જવાબ આપ્યો. " મારે તમને એક પ્રશ્ન પૂછવો છે. અમે આવ્યા ત્યારે તમે કયું પુસ્તક વાંચવામાં એટલા બધા નિમગ્ન થઇ ગયા હતા ? "

" સીઝરનો સંક્ષિપ્ત અહેવાલ." લુટારાના સરદારે જવાબ આપ્યો. " એ પુસ્તક મને ઘણું પસંદ છે."

" કેમ હવે ચાલવું છે કે નહિ ? " આલ્બર્ટે ફ્રાંઝને પ્રશ્ન કર્યો.

" હા હા. " ફ્રાંઝ બોલ્યો. " આ આવ્યો ! " એમ કહેતો તે પણ ગુફામાંથી બ્હાર નિકળ્યો.

તેઓ મેદાનમાં આવી પહોંચ્યા.

" કાઉન્ટ, હવે આપણે બનતી ત્વરાથી જવું જોઇએ. પેલા ત્યાંના જલસામાં હજી મારે ભાગ લેવો છે. "

ગાડી તેઓએ જ્યાં રખાવી હતી ત્યાંજ ઉભેલી હતી. કાઉન્ટે અલ્લીને એરેબીક ભાષામાં કાંઇક હુકમ આપ્યો. ઘોડા પવન વેગે ઉપડયા. પેલા બન્ને યુવાન મિત્રો ડયુકના દિવાનખાનામાં દાખલ થયા ત્યારે બરાબર બેનો ટકોરો થયો.

તેમના આવી પહોંચવાથી ચાલતા કાર્યક્રમમાં વિક્ષેપ પડયો, પણ આલ્બર્ટ સાથે હોવાથી સર્વની ચિન્તા દૂર થઇ ગઇ.

" બાઇ સાહેબ, " આલ્બર્ટે કાઉન્ટેસના તરફ હાથ લંબાવતાં કહ્યું. " મને નૃત્યમાં આપના સોબતી તરીકે સ્વીકારવાનું ગઇ કાલે આપે મને વચન આપ્યું હતું. આપના તે ઉદારતા ભરેલા વચનનું આપને સ્મરણ કરાવવાને માટે હું ઘણો મોડો આવી પહોંચ્યો છું એ વાત જો કે મારે કબુલ છે; છતાં પણ આ મારો દોસ્ત કે જેના

પ્રમાણિકપણામાં આપને સંપૂર્ણ ભરોસો છે તે આપને ખાત્રી કરી આપશે કે જે વાર લાગી છે તેમાં મારો પોતાનો જરા પણ દોષ નથી."

એટલામાં સંગીત શરૂ થયું, અને આલ્બર્ટ કાઉન્ટેસનો હાથ ઝાલીને ચાલી રહેલા નૃત્યના જલસામાં જોડાયો. આ વખતે ફ્રાંઝના મનમાં બીજો જ વિચાર રમી રહ્યો હતો. લુંટારાના કેદખાનાની કોટડીમાં આલ્બર્ટની સાથે હાથ મિલાવવાના પ્રસંગે મોન્ટેક્રિસ્ટોને જે કંપારી વછૂટી હતી તે ફ્રાંઝના જોવામાં આવી હતી. કાઉન્ટને આવી વિચિત્ર પ્રકારની લાગણી થવાનું કારણ શું હશે તેનો ફ્રાંઝ વિચાર કર્યા કરતો હતો.

---

## પ્રકરણ ૩૯ મું.

---

બીજે દિવસે સવારમાં પથારીમાંથી ઉઠતાંની સાથે જ સૌથી પહેલી આલ્બર્ટે ફ્રાંઝને તેની સાથે કાઉન્ટને ત્યાં જવાની વિનંતિ કરી. પહેલે દિવસે રાતના મોન્ટેક્રિસ્ટોનો આ બન્ને મિત્રોએ અંતઃકરણપૂર્વક આભાર માન્યો હતો એ વાત ખરી, પણ મોન્ટે-ક્રિસ્ટોએ જે સેવા બજાવી હતી તે માટે જેટલો આભાર મનાય તેટલો ઓછો જ ગણાય.

તેઓ કાઉન્ટને મળવા ગયા. કાઉન્ટે તેમને સારી રીતે આવકાર આપ્યો.

"કાઉન્ટ," આલ્બર્ટ તેને મળવાને આગળ આવતાં બોલ્યો." "ગઇ રાત્રે આપનો મેં જે ઉપકાર માન્યો છે, તેની પુનરુક્તિ કરવાની જરૂર છે. આપે મને જે આભાર તળે મૂક્યો છે, તે મારાથી

કદીપણ વિસારી શકાય તેમ નથી. જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે, ત્યાંસુધી આપે ગઇ કાલે રાતના મને જે મદદ કરી છે તેનું સાભાર સ્મરણ આ હૃદયમાં કોતરાઇ રહેશે. આપે જ મને જીવતદાન આપેલું છે. "

" મારા વહાલા મિત્ર અને ભલા પડોશી," કાઉન્ટે હસતાં હસતાં જવાબ આપ્યો. " મેં કાંઇ સ્હેજસાજ તસ્દી લીધી તેની તમે તો ખરેખરી અતિશયોક્તિ કરવા માંડી લાગે છે! અરે મેં તો માત્ર તમને ચાર હજાર મોહોરોના નુકશાનમાંથી બચાવ્યા છે એટલે એ કાંઇ વિશેષ કહેવાય જ નહિ. પણ તમે ભવિતવ્યતા ઉપર આધાર રાખી શાંતિથી સહન કર્યું અને જરાપણ ગભરાયા સિવાય તદ્દન બેદરકાર રહી શકયા તેને માટે તમને ખરેખરજ અભિનંદન ઘટે છે!"

" એ તો ખરેખર," આલ્બર્ટે જવાબ આપ્યો. " જેનો ઉપાય નહિ તે સહન કરવું પડે, અને મૂગે મ્હોએ જોયાં કરવું જ પડે. એમાં તે વળી નવાઇ જેવું શું હતું? એમ કર્યા સિવાય તો છૂટકો જ ન હોતો. જે કાંઇ આવી પડે તે આનંદથી સહન કરી લેવું, ગમે તેવાં સંકટોમાં આવી પડયા છતાં પણ હિંમત રાખવી, અને હસ્તે મુખે મૃત્યુનો પણ સત્કાર કરવો, એ માત્ર ફ્રેંચ લોકોથીજ બની શકે એવું પેલા લુટારાઓને બતાવી આપવું, એવો મેં નિશ્ચય કર્યો હતો. પણ હવે એ બધાને આપે મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેની સાથે બીલકુલ સંબંધ નથી. હું અત્યારે આપને નમ્રતાથી એટલું જ પૂછવા માગું છું કે મારાથી, મારા કુટુંબથી, મારા મિત્રોથી, અગર તો મારાં સાધનોથી; આપની કાંઇપણ અંશે, કોઇપણ જાતની સેવા બજાવી શકાય તેમ છે કે કેમ? મારા પિતાશ્રી કાઉન્ટ મોર્સર્ફ જોકે મૂળ સ્પેનના વતની છે, તોપણ તેમની લાગવગ

સ્પેનના અને ફ્રાંસના બન્ને દરબારોમાં જોઈએ તેવી છે, અને હું તેમજ જેમને મારી જીંદગી વ્હાલી છે, તેઓ સર્વ પોતાથી બની શકે તેવી કોઈપણ જાતની આપની સેવા બજાવીશું."

"મિત્ર!" કાઉન્ટે જવાબ આપ્યો. "તમારી માગણીથી મને આશ્ચર્ય લાગવાને બદલે હું તેની રાહ જોતો જ હતો; અને જેટલા નિખાલસ દિલથી તમે માગણી કરો છો, તેટલાજ શુદ્ધ હૃદયથી હું તે સ્વીકારૂં છું. અરે, એટલું જ નહિ પણ હું એથી પણ આગળ જઈને કહું છું કે તમારી પાસેથી એક મોટી મ્હેરબાની મેળવવાનો મેં નિશ્ચય કર્યો છે."

"શું? શું? કહો જોઈએ!"

"પેરીસથી હું તદ્દન અજાણ્યો છું. તે શહેર મેં કદી પણ જોયું નથી."

"શું? દુનીઆની ઉત્તમમાં ઉતમ રાજધાનીનું શહેર પેરીસ તમે આટલી ઉમર થઇ તો પણ હજી કદી જોયું નથી? એ વાત શું શકય છે?" આલ્બર્ટે પૂછ્યું.

"તમને આશ્ચર્ય લાગે છે છતાં એ વાત ખરી છે. હું કબુલ કરૂં છું કે યૂરોપના મોટામાં મોટા શહેરના સંબંધની મારી અજ્ઞાનતા એ મને દરેક રીતે દોષારૂપદ છે, અને તે દોષ સુધારવાની જરૂર છે. પણ જો પેરીસના ખાનદાનોના સમાજમાં મને દાખલ કરાવી આપે એવા કોઇ ઇસમનું મારે ઓળખાણ હોત, તો પેરીસ શહેર જોવાની અને તેનો અનુભવ લેવાની મહત્વની અને અગત્યની ફરજ બજાવ્યા સિવાય હું રહોજ નહોત. પણ દુર્ભાગ્યે આખા પેરીસ શહેરમાં મારે કોઇની પણ સાથે ઓળખ ન હોવાથી તે વિચાર અત્યાર સુધી માંડી વાળવાની મને જરૂર પડી છે."

"અરે, તમારા જેવા અસાધારણ મનુષ્યને તો ઓળખાણની ભાગ્યેજ જરૂર પડત!" આલ્બર્ટે જવાબ આપ્યો.

"તમારી તો પરમ કૃપા છે." મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "હું લક્ષાધીશ છું એ સિવાય બીજો કાંઇપણ ગુણ હું મારી પોતાની અંદર જોઇ શકતો નથી. હું ધારૂં તો પેરીસનાં અને તેમની મારફતે આખી દુનીઆનાં બજારોને ઉથલપાથલ કરી નાંખી શકું; પણ તમારી રાજ્યધાનીની મુલાકાત લેવામાં મારો હેતુ વેપાર રોજગાર ખેડવાનો નથી; અને તેથીજ કોઇ હાલના જેવો સારો લાગ મળી આવે તેને માટે હું રાહ જોઇ રહ્યો હતો. હવે તમારી માગણીથી મારી સઘળી હરકતો દૂર થઇ ગઇ છે. તો હવે મારો એક એટલોજ પ્રશ્ન છે કે હું ફ્રાંસમાં આવું એટલે મને સારાં સારાં ખાનદાન કુટુંબમાં ઓળખાણ કરાવી આપવાનું કાર્ય તમેજ તમારે માથે રાખો છો કે કેમ? કારણ મને પોતાને તો એવી બાબતની કાંઇજ ગતાગમ નથી."

"હા, હા, તે હું માથે રાખું છું, અને તે પણ વળી ઘણી ખુશીથી." આલ્બર્ટે જવાબ આપ્યો. "કારણકે આજે સવારમાંજ મારા પિતાશ્રી તરફથી મને પત્ર મળ્યો છે, અને તેમાં પેરીસના એક મોટામાં મોટા ધનાઢ્ય, કુલીન, અને આબરૂદાર કુટુંબ તરફથી મારા વેવિશાળની માગણી આવેલી હોવાથી મારે જેમ બને તેમ જલદીથી પેરીસ પાછા ફરવું એવી મને આજ્ઞા થઇ છે. એટલે આપ પેરીસ પધારશો એટલા વખતમાં તો હું કદાચ કુટુંબવત્સલ બની ગયો હોઇશ, અને મારા ઉપર આવી પડેલી જવાબદારીને લીધે ગંભીરતાના ભારથી કદાચ બેવડો પણ વળી ગયો હોઇશ! ગૃહસ્થાશ્રમીને છાજતાં સર્વ લક્ષણો મારામાં વ્યક્ત થઇ ગયાં હશે! અમારૂં સુંદર

નગર નિહાળવાના સંબંધમાં આપની ઇચ્છા હોય તે પ્રમાણે હુકમ ફરમાવશો."

"ત્યારે તો મારૂં આવવાનું નક્કીજ સમજજો. હું પણ આવો કાંઇક લાગજ શોધતો હતો."

મોન્ટેક્રિસ્ટોના ટાપુની પેલી ગુફામાં થએલી વાતચીત દરમ્યાન કાઉન્ટના કેટલાક વિચારો ફ્રાંઝના જાણવામાં આવ્યા હતા, અને તે અમલમાં મૂકવાની આ બધી તૈયારીઓ હતી એમ ફ્રાંઝને નિઃસંશય લાગ્યું. કાઉન્ટ બોલતો હતો તે વખતે ફ્રાંઝ તેના મુખ સામે જોઇ રહ્યો હતો. તેના મુખ ઉપર થતા વિકારો ઉપરથી તેના મનનો આશય સમજવાનો તે પ્રયત્ન કરવા મથતો હતો, પણ ગમે તેવા વિચક્ષણ મનુષ્યના ચિત્તને પણ ભ્રમિત કરે તેવા સ્મિત હાસ્યથી કાઉન્ટ જ્યારે કોઇની સાથે વાત કરતો, તે વખતે તેના હૃદયનો મર્મ કોઇથી પણ સમજી શકાય તેમ નહોતું.

"પણ કાઉન્ટ," આવા નામીચા પરોણાને પેરીસના સમાજમાં દાખલ કરવાનું માન પોતાને મળશે એ વિચારથી આનંદમાં આવી જતાં આલ્બર્ટ બોલ્યો. "જરા ખાત્રીથી કહો કે તમારો વિચાર નક્કી છે કે તમે માત્ર હવામાંજ કિલ્લાઓ બાંધ્યા કરો છો ?"

"મેં તમને વચન આપ્યું છે," કાઉન્ટે જવાબ આપ્યો. "કે હું આવનારજ છું. મારો ત્યાં આવવાનો વિચાર છે, એટલુંજ નહિ પણ મારે ત્યાં આવવાની અગત્ય પણ છે."

"વારૂ, આપ ત્યાં કયારે આવવા ધારો છો ?"

"તમે પોતેજ ત્યાં કયારે પહોંચશો તે જણાવોને ?" કાઉન્ટે પૂછ્યું.

"બે કે ત્રણ અઠવાડીઆમાં. જેમ બનશે તેમ જલદીથી હું ત્યાં પહોંચી જનાર છું."

"તમારાં ત્રણ અઠવાડીઆં તો મારા ત્રણ માસ." કાઉન્ટ બોલ્યો. "હું તમને ત્રણ માસની મુદત આપું છે. હું ધારૂં છું કે ત્રણ માસની મુદત તો પુરતી છે!"

"ત્યારે ત્રણ માસમાં આપ મારે ત્યાં પધારવાના કેમ ?"

"તમારી ઇચ્છા હોય તો આપણે એક ચોક્કસ દિવસ અને વખત પણ ઠરાવીએ." કાઉન્ટ બોલ્યો. "પણ યાદ રાખજો કે મારો વાયદો હમેશાં ચોકકસ હોય છે અને મારો વાયદો બરાબર જાળવવાને માટે હું જાણીતો છું."

"વાહ, મારે પણ એટલુંજ જોઇએ છીએ." આલ્બર્ટ બોલ્યો. "જોઇએ હવે આપ કેવા વાયદા પાળો છો તે! લાવો આપણે વાયદાના સંબંધમાં લખાણ કરીએ અને તેના ઉપર સહિસાક્ષી કરીએ."

"થવા દો ત્યારે." પાસે ભીંત ઉપર લટકાવેલું એક પંચાગ હાથમાં લેતાં કાઉન્ટ બોલ્યો. "આજે ફેબ્રુઆરી માસની એકવીસમી તારીખ છે અને અત્યારે બરાબર સાડા દશ વાગેલા છે એ વાત યાદ રાખજો; અને મે માસની એકવીસમી તારીખે સવારના બરોબર સાડા દશ વાગે હું તમારે ત્યાં આવા પહોંચીશ; માટે તે પ્રમાણે મારી રાહ જોજો."

"ઉત્તમ!" આલ્બર્ટ બોલ્યો. "તમારા સ્વાગત માટે તમામ પ્રકારની તૈયારીઓ થએલી હશેજ. આપ પધારશો તે વખતે ભોજન પણ તૈયારજ હશે."

"વારૂ, પેરીસમાં આપનું ઠેકાણું ?"

"રૂ. દ. હેલ્ડર મોહોલ્લામાં નંબર સત્તાવીશનું મકાન."

"તમે એકલા જુદા રહોછો ને? મારા આવવાથી તમને કાંઇ અગવડ પડે તેમ તો નથીને ?"

"હું મારા પિતાની સાથેજ રહું છું; પણ મારૂં મકાન જુદું છે. કંપાઉન્ડ એકજ છે. મારૂં રહેવાનું મકાન મારા પિતાના બંગલાથી તદ્દન અલગ છે."

"બસ! થયું ત્યારે!" કાઉન્ટે પોતાની નોંધપોથી કાઢીને તેમાં લખી લેતાં કહ્યું. "નંબર ૨૭, રૂ. દ. હેલ્ડરનો મોહોલ્લો, પેરીસ–મે માસની એકવીસમી તારીખે સવારના બરાબર સાડાદશ વાગતાં." તે નોંધપોથી ખીસ્સામાં મૂકતાં ને બોલ્યોઃ "હવે નિશ્ચિંત રહો. તમારી ઘડીઆળના કાંટા પણ મારા જેટલો નિયમિત હશે નહિ."

"વારૂ, પણ મારા જતાં પહેલાં આપનો ફરીથી મેળાપ થશે ખરો કે?"

"એ તો સંજોગો ઉપર આધાર રાખે છે; પણ તમે કયારે નિકળવા ધારો છો?"

"આવતી કાલે સાંજના પાંચ વાગે."

"ત્યારે તો આપણે અત્યારેજ એક બીજાની રજા લઇ લેવી પડશે; કારણ મારે નેપલ્સ જવાનું છે, અને ત્યાંથી શનીવારે સાંજ અગર રવીવાર સવાર પહેલાં મારાથી પાછા ફરી શકાય તેમ નથી. વારૂ, તમે પણ આલ્બર્ટની સાથેજ જવાના છો કે?" કાઉન્ટે ફ્રાંઝને ઉદ્દેશીને પૂછયું.

"હું પણ જવાનો છું."

"તમે કયી તરફ જવાના છો? પેરીસ?"

"ના ના—વેનીસ. મારો હજી ઇટાલીમાં એકાદ બે વરસ રહેવાનો વિચાર છે."

"ત્યારે આપણે તો પેરીસમાં ફરીથી મળવાના નહિ કેમ ?"

"મને ધાસ્તી છે કે તેમ બની શકશે નહિ."

"ઠીક, હવે જ્યારે આપણે છૂટા પડવાનુંજ છે," કાઉન્ટે પેલા બન્ને મિત્રો તરફ હાથ લંબાવતાં કહ્યું. "તો આપની મુસાફરી શાંતિદાયક નિવડો એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે."

ફ્રાંઝને આ છદ્મવેશી પુરૂષની સાથે હસ્તધૂનન કરવાનો આ પહેલોજ પ્રસંગ હતો. તેના આખા શરીરે કંપારી વછૂટી; કારણ કાઉન્ટનો હાથ તેને એક શબના જેવો થંડોગાર લાગ્યો."

"ત્યારે હવે," આલ્બર્ટ બોલ્યો. "મે માસની એકવીસમી તારીખે સવારના બરાબર સાડાદશ વાગે મારે ત્યાં પધારવાનું આપે કબુલ કર્યું છે નહિ વારૂ ? અને તે પ્રમાણે આપે વચન પણ આપ્યું છે ?"

"હા હા. એ તો બધું હવે ચોક્કસ નક્કી થઇ ગયું છે." કાઉન્ટે જવાબ આપ્યો. "મેં વચન આપ્યું છે એટલે હવે તમારે નિશ્ચિંત રહેવું."

પેલા યુવાનો વિવેકથી નમન કરીને ચાલતા થયા.

"આલ્બર્ટ, હું તારા આગળ ખુલ્લે ખુલ્લું કબુલ કરી દઉં છું" ફ્રાંઝ બોલ્યો. "કે આ વિચિત્ર છદ્મવેશી કાઉન્ટનો ભેદ મારાથી સમજી શકાતો નથી, અને હું ઘણો ગુંચવાડામાં પડી ગયો છું. પેરીસમાં તમે બન્નેએ મળવાને માટે નક્કી કર્યું છે તેથી મારા મનમાં હજારો શંકા ઉત્પન્ન થઇ છે."

"દારત," આલ્બર્ટે કહ્યું. "એમાં તે એટલી બધી શંકા

ખાવા જેવું શું છે ? એમાંથી કાંઇ નુકશાન અગર ભય પેદા થશે એમ તું ધારે છે, તેથી મને તો લાગે છે કે તારી અક્કલજ બ્હેર મારી ગઇ હોવી જોઇએ."

"મારી અક્કલ ગુમ થઇ ગઇ હોય કે નહિ," ફ્રાંઝે જવાબ આપ્યો. "પણ મારા આ ભેદી મનુષ્યની સાથે ફરીથી મેળાપ થવાનું પરિણામ સારૂં આવનાર નથી એમ મને લાગે છે; અને તેથી જ એના પંજામાં તું ફસાઇ ન જાય એવી મારી અંતરની ઇચ્છા છે."

"સાંભળ દોસ્ત," આલ્બર્ટ બોલ્યો. "આવી રીતે મારો મત જણાવવાનો લાગ આવ્યો એ ઠીક થયું. તું તારા બીજા બધા મિત્રો સાથે કેવી રીતે વર્તે છે અને કાઉન્ટની સાથે કેવી રીતે વર્તે છે તે મેં ખાસ ધારીને જોયું છે. તેની સાથેનું તારૂં વર્તન ઉંચા મનનું છે, જ્યારે મારી સાથે તું ઘણા સ્નેહથી વર્તે છે. આવી રીતે કરવાનું કાંઇ ખાસ ખાનગી કારણ છે ?"

"કદાચ હોય પણ ખરૂં."

"આ પહેલાં તારો કદી તેની સાથે મેળાપ થયો હતો ખરો કે ?"

"હા." "ક્યાં ?"

"હું તને જે વાત કહું તેમાંનો એક શબ્દ પણ કોઇને નહિ જણાવવાનું તું મને વચન આપે છે ?"

"તું જે કાંઇ કહીશ તે વાત હું તદન ગુપ્ત રાખીશ."

"કોઇપણ કારણે તે બ્હાર પાડવાને તું લલચાઇશ નહિ ?"

"હું પ્રતિજ્ઞા લઉં છું."

"ત્યારે સાંભળ."

પછી ફ્રાંઝે તેને પોતાની મોન્ટેક્રિસ્ટોના ટાપુની સહફરનો

ઇતિહાસ કહી બતાવ્યો. ત્યાં આગળ દાણચોરી કરનારાઓ ભેગા થઇ કેવી રીતે પોતાનો વ્યાપાર ચલાવતા હતા, અને ચાંચીઆ અને લુટારાઓ ત્યાં કેવી રીતે આશ્રય મેળવતા હતા, તે વાત કહી બતાવી. એરેબીઅન નાઇટસની વાર્તાઓમાં વર્ણવેલી ગુફાઓ જેવી ગુફા, તેમાં કાઉન્ટનું રહેઠાણ અને તેની સુંદરતા તથા ભવ્યતા, ત્યાં પોતાનું કરવામાં આવેલું સ્વાગત, ત્યાંની સર્વ જાદુઇ વ્યવસ્થા, અને ઉત્તમ પ્રકારના ભોજનની વાનીઓ, એ સર્વેનું વર્ણન તેણે કરી બતાવ્યું. ગુફામાંના દિવાનખાનાનો શણગાર, ત્યાંના ગાલીચા, બીછાનાં, પૂતળાંઓ, પોતે પીધેલી ભાંગ, તે પછીનું સ્વપ્ન, તેમાંથી જાગ્રત થવું, અને આસપાસના સર્વ ઠાઠ અને વૈભવનું અદૃશ્ય થવું, એ સર્વ હકીકત અથથી તે ઇતિ સુધીની તેણે કહી બતાવી. આ ઉપરાંત કાલોસીઅમનાં ખંડીયરોમાં છૂપાઇને સાંભળેલી વાતચીત, કાઉન્ટે પેલા લુંટારા પેપીનોના છૂટકારા માટે આપેલું વચન, અને તે વચન કાઉન્ટે કેવી રીતે પાળ્યું તે વાત પણ તેણે આલ્બર્ટને જણાવી.

છેવટે પહેલે દિવસે રાતના બનેલા બનાવનું વર્ણન આવ્યું. પોતાની પાસે પુરતા પૈસા ન હોવાથી પોતે કેવી ગુંચવણમાં આવી પડયો હતો, કેવી રીતે કાઉન્ટની મદદ લેવી પડી હતી, વિગેરે હકીકત પણ તેને કહી બતાવી. આલ્બર્ટ એ સર્વ વાર્તા ધ્યાનપૂર્વક સાંભળતો હતો.

" ઠીક ! " ફ્રાંઝની વાત પૂરી થતાં આલ્બર્ટ બોલ્યો. "હવે આ બધી હકીકત તેં કહી તેમાં વાંધા પડતી વાત તને કયી લાગી? કાઉન્ટને મુસાફરી અને દરીયાઇ સફરનો શોખ છે, અને તેણે પોતાનું એક ખાસ વહાણ બંધાવેલું છે. ઇંગ્લંડના મોટાં મોટાં

બંદરોમાં જઇને તપાસ કરશો તો જણાશે કે જે અંગ્રેજ ગૃહસ્થો ધનાઢ્ય છે, અને પૈસાનો ઉપયોગ કરી જાણે છે તે લોકોને બધાને જ મોન્ટેક્રિસ્ટોના જેવોજ પોતાનાં વહાણો રાખવાનો શોખ હોય છે. વળી સફરો દરમ્યાન વિશ્રાન્તિના સ્થાન તરીકે તેણે મોન્ટેક્રિસ્ટોનો ટાપુ નક્કી કરી ત્યાં જમવા ખાવાની તથા વિશ્રાન્તિની ઉત્તમ વ્યવસ્થા રાખી હોય તો તેમાં કાંઇ નવાઇ નથી. વળી ટાપુ ઉપરના તેમના વિશ્રાંતિસ્થાનના વૈભવથી લલચાઇને વખતે સરકાર તેને ડખલ કરે એવા ભયથી તેણે તે ટાપુ વેચાતો રાખ્યો હશે; અને આ રીતે ટાપુનો માલિક બનવાથી તેણે કાઉન્ટની પદ્મી ધારણ કરી હશે. શું આપણે એવા પણ માણસો નથી જોયા કે જેઓ જે જમીન જાગીરોના તેઓ માલિક ન હોય, તેમનાં નામો પણ ધારણ કરી લે છે?"

"વારૂ, એ બધું તો જાણે સમજ્યા" ફ્રાંઝ બોલ્યો. "પણ તેના ખલાસીઓમાં લુટારાઓ પણ હતા, તેનું શું?"

"અરે, મને તો એમાં જરાપણ વાંધા જેવું લાગતું નથી. એ તો તદ્દન નજીવી વાત છે. અહિંના લુટારાઓ ચોર અગર ઠગ હોતા નથી, એ બાબતનો તો તને પોતાનેજ ઘણો સારો અનુભવ થએલો છે. તેઓને તો કાંઇક કાંઇક કારણોને લીધે પોતાની જન્મભૂમિનો ત્યાગ કરવાની જરૂર પડેલી હોય છે, અને તેમની સાથે સહવાસ રાખવાથી કાંઇ આબરૂને બટ્ટો લાગતો નથી.

"છતાં પણ, આ વેમ્પા અને તેના ટોળાના માણસો તો ખરેખર નીચ ઠગારાજ હોય છે, એ તો તારે પણ કબુલ કરવું પડશે. માણસને પકડીને તેની પાસેથી ગમે તેમ કરીને પૈસા કઢાવવા અગર તેને લુંટી લેવો, અને તેને યમસદન પહોંચાડી દેવો એજ તેઓનો ધંધો હોય છે. આ બદમાસોના ઉપર કાઉન્ટ આટલી બધી લાગવગ ચલાવે છે એ બાબતનો તું શો ખુલાસો આપી શકે છે?"

"દોસ્ત, તે લાગવગને લીધેજ હાલ હું જીવતો જાગતો તારી પાસે સહિસલામત ઉભો રહી શકેલો છું. એટલે તેના વિષે વિવેચન કરવું એ મારે માટે તો કેવળ અયોગ્યજ ગણાય. આથી બ્હારવટીઆઓની સાથે સંબંધ રાખવા માટે તેને વખોડી કાઢવાને બદલે એવી બાબતના આપણે તો અખાડા જ કરવા ઘટે. મારી જીંદગી બચાવ્યાની વાત તો જાણે ઠીક જ છે; કારણ કે મારૂં ધારવું એવું છે કે મારી જીંદગી કાંઇ ઘણી ભયમાં નહોતી. પણ મને એક ઘણી મોટી રકમનું નુકશાન થતું તો તેણે બચાવ્યું છે જ. એમાં તો જરા પણ સંશય નથી."

"ત્યારે આ છદ્મવેશી પુરૂષ ક્યાંનો રહીશ છે ? તેની માતૃભાષા કયી છે ? તેના નિર્વાહનું સાધન શું છે ? તેની પાસે આટલો બધો અખૂટ દ્રવ્યભંડાર ક્યાંથી આવ્યો ? તેની જીંદગીની પ્રથમાવસ્થામાં શા શા બનાવો બની ગયા હશે કે જેથી હાલની અવસ્થામાં તેનું જીવન ગંભીર અને કેવળ નીરસ બની રહ્યું હોય એમ જણાય છે ? તેનું જીવન જેટલું આશ્ચર્યકારક છે તેટલું જ ભેદ ભરેલું લાગે છે. તારી જગાએ હું હોઉં તો આ બધા સંશયોનો ભેદ ઉકેલવાનો પ્રયત્ન કર્યા સિવાય રહું જ નહિ."

"ફ્રાંઝ," આલ્બર્ટ બોલ્યો. "મારી ચીઠ્ઠી તને મળી તે વખતે તને કાઉન્ટની મદદની જરૂર જણાઇ અને તું તુરત જ તેની પાસે દોડી ગયો ! અને તેને તેં કહ્યું કે 'મારો મિત્ર આલ્બર્ટ જોખમમાં –ભયમાં આવી પડયો છે, તેને વિપત્તિમાંથી છોડવવામાં મને મદદ કરો.' આવું કાંઇક શું તેં જઇને કાઉન્ટને કહ્યું નહોતું ?"

"હા, હા, એમ જ કહ્યું હતું."

"ઠીક ત્યારે. તે વખતે કાઉન્ટે તને પૂછ્યું હતું કે, તમારો

મિત્ર આલ્બર્ટ કોણ છે ? તે શું ધંધો કરે છે ? ક્યા કુટુંબમાંથી તે ઉતરી આવેલો છે ? તેની આર્થિક સ્થિતિ કેવી છે ? તેના જન્મભૂમિ ક્યાં ? તે ક્યાંનો રહીશ છે ? કહે જોઇએ, તેણે આ બધા પ્રશ્નો તને પૂછ્યા હતા ખરા કે ?"

"ના, ના. મારે કબુલ કરવું જોઇએ કે તેણે એક શબ્દ માત્ર પણ પૂછ્યો નથી."

"નથી પૂછ્યો ખરૂં ને ? તેણે તો માત્ર તમારી સાથે કાંઇપણ આનાકાની કે વાદવિવાદ કર્યા સિવાય આવીને મને વેમ્પાના પંજામાંથી છોડાવ્યો. વેમ્પાના હાથમાં હું કેદી હતો ત્યારે જો કે હું બ્હારથી ઘણી હિંમત અને બેદરકારી બતાવતો હતો, તો પણ મારી તેના કબજામાં કેદી તરીકે પડી રહેવાની કાંઇ ખાસ ઇચ્છા તો નહોતી જ. આટલી બધી કિમતી મદદ કરીને, આટલી બધી અગત્યની સેવા બજાવીને, તેના બદલામાં તે મારી પાસે માત્ર એવી જ માગણી કરે છે કે જે માગણી કોઇ પણ પરદેશી અને અજાણ્યો ધનાઢ્ય પુરૂષ અગર રાજવંશી પરોણો પેરીસ આવે ત્યારે અમે તેની પાસે કરી શકે. પેરીસનાં સારાં સારાં ખાનદાન કુટુંબોની સાથે ઓળખાણ કરાવી આપવાની માત્ર તેની માગણી છે. હવે ફ્રાંઝ, હું તને જ પૂછું છું કે શું મારે તેને ના પાડવી ? તેની માગણીનો અસ્વાકાર કરવો એ શું યોગ્ય છે ? દોસ્ત, એવી મૂર્ખાઇ ભરેલી રીતે હું વર્તીશ એમ જો તું ધારતો હોય તો તારી અક્કલ ગુમ થઇ ગઇ છે એમ જ મારે કહેવું પડશે."

આ બે યુવાનો વચ્ચે જે વાદવિવાદો થતા તેમાં સાધારણ રીતે આલ્બર્ટ જ હમેશાં હારતો, અને ફ્રાંઝના વિચારો ડહાપણ ભરેલા જોવામાં આવતા. પણ આ વખતે તો આલ્બર્ટે પોતાના

વિવેક અને ડહાપણથી તથા બુદ્ધિચાતુર્યથી ફ્રાંઝને મ્હાત કરી નાખ્યો, એટલું તો કબુલ કરવું જ પડશે.

બીજે દિવસે સાંજે સાડાપાંચ વાગે બન્ને મિત્રો છૂટા પડયા. આલ્બર્ટ પેરીસ જવાને નિકળ્યો અને ફ્રાંઝે વેનીસ તરફ પ્રયાણ કર્યું. પણ આલ્બર્ટે ગાડીમાં પોતાની બેઠક લીધી તે પ્હેલાં મોન્ટેક્રિસ્ટોને તેણે આપેલા વચનનું સ્મરણ કરાવવા માટે નિવાસગૃહના માલિકને પોતાના નામનું એક કાર્ડ મોન્ટેક્રિસ્ટોને પહોંચાડવા માટે આપ્યું. આ કાર્ડની નીચે પેન્સીલથી લખેલું હતું—

"નંબર ૨૭. રૂ. દ. હેલ્ડર. પેરીસ—મે માસની એકવીસમી તારીખે સવારમાં સાડાદસ વાગે."

---

## પ્રકરણ ૪૦ મું.

---

પેરીસ શહેરના રૂ. દ. હેલ્દર નામના મોહોલ્લાના નંબર ૨૭ વાળા મકાનમાં મે માસની એકવીસમી તારીખે સવારમાં ધામધૂમ ચાલી રહેલી હતી. આલ્બર્ટે મોન્ટેક્રિસ્ટોને આ મકાનમાં મળવાને આમંત્રણ આપેલું હતું, અને તેના સ્વાગતને માટે સવ તૈયારીઓ થઇ રહી હતી.

આલ્બર્ટ જે બંગલામાં રહેતો હતો, તે બંગલો એક મોટા આંગણાના એક છેડા ઉપર આવેલો હતો. તેન બરાબર સામી બાજુએ નોકરોની ઓરડીઓ હતી. બંગલાની એક બાજુની માત્ર બેજ બારીઓ રસ્તા ઉપર પડતી હતી. બીજી બાજુની ત્રણ આંગ-

ણામાં પડતી હતી, જ્યારે પછીત ઉપ      બે બારીઓ બગમાં પડતી હતી. આગણું અને બાગની વચમાંના એક બેઠી બાદશાહી બાંધણીના ઘાટના પણ ભવ્ય અને સુંદર મકાનમાં આલ્બર્ટનાં માતા પિતા–કાઉન્ટ અને કાઉન્ટેસ–દ. મોર્સર્ફનો નિવાસ હતો. આ મહાલય–બંગલો અને બાગ, એ સર્વની આસપાસ ફરતો એક ઉંચો કોટ કરી લેવામાં આવ્યો હતો. આ કોટ ઉપર થોડે થોડે અંતરે પુષ્પનાં સુંદર કુંડાંઓ મૂકીને તેને શણગારવામાં આવ્યો હતો. કોટની મધ્યમાં એક સુંદર દરવાજો હતો. તેનાં બારણાં સોનેરી રંગથી રંગાએલાં હતાં આ મોટો દરવાજો ગાડી ઘોડાને માટે હતો. દરવાજાની કોટડીની પાસે જ બીજો એક નાનો સરખો દરવાજો હતો, જે રસ્તેથી નોકર ચાકરો જતા આવતા: તેમજ મકાનના માલિકો પણ પગે ચાલતા જવાનું હોય ત્યારે તે નાના દરવાજાનોજ ઉપયોગ કરતા.

આલ્બર્ટ માતાપિતાનો એકનો એક પુત્ર હોવાથી તેમની આંખની કીકી જેવો હતો. તેની માતા તેનાથી વિખુટી પડવાને તૈયાર નહોતી, છતાં ઉમ્મર લાયક થએલા આલ્બર્ટને સંપૂર્ણ સ્વતંત્રતા મળવી જોઇએ એમ તે સારી રીતે સમજતી હતી, અને તેથી જ તેણે આલ્બર્ટના સ્વતંત્ર નિવાસને માટે આ બંગલો પસંદ કર્યો હતો. પસંદગી કરવામાં માતાનું વાત્સલ્ય, કાળજી અને ડહાપણ સ્પષ્ટ જણાઇ આવતાં હતાં. બીજી બાજુએ એક ધનાઢ્ય પિતાના લાડકા પુત્રનું નિરૂદ્યમી જીવન, તેમજ એક તરૂણ યુવકનો સ્વતંત્રતાનો જુસ્સો તથા બુદ્ધિચાતુર્ય દૃષ્ટિગોચર થતાં હતાં. રસ્તા ઉપર પડતી બે બારીઓમાંથી રસ્તામાં ચાલી રહેલા સર્વ વ્યાપાર તે નિહાળી શકતો. યુવાન માણસોને દુનીયા જોવાની–તેનો અનુભવ

મેળવવાની ઘણી ઇચ્છા હોય છે. આથી રસ્તા ઉપર ચાલી રહેલા વ્યાપાર નિહાળવાની તેમને ઘણી જરૂર હોય છે. જ્યારે એથી વધારે બારીક નિરીક્ષણની જરૂર પડે ત્યારે આલ્બર્ટને પોતાની શોધ-ખોળ ચલાવવાને જરાપણ અડચણ નડે તેમ નહતું. દરવાનની કોટ-ડીની પાસે જ બધાને પગે જવા આવવાને માટે જે નાનો સરખો દરવાજો હતો, તેવો જ બાગમાં એક ખૂણામાં એક બીજો નાનો સરખો દરવાજો–બારી હતી, તેનો તે ઉપયોગ કરી શકતો. આ દર-વાજો મકાન બંધાવ્યું ત્યારથી તે અત્યાર સુધીમાં કોઈ પણ વખતે ઉપયોગમાં લેવાયો હોય તેવું તેના ડોળ ઉપરથી જણાતું નહોતું. તેના ઉપર માટી અને ધૂળના થર બાઝી ગએલા હતા, પણ જો કોઇ બારિકીથી તે બારીને તપાસે તો તે બારીનો વારંવાર ગુપ્ત રીતે ઉપયોગ થતો હોવો જોઇએ એમ અનુમાન થાય. તેનાં મિજા-ગરાં અને કળો બરોબર તેલ લગાડેલાં રહેતાં. આ બારી દરવાનના પહેરા–ચોકીમાં–થી છટકી ગએલી હોવાથી એકાદ મધુર કંઠમાંથી એકાદ સાંકેતિક શબ્દ થતાં અગર સુંદર નાજુક અંગુલીઓનો મૃદુ ટકોરો થતાં જ એકાએક અરેબીઅન નાઇટસની વાર્તાઓમાંના અલી-બાબાની ગુફાના દરવાજાની માફક જાદુઇ ઝડપથી તે ખુલી જતી; અને એ રીતે તે બારી ચોકી પહેરો કરનાર દરવાનની મશ્કરી કરી રહી હતી. એ બારીમાં દાખલ થતાં જ એક નાના સરખા ચાલીમાં થઇને આલ્બર્ટના બંગલાના ભોજન–ગૃહમાં દાખલ થવાતું. તેની સામેની બાજુએ એક દિવાનખાનું હતું. આ દિવાનખાનાનાં બારી-બારણાંઓ ઉપર લતાઓ ચઢાવીને તેમને શણગારવામાં આવ્યાં હતાં. આ ઉપરાંત પુષ્પના સુંદર નાના છોડ પણ આસપાસ એવી રીતે ઉગાડવામાં આવ્યા હતા, કે લતાઓ અને છોડની ડાળીઓથી

બારીબારણાં ઢંકાઇ ગયાં હતાં. જેથી બાગમાંથી કોઇની નજર દિવાનખાનામાં પડી શકે તેમ નહોતી. બંગલાના પહેલા માળે ત્રણ ઓરડાઓ, એક વિશાળ દિવાનખાનું, એક નાની સરખી ખાનગી ઓરડી, અને એક શયનગૃહ હતાં. ભોંયતળીએ જે દિવાનખાનું હતું તેનો ઉપયોગ ધૂમ્રપાન માટે થતો. પહેલા માળ ઉપરની જે ખાનગી ઓરડી હતી તેની ભીંતમાં એક બેમાલુમ નાનું સરખું બારણું હતું, તેમાંથી શયનગૃહમાં જઇ શકાતું. બારીકીથી તપાસનારને પણ આ બારણું એકાએક જડી આવે તેમ નહોતું. આ ઉપરથી દરેક પ્રકારની સાવચેતી રાખવામાં આવી હતી એમ સ્પષ્ટ સમજાતું. બીજા માળ ઉપર એક ઘણો મોટો વિશાળ ઓરડો હતો. તેમાં અનેક પ્રકારની વસ્તુઓ અસ્તોવ્યસ્ત પડેલી હતી. આ ચીજો આલ્બર્ટના તુરંગીપણાનો જોનારને એકદમ ખ્યાલ આપતી. એક ખૂણામાં અનેક પ્રકારનાં સંગીતનાં સાહિત્યો અને વાજાં પડેલાં હતાં; કારણ આલ્બર્ટને કાંઇ સંગીતનો શોખ નહોતો પણ માત્ર તુરંગ જ હતો. બીજા ખૂણામાં શિલ્પશાસ્ત્ર અને કોતરકામને ઉપયોગી ઓજારો પડેલાં હતાં. એક જગ્યાએ ચિત્રકારને તેની કલા માટે ઉપયોગી થઇ પડે તેવી તમામ સામગ્રી પડેલી હતી, તો બીજી બાજુએ મલ્લકુસ્તી અને કસરત કરી શરીરને કેળવી અને સુદૃઢ બનાવવામાં જરૂરનો સર્વ સામાન પડેલો હતો. આલ્બર્ટને એક વખત સંગીત શીખવાનો શોખ થઇ આવતો, તો વળી બીજી વખત ચિત્રકલાભિજ્ઞ બની જવાનું મન થતું. કોઇ વખત શિલ્પશાસ્ત્રમાં એક્કો બનવાનો વિચાર થતો, તો કોઇક વખત પોતાના શારીરિક બળથી દુનિઆને છક્ક બનાવી દેવાનો તુરંગ આવતો. તે સમયના ધનાઢ્ય તરૂણોનું અનુકરણ કરીને તેણે માત્ર તરવાર અને લાકડીના પટા ખેલવાની અને મુષ્ટિ-

યુદ્ધની કલાનું શિક્ષણ પુરૂં કર્યું હતું. તે ઉપરાંત આ ઓરડામાં પહેલા ફ્રાન્સીસ રાજાના સમયનાં જુની ઢબનાં પણ ઉતમ કારીગરીનાં કબાટો, ચીન અને જાપાનની બનાવટનાં જુદાજુદા ઘાટનાં કાચનાં કુંડાં અને ચીનાઈ માટીનાં વાસણો, જુની મોટી ખુરશીઓ કે જે એક વખત રાજા ચોથા હેનરી અને તેરમા લુઈ જેવાના ઉપયોગમાં આવતી; કારણ કે એમાંની બે ખુરશીઓ ફ્રાન્સના રાજકુટુંબનાં રાજચિન્હોથી વિભૂષિત થએલી હતી, અને તે કોઈ રાજમહેલ છોડીને આલ્બર્ટના બંગલામાં આવેલી હતી. એ સુંદર વિરામાસનોને ઇરાનમાં રંગાએલા, અને કલકત્તા અગર ચંદ્રનગરની સ્ત્રીઓએ તૈયાર કરેલા ગાલીચાઓથી શણગારવામાં આવ્યાં હતાં. પણ એ સર્વ નવાઇની ચીજોની સંખ્યા એટલી બધી વધી ગઇ હતી, કે તે બધી પડી પડી ધૂળ ખાતી હતી, અને તેનું શું કરતું તે તેના માલિકને પણ સુઝતું નહોતું. ઓરડાની વચમાં જ એક નાનો પણ સુંદર ગુલાબવૃક્ષના લાકડાનો બનાવેલો પીયાનો ( વાજુ ) પડેલો હતો.

એક બાજુએ ભીંતો ઉપર, બારણાની કમાનો ઉપર અને છત ઉપર તરવારો, કટારો, ભાલા, ગદાઓ, ફરસીઓ, અને બખતર તેમજ ટોપ લટકતાં હતાં. બીજી બાજુ છોડવાઓ, ખનીજ પદાર્થો, વિગેરે અનેક જાતની ચિત્રવિચિત્ર નવાઇની ચીજોથી શણગારેલી હતી. આલ્બર્ટ એકલો પડતો ત્યારે તેને આ ઓરડામાં બેસી રહેવાનું ઘણું ગમતું.

આમ છતાં મોન્ટેક્રિસ્ટોના આગમનને દિવસે તો નીચેના નાના દિવાનખાનામાંજ બેઠક માટે ગોઠવણ કરવામાં આવી હતી. એક મેજની આસપાસ મોટાં સુંદર અને દેહને આરામ આપે એવાં વિરા-

માસનો ગોઠવી દેવામાં આવ્યાં હતાં. ટેબલ ઉપર દુનીઆના દરેક ભાગમાંથી મંગાવીને ભેગી કરેલી જુદી જુદી જાતની તમાકુ ચીનાઈ માટીનાં સુંદર વાસણોમાં ભરીને રાખવામાં આવી હતી. ઉત્તમ પ્રકારની સીગારની સુગંધી કાષ્ટની ડબ્બીઓ ગોઠવી દેવામાં આવી હતી. એક ખુલ્લી પેટીમાં તમાકુ પીવા માટે જુદી જુદી જાતની ચલમો, ચુંગીઓ, અને હુક્કા વિગેરે સામગ્રી પડેલ હતી. આ બધી ગોઠવણ અગર વ્યવસ્થિત ગોટાળા ઉપર આલ્બર્ટે પોતે જાતે દેખરેખ રાખી હતી. કારણુ અર્વાચીન સમયમાં પશ્ચાત્ય દેશોમાં ભોજન લીધા પછી પરોણાઓ મુખમાંથી નિકળીને ઉંચે ચઢતા ધૂમ્રના ગોટા નિહાળતાં વિવિધ વિષયોનું મનન કરવાનું પસંદ કરે છે.

આલ્બર્ટ પાસે માત્ર બેજ નોકર હતા. એક તેનો ખીજમતદાર અને બીજો એક ' જહોન ' નામનો ઘોડાવાળો. ' જહોન ' માત્ર અંગ્રેજી જ બોલી જાણતો. આલ્બર્ટના પિતાના નોકર ખાસાઈઆ વિગેરેને જરૂર પડવાથી આલ્બર્ટ ઉપયોગમાં લઈ શકતો. તેના ખીજમતદારનું નામ ' જરમેન ' હતું. તે પોતાના તરૂણ શેઠનો અત્યંત વિશ્વાસપાત્ર હતો.

પોણાદસ વાગ્યે જરમેન એક હાથમાં વર્તમાનપત્રો અને બીજા હાથમાં ટપાલના કાગળો લઈને દિવાનખાનામાં દાખલ થયો. આલ્બર્ટે પહેલાં તો કાગળ પત્રો જ તપાસવા માંડયા. કેટલાકના તરફ તો માત્ર બેદરકારીથી નજર જ નાંખી. છેવટે તેમાંથી એક બે સુંદર નાજુક અક્ષરે લખેલા પત્રો પસંદ કર્યા. તેમને ખોલતાં લીફાફાઓમાંથી સુગંધી બ્હેકી રહી. આલ્બર્ટે જરા ધ્યાનપૂર્વક તે વાંચ્યા.

" આ પત્રો કેવી રીતે આવ્યા ? " તેણે પૂછ્યું.

" એક ટપાલમાં આવ્યો. બીજો પત્ર મેડમ ડેંગ્લર્સનો ખવાસ મૂકી ગયો."

"વારૂ ત્યારે, મેડમ ડેંગ્લર્સને એવો જવાબ આપો કે નાટક જોવા જવાનું તેનું આમંત્રણ સ્વીકારવામાં આવ્યું છે. જરા થોભ. પછી જ્યારે ફુરસદ મળે ત્યારે 'રોઝા' ને જઇને કહેજે કે નાટક શાળામાંથી બારોબાર હું તેને ત્યાં આવીશ, અને તેની ઇચ્છા પ્રમાણે તેને ત્યાંજ ભોજન લઇશ. જો, જુદીજુદી જાતના ઉત્તમ દ્રાક્ષ–રસની પાંચ સાતેક શીશીઓ અને કેટલીક મિઠાઇ ત્યાં લેતો જજે અને કહેજે કે મારી રાહ જુએ."

"વારૂ, આપ નાસ્તો કયી વખતે લેશો સાહેબ ?"

"અત્યારે કેટલા વાગ્યા છે ?" "પોણાદસ."

"ઠીક, સાડાદસ વાગે નાસ્તો લઇશું. મારો મિત્ર ડીબ્રે પણ આવનાર છે, પણ તેને તો જલદીથી પ્રધાનને ત્યાં જવાની જરૂર પડશે. વળી (પોતાની નોંધપોથી તરફ ફરીથી નજર કરતાં) કાઉન્ટ ઓફ મૉન્ટેક્રિસ્ટોની સાથેનો સંકેત પણ તે સમયનોજ છે. મે માસની એકવીસમી તારીખે સવારમાં સાડાદસે. મને તેના વચનમાં એટલો બધો વિશ્વાસ નથી, તો પણ મારે પોતે તો નિયમિત રહેવું જોઇએ, અને બરાબર સમય સાચવવો જોઇએ. વારૂ, માતુશ્રી શું કરે છે ?"

"આપની ઇચ્છા હોય તો તપાસ કરી આવું ?"

"હા, જજે. તેમને કહેજે કે હું તેમને ત્રણ વાગે મળવા આવીશ અને કોઇક માણસને તેમની પાસે ઓળખ કરાવવા માટે લઇ આવનાર છું."

ખીજમતદાર દિવાનખાનામાંથી ચાલ્યો ગયો. આલ્બર્ટ વિરામાસન પર આડો પડયો. બે ત્રણ વર્તમાન પત્રો ખોલ્યાં, અહીં તહીં નજર ફેંકી. જાહેરાતોમાં એક નવા દંતમંજન વિષે સાંભ-

જ્યું હતું તેની જાહેરાત જોવા માટે ફાંફાં માર્યાં, પણ તેવી કાંઇ જાહેરાત ન જણાતાં પેરીસનાં ત્રણ મુખ્ય વર્તમાન પત્રોને જમીન ઉપર ફેંકી દેતાં બબડયોઃ " આ બધાં વર્તમાન પત્રો વધારે વધારે નકામાં બનતાં જાય છે. બધુંજ કચરાપટ્ટી ! "

એક બે મિનિટ પછી બારણા આગળ એક ગાડી આવીને ઊભી, અને નોકરે મોં૦ લુશીઅન-ડીબ્રિના આવી પહોંચ્યાની ખબર આપી. નવિન આવનાર એક ઉંચો યુવાન હતો. તેના માથા ઉપર વાળ આછા હતા. તેની આંખો સ્વચ્છ અને ભૂરી હતી, તેના હોઠ પાતળા હતા. તેણે ભૂરા રંગનો ડગલો પહેરેલો હતો અને તેને સોનાનાં બટન લગાવેલાં હતાં. બટન ઉપરનું નકશી કામ ઘણું સુંદર હતું. તે એક અમલદારના રૂવાબથી દાખલ થયો.

" આવો, આવો. લુશીઅન." આલ્બર્ટ બોલ્યો. "તમારા નિય-મિતપણાર્થી તો હું ગભરાઇ ગયો ! શું તમારૂં નિયમિતપણું ! મેં તો એમ ધાર્યું હતું કે તમે સૌથી છેલ્લા આવી પહોંચશો ! તેને બદલે તમે તો દસમાં પણ પાંચ મિનિટ બાકી છે ને આવ્યા છો ! જ્યારે આપણે તો સાડાદસનો સમય નક્કી કર્યો છે. શું તમારા પ્રધાન મંડળે રાજીનામું આપ્યું કે શું ? "

" ના દોસ્ત, " પેલા યુવકે બેઠક લેતાં જણાવ્યું. "એ બાબતમાં તમે બેફીકર રહો. મંત્રીમંડળ હમેશાં ડગમગતું રહે છે, પણ અમારી પડતી કદી આવતી નથી. અને તો હવે એમ લાગે છે કે અમે સ્થિર થતા જઇએ છીએ, અને સ્પેનમાં ચાલી રહેલા પ્રકરણથી અમારા પગ મજબુત થતા જાય છે. "

" હા હા, બરાબર. તમે રાજા ડોન કાર્લોને સ્પેનમાંથી હાંકી કાઢો છો. "

" ના ના, દોસ્ત. અમારી યુક્તિઓની એવી ગેરસમજુત કરો નહિ. અમે તેને ફ્રાન્સની બીજી બાજુએ લઇ જઇ બોર્જીસમાં તેની પરોણાચાકરી કરવા માગીએ છીએ."

" બોર્જીસ લઇ જાઓ છો ? "

" હા. તેને કાંઇ ઘણી ફરીઆદ કરવાની જરૂર નથી. બોર્જીસ એ રાજા સાતમા ચાર્લ્સની રાજધાનીનું શહેર હતું. આખું પેરીસ શહેર આ વાત ગઇ કાલનું જાણે છે, અને શું તમને ખબર નથી ? પરમ દિવસે સટ્ટા બજારમાં એ વાત બ્હાર પડી ગઇ, અને બેરન ડેંગ્લર્સે ( કોણ જાણે તે માણસ કેવીએ રીતે બાતમી મેળવે છે ! પણ અમને ખબર મળે છે કે તુરતજ તેના જાણવામાં તે ખબર આવે છે જ!) તે બાતમા ઉપર તો એક સપાટે ચાલીસ હજાર પૌન્ડ પેદા કર્યા. "

" અને તમને એક નવો ચાંદ મળ્યો છે. કારણ કાંઇક નવીન ચાંદ તમે લગાડેલો દેખાય છે. "

" હા હા. મને આઠમા ચાર્લ્સના વખતનો એક ચાંદ આપવામાં આવ્યો છે ખરો. " ડેબ્રીએ બેદરકારી ભરેલા અવાજે કહ્યું.

" હવે એ બધુ ડહાપણ જવા દે ! એ મળ્યાથી તુ ખુશ થઇ ગયો છે, એ તારે કબુલ કરવુંજ પડશે. " આલ્બર્ટે કહ્યું.

" ઠીક છે ! શૃગારની પૂર્તના કરવા માટે એ વળી ઠીક છે ! કાળા કોટ ઉપર જરા ઠીક શોભે છે ! "

" વારૂ દોસ્ત, હું એક નવીન ઇસમનું ઓળખાણ કરાવીને તમને બધાને આનંદ કરાવવા માગું છું. " આલ્બર્ટ બોલ્યો.

" કોઇ પુરૂષ છે કે સ્ત્રી ? " " પુરૂષ. "

" છે ! છે ! પુરૂષોને તો ઘણાનેય ઓળખીએ છીએ. "

" પણ આવો પુરૂષ નહિ જોયો હોય ! "

" વારૂ ક્યાંથી આવે છે ? દુનીઆને છેડેથી તો નહિને ? '

" અરે તેથી પણ દૂરથી કદાચ. "

" ઓ બાપરે ! વારૂ, ભોજન સામગ્રી તે પોતાની સાથે તો લાવનાર નથીને ? "

" ના, ના. આજનો નાસ્તો તો માતુશ્રીના રસોડેથી આવનાર છે. કેમ ભૂખ લાગી છે ? "

" જો કે એવી વાત કરવી એ આજકાલ એક પ્રકારની હલકાઇ ગણાય છે, પણ મારે કબુલ કરવું પડશે કે ભૂખ તો લાગી છે. હું કાલે મોં૦ દ વાઇલફોર્ટને ત્યાં જમ્યો હતો. કાયદાના હિમાયતીઓ બધા જમાડવામાં ઘણાજ ચિંગુસ હોય છે. તમને એવો અનુભવ મળ્યો છે ખરો કે ? "

" આહા ! તમે લોકો બીજાનાં ભોજન હમેશાં વખોડો છો; કારણ ઉત્તમ પ્રકારનાં ભોજનની વ્યવસ્થા તો પ્રધાનો અને રાજકીય પુરૂષોજ કરી જાણે છે એમાં જરાપણ શંકા નહિ. "

"હા, એ વાત તો ખરી. પણ અમે કાંઇ હમેશાં એવા ફક્કડોનેજ જમાડીએ છીએ એમ નથી. અમારે તો ઘણી વખતે મૂર્ખ ગામડીઆઓને પણ જમવા બોલાવવા પડે છે. કારણ અમારે રાજકારભારમાં તેમના પણ મત મેળવવાની જરૂર પડે છે. એવું ન હોય તો અમારે પોતાને ઘેર જમવાની તસ્દી લેવી પડેજ નહિ. "

" વારૂ ત્યારે, ઘણી ક્ષુધા લાગી હોય તો એકાદ પ્યાલો ઉડાવો અને સાથે જરા બીસ્કીટ લો. "

" લાવો, તે પણ કબુલ છે. તમારો સ્પેનીશ દ્રાક્ષાસવ ઘણો સુંદર છે. સ્પેનમાં શાંતિ ફેલાવવાની ખાસ જરૂર છે. "

" વારૂ, પણ ડોન કાર્લોનું શું ? "

" અરે તેની તો સર્વ વ્યવસ્થા થઇ ગએલી છે. "

" ત્યારે તો તે કામમાં પણ તમારી સેવાની કદર થઇ, વળી પાછો એકાદ નવીન ચાંદ કે પદ્વી મળશે ખરી ? "

"પણ દોસ્ત, આજે અમને માત્ર ધૂમ્રપાન ઉપર જ રાખવાની તારી ઇચ્છા હોય એમ લાગે છે. "

" અરે એથી જઠરાગ્નિ ઘણો પ્રદીપ્ત થાય છે. પણ આપણો મિત્ર બોકેમ્પ બ્હારના ઓરડામાં બોલતો સંભળાય છે. હવે ઠીક પડશે. તમે બન્ને જણ પરસ્પર વાદવિવાદ કરજો એટલે સમય ઝપાટાબંધ નિકળી જશે. "

"શી બાબત ઉપર વાદવિવાદ ?"

"વર્તમાનપત્રો ઉપર ચર્ચા કરીને. "

" દોસ્ત, " ડીબ્રીએ તિરસ્કાર બતાવતાં કહ્યું. " આપણે વળી વર્તમાનપત્રો તરફ નજર પણ ક્યાં કરીએ છીએ તે ? "

"અત્યારે તો વળી વધારે વાદવિવાદ ચાલશે ! " એટલામાં બોકેમ્પ દાખલ થયો. બોકેમ્પ પેરીસના એક જાણીતા વર્તમાનપત્રનો અધિપતિ હતો.

" આવો આવો. " આલ્બર્ટે તેને આવકાર આપતાં કહ્યું. "આ આપણા મિત્ર ડીબ્રીના સાથે હમણાંજ મારે તકરાર ચાલી રહી છે. તેને વર્તમાનપત્રો વાંચવાની તસ્દી કદી લેવી નહિ, અને ઉલટો તમારા પત્રકારો તરફ ફોકટ તિરસ્કાર બતાવવો ! "

"પણ તેઓની વાત સત્યજ છે. " બોકેમ્પ બોલ્યો. " તેઓ જેમ અમને પત્રકારોને બરાબર સમજ્યા સિવાય ધિક્કારે છે, તેમ અમે પ્રધાનમંડળના-સરકારના આશયો સમજ્યા સિવાય તેમનાં

કૃત્યો ઉપર ગમે તેવી ટીકાઓ ક્યાં નથી કરતા ?" ડીબ્રિ, તમારા પ્રધાનોએ પણ ખૂબ કરી હો ! " તેણે ડીબ્રિ તરફ ફરીને કહ્યું.

"શું બધી વાત તમારા પણ જાણવામાં આવી ગઈ કે ? " પ્રધાનના ખાનગી કારભારીએ હસતાં હસતાં બોકેમ્પ સાથે હસ્તધૂનન કરતાં પૂછ્યું. " દુનીયા શું કહે છે વારૂ ? "

" જે થયું છે તે બરાબર થયું છે એમ કહેવાય છે; અને એટલી બધી મેહેનત સફળ થતાં તમારા જેવાને કાંઇક માન ચાંદ મળે તો તે પણ યોગ્ય જ છે ! "

"વાહવાહ ! વાહવાહ ! એ પણ કાંઇ ખોટું નથી." લુશીઅન ડીબ્રિ બોલ્યો. " બોકેમ્પ, તમે અમારા પક્ષમાં કેમ આવતા નથી ? તમારા બુદ્ધિચાતુર્યને લીધે ત્રણ ચાર વરસમાં તો તમારૂં નસીબ ચોક્કસ ખુલી જશે. "

" તમારી સલાહ માનતા પહેલાં હું એકજ બાબતની રાહ જોઇ રહ્યો છું. કોઇ એકાદ પ્રધાન એવો આવવા દો કે જે છ માસ પણ પગ ટકાવીને રહી શકે ! આલ્બર્ટ, આજે નાસ્તાનો બેત છે કે જમવાનો ? મારે પાછું રાજસદસમાં જવું છે. અમારે પત્રકારોને નિરાંતે બેસવાનું હોયજ નહિ ! "

" આજે માત્ર નાસ્તાનોજ બેત છે. હું બે માણસોની રાહ જોઉં છું. તેઓ આવી પહોંચે એટલે આપણે શરૂ કરીએ ! "

---

# પ્રકરણ ૪૧ મું.

"એવા તે કયા માણસો આવનાર છે?" બોકમ્પે પૂછ્યું.

"એક ખાનગી ગૃહસ્થ છે, અને એક રાજનીતિજ્ઞ પુરૂષ છે." આલ્બર્ટે જવાબ આપ્યો.

"ત્યારે તો તમારા તે ગૃહસ્થને આવતાં બે કલાક થશે; અને તમારો પેલો રાજનીતિજ્ઞ પુરૂષ તો બીજા ત્રણ કલાકે પણ આવી પહોંચશે નહિ! હું હાલ તો જઇશ જ. પછીથી મોડો આવી પહોંચીશ. મારે માટે માત્ર થોડાંક ફલ, કોફી, અને સીગાર રાખી મૂકજો."

"એવું બધું કરવાની કાંઈ જરૂર નથી. કારણ કે જે બન્ને પરોણાઓ આવનાર છે તે ગમે તેવા મોટા માણસો હોય તો પણ અગીઆર વાગે તો જમવા બેસવાનું છે જ. દરમ્યાનમાં ડીબ્રેની માફક તમે પણ જરા બીસ્કીટ અને એકાદ પ્યાલો ઉડાવી લો."

"વારૂ, લાવો ત્યારે. ચાલો જરા મોડા જઇશું. પરંતુ મારા મગજમાંની શાંતિ માટે મારે કાંઇક પણ જોઇશે તો ખરૂં જ!"

"તમે પણ ડીબ્રેના જેવા જ છો; છતાં જયારે પ્રધાનમંડળ નિરાશ થાય ત્યારે તેમના વિરોધીઓને તો આનંદ થવો જોઇએ!"

"અરે, પણ તમે મારી અત્યારની સ્થિતિ જાણતા નથી. અત્યારે બેરન ડેંગ્લર્સનું રાજસદસ આગળ ભાષણ છે. સાંજે તેની પત્નીએ એક જલસાની ગોઠવણ કરેલી છે. ત્યાં ફ્રાંસના એક ઉમરાવની પડતીની વાતો થશે. જહાન્નમમાં જાય આ રાજ્યબંધારણ! અને આ રાજકારભાર! અને તે પણ આપણી પસંદગીનો! કોણ જાણે આપણે કેવીએ પસંદગી કરતાં શિખ્યા છીએ!"

"તમારી સ્થિતિ કેટલીક સમજાય છે, પણ તમારે તો આનંદમાં મજા મારવી જોઈએ" આલ્બર્ટ બોલ્યો.

"જુઓ, બેરન ડેંગ્લર્સને બીચારાને તમારા પત્રમાં ઉતારી પાડતા નહિ." ડીબ્રે બોલ્યો. "તે તમારા જ પક્ષનો છે; કારણ તે હાલના પ્રધાનમંડળના વિરૂદ્ધ પક્ષમાં છે."

"મિત્ર," આલ્બર્ટે બોકેમ્પને કહ્યું. "સ્પેનમાં હવે સર્વ પ્રકારની શાંતિ ફેલાઈ હોવી જોઈએ; કારણ આજે અત્યારમાં તમારૂં મગજ ઠેકાણે નથી. બેરન ડેંગ્લર્સની પુત્રી સાથે મારા વેવીશાળની આખા પેરીસ શહેરમાં વાત ચાલી રહી છે. જે માણસ એક દિવસ મને એમ કહી શકે કે 'વાઇકાઉન્ટ, મારી પુત્રીને મેં એંસી હજારની રકમ પહેરામણીમાં આપેલી છે, તે ગૃહસ્થના ભાષણને હું વખોડી કાઢે એ મારાથી સહન થઈ શકશે નહિ."

"અરે તમે જોયાં તો કરો. તમારૂં લગ્ન તેની પુત્રી સાથે કદી પણ બનનાર નથી." બોકેમ્પ બોલ્યો. "રાજાએ ડેંગ્લર્સને બેરન બનાવ્યો છે તેના કરતાં પણ વધારે કિમતી ઇલકાબો, ચાંદો, પદ્દીઓ, અને જાગીરોથી તેને તે કદાચ નવાજી શકશે; પણ રાજા તેનામાં ગર્ભશ્રીમન્તના-ગૃહસ્થનાં લક્ષણો કદી પણ મૂકી શકશે નહિ. વળી તમારા પિતા એક માત્ર એંસી હજારની રકમ સારૂ કદીપણ તેના કુટુંબ સાથે સંબંધ બાંધવાની હા પાડનાર નથી. તમારાં લગ્ન તો તેનાથી કોઈ ચઢીઆતા કુલીન ઉમરાવ કુટુંબમાં થવાં જોઈએ."

"પણ એંસી હજારની રકમ કાંઈ ઓછી કહેવાય નહિ." આલ્બર્ટ બોલ્યો.

"મો. દ-શાતો રેનોડ! મો. મેક્ઝીમીલાયન મોરેલ!" નોકરે બે નવા પરોણા આવી પહોંચ્યાની ખબર આપી.

" આલ્બર્ટ, ચાલો ત્યારે હવે. " બોકેમ્પ બોલ્યો. " નાસ્તાની તૈયારીઓ કરો; કારણ કે તમે જે બે ગૃહસ્થોની રાહ જોતા હતા તેઓ આવી પહોંચ્યા લાગે છે. "

" મોરેલ ! " આલ્બર્ટ વિચારમાં પડી ગયો. " મોરેલ ! એ વળી કોણ હશે ? "

એટલામાં મોં. દ શાતો રેનોડ દાખલ થયો. આ એક ત્રીસ વરસનો સુંદર યુવાન હતો. તેનો તમામ દેખાવ ગૃહસ્થનો હતો.

" આલ્બર્ટ, " રેનોડ બોલ્યો. " હું મારા મિત્ર મોં. મેક્ઝીમીલીઅન મોરેલનું તમારી સાથે ઓળખાણ કરાવવાની રજા લઉં છું. તેઓ આપણા લશ્કરમાં કેપ્ટન છે. એમના સંબંધમાં આવશો એટલે તેમના સદ્‌ગુણો આપોઆપ તમારા સમજવામાં આવશે. તેમણે મારી જીંદગી બચાવી છે. મોરેલ, આ મારા મિત્ર વાઇકાઉન્ટ આલ્બર્ટ-દ-મોર્સર્ફ. " એમ કહીને તે બાજુ ઉપર ખસી ગયો. મેક્ઝીમીલીઅન આગળ આવ્યો. તેનું ભવ્ય કપાલ, તીક્ષ્ણ આંખો અને કાળી ભરાવદાર મૂછો આલ્બર્ટની દૃષ્ટિએ પડયાં. માર્સેલ્સમાં તેને વાંચકે એવા સંજોગોમાં જોએલો હતો કે તેને ભાગ્યેજ ભૂલી શકાય. તેનો કિમતી લશ્કરી પોષાક અર્ધો ફ્રેંચ અને અર્ધો પૂર્વના દેશોના લશ્કરી અમલદારના પોષાકને મળતો હતો. તેની બહાદૂરી અને શૌર્ય માટે તેને મળેલો 'લીજીઅન ઑફ઼ ઓનર'નો ચાંદ તેણે લટકાવી દીધો હતો. તેનું શરીર કદાવર અને દેખાવ ભવ્ય હતો.

તે તરૂણ અમલદારે વિવેકથી નમન કર્યું.

" સાહેબ, " આલ્બર્ટે સામો વિવેક બતાવતાં કહ્યું. " મારા મિત્ર રેનોડની સાથે આપે મારે ત્યાં પધારી મને આભારી કર્યો

છે. આપની સાથે ઓળખ થવાથી મને કેટલો આનંદ થશે એ તેઓ સારી રીતે સમજે છે. આપ તેમના મિત્ર છો એટલે અમારા પણ ખરા જ."

"વાહવાહ!" રેનોડ બોલ્યો. "સાથે સાથે એમ પણ કહેતા જાઓ કે તમે જો મારા જેવા સંકટમાં આવી પાડો તો મને જેવી રીતે તેમણે મદદ કરી હતી, તેવી તમને પણ તેઓ મદદ કરે."

"કેમ શું થયું હતું?" આલ્બર્ટે પૂછ્યું.

"અરે, કાંઇ જ નહિ. એમાં કાંઇ કહેવા જેવું નથી." મોરેલ બોલ્યો. "અરે તમારા મિત્રને તો અતિશયોક્તિ કરવાની ટેવ છે."

"કહેવા જેવું નથી?" રેનોડ બોલ્યો. "જીંદગીની તમે એવી જ કિંમત આંકો છો કે? એ તત્વજ્ઞાન તો ભારે પડે. મોરેલ, તમારે તો જીંદગીને દરરોજ જોખમમાં નાંખવાની, એટલે તમને તો તેનો કાંઇ હિસાબ હોય નહિ; પણ મારા જેવાને તો–"

"આ બધા ઉપરથી એટલું તો સ્પષ્ટ સમજાઇ આવે છે કે કેપ્ટન મોરેલે તમારી જીંદગી બચાવી હોવી જોઇએ."

"હા હા. તેમજ બનેલું."

"ક્યારે? ક્યારે? કેવી રીતે?" બોકેમ્પે પૂછ્યું.

"બોકેમ્પ, દોસ્ત," ડીબ્રે બોલ્યો. "હું તો ભૂખે અધમૂઓ થઇ ગયો છું. તેમાં વળી તું પાછું એ પુરાણ ક્યાં વંચાવે છે પાછો?"

"અમે તને જમવાની ના ક્યાં કહીએ છીએ તે?" બોકેમ્પે જવાબ આપ્યો. "એ વાત તો આપણે જમતાં જમતાં પણ થઇ શકશે."

"ગૃહસ્થો," આલ્બર્ટે તેમને અટકાવતાં કહ્યું.

"હજી માત્ર સવાદશ થયા છે અને હજી એક જણ આવનાર છે તેની આપણે રાહ જોવાની છે."

"હા હા. તમારો પેલો રાજનીતિજ્ઞ પુરૂષ હજી આવવાનો બાકી હશે!" ડીએ બોલ્યો.

"તે ગૃહસ્થ એવો છે કે નહિ તે તો મને ખબર નથી; પણ મને માત્ર એટલું તો માલુમ છે કે મેં તેને એક કાર્ય સોંપેલું, તે તેણે એટલી બધી સંતોષકારક રીતે બજાવ્યું હતું કે જો હું રાજા હોત તો મારા રાજ્યનાં ઉંચાંમાં ઉંચાં માનપાન અને ચાંદ બધા હું તેને આપી દેત!"

"વારૂ ત્યારે, જો આપણે રાહ જોવાની જ હોય તો પેલી વાત જ આગળ ચાલવા દો."

"તમે બધા જાણો છો કે," રેનોડે વાત કહેવા માંડી. "મને આફ્રીકા જવાની ઘણી હોંસ હતી."

તમારા બાપ દાદાઓએ એ રસ્તો તમારે માટે નક્કી કરી મૂકયો જ છે." આલ્બર્ટે કહ્યું.

"હા. હા. પણ તેમના બાપદાદાની પેઠે ધર્મ-યુદ્ધમાં ભાગ લેવાને માટેજ તેઓ ત્યાં ગયા હતા કે કેમ તેટલીજ માત્ર શંકા છે." બોકેમ્પે ટીકા કરી.

"બોકેમ્પ," રેનોડ બોલ્યો. "તમારૂં કહેવું ખરૂં છે. હું તો માત્ર એક શિખાઉ તરીકેજ લડાઇમાં ભાગ લેવાને ગયો હતો. આરબ લોકોના સામે લઢવાના ઇરાદાથી હું પ્રથમ ઓરાન ગયો, અને ત્યાંથી કોન્સ્ટેન્ટાઇન ગયો. હું ત્યાં પહોંચ્યો તે વખતે ઘેરો ઉઠાવી લેવાની તૈયારીઓ ચાલતી હતી. બીજા બધાની સાથે હું પણ સામેલ થયો. અમારે પાછા હઠવું પડયું. અડતાલીસ કલાક સુધી અમારે ચાલવું પડયું. દિવસે વરસાદ નડયો, રાતના ઠંડી સખ્ત. આ રીતે બે દિવસ તો ચાલ્યા, પણ ત્રીજે દિવસે મારો ઘોડો

મરણ પામ્યો. મારે પણ આલવાનો પ્રસંગ આવ્યો. એટલામાં છ આરબો મારને ઘોડે મારી પુંઠે આવી લાગ્યા, અને મને ઘેરી લીધો. બેને તો મેં તુરતજ બેનાળની બંદુકના બારથી ઉડાવી દીધા. બીજા બેને પિસ્તોલથી ઉડાવ્યા. પણ એટલામાં તો મારાં હથીઆર ખુંચવી લેવામાં આવ્યાં. બાકીના બે જણામાંના એકે મારા માથાના વાળ ઝાલ્યા અને બીજાએ તરવાર ઉગામી. એટલામાં આ ગૃહસ્થ ત્યાં દોડી આવ્યા. તેમણે એકને પીસ્તોલથી ઠાર કર્યો, અને તલવારના ઝટકાથી બીજાનું માથું ધડથી જુદું કરી નાંખ્યું. તે દિવસે એક મનુષ્યનો જીવ બચાવવાના તેમણે સોગન લીધા હતા, અને સદ્‌ભાગ્ય તે માણુસ હું જ નિવડયો."

"હા." મોરેલે હસતાં હસતાં કહ્યું. "તે દિવસે સપ્ટેંબર માસની પાંચમી તારીખ હતી. પાંચમી સપ્ટેમ્બરના દિવસે મારા પિતાની જીંદગી દૈવી કૃપાથી જાદુઇ રીતે બચી હતી. એટલે તે દિવસની યાદગીરી તરીકે દર વરસે પાંચમી સપ્ટેમ્બરે મારાથી બની શકે ત્યાં સુધી પરમાર્થનું-ભૂતદયાનું કાર્ય કરવું એવી મેં પ્રતિજ્ઞા કરેલી છે."

"અને તે દિવસે મને તે પ્રતિજ્ઞાનો લાભ મળ્યો." વચમાંજ રેનોડ બોલ્યો. "પણ એટલેથી કાંઇ પત્યું નહિ. મને દુષ્મનોના હાથમાંથી બચાવ્યા પછી તેમણે મને ઠંડીથી બચાવ્યો. તેમણે પોતાનો ડગલો મને આપી દીધો. તે પછી મારી ક્ષુધા મટાડી મને જીવત-દાન આપ્યું. તમે બધા કહી શકશો કે અમે શું ભોજન કર્યું હશે? નહિ વારૂ? ત્યારે હુંજ તમને જણાવું. ખાવાને માટે કાંઇ પણ મળી શક્યું નહિ. મને તો ત્રણ ચાર દિવસના કડાકા થયા હતા. મરણ મારી સામે ડોળા કાઢતું હતું. તેવામાં મોરેલે પોતાના વ્હાલા

ઘોડાનો ભોગ આપ્યો, અને તેમણે મારો જાન બચાવ્યો. આવી રીતે એક કેવળ અજાણ્યા માણસને માટે પોતાના વ્હાલા ઘોડાનો ભોગ આપવા કોઇ તૈયાર થાય ખરૂં કે ? "

" તદન અજાણ્યાને માટે તો નહિ, પણ મારા મિત્રની ખાતર તો હું તેમ કરૂં ખરો. " ડીપ્રે વચમાં બોલી ઉઠયો.

" અને મને ખાત્રી હતી કે રેનોડ મારા મિત્ર થશે. વળી મેં આપને સર્વને ઉપર જણાવેલું છેજ કે ગમે તે ભોગે પણ તે દિવસે એક મનુષ્યની જીંદગી બચાવવાની મેં પ્રતિજ્ઞા લીધી હતી. " મોરેલે નમ્રતા બતાવતાં ખુલાસો કર્યો.

" મારા મિત્ર મોરેલને જે કારણે પ્રતિજ્ઞા લેવી પડી, તે પ્રસંગનો ઇતિહાસ જાણવા જેવો છે. તે વાત વળી તમારા બધાના વધારે પ્રસંગમાં આવતાં કોઇક વખતે કહી બતાવશે. આજે તો હવે ક્ષુધા ઘણી લાગી છે. " પછી આલ્બર્ટને રેનોડે પૂછયું. " કેમ નાસ્તાનો વખત કેટલા વાગ્યાનો ઠર્યો છે ? "

" સાડાદસ " " બરાબર ? " ડીપ્રેએ પોતાનું ઘડીઆળ કાઢતાં પૂછયું.

" અરે, એક પાંચ મિનિટ તો મને વધારે આપવાની મહેરબાની કરશો. કારણ હું જે પરોણાની રાહ જોઉં છું તેણે મને પણ મોતના પંજામાંથી બચાવેલો છે. " આલ્બર્ટે જવાબ આપ્યો.

"વારૂ તે કયાંથી આવનાર છે ? " ડીપ્રેએ પૂછયું. "તે પ્રશ્નનો જવાબ તમે એક વખત તો આપી ગયા છો જ, પણ તે એટલો બધો મોઘમ હતો કે મારે ફરીથી પૂછવાની જરૂર પડી છે. "

" ખરેખર પૂછો તો " આલ્બર્ટે જવાબ આપ્યો. " મને પોતાને પણ તેની ખબર નથી. ત્રણ માસ ઉપર જ્યારે મેં

તેને આમંત્રણ આપ્યું, તે વખતે તો તે રોમ શહેરમાં હતો. પણ તે પછી તે કયાં ગયો હશે તે કોને ખબર?"

"અને શું તમારૂં એમ ધારવું છે કે તે બરાબર વખતસર આવી પહોંચી શકશે?"

"અરે, તે ધારે તે કરવાને શક્તિવાન છે."

"ત્યારે તમારી વધારાની પાંચ મિનિટ સાથે બધી મળીને હવે દસ મિનિટ બાકી છે!"

"તેનો ઉપયોગ મારા નિમંત્રિત પરોણાના સંબંધમાં તમને કેટલીક હકીકત જણાવવામાં કરીશું."

"માફ કરજો!" બોકેમ્પ વચમાંજ બોલી ઉઠયો. "તમે જે વાત કહેવા માગો છો, તેમાંથી કાંઇ વર્તમાનપત્રને ઉપયોગી લેખ મળી આવે તેમ છે કે?"

"હા હા. એક તદ્દન નવીન લેખ લખી શકાય તેમ છે."

"ત્યારે તો તમારી વાત ચાલવા દો. હવે તો રાજસદસની સભામાં જવાનો સમય રહ્યો નથી, એટલે હવે આમેને આમે તમારી વાત સાંભળી તેમાંથી જે કાંઇ જાણવા જેવું મળી આવશે અને તેમાંથી કાંઇક મારા પત્રમાં લેવા જેવું હશે તે લઇશું."

"ગયો કાર્નીવલનો મહોત્સવ જોવાને હું રોમ ગયો હતો." આલ્બર્ટ બોલ્યો.

"તે તો જાણે અમને બધાને માલુમ છે." બોકેમ્પે કહ્યું.

"હા, પણ મને લુંટારા લોકો ઉપાડી ગયા હતા તે વાત તમારા જાણવામાં નથી." આલ્બર્ટે કહ્યું.

"પણ ત્યાં લુંટારા છેજ નહિ." ડીબ્રે બોલ્યો.

"લુંટારા છે, અને તે પણ વળી ઘણા ભયંકર છે. કારણ

મને પોતાને તો તેમનો ઘણો ડર લાગેલો. મને તેઓ પકડીને લઇ ગયા, અને ચાર હજારનો છૂટકારાનો દંડ મારી પાસેથી લેવાનું ઠરાવ્યું. કમનસીબે મારી પાસે તે વખતે તેટલી તો શું પણ તેની અડધી પણ રકમ નહોતી. મારી મુસાફરી પૂરી થવા આવી હતી તેમજ પૈસા પણ ખુટી પડયા હતા. મેં ફ્રાંઝને ચીઠ્ઠી લખી. તે હાજર હોત તો આ વાત બધી સત્ય છે એમ તમને સાબીત કરી આપત. તેને ચીઠ્ઠી લખીને મેં જણાવ્યું કે જો સવારના છ વાગ્યા પહેલાં તે રકમ લઇ આવીને મને નહિ છોડાવે તો છ વાગ્યા ઉપર દસ મિનિટ થતાં મારે પરલોક તરફ પ્રયાણ કરવું પડશે. શ્રીયુત 'વેમ્પા'–તે લુંટારાના સરદારનું નામ 'વેમ્પા' હતું—પોતાનું વચન પાળવામાં હંમેશાં બરાબર તત્પર રહેતો."

"પણ ફ્રાંઝ તે રકમ લઇને આવ્યા જ હશે." રેનોડ બોલ્યો. "તેના જેવા માણુસને તેટલી રકમ મેળવવી એ કાંઇ ઘણી મુશ્કેલીની વાત નહોતી."

"ના, ના. તે તો તે રકમને બદલે જે પરોણાનું આજે હું તમને સર્વને ઓળખાણ કરાવી આપવા માગું છું તેને લઇને જ આવી પહોંચ્યો." આલ્બર્ટે કહ્યું.

"ત્યારે તો તે કોઇ ભીમસેન, અગર રૂસ્તમ પહેલવાનજ હોવો જોઇએ! તે સિવાય આખી લુંટારાની ટોળીની સામે થવાની હિંમત ભીડે નહિ."

"ના રે ના. તે તો લગભગ મારા જેટલો જ છે."

"હથીઆર બખ્તર સજીને આવ્યો હશે?"

"અરે, તેની પાસે તો એક ટાંકણી સરખી પણ નહોતી."

"ત્યારે તે પેલી દંડની રકમ આપવાને આવ્યો હશે?"

"અરે, દંડ આપવાની વાત તો બાજુ ઉપર રહી, પણ તેણે પેલા લુટારાના સરદારના કાનમાં માત્ર એક બે શબ્દજ કહ્યા, અને તેજ ક્ષણે મને છૂટો કરવામાં આવ્યો."

"અને તમને પકડીને લઇ જવાને માટે લુટારાઓએ તેની માફી માગી હશે?"

"હા હા, એવું જ બન્યું."

"એવો તે વળી કોણ છે?"

"તેનું નામ કાઉન્ટ ઓફ મોન્ટેક્રીસ્ટો છે."

"અરે, એવા નામનો કોઇ કાઉન્ટ છે જ નહિ." ડીબ્રે બોલ્યો.

"આપણને પણ કોઇ તેવા કાઉન્ટના સંબંધમાં કાંઇ માહિતી નથી." રેનોડ જાણે આખા યુરોપના તમામ અમીર ઉમરાવોનાં કુટુંબો અને પદ્વીઓથી સંપૂર્ણ વાકેફગાર હોય તેમ બોલ્યો.

"બોલો ભાઇઓ, કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનું નામ હજી સુધી તમારામાંથી કોઇએ સાંભળ્યું છે કે?" ડીબ્રેએ સર્વને પ્રશ્ન કર્યો.

"અરે જવાદોને, હશે કોઇ ભામટો." એક જણ બોલી ઉઠયો.

હું ધારૂં છું કે આ પ્રશ્નના ઉકેલમાં હું તમને થોડી ઘણી મદદ કરી શકું તેમ છે." મેક્ઝીમીલીઅન બોલ્યો. "મારા પિતાની નોકરીમાંના ઘરડા ખલાસીઓ મોન્ટેક્રિસ્ટોના ટાપુના સંબંધમાં ઘણી વખત વાત કરતા. આખા ભૂમધ્ય સમુદ્રમાં તે એક રેતીના કણ જેવો છે. એક અણુ માત્ર કહીએ તો પણ ચાલે. આ ટાપુ ઉપરથી તેણે પોતાની પદ્વી ધારણ કરી જણાય છે."

"બરાબર!" આલ્બર્ટ બોલ્યો "હું જેની વાત કરૂં છું તે એ ટાપુનો માલિક અને રાજા છે. તે ટાપુ અને ખેતાબ તેણે ટસ્કનીના કોઇક નાના રાજ્ય પાસેથી વેચાતો લીધો છે."

" ત્યારે તો તે દ્રવ્યવાન પણ હોવા જોઇએ. "

" હું ધારૂં છું કે તે ધનાઢય છે. "

" ધારૂં છું કેમ કહો છો? એવી વાત કાંઇ છાની રહે છે તે તો તુરતજ જણાઇ જાય! "

" પણ ત્યાંજ છેતરાવાય છે તો. "

" કેમ વારૂ? એમ કેમ? "

" તમે અરેબીઅન નાઇટસની વાર્તાઓ વાંચી છે કે? "

" અરે, વળી એ કેવો પ્રશ્ન? "

" ત્યારે તેમાંનાં પાત્રો ગરીબ છે કે તવંગર તે તમને જણાય છે? તેઓની પીઠપરના થેલામાં ઘઉં ભરેલા છે કે હીરા માણેક ભરેલાં છે, એ બીજાને કયાં સમજાય છે? તેઓ મુફલીસ ખલાસીઓ જેવા દેખાય છે છતાં તેઓ કોઇ જાદુઇ ઇલમના ઉપયોગથી એકાદ ગુફા ખોલે છે; જેમાં અથાગ દ્રવ્ય ભરેલું હોયછે.

" વારૂ પછી? "

" મોન્ટેક્રિસ્ટો " પણ એક તેવોજ ખલાસી છે. અરે એટલુંજ નહિ પણ તે પુસ્તકમાંનું એક નામ પણ તેણે ધારણ કરેલ છે. કારણ તે પોતાને સિન્બાદ ખલાસીના નામથી પણ ઓળખાવે છે અને તેની ગુફા પણ અખૂટ દ્રવ્યથી ભરેલી છે.

" વારૂ તે ગુફા તમે જોઈ છે ખરી? " બોકપ્પે પૂછ્યું.

" ના ના. મેં તો નથી જોઇ, પણ ફ્રાંઝે તો જોઇ છેજ. મહેરબાની કરીને આ સંબંધી કાઉન્ટના આગળ એક ઉચ્ચાર સરખે પણ કરતા નહિ. ફ્રાંઝને આંખે પાટા બાંધીને ગુફામાં લઇ જવામ આવ્યો હતો. તેની તહેનાતમાં બ્હેરા મૂગા ગુલામો હાજર હત વળી ત્યાં એવી ખુબસુરત પરીઓ હતી કે જેમના આગળ કલીઓ

પેટ્રા પણ હિસાબમાં નહિ. માત્ર આ પરીઓની બાબત જરા શંકા પડતી છે; કારણ કે તેણે ભાંગ પીધા પછી જ તે તેની દષ્ટીએ પડી. એટલે વખતે તેની કલ્પનાશક્તિએ તેને છેતર્યો પણ હોય."

બધા આલ્બર્ટના સામેજ જોઇ રહ્યા.

" અરે તમારી કાંઇ ડાગળી બાગળી ચસ્કી છે, કે તમે અમારી બધાની મશ્કરી કરો છો?" બ્રોકેમ્પે છેડાઇ પડીને પૂછ્યું.

" અરે, મેં પણ તેવું કાંઇક સાંભળ્યું છે ખરૂં" મેકઝીમીલીઅન જરા વિચાર કરતો બોલ્યો. " પેનીલોન નામના એક વૃદ્ધ નાવિક પાસેથી મેં પણ તેવી વાત સાંભળી છે ખરી."

" વાહવાહ !" આલ્બર્ટ બોલ્યો. " ચાલો, સુભાગ્યે આ ગૃહસ્થ મારી મદદમાં આવી પહોંચ્યા એ ઠીક થયું. મારા કહેવાને તેઓ કાંઇક ટેકો આપે છે, તેથી હવે તો તમે બધા જરા વિચારમાં પડી ગયા લાગો છો !"

" દોસ્ત આલ્બર્ટ," ડીબ્રે બોલ્યો. " તમારી વાર્તા ઘણી વિચિત્ર લાગે છે !"

" કારણ કે તમારા રાજ પ્રતિનિધિઓ અને એલચીઓ એવી વાતો તમને જણાવતા નથી. તેમને તો ફુરસદ જ ક્યાં હોય છે?" આલ્બર્ટે ગુસ્સો બતાવતાં કહ્યું. " પ્રવાસે ગએલા તેમના દેશ બંધુઓને આફતમાંથી બચાવવા એ તેમની ફરજ છે. તેમના દેશબંધુઓના જાનમાલનું રક્ષણ કરવું અને પર રાજ્ય પાસે કરાવવું એ પર રાજ્યમાં મોકલેલા એલચીઓની એક મુખ્ય ફરજ છે; પણ તે ઉપર ધ્યાન આપવાની દરકાર કોને છે તે ?"

" જુઓ, હવે પાછા તમે ગુસ્સે થઇને આપણા એલચીઓના ઉપર ઉતરી પડયા! તેઓ બિચારા તમારૂં રક્ષણ શી રીતે કરે? રાજસભા દિવસે દિવસે તેમના પગારમાં ઘટાડો કરતી જાય

છે, એટલે હવે તો તેમને ભાગ્યે જ તેમના ભરણુ પોષણુ પુરતું મળે છે. આલ્બર્ટ, ચાલો તમારે એલચી તરીકે જવું છે ? હું તમને કોન્સ્ટાન્ટીનોપલ મોકલાવી આપું ?" ડીબ્રેએ સરકારનો અને તેના એલચીઓનો બચાવ કર્યો.

"ના રે, બાપ. ત્યાંના સુલતાનનું તો કાંઇ ઠેકાણું નહિ આપણે જરાક ગફલતમાં રહ્યા કે સ્વધામનો જ રસ્તો માપવો પડે."

"જુઓ ત્યારે ! હવે એલચીઓને શામાટે દોષ આપો છો ?"

"હા, પણ આ બધાને કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના અસ્તિત્વ સાથે કાંઇ જ સબંધ નથી." એક બોલ્યો.

"અરે, એમ તો બધાનુંએ અસ્તિત્વ છે." બીજાએ ટાપસી પૂરી.

"બેશક ! પણ બધાનું અસ્તિત્વ કાંઇ તેવું નથી. દરેકની પાસે કાંઇ ગુલાબો, વહાણો, પૈસા, ઉત્તમ પ્રકારનાં હથીઆરો, અને ગ્રીક સુંદરીઓ હોતી નથી !" આલ્બર્ટે કહ્યું.

"ગ્રીક સુંદરી ? શું તમે તેની એવી એકાદ સુંદરી જોઇ છે ખરી ?"

"અરે, મેં જોઇ છે તેમ તેને બોલતાં પણ સાંભળી છે. મેં તેને નાટકશાળામાં મોન્ટેક્રિસ્ટોની સાથે બેઠેલી નજરે જોઇ છે, અને એક દિવસે સવારમાં કાઉન્ટને ત્યાં ભોજન માટે ગએલો ત્યારે મેં તેને ગાતાં પણ સાંભળી છે."

"ત્યારે આ તમારા કાઉન્ટને ખોરાક પણ લેવો પડે છે કેમ ?"

"હા. પણ તે એટલું બધું થોડું ખાય છે કે તેને ખોરાક ભાગ્યેજ કહી શકાય."

"ત્યારે તો તે નક્કી એકાદ પિશાચ જ હોવો જોઇએ!"

"તમારી ઇચ્છામાં આવે તેમ હસો: તેને પિશાચની ઉપમા આપનાર પણ એક બે જણુ મળ્યા છે ખરા!"

"તેની આંખો મોટી અને બિહામણી હોવી જોઇએ, આંખના કીકી તેની મરજી માફક નાની મોટી થતી હોવી જોઇએ. કપાળ ભવ્ય, ચ્હેરો તદ્દન ફીકકા, દાઢી કાળી અને દાંત સફેદ મોતી જેવા સ્વચ્છ અને તીક્ષ્ણ હશે!" ડીબ્રિએ કાંઇક હાસ્ય કરતાં ટીકા કરી.

"હા યાર," આલ્બર્ટ બોલી ઉઠયો. "તેં તો તેનું બરાબર ચોક્કસ વર્ણન કર્યું. તેની વિવેકી રીતભાત પણ કેટલીક વખત મને તો ભયભીત જ બનાવી દેતી. એક દિવસે રોમ શહેરમાં અમે શિરચ્છેદની શિક્ષાનો અમલ કેવી રીતે થાય છે તે જોવા ગયા હતા. તે વખતે તે શિક્ષા ખમનાર કમનસીબ અપરાધીની ભયંકર યાતનાના સબંધમાં તેણે જે શાંત અને લાગણી વગરની વાતો કરી, અને વર્ણન કરતાં પોતાના વિચારો જણાવ્યા, તે સાંભળીને જ મને તો મૂર્છા આવી જવા જેવું થઇ ગયું."

"તેમ છતાં પણ તમારો કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો એક ઘણો ઉમદા ગૃહસ્થ છે એમ તમારૂં કહેવું છે! વળી તેના ઇટાલીઅન લુંટારાઓની સાથેના સંબંધની વાત પણ તમેજ કરો છો!" રીનાડે તેને બનાવવાના વિચારથી કહ્યું.

"અરે જવા દો! મને તો આ બધી વાત કેવળ પાયા વગરની જ લાગે છે!" ડીબ્રેએ ટાપસી પૂરી. "ઇટાલીમાં લુંટારા પણ નથી અને કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો જેવી કોઇ વ્યક્તિ અસ્તિત્વમાં પણ નથી! જુઓ સાડાદસના ટકોરાની તૈયારી છે."

"હા હા. એવું જ લાગે છે. સાડાદસનો વાયદો હતો એટલે

તેવી કોઈ વ્યક્તિ હોય તો આવી પહોંચે નહિ?" બોકમ્પે વધારે મશ્કરી કરતાં આલ્બર્ટને કહ્યું. "આલ્બર્ટ, હવે તો તમારે એમ કબુલ કરવું જ પડશે કે આ બધી સ્વપ્નની જ વાતો છે! ચાલોને, હવે કબુલ કરી દોને, એટલે આપણે નાસ્તો લેવા બેસીએ. તમે કહો છો એવો કોઇ કાઉન્ટ છે જ નહિ એમ સાબીત થાય છે."

આ વાકય પુરૂં થાય એટલામાં ઘડીઆળમાં સાડાદસનો ટકોરો થયો. ટકોરાનો અવાજ બંધ થાય તે પહેલાં તો 'જરમેન' દાખલ થયો. "નામદાર કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો પધાર્યા છે." તેણે ખબર આપી.

એકાએક બધા ચોંકી ઉઠયા. આ ઉપરથી આલ્બર્ટે કરેલા વર્ણનથી બધાના મન ઉપર કેવી અસર થઇ હતી એ સ્પષ્ટ જણાઇ આવ્યું. આલ્બર્ટ પોતે પણ આભોજ બની ગયો, અને પોતાની આશ્ચર્યની લાગણી છૂપાવી શકયો નહિ. ગાડી આવી પહોંચ્યાનો અગર થોભ્યાનો અવાજ કોઇએ સાંભળ્યો નહોતો, અગર બહારના ઓરડામાં પગલાંનો અવાજ સુદ્ધાં પણ સંભળાયો નહોતો. બધા જે દિવાનખાનામાં બેઠેલા હતા તેનું બારણું પણ કાંઇ પણ અવાજ સિવાય ઉઘડયું હતું.

કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોએ તદ્દન સાદો પોષાક પહેરેલો હતો, છતાં પણ ગમે એવા ફક્કડથી પણ તેના પોષાકમાં કાંઇ ખામી કાઢી શકાય તેમ નહોતું. પોષાકની દરેક ચીજ ઉત્તમમાં ઉત્તમ બનાવટની હતી. તેની ઉમ્મર ભાગ્યે જ પાંત્રીસ વરસની હશે. પણ દરેક જણને એક જ આશ્ચર્ય લાગ્યું, અને તે એ કે ડીબ્રેએ તેને જોયો નહોતો છતાં તેણે કાઉન્ટનું જે વર્ણન કર્યું હતું તેને તે આબેહુબ મળતો આવતો હતો.

કાઉન્ટ મંદ મંદ હસતો દિવાનખાનાની મધ્યમાં આવીને ઉભો. આલ્બર્ટને જોતાંજ તે તેની તરફ વળ્યો. આલ્બર્ટ પણ હાથ લંબાવીને તેને મળવા દોડયો.

" મને લાગે છે કે તમારા દેશનાજ એક રાજ્યકર્તાએ કહેલું છે, " મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " કે નિયમિતપણું એ રાજાઓનો તો માત્ર એક વિવેક જ છે ! વિવેક ખાતર કદાચ તેઓ નિયમિતપણું પાળે તો તે એક તેમનો મહદ્ ઉપકાર કહેવાય. બાકી રાજાઓ કાંઇ નિયમિતપણું જાળવવાને બંધાએલા નથી. આ નિયમના લાભ બિચારા પ્રવાસીઓને કોઇ રીતે મળે તેમ નથી. છતાં બે ત્રણ સેકેન્ડ મોડું થયું હોય તો તેને માટે હું આપની સર્વની ક્ષમા ચાહું છું. સેંકડો માઇલની મુસાફરી અડચણો પડયા વગર થઇ શકતી નથી, અને તેમાં ખાસ કરીને તમારા ફ્રાંસ દેશમાં વધારે તકલીફ પડે છે; કારણકે અહીંઆં ગાડીવાનો હુકમ માને નહિ તોપણ તેમના તરફ સખ્તાઇ કરવાની અગર તેમને મારવાની મનાઇ છે."

" કાઉન્ટ. " આલ્બર્ટે જવાબ આપ્યો, " હું મારા કેટલાક મિત્રોને આપના આવવાની ખબર આપી રહ્યો હતો. આપે આવવાનું વચન આપ્યું હતું એટલે મેં આ મારા મિત્રોને આપના સમાગમ માટે આમંત્રણ કરીને બોલાવેલ છે. આ બધાને ઓળખાવવાની મને રજા આપો. આ મારા મિત્ર મોં૦ લ. કાઉન્ટ–દ–શાતો રીનોડ.– અમીરપદ તેમના વંશમાં બાર પેઢીથી ઉતરતું આવે છે. આ બીજા મોં૦ લુશીઅન–ડીબ્રે. એઓ સ્વદેશ ખાતાના પ્રધાનના પ્રાઇવેટ સેક્રટરી–ખા. કારભારી છે. આ ત્રીજા મોં૦ બોકેમ્પ અત્રેના એક પ્રસિદ્ધ વર્તમાન પત્રના અધિપતિ છે, અને હાલની ફ્રેંચ સરકાર તેમનાથી ધ્રુજે છે. તેઓની એટલી બધી ખ્યાતિ છતાં ઇટાલીમાં આપે તેમનું નામ

સાંભળ્યું નથી; કારણકે તેમનું વર્તમાનપત્ર ત્યાં દાખલ કરવાની મનાઇ છે. આ મોં૦ મેકઝીમીલીઅન મોરેલ ફ્રેંચ લશ્કરમાં અમલદાર હોઇ ઘણો સારો હોદ્દો ધરાવે છે. ”

કાઉન્ટ અત્યાર સુધી દરેકને વિવેકથી પણ જરા અતડાશથી નમન કરતો હતો. મેકઝીમીલીઅનનું નામ સાંભળીને તે જરા ચોંકયો.

“ સાહેબ, ” મોન્ટેક્રિસ્ટોએ હાથ આગળ ધરતાં મેકઝીમીલીઅનને કહ્યું. “ જે નવિન ફ્રેંચ લશ્કરે હાલમાં વિજય મેળવ્યો છે, તેનો પોષાક આપે ધારણ કર્યો લાગે છે. પોષાક ઘણો સુંદર લાગે છે. ”

મોન્ટેક્રિસ્ટોનો અવાજ એટલો બધો ધ્રુજતો કેમ હતો તે કોઇથી કળી શકાયું નહિ.

“ કાઉન્ટ, આફ્રીકામાંના અમારા ફ્રેંચ યોદ્ધાઓને તમે કદી જોયા નથી શું? ”

“ ના, મેં કદી નથી જોયા ! ” મોન્ટેક્રિસ્ટોએ સાવધ થતાં જવાબ આપ્યો.

“ અમારા આખા ફ્રેંચ સૈન્યમાં આ યુવકના જેવો હિંમતવાન અને ઉદાર યોદ્ધો કોઇ ભાગ્યેજ હશે ! ”

“ બસ કરો ! બસ ! ખોટી અતિશયોક્તિ કરવાનું રહેવા દો ! ” મેકઝીમીલીઅને જરા શરમાતાં કહ્યું.

“ નહિ, નહિ કેપ્ટન, મને જરા કહેવા દો. ” આલ્બર્ટ બોલ્યો. “ મેં તેમના પરાક્રમ વિષે એટલું બધું સાંભળ્યું છે કે તેમને હું આજે પહેલવહેલોજ જોઉં છું, છતાં મારા મિત્ર તરીકે તેમનું તમારી સાથે ઓળખાણ કરાવવાની મને રજા આપવાની આપને વિનંતિ કરું છું. ”

આ શબ્દો સાંભળીને મોન્ટેક્રિસ્ટોનું અંતર લાગણીથી ઉભરાઈ જવા લાગ્યું.

" ઓહો ! તમારૂં અંતઃકરણ ઘણું ઉદાર જણાય છે !" મોન્ટેક્રિસ્ટોથી બોલાઈ જવાયું.

મોન્ટેક્રિસ્ટોના મુખમાંથી નિકળતા આ શબ્દો સાંભળીને બધાને આશ્ચર્ય લાગ્યું. ખરૂં જોતાં આ શબ્દો આલ્બર્ટની વાત સાંભળીને નહોતા નિકળ્યા, પણ તે મોન્ટેક્રિસ્ટોના અંતરના ઉદ્‌ગારો હતા. મેક્ઝીમીલીઅન પોતે પણ ચકિત થઈ ગયો, અને મોન્ટેક્રિસ્ટોના સામે ધારી ધારીને જોવા લાગ્યો. પણ તેનો અવાજ એટલો કોમળ હતો કે તેથી કોઈને માઠું લાગે તેમ નહોતું.

" ગૃહસ્થો, " આલ્બર્ટ બોલ્યો. " ભોજન તૈયાર છે. કાઉન્ટ, ચાલો, પધારો ! !"

બધા ચુપાચુપ ભોજનગૃહમાં ગયા. દરેક પોતપોતાની જગાએ બેસી ગયો.

" સદ્‌ગૃહસ્થો, " કાઉન્ટે બેઠક લેતાં જણાવ્યું. " મારાથી વખતે કદાચ કાંઈ અવિવેક થઈ જાય તો તેને માટે પ્રથમથી જ આપની ક્ષમા માગી લેવા દો. મારી અજ્ઞાનતા મારે કબુલ કરવી જ જોઈએ. હું એટલો બધો અજ્ઞાત છું કે મારી આખી જીંદગીમાં આ પહેલવહેલી વખત જ પેરીસ શહેરમાં પગ મૂકું છું. તમારા ફ્રેંચ લોકોની રહેણી કરણી, રીતરિવાજ વિગેરેની મને જરા પણ માહિતી નથી. અત્યાર સુધી હું પૂર્વના દેશોમાં રખડેલો છું, અને તે તરફના બધા રીતરિવાજો પ્રમાણે વર્તતો આવેલો છું. એ રીત-રીવાજો પેરીસના રીતરિવાજોથી કેટલાક કેવળ વિરૂદ્ધ છે. તેથી મારા વર્તનમાં તુર્કસ્થાન, ઇટાલી, અગર અરબસ્તાનના રીતરિવાજોનું

અનુકરણ જોવામાં આવે તો તે માટે મને ક્ષમા કરશો એવી મને આશા છે. ચાલો, હવે આપણે નાસ્તો લેવાનું શરૂ કરીએ."

" અરે કેવા રૂવાબથી તે બોલે છે. " બોશમ્પ બબડયો. " તે ખરેખર કોઇ મહાન પુરૂષ જ હોવો જોઇએ."

" તેના પોતાના દેશમાં તે કોઇ મોટો માણસ જ હશે ! " ડીબ્રેએ ટાપસી પૂરી.

" અરે તેના જેવા માણસો તો પોતાના દેશમાં તો શું પણ દરેક દેશમાં મોટા માણસ તરીકે પુજાય છે ! "

મોન્ટોક્રસ્ટો ઘણો મિતાહારી હતો, આ વાત આલ્બર્ટ જાણતો હોવાથી તેણે પોતાના પરોણાને કોઇ બાબતની અતડાશ ન લાગે તેવા હેતુથી કહ્યું. " કાઉન્ટ, અમારા પેરીસના લોકોનું ભોજન આપને બરાબર પસંદ પડશે નહિ. મારે આપની ઇચ્છા પ્રથમથી જાણી લેઇને તે પ્રમાણે કેટલીક વાનીઓ તૈયાર કરાવવી જોઇતી હતી."

" આલ્બર્ટ, " મોન્ટેક્રિસ્ટોએ હસતાં હસતાં જવાબ આપ્યો. "હજી તમે મને બરાબર ઓળખતા નથી તેથી જ આમ બોલો છો. નહિ તો મારા જેવા એક પ્રવાસીને માટે તમારે આવું કહેવાની જરૂર પડે જ નહિ. હું તો જ્યાં જાઉં ત્યાં જે મળે તેથી મને અતિ આનંદ થાય છે. મારો આહારજ માત્ર ઘણો થોડો છે. તેમ છતાં આજે તો મને ખરેખરી ક્ષુધા લાગેલી છે, કારણ ગઇ કાલ સવારનું મેં કાંઇ પણ ખાધું નથી."

" શું ચોવીસ કલાક થયાં આપે કાંઇ ખાધું જ નથી ? " બધાએ પૂછયું.

" ના. " કાઉન્ટે જવાબ આપ્યો. " કારણ નાઇલ્સ શહેરમાં

મારે કાંઇક કામ હોવાથી મારે આડો માર્ગ લેવાની જરૂર પડી હતી. તેથી મને જરા મોડું થઇ ગયું એટલે રસ્તામાં રોકાવાનું મને પસંદ પડયું નહિ."

"ત્યારે તમે ગાડીમાંજ ખાઇ લીધું હશે ?"

"ના, જ્યારે હું થાકી ગયો હોઉં અને કાંઇ આનંદનું સાધન ન મળે, અગર ભૂખ્યો થયો હોઉં છતાં ખાવાનું મન ન થાય, ત્યારે હું ઉંઘી જાઉં છું. તે પ્રમાણે હું ઉંઘી ગયો હતો."

"ત્યારે તો તમે તમારી મરજી માફક નિદ્રા લઇ શકતા લાગો છો ?"

"હા જી !"

"ત્યારે તો તેને માટે તમે કોઇ ઔષધ પણ જાણતા હોવા જોઇએ."

"ઉત્તમ ! આબાદ ! સચોટ !"

"ઠીક. અમને તે ઔષધ જરા કહેશો ખરા?" ડીબ્રેએ પૂછયું.

"હા, હા." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "હું કાંઈ તે વાત છૂપી રાખવા માગતો નથી. તે ઔષધ અફીણ અને ભાંગનું મિશ્રણ છે. તે બનાવવામાં એ બન્ને વસ્તુઓ ઉત્તમમાં ઉત્તમ જોઇએ. તેથી ચીનમાં ખાસ જઇને તદ્દન શુદ્ધ અફીણ હું જાતે લઇ આવેલો છું. ઉત્તમમાં ઉત્તમ ભાંગ તો એશીઆ ખંડમાં ટાઇગ્રીસ અને યુફ્રેટીસ એ બે નદીઓની વચમાંના પ્રદેશમાંજ થાય છે, અને તેને માટે પણ મારે જાતેજ જવું પડેલું. આ બન્ને ચીજોને સરખા પ્રમાણમાં મિશ્ર કરીને તેની ગોળીઓ બનાવાય છે. તેમાંની એક ગોળી લીધા પછી દશજ મિનિટમાં તેનો અમલ શરૂ થાય છે. તમારે જોઇએ તો બેરન ફ્રાંઝ-ડ-એપીનેને પૂછી જોજો. તેમણે તેનો સ્વાદ ચાખેલો છે—લેહેજતનો અનુભવ લીધેલો છે."

"હા, હા. તે મને એ વિષે એક દિવસ કહેતો હ઼ો. ખરો આલ્બર્ટે સાક્ષી પૂરી.

"પણ" એક વર્તમાનપત્રકાર તરીકે શંકા બતાવતાં બો બોલ્યો. "તે ઔષધ તમે હમેશાં પાસેજ રાખો છો?" "હા, હમેશ

"ત્યારે એ કિમતી ગોળીઓ જરા બતાવશો? આપને એ અપમાન તો નહિ લાગેને?"

"ના રે ના. એમાં વળી અપમાન શાનું?" આમ કહે મોન્ટેક્રિસ્ટોએ પોતાના ખીસ્સામાંથી એક અદ્દભૂત કારીગીરીની ડબ્ કાઢી. આ ડબ્બી માત્ર એકજ આખા નિલમની બનાવેલી હતી. તે ઢાંકણું સુવર્ણનું હતું. ચાંપ દબાવતાં ઢાંકણું ખુલ્યું, અને ડબ્બી વટાણા જેવડી એક લીલા રંગની ગોળી જણાઇ. તેની સુવાસ દ તીક્ષ્ણ હતી. બધી મળીને ડબ્બીમાં પાંચેક ગોળીઓ હતી. આ બારેક ગોળીઓ તેમાં રહી શકે તેમ હતું.

ડબ્બી એકથી બીજાના હાથમાં જવા લાગી. ગોળીઓ જો ની વાત ભૂલી જઇને સૌ કોઇ ડબ્બી અને તેની કારીગીરી ત સવા લાગ્યું.

"શું આ ગોળીઓ તમારો રસોઇઓ અગર ખીજમત બનાવે છે?" બોકેપે પૂછ્યું.

"ના રે ના સાહેબ, એવા હલકા માણસોને હું મારી મ મજાહની વાતો કદી જાણવા દેતો નથી. હું પોતે પણ એક સાધા રસાયણ શાસ્ત્રી છું, એટલે હું જાતેજ બનાવી લઉં છું."

"આ નિલમ તો અતિ ઉંચી જાતનું છે. 'આવડું મોટું ક્યાંય પણ જોવામાં આવ્યું નથી." રીનોડ બોલ્યો. "મેં ઘણા ઘ પ્રકારનું જવેરાત જોએલું છે, અને તેની મને સારી પરીક્ષા પણ પણ આવું નિલમ તો હું આજેજ જોઉં છું."

" મારી પાસે તો એવાં ત્રણ હતાં." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "તેમાંનું એક મેં તુર્કસ્તાનના સુલતાનને ભેટ કર્યું, અને તેમણે તે પોતાની કટારના હાથામાં જડાવ્યું, બીજું આચાર્ય શ્રી પોપ મહારાજને અર્પણ કર્યું, અને તેમણે તે પોતાના મુગટમાં ધારણ કર્યું છે. શહેનશાહ નેપોલીઅને સાતમા પાવસ પોપ મહારાજને એક નિલમ આપેલું છે. તેની સાથે મેં આપેલું નિલમ પણ મુગટમાં જડી લેવામાં આવ્યું છે. શહેનશાહ નેપોલીઅનનું અર્પણ કરેલું નંગ તેના કરતાં ઘણુંજ પાણીદાર અને કિંમતી છે. ત્રીજું તો મેં મારા પોતાના ઉપયોગ માટે રાખી લીધું છે. મેં તેને કોતરાવીને તેની ડબ્બી કરાવી. આથી તેની કિંમત તો જો કે ઘટી, પણ મારા ઉપયોગમાં ઠીક આવી ગયું."

દરેક જણ મોન્ટેક્રિસ્ટોના તરફ આશ્ચર્યચકિત થઇનેજ જોઇ રહ્યો. તે એટલી બધી સાદાઇથી વાત કરતો હતો કે બધાને એમ લાગ્યું કે તે કેવળ સત્યજ બોલતો હતો, અગર તો તે તદ્દન ગાંડો હોવો જોઇએ. પરંતુ નિલમ તેમની નજર આગળજ હતું, એટલે કાઉન્ટના ગાંડપણની શંકા બાજુપર મૂકી તેનું કહેવું સત્ય હતું એમ માનવાની બધાને ફરજ પડી.

"વારૂ તે મહારાજાઓએ આવી ઉત્તમ ભેટના બદલામાં તમને શું આપ્યું?"

" સુલતાને એક સ્ત્રીને તેની સ્વતંત્રતા બક્ષી." મોન્ટેક્રિસ્ટોએ જવાબ આપ્યો. "પોપ મહારાજે એક મનુષ્યને મોતની શિક્ષામાંથી બચાવ્યો. લાખો અને કરોડો લોકોની જીવનદોરી રાજાના હાથમાં હોય છે. પ્રજાના જાનમાલ ઉપર તે અધિકાર ભોગવે છે. તેથી તે ઈશ્વરનો અંશ મનાય છે. મનુષ્યને તે મોતના મુખમાંથી, કારાગૃહ-

માંથી અગર ગુલામગીરીમાંથી છોડાવી શકે છે. મારી જીંદગીમાં મેં પણ બે મનુષ્ય પ્રાણીઓને બચાવ્યા છે. એટલે મને પણ મારા જીવનમાં પરમાત્માએ એક વખત રાજ્યાસનના અધિકારીના જેટલી જ શક્તિ અને સત્તા બક્ષી હતી."

"અને તમે પેલા પેપીનોને મોતની શિક્ષામાંથી છોડાવ્યો હતો નહિ વારૂ ?" આલ્બર્ટ બોલી ઉઠયો. "તેને માટે તમેજ પોપ મહારાજ તરફથી ક્ષમાપત્ર મેળવ્યું હતું નહિ વારૂ ?"

"કદાચ તેમ હોય પણ ખરૂં !" મોન્ટેક્રિસ્ટોએ મંદહાસ્ય કર્યું.

"કાઉન્ટ, આપને આવી રીતે બોલતા સાંભળીને મને કેટલો આનંદ થાય છે તેનો આપને બીલકુલ ખ્યાલ નથી." આલ્બર્ટ બોલ્યો. "આપ પધાર્યા તે પહેલાં હું મારા મિત્રો આગળ એરેબી-અન નાઈટસની વાર્તાઓમાંના જાદુગર તરીકે, અગર મધ્યકાલના એકાદ ઈલમી, અગર કીમીયાગર તરીકે આપને ઓળખાવા રહ્યો હતો. પણ અમારા પેરીસના લોકો એવા ઉંધા-વિપરીત વિચારના છે કે ખરેખરી સત્ય વાતો હોય તે પણ જો તેમના નજરે જોવામાં અગર જાતે અનુભવવામાં ન આવે તો તેઓ જરાપણ માને નહિ. દાખલા તરીકે આ મારા મિત્ર ડીબ્રે લગભગ દરરોજ વાંચે છે અને બોકેમ્પ દરરોજ છાપે છે કે, અમુક બાગમાં અમુક માણુસને રોકીને લુંટી લેવામાં આવ્યો, અમુક માણુસનાં કપડાં રસ્તા વચ્ચે [illegible]વી લીધાં, અમુક જાહેર જગાએ ચાર માણુસોને લુંટીને મારી નાંખ-વામાં આવ્યા, અમુક જગાએ અમુક માણુસને ગોળીથી ઠાર માર્યો, ફલાણાનું ખૂન થયું, ફલાણાને ઉપાડી ગયા, અમુક વીશીમાંથી દશ પંદર ચોર ઠગારા લોકોની ટોળી પકડાઈ; વિગેરે અનેક પ્રકારની વાતો છાપે છે, અને વાંચે છે; છતાં ઇટાલીમાં લુંટારાના અસ્તિત્વ

વિષે તેઓ બીલકુલ માનતાજ નથી. આપ પોતેજ તેમને જણાવો કે મને પણ લુંટારાઓ ઉપાડી ગયા હતા, અને જો આપની વખતસર મદદ મળી ન હોત, તો અત્યારે એમનું બધાનું સ્વાગત કરવાને બદલે હું ક્યારનોએ સ્વધામ પહોંચી ગયો હોત."

"અરે પણ" મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "એ બાબતનો કદી ઉચ્ચાર સરખો પણ ન કરવાને તમે મને વચન આપ્યું હતું."

"મેં આપને એવું વચન કદી આપ્યું નથી. વખતે કોઈક બીજાને તમે એવી રીતે બચાવ્યો હશે, અને તેણે એવું વચન આપ્યુ હશે અને તે વાત તમે વિસરી ગયા હશો. મહેરબાની કરીને તમે જ તે બધી વાત કહી બતાવો, નહિ તો હું તે વાત તો કહેવાનો જ; પણ સાથે સાથે કેટલીક બીજી બાબત પણ વખતે ભરડી નાંખીશ."

"તમે પોતે જાણો છો એટલું તો કહી બતાવો. એટલું બસ છે."

"ત્યારે હું જાણું છું તેટલું હું કહી બતાવું તો બાકીનું તમે કહી બતાવશો ?"

"હા, એ વાત ન્યાયની છે અને મારે કબુલ છે."

"જુઓ ત્યારે." આલ્બર્ટે કહેવાની શરૂઆત કરી. "કાર્નીવલના મહોત્સવ દરમ્યાન ત્રણ દિવસ સુધી એક બુરખાવાળી સુંદરીની કૃપાનો પાત્ર હું થઇ રહ્યો હતો એમ મારી માન્યતા થઇ. પણ વધારે મૂર્ખાઇની વાત તો એ હતી કે જેને એક સુંદરી ધારીને હું તેની પાછળ ગાંડો ઘેલો થઇ ગયો હતો, તે સ્ત્રી નહોતી પણ એક દાડી મૂછ વગરનો નાજુક બાંધાનો પંદર સોળ વરસનો લુટારાનો છોકરો હતો. પોરીઆથી હું છેતરાઇ અને અંજાઇ ગયો. મુગ્ધ બનીને હું તેની પાછળ પાછળ ગયો. ગાડીમાં બેસીને અમે વસ્તીથી

દૂર નિકળી ગયા. લાગ મળતાં જેવો હું એક ચુંબન લેવા જાઉં છું તેવીજ તેણે મારા લમણા આગળ પીસ્તોલ ધરી. એટલામાં સંતાઇ રહેલા સાત આઠ બીજા બદમાસો નિકળી આવ્યા. મને બાંધીને, દોરીને, બલકે ધસડીને એક ગુફામાંથી તેમની છાવણીમાં તેમના સરદાર પાસે લઇ ગયા. મને તે સરદાર સારો સુશિક્ષિત લાગ્યો. તે સીઝરનું જીવન ચરિત્ર વાંચતો હતો. અમને જોતાંની સાથે તેણે પુસ્તક નીચે મૂકી દીધું, અને મને જણાવ્યું કે બીજે દિવસે સવારના બરાબર છ વાગતા સુધીમાં મારા છુટકારાની ચાર હજારની દંડની રકમ રજુ કરવામાં આવશે નહિ તો સવા છ વાગે મને ઠાર કરવામાં આવશે. તમે લોકો કદાચ નહિ માનો, પણ તમારી ઇચ્છા હોય તો મેં એ રકમ લઇ આવીને મને છોડાવવા માટે ફ્રાંઝને ચીઠ્ઠી લખી હતી તે હજી તેની પાસે મોજુદ છે. તે જોવાથી તમારી ખાત્રી થશે. તે ચીઠ્ઠી નીચે મારી પોતાની સહી છે, અને પેલા લુટારાના સરદાર વેમ્પાએ તેની નીચે તાજા કલમ લખીને પોતાની સહી કરેલી છે. કાઉન્ટ, રોમના લુટારાઓ આપને એટલું બધું માન કેમ આપે છે તે હજી મને બીલકુલ સમજાતું નથી. કારણ તેઓ તો કોઇનેજ ગાંઠતા નથી. ફ્રાંઝ અને હું બન્ને આભાજ બની ગયા હતા."

" અરે એ તો એક રહેલી અને સાદી વાત છે." મોન્ટેક્રિસ્ટોએ ખુલાસો કરવા માંડયો. "તે મશહુર બ્હારવટીયા વેમ્પાને હું આજે દસ બાર વરસ થયાં ઓળખું છું. જયારે તે માત્ર એક નાનો સરખો ભરવાડનો છોકરો હતો, ત્યારે એક વખત તેણે મને રસ્તો બતાવ્યો હતો. તે મહેનત માટે મેં તેને કાંઇક બક્ષીસ આપી હતી અને તેના બદલામાં તેણે મને એક કટાર આપી હતી. એ કટારના હાથા ઉપર તેણે પોતાના હાથેજ નકશી કામ કોતરેલું હતું. મારી

પાસે એ કટાર ઘણું કરીને તમારા જોવામાં પણ આવેલી છે. થોડાંક વરસ ગયા પછી ઉપરનો બનાવ તે ભૂલી ગયો હશે તેથી કે મને નહિ ઓળખી શકવાથી તેણે મને પકડીને પૈસા કઢાવવાનો પ્રયત્ન કર્યો. પણ તેમાં તો ઉલટો તેની ટોળીના દસ બાર બદમાસો સાથે મેંજ તેને પકડી લીધો. મેં તેને રોમના સત્તાવાળાઓને સોંપી દીધો હોત. રોમમાં ન્યાય ઘણો ઝડપથી કરવામાં આવે છે. તેમાં પણ વેમ્પાને તો તેઓએ જેમ બને તેમ જલદીથી આ દુનીઆમાંથી વિદાય કરી દીધો હોત. પણ મેં તેવું કાંઇ ન કરતાં તેને અને તેના સાથીઓને છોડી મૂકયા."

"તે વખતે તમે એવી શરત કરી લીધી હશે કે તેમણે ફરીથી એવું પાપાચરણ કરવું નહિ ખરૂંને?" ઓકેમ્પે મશ્કરી કરતાં કહ્યું. "અને તેઓએ પોતાનું વચન પાળીને આલ્બર્ટને છોડી મૂકયો!"

"ના જી." મોન્ટેક્રિસ્ટોએ આગળ ચલાવ્યું. "મેં તેમને માત્ર એક સ્હેલી અને સાદી શરત ઉપર છોડયા. તે શરત એ કે તેમણે મને અને મારા મિત્રોને સતાવવા નહિ બલકે અમારૂં માન રાખવું. મારૂં કહેવું સાંભળીને તમને બધાને કદાચ આશ્ચર્ય લાગશે. આજના જમાનામાં તમારા જેવા બધા સુધરેલા જુવાનો "સમાજના સામાન્ય સ્વામિત્વના સિદ્ધાંત" (Socialism)ની માત્ર વાતો જ કરનારા જ્યાં ત્યાં નજરે પડે છે. તેઓ સમાજ–સેવા, મનુષ્ય–જાત પ્રત્યેનો પ્રેમ, મનુષ્ય માત્રનું ભલું કરવાની ભાવના, પાડોશી પ્રત્યેની ફરજ, વિગેરેની નિરાંતે બેઠાબેઠાં બડાઇઓ હાંકે છે. એવા મનુષ્યો મારી વાતો સાંભળીને આભા બની જશે. પણ હું તો સમાજસેવામાં માનતોજ નથી. જે સમાજ મારૂં રક્ષણ કરવાની દરકાર કરતો નથી, એટલુંજ નહિ પણ સાધારણ રીતે મને નુકસાન કર-

વાનેજ પ્રવૃત્ત હોય છે, તેનું રક્ષણ કરવાની મારે કાંઇ જરૂર પડી નથી. આવાં કારણોને લીધે જો હું તેમના તરફ શત્રુભાવના દર્શાવતાં માત્ર તટસ્થ જ રહું તો સમાજ અને મારા પાડોસી બન્નેએ મારો આભારજ માનવો જોઇએ."

" શાબાસ ! શાબાસ !" રીનોડ બોલી ઉઠયો. " આત્મશ્લાઘા અગર અંહવાદનો જાહેર રીતે સ્વીકાર કરનાર ને ઉપદેશ આપનાર તો મેં આજે પહેલવેહેલા આપનેજ જોયા ! શાબાસ ! કાઉન્ટ શાબાસ !"

" ગમે તેમ હોય, પણ કાઉન્ટ બેધડક અને નિખાલસપણે પોતાના વિચારો જાહેર કરે છે." મોરેલ બોલ્યો. " પણ જે સિદ્ધાંત તેઓ આટલી બધી નિડરતાથી જાહેર કરે છે અને સ્વીકારે છે, તે સિદ્ધાંતથી તેઓને જુદુંજ આચરણ કરવાનો તેમને એક વખત પ્રસંગ આવી લાગવા માટે તેઓ દિલગીર નહિજ થયા હોય એવી મારી ખાત્રી છે."

" મારા સિદ્ધાંતથી વિરૂદ્ધ વર્તન મેં કેવી રીતે કર્યું ?" મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું. તેણે બે ચાર વખત મોરેલ તરફ એટલી બધી તીક્ષ્ણ દૃષ્ટિથી જોયું કે તે યુવાન અમલદાર પણ તેની દૃષ્ટિ સહન કરી શકયો નહિ.

" કેમ, મને એમ લાગે છે" મોરેલે જવાબ આપ્યો. " કે આલ્બર્ટ, જેને તમે ઓળખતા નહોતા, તેને બચાવવામાં તમે સમાજને તેમજ તમારા પાડોશીને તમારા સિદ્ધાંત વિરૂદ્ધ મદદ કરી."

" આલ્બર્ટ સમાજના એક ભૂષણ રૂપ છે." બોકેમ્પ દ્રાક્ષરસનું પાન કરતાં બોલ્યો.

" કાઉન્ટ," આલ્બર્ટ બોલ્યો. " તમારી ભૂલ થાય છે.

તમારા જેવા એક મહાન તર્કશાસ્ત્રીની ભૂલ થાય છે. કારણ કે તમે એક સ્હેજ વિચાર કરશો, તો તમે અહંવાદી–આત્મશ્લાઘી એટલે સ્વાર્થી હોવાને બદલે પરોપકારી અને પરમાર્થી છો એમ સાબીત થાય છે. વાહ! વાહ! તમે પોતાને એક પૌર્વાત્ય લેવેન્ટાઇન, માલ્ટીઝ, હીંદી અને ચીના તરીકે ઓળખાવો છો; તમારા કુટુંબનું નામ મોન્ટેક્રિસ્ટો છે; 'સિન્બાદ ખલાસી, એવું નામ તમે ધારણ કર્યું છે; આમ છતાં પણ પેરીસમાં પગ મૂકો છો, તેજ દિવસે અમારા પેરીસના લોકોનો મોટો ગુણ અથવા મુખ્ય દોષ આપો-આપ તમારામાં આવી જાય છે.—એટલે કે તમારા ગુણોને તમે ઢાંકવાનો પ્રયત્ન કરો છો અને જે દોષો તમારામાં નથી એ દોષો તમારામાં છે એમ દેખાડવાનો તમે ઢોંગ કરો છો."

"મિત્ર આલ્બર્ટ," મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "તમારી તરફથી અગર આ ગૃહસ્થો તરફથી ખોટાં વખાણ મેળવવા જેવું મારૂં આજે કાંઇપણ વર્તન થવું હોય એમ મને સમજાતું નથી. તમે કાંઇ મને અજાણ્યા નથી. મેં તમને જગ્યા આપી હતી, મારી સાથે જમવાને મેં તમને નોતર્યા હતા, તમને મારી ગાડીઓ મેં સોંપી દીધી હતી, આપણે બન્નેએ મહોત્સવ સાથે બેસીને જોયો હતો, અને આપણે સાથે બેસીને પેલો શિરચ્છેદનો પ્રસંગ પણ જોયો હતો કે જે વખતે તમે લગભગ મૂર્છિત થઇ ગયા હતા. પછી તમે અજાણ્યા શાના? હવે હું આ ગૃહસ્થોને પૂછીશ કે આટલો બધો જેની સાથે મારે સંબંધ થયો, તેવા મારા પરોણાને પેલા ભયંકર લુટારાના પંજામાં સપડાએલો મારાથી રહેવા દઇ શકાય ખરો કે? વળી જ્યારે હું ફ્રાંસ આવીશ ત્યારે તમે મને સારાં સારાં કુટુંબોનાં ઓળખાણ કરાવી આપશો, એવી પણ મને આશા હતી. તે દિવસે

જ્યારે મેં તમને વાત કરી ત્યારે તો તમે કદાચ તેને ગપ માની હશો, પણ આજે તે વાત સત્ય બની છે એ તમે જાતે જોઇ શકો છો. તો હવે તમારે વચન-ભંગ કરવાની ઇચ્છા ન હોય તો તમારૂં વચન તમે પાળો."

"હું મારૂં વચન પાળીશ." આલ્બર્ટે કહ્યું "પણ તમો તો નાના પ્રકારના ચિત્રવિચિત્ર દેખાવો અને બનાવો જોતા આવેલા છો, અને તેવી બાબતોના શોખીન છો, એટલે આ પેરીસના મામલા જોઇને તમે નિરાશ થશો એવો મને ભય લાગે છે. તમારા સાહસિક જીવનમાં દેશપરદેશના પ્રવાસમાં જેવા બનાવો તમે જોયા છે, તેવો એક પણ બનાવ તમને અહિં જોવાને મળવાનો નથી. હું તમારી માત્ર એકજ સેવા બજાવી શકું તેમ છું, અને બજાવવાને માટે તમારા હુકમનો હું તાબેદાર છું–તમારી આજ્ઞા માથે ચઢાવવા તૈયાર છું. હું તમને જ્યાં ત્યાં દરેક જગ્યાએ સમાગમ કરાવી આપીશ, અને મારા મિત્રોને તેમ કરવાને ફરજ પાડીશ. વળી તમારે તો ઓળખની કાંઇ જરૂર જ પડવાની નથી. તમારૂં નામ, તમારી સ્થિતિ, અને તમારા બુદ્ધિ–ચાતુર્યને લીધે તમે જ્યાં જાઓ ત્યાં તુરત આવકાર પામવાનાજ. માત્ર એક બાબતમાં હું તમને ખરેખરી મદદ કરી શકું. પેરીસના લોકોના રીત રિવાજો, ટેવો, અને ખાસીઅતોના સંબંધમાં, અગર અહિંના બજારોના સંબંધમાં તમારે કાંઇપણ માહિતી જોઇતી હોય, તમારે કાંઇ સુખ શાંતિનાં સાધનો જોઇતાં હોય, અગર તમારા લાયકનું મકાન શોધી કાઢવાનું હોય, તો તે કામ મારૂં છે. રોમમાં તમારે ત્યાં–તમારા ભેગો હું રહ્યો હતો, પણ મારાથી તમને મારી સાથે મારા ભેગા રાખી શકાય તેમ નથી. હું [illegible]વાદી–આદમશાહી નથી

છતાં મારા જેવો સ્વાર્થી બીજો કોઇ ભાગ્યેજ હશે; કારણ મારા ઉપરાંત આ મકાનમાં બીજા કોઇનો—એક છાયા માત્રનો પણ ભાગ્યેજ સમાસ થાય તેમ છે. માત્ર તે છાયા જો કોઇ સ્રીની હોય તો તે વાત તો જાણે જુદી!"

"તમે પણ સ્રી સંબંધે એક અપવાદ ઠીક રાખ્યો છે!" મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "મને લાગે છે કે લગ્નને લીધે તેમ કરવાની જરૂર પડી હશે! રોમમાં આપણે તમારા લગ્ન વિષે કાંઇક વાત-ચીત થઇ હતી ખરી. હું ધારૂં છું કે હું તમને અભિનંદન આપી શકું તેમ હશે ખરૂં ?"

"અરે, હજી તો કાંઇ થયું નથી. માત્ર તેની ગોઠવણો ચાલે છે."

"ગોઠવણ ચાલે છે એટલે તો અર્ધ નક્કી થયું એમજ સમજો." ડીબ્રેએ ટાપસી પૂરવી.

"ના, ના, એવું તો કાંઇ ન કહેવાય. પણ મારા પિતાને ઘણી આતુરતા થઇ છે એટલે થોડા વખતમાં મારી હાલની પત્નીનું નહિ તો ભાવી પત્ની યુજીની ડેંગ્લર્સનું ઓળખાણ તો તમને હું કરાવી આપી શકીશ એવી મને આશા છે."

"યુજીની ડેંગ્લર્સ!" મૉન્ટેક્રિસ્ટો આશ્ચર્ય બતાવતાં બોલી ઊઠયો. "જે બૅરન ડેંગ્લર્સ તેના પિતા થાય નહિ વારૂ?"

"હા હા, એજ, બૅરન ડેંગ્લર્સ જ. હમણાં તાજા તાજા ઉમ-રાવ બન્યા છે તેજ." આલ્બર્ટે ઉપહાસ કરતાં કહ્યું.

"એ ઉમરાવ પદ મેળવવા જેવી રાજ્ય-સેવા તેમણે બજાવી હોય તો પછી તેમાં વાંધો શું છે?" મૉન્ટેક્રિસ્ટોએ પૂછ્યું.

"સેવાઓ તો ઘણી [illegible] કિંમતી બજાવી છે." બોકેમ્પે જવાબ આપ્યો. "રાજા [illegible] દસમાના વખતમાં લગભગ

અઢી લાખ પૌન્ડનું કરજ તેણે મેળવી આપ્યું હતું, અને તેથી રાજાએ તેને ઉમરાવ પદ બક્ષ્યું હતું, તેમજ લીજીઅન ઓફ ઓનરનો માન-વંતો ચાંદ પણ આપ્યો હતો. "

" ચાલો, હવે એ વાત જવા દો. " આલ્બર્ટે હસતાં હસતાં કહ્યું. " કાઉન્ટ, તમે હમણાં બેરન ડેંગ્લર્સના નામનો ઉચ્ચાર એવી રીતે કર્યો કે તે ઉપરથી તમે તેમને ઓળખતા હો એવો ભાસ થાય છે. "

" હું તેમને ઓળખતો નથી. " મૉન્ટેક્રિસ્ટોએ ઉત્તર આપ્યો: પણ થોડા વખતમાં મારે કદાચ તેમનું ઓળખાણ કરવાની જરૂર પડશે. કારણ લંડનના 'રીચર્ડ અને બ્લાઉન્ટ' અને વીએનાના 'એસ્ટીન એસ્કલીસ' અને રોમના 'ટોમ્સન અને ફ્રેંચ" એ ત્રણ શરાફોની પેઢીઓ મારફતે મારૂં બેરન ડેંગ્લર્સને ત્યાં ખાતું ખોલા-એલું છે. "

'ટોમ્સન અને ફ્રેંચ' નું નામ દેતી વખતે મૉન્ટેક્રિસ્ટોએ મૅકઝીમીલીઅન મૉરેલના સામું જોયું. તેણે કાંઇક અસર કરવી ધારી હતી, અને તેનું ધારવું ભૂલ ભરેલું નહોતું. મૅકઝીમીલીઅન વિજળીના આંચકાની માફક એ શબ્દો સાંભળતાં ચોંકી ઉઠયો.

"ટોમ્સન અને ફ્રેંચ!" તે બોલી ઉઠયો. "સાહેબ, શું આપને તે પેઢી સાથે સંબંધ છે?"

"ખ્રીસ્તી દુનીઆના પાટનગર રોમ શહેરમાં તેઓ મારા શરાફ છે." કાઉન્ટે શાંતિથી જવાબ આપ્યો. "કેમ, તેમના ઉપર કાંઇ લાગવગ ચલાવવાની છે?"

"કાઉન્ટ, કેટલીક બાબતની તપાસ ચલાવવામાં આપ મને મદદ કરી શકો તેમ છે. ટોમ્સન અને ફ્રેંચની પેઢીએ અમારી

પેઢીને કેટલાંએક વરસ ઉપર કેટલીક કિંમતી મદદ કરી હતી. તેનું કારણ અમારા સમજવામાં હજી સુધી બીલકુલ આવ્યુંજ નથી. તપાસ કરતાં તેની મદદ કર્યાની તેઓ ચોખ્ખી ના પાડવા લાગ્યા એટલે અમારી તપાસ કેવળ નકામી ગઇ છે."

"મારાથી બનતી મદદ હું તમને કરવાને તૈયાર છું." મોન્ટે-ક્રિસ્ટોએ વિવેક બતાવ્યો.

"આપણે ડેંગ્લર્સની વાતો કરતા વળી બીજાજ વિષય ઉપર ઉતરી ગયા." આલ્બર્ટ બોલ્યો. "આપણે મોન્ટેક્રિસ્ટોને માટે રહેવા લાયક મકાન શોધી કાઢવાની વાત ચાલતી હતી. ચાલો ગૃહસ્થો, આપણે બધા મળીને એક જગ્યા નકકી કરીએ. બોલો આપણે જગ્યા કયાં પસંદ કરીશું ?"

"ફોબર્ગ સેન્ટ જરમેનના મોહોલ્લામાં. ત્યાં કાઉન્ટને એક આંગણા, બાગ અને કંપાઉન્ડવાળું સારૂં મકાન મળી શકશે." રીનોડે સૂચના કરી.

"રીનોડ," ડીબ્રએ નાપસંદગી બતાવતાં કહ્યું. "તને તો તે ઉજ્જડ મોહોલ્લોજ પસંદ પડી રહ્યો છે. કાઉન્ટ," તેણે મોન્ટેક્રિસ્ટોને કહ્યું, "તેના કહેવા ઉપર જરાપણ લક્ષ આપશો નહિ."

"ત્યારે 'ઓપેરા' સડક ઉપર કાઉન્ટ એક મકાન રાખે. ત્યાં પોતાના ગાલીચા અને તકીયા લઇ આવે, અને હુક્કો પીતાં પીતાં આખું પેરીસ ત્યાંથી જતું આવતું નિહાળે."

"મોરેલ, તમે કાંઇ જગા નથી બતાવી શકતા ?" ડીબ્રેએ પૂછ્યું.

"હા, હા. હું એક જગા બતાવી શકું તેમ છું. પણ મને લાગ્યું કે કાઉન્ટ તમારી સુંદર જગાઓની સુચનાથી લલચાઇ જશે, એમ

સમજીને હું કાંઇ બોલતો નહોતો. પણ તમારી એક પણ સુચના તેમને પસંદ પડી હોય તેમ લાગતું નથી. 'રૂમેરલી'ના મોહલ્લામાં મ્હારી બ્હેન રહે છે ત્યાં તેમને માટે જગાની ગોઠવણ થાય તેમ છે."

"તમારે બેન પણ છે કે ?" કાઉન્ટે પૂછ્યું.

"હા, અને તે બહુ ભલી છે."

"પરણેલી છે કે કુંવારી ?"

"તેનું લગ્ન થયે લગભગ નવ વરસ થયાં."

"તે સુખી છે ને ?"

"મનુષ્યને જેટલું સુખ મળી શકે તેટલું સુખ તેને મળ્યું છે." મેકઝીમીલીઅને જવાબ આપ્યો. "તેનાં લગ્ન તેની પસંદગી પ્રમાણે થયાં છે. તે જોડું એક બીજાને ખરા અંતઃકરણપૂર્વક ચ્હાય છે."

મોન્ટોક્રિસ્ટોએ છૂપી રીતે મ્હોં મલકાવ્યું.

"મને જ્યારે રજા મળે છે, ત્યારે હું તેમને ત્યાં જઇને રહું છું." મેકઝીમીલીઅને આગળ ચલાવ્યું. "અને આપ જ્યારે પધારશો ત્યારે હું તથા મારા બનેવી તમારી સેવામાં હાજર રહીશું."

"જરા થોભો." મોન્ટેક્રિસ્ટો જવાબ આપે તે પહેલાં તો આલ્બર્ટ બોલી ઉઠયો. "ધ્યાનમાં રાખો કે પેરીસ શહેર જોવાને આવેલા 'સિન્બાદ ખલાસી'ને—એક પ્રવાસીને તમે એક જગાએ પૂરી મૂકવા માગો છો. તમે તેમને એક ગંભીર અને બુઢ્ઢા આદમીની માફક રાખવા માગો છો."

"ના, ના. તેવું કાંઇજ નથી." મોરેલ બોલ્યો. "અમે બધાં કાંઇ બુઢ્ઢાં બની ગયાં નથી. મારી બ્હેન અને બનેવી પણ યુવાન અને આનંદી છે. વળી કાઉન્ટને જુદી જગા અપાવીશું એટલે તેમના પોતાના ઘરમાં તેઓ પોતાને ફાવે તેવી રીતે રહી શકશે."

"મહાશય, આપનો ઘણો આભારી છું." મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "આપ જો આપની બ્હેન અને તેના સ્વામી સાથે મને મેળાપ કરાવી આપશો, તો તેમના સમાગમથી મને ઘણો આનંદ થશે. પણ મારા રહેઠાણ માટે તમારી કોઇની સુચના હું સ્વીકારી શકતો નથી; કારણકે મારે માટે મકાનની સવડ થઇ ગએલી છે."

"શું?" આલ્બર્ટ બોલ્યો. "તમારો વિચાર એકાદ જાહેર નિવાસગૃહમાં ઉતરવાનો છે? અરે, એ તો તમને જરાપણ ફાવશે નહિ."

"કેમ વારૂ? રોમમાં મારે માટે કાંઇ ખોટી વ્યવસ્થા હતી?"

"રોમમાં તો તમે પચાસ હજાર જેટલો ભારે ખર્ચ કર્યો હતો. પણ તેવો ખર્ચ કાંઇ રોજ રોજ થાય?"

"ખર્ચનો પ્રશ્ન નથી. પણ મારો એક સ્વતંત્ર મકાન રાખવાનો નિશ્ચય થએલો, તેથી મારા નોકરને મેં અગાઉથી અત્રે મોકલી આપ્યો હતો. તેણે મારે માટે મકાન રાખીને તેને શણગારી પણ દીધું હશે."

"ત્યારે તો તમારો નોકર પેરીસ શહેરનો ભોમીઓ હોવો જોઇએ!" બોકમ્પે શંકા બતાવી.

"અરે તે બિચારો પણ મારી માફક પેરીસ પહેલીવારજ આવે છે. તે જાતનો હબસી છે, અને વળી વધારામાં મૂંગો છે." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું.

"પેલો અલ્લીને?" આલ્બર્ટે પૂછ્યું. બધા આશ્ચર્યથી ચકિત થઇ ગયા.

"હા. હા. અલ્લીજ.—મારો ન્યુબીઅન મૂંગો નોકર, જેને તમે હું ધારૂં છું કે રોમમાં જોયો હતો."

"હા, હા. હું તેને બરાબર ઓળખું છું. પણ મકાન ખરી-

દવાનું અને તે શણગારવાનું કાર્ય એવા એક મૂગા હબસીને તમે કેવી રીતે સોંપી શકો છો ?"

"એ બાબતની તમારે ચિન્તા રાખવી નહિ. ઉલટું મને પૂર્ણ ખાત્રી છે કે તે બધી વ્યવસ્થા મારી મરજી માફકજ કરશે. તે મારી જરૂરીઆતો, મારી ટેવો, અને મારી ઇચ્છાઓ બરાબર સમજે છે. તે એક અઠવાડીઆથી અહિં આવેલો છે, અને એક શિકારી કુતરાની માફક ચારે બાજુએ શોધખોળ મચાવી રહ્યો છે. મારે જોઇએ તે તમામ ચીજો તેણે ભેગી કરી હશે. આજે સવારમાં દશ વાગે હું આવી પહોંચવાનો છું, એ વાતની તેને ખબર મળેલી છે. નવ વાગ્યાથી તે દરવાજા આગળ મારી રાહ જોતો ઉભો હતો. આ કાગળ તેણે મને આપ્યો છે. તેમાં મારા નવા રહેઠાણનો નંબર લખેલો છે. લો વાંચો." એમ કહીને મોન્ટેક્રિસ્ટોએ આલ્બર્ટના હાથમાં એક કાગળ મૂકયો.

"અરે આ તો ખરી નવાઇની વાત !" બોશેમ્પ બોલ્યો.

"અને તે પણ વળી રાજા લોકોના જેવીજ !" શાતો રીનૉડે ઉમેર્યું.

"શું તમે તમારૂં મકાન જોયું છે ખરૂં કે ?" ડીબ્રેએ પૂછ્યું.

"ના, ના. મેં જોયું નથી. હું તમને એક વખત જણાવી ગયો છું કે મોડા થવાની મારી ઈચ્છા નહોતી, તેથી મેં કપડાં પણ ગાડીમાંજ બદલી નાંખ્યાં, અને અહિં દરવાજા આગળજ ઉતર્યો." પેલા યુવાનો તો બધા એક બીજાના સામુંજ જોઈ રહ્યા. મોન્ટેક્રિસ્ટો સત્ય વાતો કરતો હતો કે હાસ્યરસ–પ્રધાન એકાદ નાટક ભજવી બતાવતો હતો, તે બાબતની તેમને શંકા પડી. પણ તે જે શબ્દ બોલતો તે દરેકમાં એટલી બધી સરળતા અને સાદાઇ રહેલી

હતી કે તે અસત્ય ભાષણ કરતો હતો એમ માનવું પણ કેવળ અશક્યજ હતું. વળી તેને અસત્ય બોલવાનું કારણ પણ શું?

"ત્યારે તો હવે આપણા હાથમાં કાઉન્ટની જે બાકીની સેવા બજાવવાની રહી છે, તેજ બજાવીને આપણે સંતોષ માનવો પડશે. હું એક વર્તમાન-પત્રકાર તરીકે કાઉન્ટને માટે સાહિત્યની તમામ સંસ્થાઓ અને નાટકશાળાઓનાં દ્વાર ખુલ્લાં કરી આપીશ." બોકેમ્પે કહ્યું.

"આપનો આભારી છું! મહાશય!" મોન્ટેક્રિસ્ટોએ જવાબમાં કહ્યું. "પણ દરેક નાટકશાળામાં ખાસ જગ્યા રાખી લેવાને મારા કારભારીને મેં ક્યારનોએ હુકમ આપી દીધો છે."

"તમારો કારભારી પણ હબસીજ છે કે શું?" ડીબ્રેએ પૂછ્યું.

"ના, ના. તે તો તમારો એક દેશબંધુજ છે. કોરસીકનો તમારા દેશબંધુઓજ મનાય છે. આલ્બર્ટ, તમે તેને જોયો છે ખરોને?"

"પેલો ભલો બરટુશીઓ તો નહિ?"

"હા, હા, તેજ. તમે મને મળવા આવ્યા ત્યારે તેને જોયો હશે. તેને જીંદગીમાં ઘણા ઘણા અનુભવ થયા છે. એક વખતે તે લશ્કરમાં સૈનિક હતો. ત્યાર પછી અનેક ધંધાઓ કરતાં છેવટે દાણચોરીનો ધંધો પણ તેણે કરેલો છે. ખરૂં પૂછો તો તેણે કોઇપણ ધંધો નથી કર્યો એમ નથી. મને બરાબર ખબર નથી, પણ કોઇકને છરી મારવા માટે પોલીસમાં પણ એકાદ વખત પકડાએલો હશે અને કારાગૃહનાં દર્શન પણ કરી આવેલો હશેજ."

"અને આવા એક અતિ પ્રમાણિક શહેરીને તમે તમારા કારભારી તરીકે પસંદ કર્યો છે?" ડીબ્રેએ પૂછ્યું. "દર વરસે તે તમને કેટલાક લુટે છે વારૂ?"

" હું પ્રતિજ્ઞા ઉપર કહું છું કે બીજો કોઇ કારભારી રાખ્યો હોય અને તે જેટલું લુંટે તેના કરતાં વધારે તો તે મને કદીજ લુંટતો નથી. તે માણસ મારી મરજી માફક કામ બજાવી શકે છે. કોઇ બાબત અશકય બતાવી ડખલ કરતો નથી, એટલે હુ તેને રાખું છું."

" ત્યારે તો હવે " રીનોડે કહ્યું. " નોકર ચાકર, મકાન, કારભારી, વિગેરે તમામ વ્યવસ્થા થઇ ગએલી જણાય છે; એટલે હવે તો માત્ર તમારે માટે એક ઉપપત્ની–અંગવસ્ત્ર શોધી કાઢવાનું બાકી રહ્યું." આલ્બર્ટ હસવા લાગ્યો. તેણે જે ગ્રીક સુંદરી જોઇ હતી તેનું તેને સ્મરણ થઇ આવ્યું.

" અરે મારે એવી રાંડો રાખવાની કાંઇ જરૂર નથી. તેના કરતાં મારે વધારે સારી સવડ છે." મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " મેં એક ગુલામડી રાખેલી છે. તમે તમારી ઉપપત્નીઓ અને અંગવસ્ત્રો નાટકશાળાઓની નટીઓ અને નાચનારીઓમાંથી પસંદ કરીને મેળવો છો. મેં મારી ગુલામડી કોન્સ્ટાન્ટીનોપલના નામદાર સુલતાન પાસેથી ખરીદી છે. જો કે તેમ કરવામાં મને તમારા કરતાં ઘણો વધારે ખર્ચ થયો છે, તો પણ તેની મારે જરા પણ ચિન્તા કરવા જેવું નથી."

લાંબા વખતથી બધા ફળોનો સ્વાદ લેતા હતા અને સીગાર પીવામાં પ્રવૃત્ત થએલા હતા.

" દોસ્ત આલ્બર્ટ," ડીબ્રેએ આખરે ઉઠતાં ઉઠતાં કહ્યું. " લગભગ અઢી વાગ્યાનો સમય થયો છે. તમારા આજના અતિથી તો ઘણા આનંદી પુરૂષ હોઇ તેમણે ઘણી મજાની વાતો સંભળાવી છે. અહિંથી જવાનું મન જ થતું નથી. પણ કેટલીક વખત સારી મંડળી–સારો સહવાસ છોડીને ન ગમે તેવી સોબતમાં

જવું પડે છે, તેમ મારે પણ હવે પ્રધાનને ત્યાં જવાનો સમય થએલો છે, એટલે જવું પડશે." પછી ધીમેથી આલ્બર્ટના કાનમાં કહ્યું. "હું આ કાઉન્ટના સંબંધમાં તેમને વાત કરીશ, અને કાઉન્ટ કોણ છે તે આપણે જલદીથી શોધી કાઢીશું."

"સંભાળજો," આલ્બર્ટે ડીબ્રેના કાનમાં કહ્યું. "હજી સુધી કોઇ તે શોધી કાઢી શક્યું નથી."

"અરે એમાં તે શી મોટી વાત છે. આપણ પોલીસખાતા પાછળ ત્રીસ લાખનો ખર્ચ થાય છે. ખરી વાત છે કે એ બધી રકમ પહેલેથીજ ખર્ચાઇ જાય છે, એટલે કોઇ ખાસ કામ હાથ ઉપર લેવામાં વાંધો પડે છે; તો પણ ગમે તેટલો ખર્ચ થાય પણ આ તપાસ તો કરવાનીજ."

"વારૂ જ્યારે તમને બાતમી મળે ત્યારે મને જણાવશોને ?"

"જરૂર, હું વચન આપું છું લો. ચાલો ત્યારે આલ્બર્ટ, ગૃહસ્થો, હવે હું રજા લઇશ. ચાલો સાહેબજી." કહીને ડીબ્રે ચાલતો થયો.

"ઠીક! ઠીક!" બોકેમ્પે આલ્બર્ટને કહ્યું. "આજે મારાથી હવે રાજસભામાં જવાય તેમ નથી. પણ કાંઇ ચિન્તા નહિ. બેરન ડેંગ્લર્સના આજના ભાષણ કરતાં કાંઇક વધારે સારી અને રસ પડે તેવી હકીકત મારા વાંચકોને કાલે મારા પત્રમાં વાંચવાની મળશે."

"બોકેમ્પ," આલ્બર્ટે બોકેમ્પને બાજુ ઉપર લઇ જઇને કહ્યું. "મહેરબાની કરીને જ્યાં જ્યાં તમારાથી બની શકે ત્યાં બધે સમાગમ કરાવી આપજો. એ કોઇ વિચિત્ર માણસ લાગતો નથી શું?"

"અરે, તે કરતાં પણ વધારે. મારી જીંદગીમાં આવો અસાધારણ મનુષ્ય તો મેં કોઇપણ જોયો નથી. કેમ મોરેલ, હવે

ચાલવું છે ?" તેણે મોરેલને પૂછ્યું.

"કાઉન્ટે મારી બ્હેનને ત્યાં અમને મળવા આવવાનું વચન આપ્યું છે, એટલે તેમને સરનામું આપીને આવું."

"ખાત્રી રાખજો કે હું ભૂલનાર નથી" કાઉન્ટે મોરેલને નમન કરતાં કહ્યું.

પછી એકે એકે બધા ચાલતા થયા એટલે આલ્બર્ટ અને મોન્ટેક્રિસ્ટો એકલા પડયા.

---

## પ્રકરણ ૪૨ મું.

---

જ્યારે આલ્બર્ટ અને મોન્ટેક્રિસ્ટો બે જણા એકલા પડયા ત્યારે આલ્બર્ટે મોન્ટેક્રિસ્ટોને કહ્યું. "કાઉન્ટ, મારે તમારા ભોમીઆ તરીકે—માર્ગ દર્શક તરીકે—ની ફરજ બજાવવાની છે. તો શરૂઆતમાં જ એક અવિવાહિત યુવકના નિવાસસ્થાનનો નમુનો હું તમને બતાવું. તમને તો ઇટાલી અને તેવા બીજા પૂર્વના દેશોમાં મહેલોમાં રહેવાનો મ્હાવરો છે. એટલે આ પેરીસ શહેરમાં એક સાધારણ સુખી સ્થિતિનો મારા જેવો તરૂણ ગૃહસ્થ કેટલા ચોરસ ફીટ જગામાં પોતાનો સમાવેશ કરી શકે છે, તે જોઇને તમને જરા મજા પડશે, અને આશ્ચર્ય પણ લાગશે જ."

ભોંયતળિયાનું દિવાનખાનું અને ભોજનગૃહ તો મોન્ટેક્રિસ્ટોએ જોએલાંજ હતાં. આલ્બર્ટ પ્રથમ તો તેને ત્રીજા મજલા ઉપરના સંગ્રહસ્થાનમાં લઇ ગયો. આલ્બર્ટે જે જે નવાઇની ચીજોનો સંગ્રહ કર્યો હતો તે સર્વની મોન્ટેક્રિસ્ટો બરાબર કિંમત સમજી શકે તેમ હતો. જુના નકશી કામના નમુના, ચીનાઇ વાસણો, પૂર્વના દેશોમાં

બનતી નાના પ્રકારની નવાઈની ચીજો, વેનીસનું બીલોરકામ, અને દુનીઆના દરેક ભાગમાંનાં હથીઆરો, અને ઓજારો, એમાંની દરેકે દરેક ચીજથી તે માહિતગાર હતો. તે દરેકને જોતાંની સાથેજ તે કયાંની બનાવટ હતી, તેનો બનાવનાર કોણ હતો અને કયારે બનેલી હતી એ તમામ માહિતી તે આપી શકયો. આલ્બર્ટે તો એવી બાબતમાં કાઉન્ટના ભોમીઆ તરીકે તેને દરેક બાબતની માહિતી આપીને સમજાવવી પડશે એવી ધારણા રાખી હતી; તેને બદલે ઉલટું દરેક બાબતમાં કાઉન્ટ પાસેથી તેને શિક્ષણ મેળવવાનું થયું. પુરાતન વસ્તુશાસ્ત્ર ( Archaeology )—પુરાતન વસ્તુઓ સંબંધી અભ્યાસ કરવાની વિદ્યા, ધાતુશાસ્ત્ર, અને જડાજડશાસ્ત્ર ( સ્થાવર-જંગમ-વસ્તુ-વિદ્યા ) વિગેરેમાં તે કાઉન્ટનો માત્ર શિષ્યજ બનવાને લાયક હતો, એમ તેને હવે ખાત્રી થઇ. પછી તેઓ ઉતરીને પહેલા માળે આવ્યા. આલ્બર્ટ તેને આ માળ ઉપરના દિવાનખાનામાં લઇ ગયો. અર્વાચીન ચિત્રકારોના નૈપુણ્યના નમુનાઓથી દિવાનખાનું ભરાઇ ગએલું હતું. પ્રખ્યાત દુગ્રેનાં ભૂપ્રદેશનાં ચિત્રો [ Landscapes ] અહિંતહિં નજરે પડતાં હતાં. તે સર્વ કુદરતના રમ્ય દેખાવોથી ભરપુર હતાં. નદી-કિનારા, ખેતરો, સરોવરનાં તીરો અને તે ઉપર ઉગેલાં નાનાં મોટાં વૃક્ષો, ખેતરોમાં ચરતાં અને બરાડતાં પશુઓ, અને આકાશના ચિત્રવિચિત્ર રંગો આંખને ઠરાવી દેતાં હતાં. ‘ ડીલાક્રોઇ ’ ના લઢતા આરબો અને તેમના ઘોડાઓનાં ચિત્રો ધ્યાન ખેંચે તેવાં હતાં. આરબ યોદ્ધાઓ લઢતા હતા અને તેમના ઘોડાઓ પણ પોતાના સ્વામીનો પક્ષ લઈને જાણે એક બીજાને કરડી ખાવા માગતા હોય તેમ બચકાં ભરતા હતા. આ દિવાનખાનામાં ‘ ડીઆસ ’ નાં ચિત્રો પણ હતાં. ‘ ડીઆસ ’

પોતાનાં ચિત્રોનાં પુષ્પોને કુદરતી પુષ્પો કરતાં પણ વધારે સુંદર બનાવી શકતો, અને તેના ચિત્રમાંના સૂર્ય જગતને પ્રકાશિત કરનાર સૂર્યના કરતાં પણ વધારે તેજસ્વી લાગતા. ' સાલવેટર રોઝના ' જેવાં જ સુંદર પણ તેનાથી પણ વધારે ભાવવાળાં ' ડીકેંપ 'ના આલેખનો પણ ભેગાં કરેલાં હતાં. છોકરાંઓને દેવદૂત જેવાં અને પ્રૌઢ સ્ત્રીઓને પણ નવોઢા અને કુમારિકાઓ જેવી ચિતરનાર ' જીરોટ અને મુલર ' નાં ચિત્રો પણ હતાં. ડોઝેટ્સના "પૂર્વમાં પ્રવાસ" એ નામની ચિત્રસંગ્રહ–પોથી (Album) માંનાં કેટલાંક આલેખનો પણ દૃષ્ટિગોચર થતાં હતાં. ટુંકામાં ભૂતકાલના યુગોમાં નાશ પામેલી કલાના બદલામાં અર્વાચીન સમયમાં તેની જગો લઇ શકે એવા જે કાંઇ ચિત્રકલાના નમુના મળી આવે તે ઘણાખરા અહિં નજરે પડતા હતા.

આ વખતે તો પોતાના પરોણાને કાંઇ અવનવીન દષ્યે બતાવીને જરૂર આશ્ચર્યથી ચકિત કરી દેવાની આલ્બર્ટે ધારણા રાખી હતી; પરંતુ આલ્બર્ટને પોતાને જ આભા બની જવાનો વખત આવ્યો. કારણ કાઉન્ટ તો ચિત્રોની નીચેની સાહીઓ જે સહિઓમાં કેટલીક તો માત્ર ચિત્રકારના નામના પ્રથમાક્ષરમાં જ વ્યક્ત થતી હતી, તે સહિઓ જોવાની પણ તસ્દી લીધા સિવાય દરેક ચિત્રના ચિત્રકારનાં નામ જણાવતો. આ નામ જણાવવાની તેની રીત ઉપરથી તે તેમના દરેકના નામથી માહિતગાર હતો એટલુંજ નહિ, પણ તે દરેકની કલાની કારીગીરી અને છટાનો તેણે અભ્યાસ કરેલો હતો. તેને તે સારી રીતે પીછાની શકતો અને બરાબર સમજી શકતો એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું.

દિવાનખાનામાંથી તેઓ શયનગૃહમાં દાખલ થયા. આ ઓરડો

રસજ્ઞતા અને સાદા સૌન્દર્યનો નમુનો હતો. વિખ્યાત ચિત્રકાર 'લીઓપોલ્ડ રૉબર્ટ' આલેખેલી માત્ર એક જ છબી સુંદર નકશીવાળા સોનેરી ચોકઠામાં ભીંતે ટાંગી દીધેલી હતી.

આ ચિત્ર તરફ મોન્ટેક્રિસ્ટોનું ધ્યાન ખેંચાયું, કારણ કે તે દૃષ્ટિએ પડતાં જ તે છબી તરફ તે બેચાર ડગલાં આગળ વધ્યો, અને એકાએક તેના આગળ થોભ્યો. આ ચિત્ર એક પચીસ છવ્વીસ વરસની યુવતીનું હતું. તેનો ચ્હેરો સ્હેજ શ્યામ છતાં પણ અતિ રમણીય હતો. મૃદુ પોપચાંમાં ઢંકાએલાં તેનાં નેત્ર અતિ ચંચલ છતાં ઘણાં તેજસ્વી હતાં. તેણે કેટેલનની મચ્છીમારની સ્ત્રીઓના જેવાં ચિત્રવિચિત્ર વસ્ત્રો પરિધાન કર્યા હતાં. તે સમુદ્ર તરફ જોતી વિચારમાં નિમગ્ન થઇ ગઇ હતી. ભૂરા સમુદ્રના જલમાં અને આકાશમાં તેનું પ્રતિબિંબ પડેલું જણાતું હતું.

ઓરડામાં પ્રકાશ એટલો બધો ઝાંખો હતો કે કાઉન્ટના મુખ ઉપરથી એકાએક તે ચિત્ર જોતાં રંગ ઉડી ગયો. એ વાત આલ્બર્ટના જોવામાં આવી નહિ, તેમ જ તેના હૃદયનો ધબકારો અને નિઃશ્વાસ તેના સમજવામાં આવ્યો નહિ. મોન્ટેક્રિસ્ટો એક ક્ષણ માત્ર તે ચિત્રને ધારી ધારીને નિહાળી રહ્યો. આ સમય દરમ્યાન સર્વત્ર શાંતિ પ્રસરાઇ રહી.

"આલ્બર્ટ," મોન્ટેક્રિસ્ટો આખરે વિચારમાંથી જાગૃત થતાં શાંત અવાજે બોલ્યો. "તમારી આ પ્રિયતમાનું લાવણ્ય અવર્ણનીય છે. તેમાં પણ વિશેષે કરીને આ વસ્ત્રો–જે નૃત્યોત્સવ માટેનાં ખાસ વસ્ત્રો હોય એમ જણાય છે–તે તેના સૌન્દર્યમાં કાંઇક ઓરજ વધારો કરે છે."

"મહાશય!" આલ્બર્ટે જરા ગંભીરતાથી કહ્યું. "આ ચિત્રની બાજુમાંનું પેલું બીજું ચિત્ર જો આ પહેલાં આપના જોવામાં આવેલું હોત, અને ત્યાર પછી આવી ભૂલ જો આપે કરી હોત, તો તેને માટે હું આપને કદી પણ ક્ષમા આપત નહિ. પરંતુ હાલની ભૂલ થઇ છે, તેમાં આપનો જરાપણ દોષ નથી; કારણ કે આપે મારી માતાને કદી જોઇ નથી, એટલે તેને પીછાની શકોજ નહિ. આ તેની છબી છે. સાત આઠ વરસ ઉપર તેણે આ છબી ચિતરાવી હતી. તેના તે સમયના એક તુરંગ અને કલ્પના પ્રમાણેનાં વસ્ત્રોની ગોઠવણ કરવામાં આવી છે. આ છબી એટલી બધી આબેહુબ છે કે તે જોતાંની સાથેજ મારી માતા તે વખતે જેવી હતી તેવીજ મારી દૃષ્ટિ આગળ ખડી થાય છે. મારા પિતા પ્રવાસે ગએલા તે દરમ્યાન તેમની ગેરહાજરીમાં મારી માતાએ આ છબી ચિતરાવી હતી. મારા પિતાને આશ્ચર્યમાં ગરક કરી નાંખવાનો તેનો ઇરાદો હતો, પણ વધારે આશ્ચર્યકારક વાત એ છે કે મારા પિતા ઉલટા આ ચિત્ર જોઇને નાખુશ થઇ ગએલા જણાયા. 'લીઓપોલ્ડ રોબર્ટ' જેવા મહાન ચિત્રકારના હાથે ચિતરાએલા આ ચિત્રની અવગણના કરતાં એટલી ભારે કિંમત અને કારીગીરીનો પણ તેમને કાંઇ વિચાર આવ્યો નહિ. મારે એટલું તો કબુલ કરવું જ પડશે કે મારા પિતા રાજસભાના ઉમરાવ પક્ષના એક ખંતીલા સભાસદ છતાં, અને વ્યૂહરચનાને માટે જાણીતા થએલા સેનાપતિ છતાં ચિત્રકલાની કદર કરવામાં તેઓ માત્ર કેવળ એક શિખાઉ જેવાજ છે. પણ મારી માતાની વાત જુદીજ છે. તે પોતે જાતે ઘણું સારૂં ચિત્રકામ કરી જાણે છે. આ છબી મારા પિતાને પસંદ પડી નહિ પરંતુ મારી માતા તે છબી કાઢી નાંખવાને ખુશી નહોતી, તેથી તેણે તે

અહીં રાખવાને માટે આપી છે, કે જેથી મારા પિતાને નારાજ થંવાનું કારણુ મળે નહિ. મારા પિતાની છબી પણુ હું તમને બતાવીશ. મારા કુટુંબને લગતી આવા પ્રકારની વાતો કરીને તમને પ્રથમથી આ વાત જણુાવવાનું કારણુ એ કે તમને મારા પિતાની સાથે મેળાપ કરાવી આપનાર છું. તે વખતે આપ તે સંબંધમાં કાંઇ વાત કાઢો નહિ. કોણુ જાણે શાએ કારણે આ છબી અનિષ્ટ પરિણુામ આણુનારી થઇ પડી છે,, કારણુ કે મારી માતા અહિં આવે તો ભાગ્યેજ આ ચિત્રને નિહાળ્યા વગર રહે છે, અને તેને નિહાળે છે એટલે તેની આંખોમાં આંસુ આવ્યા સિવાય રહેતાં નથી. મારાં માતપિતા વચ્ચે આજ એક અણુબનાવનું કારણુ મારા જાણુ-વામાં આવ્યું છે; છતાં પણુ તે સિવાય તેમનાં લગ્ન થયાંને આજે વીસ બાવીસ વરસ થયાં તો પણુ તેઓ જાણે આજેજ પરણ્યાં હોય એવા સુખ અને આનંદમાં તેઓ દિવસો ગાળે છે.

મોન્ટેક્રિસ્ટોએ આલ્બર્ટના અંતરનો ભાવ જાણુવાને માટે તેના સામે ઝડપથી એક તીક્ષ્ણુ દૃષ્ટિ ફેરવી, પણુ તે યુવાન બિચારો માત્ર ભોળાભાવે પોતાના અંતરના ઉભરા કાઢતો હતો એમ તેને ખાત્રી થઇ.

" હવે, " આલ્બર્ટે કહ્યું. " તમે મારી તમામ કિમતી ચીજો જોઇ છે. તે જો કે આપને નજીવી લાગશે, તો પણુ તે ચીજો સર્વ આપની સેવામાં હાજર છે. આ મકાનને તમારૂં પોતાનું ઘરજ માનજો અને નિરાંતથી રહેજો. હવે હું તમને મારા પિતાની પાસે લઇ જાઉં. તમે મારા ઉપર કરેલા ઉપકારની હકીકત બધી મેં તેઓને જણુાવી છે. તમે આવવાના છો એવી ખબર પણુ તેમને આપી છે; એટલે મારાં માતાપિતા બન્ને જાતે તમારો ઉપકાર માનવાને આતુરતાથી તમારી રાહ જોઇ રહ્યાં છે. "

કાંઇપણુ જવાબ આપ્યા સિવાય મોન્ટેક્રિસ્ટોએ નમન કર્યું. તેણે આનાકાની કર્યા સિવાય આલ્બર્ટનાં માતાપિતાને મળવા જવાનું કબુલ કર્યું. એવો વિવેક અને નમ્રતા બતાવવી એ દરેક ગૃહસ્થ પોતાની ફરજ સમજે છે. આલ્બર્ટે પોતાના નોકરને પોતાનાં માતાપિતાને ખબર આપવા આગળ મોકલ્યો.

આલ્બર્ટ અને મોન્ટેક્રિસ્ટો તેની પાછળ પાછળ ગયા. આલ્બર્ટના પિતા કાઉન્ટ–ડ–મોર્સર્ફના મકાનમાં દાખલ થતાંજ આગલા હોલમાંજ બારણા ઉપર એક ઢાલ નજરે પડી. તેના સુશોભિત દેખાવ અને સુવ્યવસ્થિત સ્થિતિ ઉપરથી તેની કેટલીબધી કાળજી રાખવામાં આવતી હતી એ સ્પષ્ટ જણાઇ આવતું હતું. મોન્ટેક્રિસ્ટો થોભ્યો અને ધ્યાનપૂર્વક તેને નિહાળવા લાગ્યો "મને ચોકસ એમ લાગે છે કે તમારા કુટુમ્બની ખાનદાનીનું આ આયુધ-ચિન્હ [નીશાની] છે. હું પોતે કાઉન્ટ હોવા છતાં આવાં આયુધ-ચિન્હોના અર્થ સમજવાની વિદ્યાની મને બીલકુલ માહિતી નથી. તે પદ્વી મને હાલમાંજ પ્રાપ્ત થઇ છે. આ પદ્વી મેળવવાની એટલી બધી મને કાળજી નહોતી, પણ મુસાફરીમાં તે ઘણી ઉપયોગી થઇ પડે છે એવું મને સમજાવવામાં આવ્યું, એટલે મારે તે કબુલ કરવી પડી. વળી એમાં એક મોટો લાભ મેં એ જોયો કે, આપણી ગાડીનાં બારણાંઓ ઉપર આપણી ખાનદાની–અમીરીનું ચિન્હ ચિતરેલું હોય તો જકાતના અમલદારો આપણને સતાવતા નથી. મેં તમને પ્રશ્ન કર્યો તેથી અવિવેક થયો હોય તો ક્ષમા કરશો."

"અરે એમાં અવિવેક શાનો?" આલ્બર્ટે ભોળે ભાવે મોન્ટેક્રિસ્ટોનો ખુલાસો સ્વીકારતાં જવાબ આપ્યો. "તમે બરાબર અનુમાન કર્યું છે આ અમારાં આયુધ–ચિન્હો છે અમારાં એટલે

મારા પિતાનાં; પણ તેની સાથે પેલી બીજી ઢાલ ચોઢેલી છે તે ઉપર મારી માતાના કુટુંબનાં આયુધ. ચિન્હો ચિતરેલાં છે. આ બન્ને ચિન્હો સંયુક્ત થયાં છે. મારી માના પક્ષ તરફથી હું સ્પેનીશ છું, પણ મારા પિતાનો જન્મ એક ઉત્તમ ફ્રેંચ કુલમાં થએલો છે. મારા પિતાનું કુટુંબ દક્ષિણ ફ્રાંસમાં એક સારૂં આબરૂદાર, કુલીન, અને જુનામાં જુનું હતું.

“હા હા. આ ચિન્હો જ તે બતાવી આપે છે. જુના વખતમાં મધ્યયુગમાં વિધર્મીઓ વિરૂદ્ધ ધર્મયુદ્ધમાં જોડાએલા લગભગ તમામ ખ્રીસ્તી યાત્રાળુ યોદ્ધાઓએ પોતાના આયુધ–ચિન્હ તરીકે ખ્રીસ્તી ધર્મની પવિત્ર નિશાની ક્રાસને પોતે માથે લીધેલા કાર્યના માનમાં સ્વીકાર્યો હતો. લાંબી સફર કરવાની હોવાથી, અને તે પોતાની શ્રદ્ધાને લીધે સફળ થવાની તેમણે આશા રાખેલી હોવાથી, બાકીનાઓએ કેટલાંક પક્ષીઓનાં ચિન્હ સ્વીકાર્યાં હતાં. તમારા પૂર્વજો પૈકી કોઈક તે ધર્મયુદ્ધમાં જોડાયા હોવા જોઈએ; અને જે ધર્મયુદ્ધમાં પહેલવહેલો તેમણે ભાગ લીધો હશે તે યુદ્ધ સેન્ટલુઈના વખતનું હશે એમ માનીએ તો, આથી આપણે તેરમા સૈકા સુધી પાછા જવાનું થાય, અને તમારા કુટુંબની ખાનદાની તે સમયની સ્થાપિત થાય; એટલે એ સાધારણ રીતે પ્રાચીન જ ગણાય.”

“તમે કહો છો એ શકય છે.” આલ્બર્ટ બોલ્યો. “મારા પિતાના પુસ્તકાલયમાં અમારા કુટુંબની વંશાવળીનું એક ઝાડ છે તે ઉપરથી એ બધી માહિતી મળી આવે તેમ છે. તેના ઉપર મેં કેટલીક નોંધ પણ કરેલી છે.”

પછી આલ્બર્ટ મોન્ટેક્રિસ્ટોને અંદરના દિવાનખાનામાં લઈ ગયો. તેના મધ્ય ભાગમાં નજરે પડે તેવી જગાએ એક બીજી છબી

હતી. તે પાંત્રીસ સાડત્રીસ વર્ષના પુરૂષની હતી. તેણે એક સેનાધિપતિનો પોષાક પહેરેલો હતો. આ પોષાક ઉપર શોભા અને શૃંગારનાં બેવડાં ચિન્હો હતાં; તે ઉપરથી તેનો ઉંચો દરજ્જો જણાઇ આવતો હતો. તેના ગળામાં 'લીજીઅન ઓફ ઓનરનો' માનવંતો ચાંદ લટકતો હતો. આ સિવાય જે જે નાનાં મોટાં યુદ્ધોમાં તેણે ભાગ લીધો હતો, તેમાં વિજયના સ્મરણચિન્હ અને બ્હાદુરીની નિશાની તરીકે મળેલાં સંખ્યાબંધ પદકોથી તે વિભૂષિત થએલો હતો. ગ્રીસ અને રોમની લઢાઇઓમાં પણ તેને ભાગ લીધેલો હતો, એમ જોનારને તુરત જણાઇ આવતું હતું. આ ઉપરાંત પર રાજ્યોમાં ફ્રાંસના એલચી તરીકે કેટલીક રાજ્ય-સેવા બજાવેલી, તેની કદર તરીકે પણ કાઉન્ટ–દ–મોર્સર્ફને કેટલાક ચાંદ મળ્યા હતા.

આલ્બર્ટની માતાની છબી જેટલા ધ્યાનપૂર્વક મોન્ટેક્રિસ્ટોએ નિહાળી હતી, તેટલીજ બારીકીથી આ છબી તે નિહાળી રહ્યો હતો. એટલામાં બીજું એક દ્વાર ખુલ્યું, અને કાઉન્ટ–ડ–મોર્સર્ફ મોન્ટેક્રિસ્ટોના સામે આવીને ઉભો રહ્યો. તેની ઉમ્મર આશરે ચાલીશ પિસ્તાલીશ વરસની હતી પણ તેને પચાસ કરતાં પણ વધારે વરસ થઇ ગયાં હોય એમ તેના દેખાવ ઉપરથી લાગતું હતું. તેના માથાના વાળ સફેદ થઇ ગયા હતા, અને લશ્કરી અમલદારોની ઢબે તે ટુંકા ટુંકા કાપેલા હતા. તેણે સાદો પોષાક ધારણ કર્યો હતો, પણ જુદા જુદા મુખ્ય ચાંદ તેની છાતી ઉપર લટકતા હતા. આ માણસ જરા ઉતાવળાં પગલાં ભરતો પણ ગંભીરતાથી દાખલ થયો, અને મોન્ટેક્રિસ્ટોના તરફ તે આગળ વધ્યો. પગ જાણે જમીનમાંજ જડાઇ ગયા હોય, આંખો જાણે કાઉન્ટ–દ–મોર્સર્ફનું મુખ નિહાળવામાંજ ચોંટી ગઇ હોય, એમ મોન્ટેક્રિસ્ટો તો પુતળાની માફક સ્તબ્ધ બનીનેજ ઉભો રહ્યો.

"પિતાજી," આલ્બર્ટે ઓળખાણુ કરાવતાં કહ્યું. "રોમની મુસાફરી દરમ્યાન મારા સદ્દભાગ્યે જે ઉદાર મિત્રનો મને મેળાપ થયો હતો, અને જેણે મને મોતના પંજામાંથી બચાવ્યો હતો, તે મારા મિત્ર કાઉન્ટ–દ–મોન્ટેક્રિસ્ટોને આપની સાથે મેળાપ કરાવી આપવાને તેડી લાવ્યો છું."

"મહાશય, આપનું સ્વાગત કરતાં મને અતિ ઘણો આનંદ થાય છે." કાઉન્ટ મોર્સર્ફે જરા મંદ હાસ્ય કરતાં મોન્ટેક્રિસ્ટોને નમન કરીને કહ્યું. "આપે અમારા એકના એક વ્હાલા પુત્રની જીંદગી બચાવીને અમારા કુટુંબ ઉપર એક એવો ઉપકાર કરેલો છે કે જેને માટે અમે આપના હંમેશના ઋણી છીએ."

આમ કહેતાં કાઉન્ટ મોર્સર્ફે મોન્ટેક્રિસ્ટોને એક ખુરશી બતાવી તેના ઉપર બેઠક લેવાની ઇશારત કરી, અને પોતે બારી સામેની એક બીજી ખુરશી ઉપર બેઠો.

કાઉન્ટ મોસર્ફે બતાવેલી ખુરશી ઉપર મોન્ટેક્રિસ્ટોએ પોતાની બેઠક એવી રીતે લીધી કે તે પોતે મખમલના મોટા પડદાની પાછળ લપાઇ ગયો. કાઉન્ટ મોર્સર્ફ બારીની બરાબર સામેજ બેઠેલો હોવાથી તેના મુખ ઉપર થતા વિકારો મોન્ટેક્રિસ્ટો સારી રીતે નિહાળી શકતો હતો. કાઉન્ટ મોર્સર્ફના ફીક્કા પડી ગએલા ચિન્તાતુર ચ્હેરા ઉપર કાળે કરીને પડેલી કરચલીઓ પૈકીની દરેક કરચલીમાં તેના હ્રદયમાંનાં ગુપ્ત દર્દોના ઇતિહાસના ઇતિહાસ લખાએલા મોન્ટેક્રિસ્ટોને જણાવા લાગ્યા, અને તે બારીકીથી તે ઇતિહાસ વાંચવા લાગ્યો.

"જે વખતે" મોર્સર્ફે આગળ ચલાવ્યું. "આપના મળવા આવવાની ખબર મળી તે વખતે કાઉન્ટેસ શ્રૃંગાર સજવામાં રોકાએલાં

હતાં. તોપણ પાંચ દશ મિનિટમાં તેઓ દિવાનખાનામાં આવી પહોંચશે."

"મહાશય," મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "જે ગૃહસ્થની લાયકી તેમની કીર્તિની બરોબર છે, અને જે એકજ પુરૂષની ભાગ્યદેવીએ ન્યાય આપીને યોગ્ય તે કદર કરેલી છે, એવા મહાપુરૂષનાં દર્શનનો પેરીસમાં મારા આગમનના પ્રથમજ દિવસે મને લાભ મળ્યો, એ હું મારાં અહોભાગ્ય માનું છું! તેજ ભાગ્યદેવી આથી પણ વધારે સારી આપની કદર કરશે."

"પણ મેં હવે નોકરી છોડી દીધી છે." મોર્સર્ફે જરાક શરમાતાં કહ્યું. "રાજવંશની પુનઃસ્થાપના વખતે મને ઉમરાવપદ મળ્યું. સેનાધિપતિ બુરમોન્ટના હાથ નીચે મેં પ્રથમ યુદ્ધમાં યથાશક્તિ રાજસેવા બજાવી હતી, એટલે વધારે ઉંચા દરજ્જાની મેં આશા રાખી હતી. પણ જુલાઇના રાજ્યક્રાન્તિના પ્રસંગને લીધે બીજાઓની માફક મારી સેવાની પણ કદર થઇ નહિ. મેં તુરતજ રાજીનામું આપ્યું, કારણ રણક્ષેત્રમાં લાયકી બતાવી નામના મેળવ્યા પછી ખુશામદ કરવાનું કામ મારે માટે ખરેખરૂં મુશ્કેલ થઇ પડયું. એટલે મેં મારી તરવાર બાજુ ઉપર મૂકી દીધી છે, અને રાજનીતિમાં માથું મારવા માંડયું છે. હુન્નર ઉદ્યોગ તરફ હવે મેં મારૂં લક્ષ્ય દોડાવવા માંડયું છે. ઉપયુક્ત કલાઓનો અભ્યાસ હાલમાં હું કરૂં છું. વીસ વરસ સુધી મેં નોકરી કરી તે દરમ્યાન વારંવાર મારી તેવી ઇચ્છા થઇ આવતાં પણ મને પુરતો વખત મળતો નહોતો.

"આ કારણોને લીધેજ તમારા ફ્રેંચ લોકો બીજાના કરતાં ચઢીયાતા ગણાય છે." મોન્ટેક્રિસ્ટોએ વધારે વખાણ કરવા માંડયાં.

"એક ઉચ્ચ કુલિન કુટુંબના ધનાઢ્ય ગૃહસ્થ હોવા છતાં આપે એક સાધારણ અજ્ઞાત સૈનિક તરીકે સૈન્યમાં દાખલ થઇ ધીરે ધીરે આગળ વધવાનું પસંદ કર્યું. તે પછી આપ સેનાપતિ થયા, ઉમરાવ પદ મેળવ્યું, સર્વોત્કૃષ્ટ પદ્વીઓ અને માનચાંદ મેળવ્યાં. આમ છતાં હવે પાછા નવીન અને કેવળ જુદાજ પ્રકારના હુન્નર ઉદ્યોગ તરફ લક્ષ આપવા લાગ્યા છો, અને તે પણ બીજા કોઇ હેતુથી નહિ પણ એક માત્ર મનુષ્ય પ્રાણી ઉપર ઉપકાર કરવાની ખાતરજ. આ કેવળ પ્રશંસનીય છે એટલુંજ નહિ પણ આપના ઉન્નત ચારિત્ર્યનું ભાન કરાવે છે."

આલ્બર્ટ તો આશ્ચર્યથી જોતોજ રહ્યો. મોન્ટેક્રિસ્ટોને આવી રીતે લાગણી અને ઉત્સાહથી વાત કરતાં તેણે કદી સાંભળ્યો નહોતો.

"કમનસીબે" મોન્ટેક્રિસ્ટોએ આગળ ચલાવ્યું. "અમારા ઇટાલીમાં આ પ્રમાણે થતું નથી. જે જાતમાં, જે વર્ગમાં, અગર જે કુટુંબમાં અમારો જન્મ થાય છે, તેમાંજ અમે ઉછરીએ છીએ; અને આખો જન્મારો તેજ ધંધા ઉદ્યોગમાં મચ્યા રહીએ છીએ પછી તે ઉપયોગી છે કે નિરૂપયોગી છે તેનો અમે કદી જરા વિચાર પણ કરતા નથી."

"મહાશય," મોર્સર્ફ બોલ્યો. "તમારા જેવી લાયકી ધરાવનાર માટે ઇટાલી દેશ તદ્દન નકામો છે, અને અમારો ફ્રાંસ દેશ તમારો સ્વીકાર કરવા–તમારૂં સ્વાગત કરવા તૈયાર છે, તો તેની માગણી તમે સ્વીકારો. ફ્રાંસ દેશ હંમેશાંજ અને દરેકના ઉપકાર ભૂલી જતો નથી.

"પિતાજી!" આલ્બર્ટે સ્મિત હાસ્ય કરતાં કહ્યું. "આપ હજી કાઉન્ટ મોન્ટેક્રિસ્ટોને બરાબર પિછાનતા નથી. તે માનપાનના બીલકૂલ

ભૂખ્યા નથી; એટલુંજ નહિ પણ તેમને ઉલટો તેનો તિરસ્કાર છે. પોતાની ગાડીના પડદા ઉપર હાલ તેમની જે જે પદ્વીઓ લખાય છે, તેનાથી તેમને સંપૂર્ણ સંતોષ છે."

"અત્યાર સુધી મારાં આવાં વખાણ થતાં મેં કદી પણ સાંભળ્યાં નથી !"

"આપ આપની ઇચ્છા પ્રમાણે વર્તવાને સ્વતંત્ર છો. અત્યાર સુધી આપને દરેક કાર્યમાં વિજય મળ્યો હોય એમ લાગે છે !" મોર્સર્ફે કાંઇક ઉંડો નિઃશ્વાસ મૂકતાં કહ્યું.

"હા જી. તે પ્રમાણે છે ખરૂં." મોન્ટેક્રિસ્ટોએ જવાબ આપ્યો. આ વખતે તેના મુખ ઉપર કોઇ એવા પ્રકારનું હાસ્ય ફરકી રહ્યું કે જેનો ભાવ કોઇ ચિત્રકારથી ચિત્રમાં ઉતારી શકાય નહિ. અગર મુખ–લક્ષણવેત્તા–મુખ–સામુદ્રિક જાણનાર પણ તેનો આશય પારખી શકે નહિ.

" આપને તકલીફ આપીને શ્રમિત કરવાની મને બીક લાગે છે " કાઉન્ટની રીતભાતથી ખુશ થએલા સેનાપતિએ કહ્યું. " નહિ તો હું આપને આજે રાજસભામાં લઇ જાત. આજે ત્યાં એક ચર્ચા ભરેલા વિષય ઉપર રસભર્યો વાદવિવાદ થનાર છે. "

" મહાશય, આજે તો મને ક્ષમા કરો. ભવિષ્યમાં વળી કોઇક વખતે મહેરબાની કરીને મને તેવું આમંત્રણ આપશો તો આપનો આભાર માનીશ. વળી વધારામાં કાઉન્ટેસની સાથેના સમાગમનું માન મને મળવાનું છે, એટલે આજે તો હું હવે અહિંયાંજ રોકાઇશ. "

" ઓહો ! લો આ મારી માતા આવ્યાં. " આલ્બર્ટ બોલ્યો.

મોન્ટેક્રિસ્ટો ઉતાવળમાં જરાક વાંકો વળ્યો. જે બારણામાંથી કાઉન્ટ મોર્સર્ફ દીવાનખાનમાં દાખલ થયો હતો તેનાથી બરાબર

સામેના દ્વારમાં કાઉન્ટેસ એક પુતળાની માફક સ્તબ્ધ થઇને ઉભેલી દેખાઇ. તેનો ચ્હેરો તદ્દન ફીક્કો પડી ગએલો હતો. મોન્ટેક્રિસ્ટોએ તેના સામે જોયું એટલે તેનો હાથ જે બારણાને ટેકવીને રહ્યો તે નીચો પડી ગયો. તે કેટલીક ક્ષણોથી ત્યાં ઉભી રહી હતી, અને અતિથીના મુખમાંથી નિકળાતા કેટલાક શબ્દો તેણે સાંભળ્યા હતા. મોન્ટેક્રિસ્ટોએ ઉઠીને અતિ વિવેકથી તેને નમન કર્યું. કાઉન્ટેસે એક શબ્દ પણ ઉચ્ચાર કર્યા સિવાય ડોકું હલાવ્યું.

"અરે! અરે! બાઇ સાહેબ!" મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "આપની તબીયત સારી નથી કે શું? આ દિવાનખાનાની ગરમીથી આપ ગભરાઇ ગયાં છો?"

"માજી, તમને ગભરામણ થાય છે?" આલ્બર્ટ એકદમ ઉ-ઠીને કાઉન્ટેસ તરફ દોડયો.

તેણે તેમનો બન્નેનો એક હાસ્યથી ઉપકાર માન્યો.

"ના ના. કાંઇ ચિન્તા કરવાનું કારણ નથી. આ ગૃહસ્થે જો વખતસર મદદ કરી ન હોત તો આજે અમારે દુઃખમાં ગરક થઇ જવાનો, અને ચોધાર આંસુએ રોવાનો પ્રસંગ આવ્યો હોત, એ વાતનું મને સ્મરણ થઇ આવ્યું. અને જે ગૃહસ્થે મારા વ્હાલા પુત્રની જીંદગી બચાવી છે, તેને પહેલીજ વખત જોઇને તે વાતના સ્મરણથી મારૂં હૈયું જરા ભરાઇ આવ્યું; મહાશય," એક મહારાણી-ના જેટલા દબદબાથી આગળ આવતાં કાઉન્ટેસ બોલી. "મારા પુત્રની જીંદગી આપે બચાવી છે તે માટે પરમાત્મા આપનું ભલું કરશે! હું હમેશાં અંતઃકરણપૂર્વક આપને માટે પરમાત્માને પ્રાર્થના કરૂં છું. હું આપની જન્મ પર્યંતની ઋણી છું. હાલમાંજ અમને

આભાર દર્શાવવાની તક મળી છે; અને આ પ્રસંગ આપવા માટે અમે આપનાં ઉપકૃત છીએ."

મોન્ટેક્રિસ્ટોએ ફરીથી પ્રથમના કરતાં વધારે નીચા નમીને નમન કર્યું. મરસીડીસના કરતાં પણ તેનો ચ્હેરો વધારે ફીકકો પડી ગયો. આ કાઉન્ટેસ તે બીજી કોઇજ નહિ પણ આ નવલકથાની શરૂઆતમાં મરસીડીસના નામે ઓળખાવેલી આ વાર્તાની નાયિકા, અને એડમન્ડ દાંતે અને હાલના કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોની પ્રિયતમા અને વિવાહિતા પત્ની થનાર હતી તેજ યુવતી હતી.

"બાઇ સાહેબ," મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "એક નજીવા કાર્યના બદલામાં આપના સ્વામી અને આપ મને ઉપકારની ઉક્તિ અને પુનરોક્તિ કહીને શરમાવી નાંખો છો. એક માણસની જીંદગીનું રક્ષણ કરવું, અને માતા પિતાને પુત્ર–શોકની યાતનામાંથી બચાવવાં, એ તો મનુષ્ય જાત પ્રત્યેની એક મોટામાં મોટી પવિત્ર ફરજ છે. એવા કાર્યને ઉપકારના નામથી ઓળખવું યોગ્ય થશે નહિ."

અત્યંત મધુરતા, સંપૂર્ણ વિવેક, અને અતિશય નમ્રતાપૂર્વક ઉચ્ચારાયલા આ શબ્દો સાંભળીને કાઉન્ટેસથી બોલી જવાયું: "મહાશય, આપના જેવો મિત્ર તેને મળી આવ્યો એ મારા પુત્રનું અહોભાગ્ય જ હું માનું છું. આવી કૃપા માટે પરમાત્માનો હું આભાર માનું છું."

મરસીડીસે ઉંચા હાથ કરીને પરમાત્માનો આભાર માનવા માંડયો. તે વખતની તેની મુખચર્યા નિહાળતાં કાઉન્ટને તેની આંખોમાં આંસુ ઉભરાઇ આવતાં જણાયાં.

કાઉન્ટ મોર્સર્ફ પોતાની પત્ની પાસે આવ્યો.

"મારે હવે રાજસભામાં જવાનો સમય થઇ ગયો છે. કાઉન્ટ મોન્ટેક્રિસ્ટોને છોડીને જવા માટે મેં તેમની ક્ષમા માગી લીધી છે. તમે પણ જરા મારી ગેરહાજરી માટે ક્ષમા માગજો. રાજસભાની બેઠક બે વાગે શરૂ થાય છે. અત્યારે ત્રણ વાગી ગયા છે, અને મારે પાછું ત્યાં ભાષણ કરવાનું છે."

"આપ પધારો. હું આપણા અતિથીનો સત્કાર કરવામાં આપની હાજરીની ખોટ પડવા નહિ દઉં." કાઉન્ટેસે પોતાના સ્વામીને ઉત્તર આપ્યો પછી મોન્ટેક્રિસ્ટોને ઉદ્દેશીને કહ્યું. "કાઉન્ટ, મને આશા છે કે આજે આખો દિવસ તો આપ અમારે ત્યાં રહેશો અને અમારી સાથેજ ગાળશો."

"બાઇ સાહેબ, આપ ખાત્રીબંધ માનજો કે આપની કૃપા ઘણી છે, અને તે માટે હું આપનો ઋણી છું. પણ હું આજે જ અહિં આવ્યો છું, એટલુંજ નહિ પણ આપના ઘર આગળ જ ગાડી-માંથી ઉતર્યો છું; એટલે મારે માટે શી શી વ્યવસ્થા કરવામાં આવી છે, તેની પણ મને બીલકુલ માહિતી નથી. પેરીસથી હું કેવળ અજ્ઞાન છું. આ બધી બાબતો નજીવી છે, પણ જરા મનને ઉદ્વેગ કરનારી છે; એટલે આજે અહિં રહેવાના આપના નિમંત્રણ બદલ તો હું ક્ષમા ચાહું છું."

"ત્યારે તો બીજા કોઇ દિવસે અમને લાભ આપશો?" કાઉન્ટેસે પૂછ્યું. "એવું વચન આપો તો જ જવા દઇએ."

મોન્ટેક્રિસ્ટો કાંઇ બોલ્યો નહિ પણ ડોકું હલાવ્યું, અને કાઉન્ટેસે તેને હકારના જવાબની નિશાની તરીકે માની લીધી.

"હું આપને રોકનાર નથી." કાઉન્ટેસે આગળ ચલાવ્યું. "અમારી ઉપકાર પ્રદર્શિત કરવાની રીતથી અમે આપને કંટાળો આપવા અગર નારાજ કરવા માંગતાં નથી."

"મિત્ર," આલ્બર્ટ બોલ્યો. "તમે રોમમાં મારી જે સેવા બજાવી હતી, તેનો કાંઇક મારાથી બને તેટલો બદલો મારે આપવો જોઇએ; તેથી તમે ગાડી ખરીદ કરો અગર તૈયાર કરાવો ત્યાં સુધી મારી ગાડી હું તમને સ્વાધીન કરૂં છું."

"મિત્ર, તમારી તો ખરેખરી કૃપા છે." મોન્ટેક્રિસ્ટોએ ઉત્તર આપ્યો. "પણ બરટુશીઓને અત્યાર સુધીમાં ચાર સાડાચાર કલાકનો વખત મળ્યો છે, તેનો તેણે બરાબર ઉપયોગ કર્યો હોવો જોઇએ; અને બારણા આગળ મારે માટે ગાડી તૈયાર હોવીજ જોઇએ."

મોન્ટેક્રિસ્ટોની ધારણા ખોટી નહોતી. જેવો તે દિવાનખાનામાંથી બ્હાર નિકળ્યો, અને આગલા ઓરડામાં આવ્યો કે એક ખીજમતદાર આવીને હાજર થયો, અને ગાડી તૈયાર હોવાની મોન્ટેક્રિસ્ટોને વર્દી આપી.

ગાડી પેરીસમાં ઉત્તમમાં ઉત્તમ ગાડીઓ બનાવવાના કારખાનામાં બનેલી હતી. ગાડીનો સામાન અને ઘોડા પણ સર્વોત્તમ પ્રતિના નમુનેદાર હતા. મોન્ટેક્રિસ્ટોને માટે આ ગાડી ઘોડા ખરીદવામાં આવ્યા, તેને આગલેજ દિવસે સાતસો ગીની માટે તેમની માગણી થઇ હતી. છતાં કારખાનદારે તેટલી કિંમતે તે વેચવાની ના પાડી હતી એ વાત આખું પેરીસ શહેર જાણતું હતું.

"સાહેબ," કાઉન્ટે આલ્બર્ટને કહ્યું. "આપને હું આજે મારે ઘેર લઇ જઇ શકતો નથી; કારણ કે હજી તો ત્યાં બધો સામાન સરંજામ ગોઠવાતો હશે, અગર ઉતાવળમાં ગોઠવેલો હશે; અને મારે ત્યાંની અવ્યવસ્થા કોઇના જોવામાં આવે એ મને પસંદ નથી. તેથી

આપને એકાંદ દિવસ પછી નિમંત્રણ આપીશ, અને તે વખતે આપને લાયકનું સ્વાગત હું આપને આપી શકીશ."

"કાઉન્ટ," આલ્બર્ટે કહ્યું. "તમે એક દિવસની મુદત માગી એટલે તે ઉપરથી મને ખાત્રી છે કે હું ત્યાં આવીશ ત્યારે એક સાધારણ ઘર નહિ પણ એક ભવ્ય મહેલજ મારા જોવામાં આવવાનો. મને તો લાગે છે કે તમે કોઇ પિશાચની સાધના કરેલી હોવી જોઇએ."

મોન્ટેક્રિસ્ટોએ ગાડીમાં પોતાની બેઠક લીધી તે વખતે દિવાનખાનાનું બારણું બંધ થયું. પણ તે એટલું ધીમે ધીમે બંધ થયું કે બારણાની પાછળ રહીને કોઇ તેને નિહાળી રહ્યું હતું એમ મોન્ટેક્રિસ્ટોએ જાણી લીધું. દિવાનખાનામાં કાઉન્ટેસજ હતી.

મોન્ટેક્રિસ્ટોને વળાવી આલ્બર્ટ જ્યારે પાછો ફર્યો ત્યારે તેની માને તેણે દિવાનખાનામાં એક મોટા મુખમલના ગલીચાવાળા વિરામાસન ઉપર પડેલી દીઠી. દિવાનખાનાની બારીઓ બધી બંધ હતી. અજવાળુ ઘણું ઝાંખું હતું. વળી કાઉન્ટેસે એક બારીક મુખાચ્છાદન વસ્ત્રથી પોતાનું મુખ ઢાંકી દીધેલું હોવાથી આલ્બર્ટ તેની માનું મુખ જોઇ શકયો નહિ; પણ તેનો અવાજ તેને બદલાઇ ગએલો લાગ્યો. કાઉન્ટેસની પાસેજ ટેબલ ઉપર માથે લગાડવાની અને સુંઘવાની દવાની કેટલીક શીશીઓ પડેલી તેણે જોઇ. તેણે ગભરાઇને પૂછયું: " માજી, કેમ એટલામાં તમારી તબીયત પાછી બગડી આવી કે?"

" ના, ના, આલ્બર્ટ, તેવું કાંઇ નથી. આ ગુલાબ વિગેરેનાં પુષ્પો જે અહિંઆં મૂકેલાં છે, તે તદ્દન તાજાં હોવાથી તેની સુગંધ એટલી બધી તીવ્ર છે કે તેનાથી મારૂં માથું એકદમ ફરી ગયું."

" ત્યારે તો માજી," આલ્બર્ટે ઘંટડી વગાડતાં કહ્યું. " હું નોકરને તે એકદમ ઉઠાવી જવાને હુકમ કરૂં છું. તમારી તબીયત ખરેખર જ બગડી આવી લાગે છે. તમે આ દિવાનખાનામાં આવ્યાં તે વખતેજ તમારો ચ્હેરો મને એટલો બધો ફીકકો—"

" શું મારો ચ્હેરો ફીક્કો પડી ગયો છે, આલ્બર્ટ ? "

" હા, હા. તમારા મુખ ઉપર ફીક્કાશ આવી ગઇ છે. આ ફીક્કાશથી જો કે તમારો ચ્હેરો વધારે સુંદર લાગે છે, પણ મારા પિતાજીને અને મને તો તેની ખરેખરી બ્હીક જ લાગે છે."

" શું તારા પિતા એ સંબંધમાં કાંઇ બોલતા હતા ? "

" ના માજી, તેઓએ બીજું કાંઇ તો મને કહ્યું નથી, પણ તમને યાદ હોય તો તેમણે તમારા આગળજ તે બાબત ઇશારો કર્યો હતો. "

" હા, હા, હવે મને યાદ આવે છે ખરૂં ! "

આલ્બર્ટની ઘંટડીના અવાજના જવાબમાં એક નોકર હાજર થયો.

" આ ફુલનાં કુંડાં અહિંથી ઉપાડી જા. તેનાથી માતાજીની તબીયત બગડી આવી છે. "

નોકરે તુરત હુકમનો અમલ કરવા માંડયો. બધાં કુંડાં ખસેડી લેવામાં આવ્યાં ત્યાં સુધી ચુપકીદી પથરાઇ રહી.

" આ મોન્ટેક્રિસ્ટો તે વળી કેવી જાતનું નામ છે ? " નોકર છેલ્લું કુંડું લઇને દિવાનખાનાની બહાર ગયો એટલે કાઉન્ટેસ બોલી. " એ તે કુટુંબનું નામ છે ? કે કોઇ જાગીરનું નામ છે ? અગર એક ખિતાબ માત્ર છે ? "

" માજી, મને તો લાગે છે કે તે માત્ર એક ખિતાબજ છે. કાઉન્ટે આરકીપેલેગો સમુદ્રમાં એ નામનો એક ટાપુ ખરીદેલો છે, અને તે ઉપરથી 'કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો' એ નામ તેણે ધારણ કર્યું છે. કાઉન્ટનો ખીલકાબ ખરીદ કરેલો છે. આ સિવાય ઉમરાવ પદ ઉપર તેનો બીજો કાંઇ હક્ક પહોંચતો નથી. રોમ શહેરમાં તેને કોઇ ઘણા ઉંચા કુલનો માનવામાં છે."

" તેની રીતભાત ઘણી વખાણવા લાયક છે." કાઉન્ટેસ બોલી. " તે અહિં રહ્યો એટલીવારમાં મને તો તેવો ભાસ થયો."

" માજી, તેની રીતભાતમાં કાંઇજ ખામી નથી. જરા પણ ખામી નથી. તેની રીતભાત એટલી બધી વખાણવા લાયક છે કે આખા યુરોપ ખંડમાંના મગરૂરમાં મગરૂર ઉમરાવોના ત્રણ વર્ગમાં પણ એવી રીતભાત ભાગ્યેજ નજરે પડે છે. અંગ્રેજ, સ્પેનીશ, અને જર્મન એ ત્રણ વર્ગના ઉમરાવો પણ તેના આગળ પાણી ભરે તેમ છે."

કાઉન્ટેસ જરાક થોભી. પછી જરાક અચકતાં તે બોલી. " આલ્બર્ટ, તે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને તેના ઘરમાં તેં જોયો છે? તું ઘણો ચતુર છે, દુનીઆદારીનું તને ઘણું સારૂ જ્ઞાન છે, અને તારી ઉમ્મરના પ્રમાણમાં તારામાં ડહાપણ પણ વિશેષ છે. તેથી દિકરા, હું તને તારી માતા તરીકે ખાનગી રીતે પ્રશ્ન કરૂં છું, કે આ કાઉન્ટ બ્હારથી જેવો દેખાય છે તેવોજ માણસ ખરેખર અંદરખાનેથી છે કે શું?"

" એટલે તે બ્હારથી કેવો દેખાય છે?"

" કેમ તેં પોતે હમણાંજ તેનું વર્ણન કર્યું છે.—કોઇ ઘણો ઉચ્ચ કુલનો માણસ—"

“ માજી, તેની બધા તેવી ગણત્રી કરતા હતા એમ મેં તમને જણાવ્યું હતું. ”

“ પણ આલ્બર્ટ, તારો પોતાનો અભિપ્રાય કેવો છે ? ”

“ માજી, માજી, હું હજી તેના વિશે કાંઇ ખરેખરો ચોક્કસ અભિપ્રાય બાંધી શકયો નથી; પણ હું ધારૂં છું કે તે માલ્ટાનો વતની હોવો જોઇએ એમ મારૂં ધારવું છે. ”

“ તે કયાંનો વતની છે એ વાત હું તને પૂછતી નથી. હું તો એમ પૂછું છું કે તે કોણ છે ? ”

“ ઓહો ! તે કોણ છે ? શું ધંધો કરે છે ? એ વળી જુદો પ્રશ્ન થયો. તેનામાં મેં એટલી બધી વિચિત્રતા જોઇ છે કે જો મારો ખરો અભિપ્રાયજ તમારે સાંભળવાની ઇચ્છા હોય, તો મારે એમજ કહેવું પડશે કે દુર્ભાગ્યની દેવીએ પોતાના ભોગ તરીકે ચુંટી કાઢેલા કવી બાયરનના એકાદ નાયક જેવો મને તો તે લાગે છે. એકાદ કોઇક ઉત્તમ મહાન અને ધનાઢ્ય કુલનો તે વંશજ હોવો જોઇએ. હક્કદાર અને લાયક છતાં દુર્દૈવ તેને વારસામાંથી બાતલ કરેલો હોવો જોઇએ. આમ છતાં તેના પોતાના બુદ્ધિબલ અને સાહસને લીધે તેણે એટલી બધી અઢળક સંપત્તિ પ્રાપ્ત કરી હોવી જોઇએ કે જેથી સમાજના કાયદાઓ તેને કોઇપણ રીતે બંધનકારક નસ્તાં, સમાજ પોતેજ તેને સર્વ બંધનમાંથી મુક્ત ગણે અને તેની સેવા ઉઠાવવામાં એક મોટું માન સમજે. ”

“ એટલે કે—”

“ એટલે મારૂં કહેવું એમ છે કે તેનો મોન્ટેક્રિસ્ટોનો ટાપુ ભૂમધ્ય સમુદ્રના મધ્ય ભાગમાં આવેલો છે. ત્યાં નથી વસ્તી કે નથી કોઇ જાતનો ચોકી પ્હેરો. બધા દેશોના દાણચોરો, લુટારાઓ, બ્હાર-

વટીઆઓ અને ચાંચીઓનું તે આશ્રય-સ્થાન છે. કોને ખબર કે એ બધા પ્રમાણિક અને આબરૂદાર ગૃહસ્થો (?) પોતાને મળતા આશ્રયના બંદલામાં તે ટાપુના માલિકને પોતાની કમાણીમાંથી કાંઇક હિસ્સો આપતા હશે કે નહિ આપતા હોય?"

"હા, એ પણ શકય છે." કાઉન્ટેસ વિચાર કરતાં બોલી.

"ફીકર નહિ." તે યુવાને આગળ ચલાવ્યું. "ચાંચીઓ હો કે દાણચોર, ફાવે તે હો પણ માજી, તમે હવે તેને નજરે જોયો છે. તે ઉપરથી એટલું તો કહી શકશો કે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો એક એવો ઉમદા મનુષ્ય છે, કે પેરીસમાં ઘેર ઘેર તેની ખ્યાતિ પ્રસરવાની, અને લોકો તેની પાછળ ગાંડા-ઘેલા થઈ જવાના. આજેજ મારા પોતાના બંગલામાં દાખલ થતાંની સાથેજ ત્યાં જે જે મારા મિત્રો હાજર હતા તેમને બધાને તેણે આશ્ચર્યમાં ગરક કરી નાંખ્યા."

"વારૂ કાઉન્ટની ઉમ્મર કેટલી હશે?" મરસીડીસે આ એક અતિ મહત્વનો પ્રશ્ન ધીરે રહીને કર્યો.

"પાંત્રીસ છત્રીસ વરસ."

"તે એટલી નાની ઉમ્મરનો છે! અરે એ તો કેવળ અશકય જ લાગે છે!" મારસીડીસે આલ્બર્ટના ઉત્તરનો પ્રત્યુત્તર આપતાં પોતાના મનને પણ જવાબ આપ્યો.

"તમે ગમે તેમ ધારતાં હો માજી, પણ તેની ઉમ્મર એટલીજ છે. તેણે પાંચ સાત વખત વાતમાંને વાતમાં મને જણાવ્યું છે અને તે જરાપણ વિચારમાં પડયા અગર ખમચાયા સિવાય કે, "અમુક પ્રસંગે હું પાંચ વરસનો હતો, ફલાણા પ્રસંગે દસ વરસનો હતો, વળી અમુક પ્રસંગ બન્યો ત્યારે મારી ઉમ્મર બાર

વરસની હતી." અને મને જરા જીજ્ઞાસા થવાથી એ બધી વાતો મેં યાદ રાખી છે; એટલુંજ નહિ પણ તે બધાની ગણત્રી કરી જોતાં એમાં જરાપણ ચુક મને માલુમ પડી નથી. એટલે આ વિચિત્ર પુરૂષ, જેની ઉમ્મર કળી શકાય તેમ નથી, તે હાલ પાંત્રીસ વરસનો જ છે. વળી માજી તેની આંખોનું તેજ, અને કાળા કેશ તો જુઓ. તેનું મુખ અને ભવાં ફીક્કાં પડી ગએલાં છે એ વાત જાણે ખરી છે, પણ તેના ઉપર એક કરચલી પણ જોવામાં આવતી નથી. તેનામાં શારીરિક શક્તિ છે એટલુંજ નહિ પણ તે હજી તદ્દન યુવાન છે."

કાઉન્ટેસ જાણે ભારે ગમગીનીમાં મગ્ન થઇ ગઇ હોય એમ લાગ્યું.

"વારૂ, આ માણસ ખરેખર તારા તરફ મિત્રતાનો ભાવ રાખે છે?"

"મારૂં એમ ધારવું છે ખરૂં."

"ઠીક, તું તેને ચ્હાય છે?"

"હું તો તેને ઘણો ચાહું છું. મારો મિત્ર ફ્રાંઝ કોણ જાણે કેવાએ ન સમજાય તેવા કારણે તેને કોઇ પિશાચ તરીકે માને છે."

કાઉન્ટેસના શરીરે કંપારી વછૂટી.

"આલ્બર્ટ," કાઉન્ટેસે થથરતા અવાજે કહ્યું. "નવાં નવાં ઓળખાણો કરતાં પહેલાં ઘણો વિચાર કરવો એવી ચેતવણી આજ સુધી વારંવાર હું તને આપતી આવી છું. હવે તું ઉમ્મર લાયક થયો છે. બાલક મટીને માણસ થયો છે. તું એક પુરૂષ છે—યુવાન છે—છતાં માતા તરીકે ફરીથી હું ચેતવણી આપું છું કે જે કરે તે ચોક્કસ વિચાર કરીને કરજે."

"માજી, આવું તમારે કહેવું પડે છે એટલે મારા મનમાં શંકા ઉત્પન્ન થાય છે. તમારી ચેતવણીનો કાંઇ ઉપયોગ હું કરી શકું તે માટે મારે એ જાણવાની જરૂર છે કે, મારે શી બાબતનો વિચાર કરવાનો છે? શી બાબતથી ડરતા રહેવાનું છે? મોન્ટેક્રિસ્ટો જુગાર તો કદી રમતોજ નથી. તે પાણી સિવાય બીજા કશાનું પાન કરતો જ નથી. વળી તે એટલો બધો ધનાઢ્ય છે કે મારી પાસેથી પૈસા ઉછીના માગવાની મશ્કરી કરવાના કારણ સિવાય તેને ભાગ્યેજ જરૂર પડે. આવું છે તો મારે તેના તરફથી શાનો ભય રાખવાનો છે?"

"તારૂં કહેવું ખરૂં છે દિકરા." કાઉન્ટેસે આખરે બીજું કાંઇ બ્હાનું ન જડવાથી કહ્યું. "મારો ભય બધો પાયા વગરનો છે, અને તે મારા મગજની નબળાઇનું પરિણામ છે. વળી જે માણસે તારી જીંદગી બચાવી છે, તેના સંબંધમાં તો આવો ભય કેવળ અસ્થાને જ છે. વારૂ, પણ તારા પિતાએ તેનું સ્વાગત કેવી રીતે કર્યું? કારણ, કાઉન્ટના તરફ માત્ર એકલો વિવેકજ બતાવીને આ-પણાથી બેસી રહેવાય નહિ. આપણે કાંઇક વિશેષ કરવું જોઇએ. તારા પિતા કેટલીક વખતે વિચારગ્રસ્ત હોય છે, અને વિવિધ પ્રકારનાં કામોમાં ગુંથાએલા હોવાથી તેઓ કેટલીક વખત વિચારમાં એટલા બધા ઉંડા ઉતરી પડે છે કે ઘણી વખત અજાણતાં અગર ઇરાદા સિવાય કોઇને માઠું લાગવાના પ્રસંગો ઉભા થાય છે."

"માજી, મારા પિતાની રીતભાતમાં એવું ખોટું લાગે તેવું કાંઇજ નહોતું." આલ્બર્ટે જવાબ આપ્યો. "ના ના, ઉલટું મોન્ટેક્રિસ્ટોએ જાણે મારા પિતાની સાથે ત્રીસ ચાલીસ વરસનો જુનો સંબંધ હોય તેમ યુક્તિપૂર્વક તેમનાં એક બે બાબતમાં એવાં વખાણ

કર્યાં કે મારા પિતાજી તો અતિશય ખુશ થઇ ગયા." આલ્બર્ટે હસતાં હસતાં આગળ ચલાવ્યું. "મારા પિતાને જરા એવું વિશેષ ગમે છે, એટલે તેઓ બન્ને એક બીજાથી ઘણા ખુશ થઇ ગયા હતા. મારા પિતાજી આજે ને આજેજ મોન્ટેક્રિસ્ટોને પોતાની સાથે રાજસભામાં લઇ જવાના હતા, પણ તેણે વિવેકપૂર્વક ના પાડી."

કાઉન્ટેસે કાંઇ પ્રત્યુત્તર આપ્યો નહિ. તે તો એટલા બધા ઉંડા વિચારમાં પડી ગઇ કે ધીરે ધીરે તેની આંખો મિંચાઇ ગઇ. પેલો યુવાન તેના સામે ઉભો હતો તે કેટલીકવાર સુધી માતૃસ્નેહ–માતૃભક્તિથી તેના સામેજ જોઇ રહ્યો. થોડીવાર પછી જ્યારે કાઉન્ટેસની આંખો મિંચાઇ ગઇ ત્યારે તે નિદ્રાવશ થઈ ગઇ છે એમ સમજીને આલ્બર્ટ ધીમે પગલે જરા પણ અવાજ કર્યા સિવાય દિવાનખાનામાંથી બ્હાર નિકળ્યો, અને ઘણીજ સાવચેતીથી બારણું બંધ કર્યું.

"આ મોન્ટેક્રિસ્ટો તે કેવો અજબ માણસ છે!" આલ્બર્ટ ડોકું ધુણાવતાં ધુણાવતાં મનમાંજ બબડયો. "મેં કહ્યુંજ હતું કે પૅરિસમાં તે આવશે એટલે બધાં તેની પાછળ ગાંડા ઘેલાં બની જશે; અને તેની ચોક્કસ અસર આજે પહેલે દિવસે જણાઇ. મારી માતાએ પોતેજ જ્યારે તેના તરફ આટલું બધું લક્ષ આપવા માંડયું છે, ત્યારે તો તે જરૂર કોઇ મહા વિચક્ષણ મનુષ્ય હોવો જોઇએ."

---

# પ્રકરણ ૪૩ મું.

આ સમય દરમ્યાન મોન્ટેક્રિસ્ટો પોતાના મકાન ઉપર પહોંચી ગયો હતો. રસ્તામાં તેને માત્ર છજ મિનિટ લાગી હતી. આટલા નજીવા સમયમાં પણ તે સંખ્યાબંધ મનુષ્યોની દૃષ્ટિનો વિષય થઇ પડયો હતો. મોન્ટેક્રિસ્ટોએ જે ઘોડાગાડી ખરીદ્યાં હતાં તે ખરીદવાને કેટલાક ધનાઢ્ય તરૂણોએ ઇચ્છા કરી હતી, પણ અતિશય કિંમતને લીધે તે ખરીદતાં તેઓ અચકાયા હતા. તેજ ઘોડાગાડી હંકારીને એક અજ્ઞાત મનુષ્યને જતાં તેવા વીસ પચીસ ઈસમોએ તેને જોયો. વીસ વીસ હજાર ફ્રાંકના ઘોડા અને તેટલીજ ભારે કિંમતની ગાડી ખરીદનાર એવો પરદેશી તે વળી કોણ હશે એવી તેમને જીજ્ઞાસા ઉત્પન્ન થઇ; તેથી પોતાની ગાડીઓ ઝડપથી હંકારી તેની લગોલગ ચલાવતાં તેને નિહાળી નિહાળીને તેઓ જોવા લાગ્યા.

જે મકાન અલીએ પસંદ કર્યું હતુ અને જે મોન્ટેક્રિસ્ટોનુ પેરીસ શહેરમાંનું નિવાસ—સ્થાન બનનાર હતું, તે 'ચેમ્પસ એલીસીસ' નામના ઉંચાણવાળા ભાગમાં જતાં જમણા હાથ ઉપર આવેલું હતું. મધ્ય ભાગમાં ઝાડ અને છોડવાઓની એક જબરી ઘટા થઇ રહી હતી, અને તેથી મકાનનો આગળનો કેટલોક ભાગ ઢંકાઇ ગયો હતો. તે ઘટાની આસપાસ ડાબી જમણી બન્ને બાજુએ આવી રહેલી બે નાની સડકો મકાનના કમ્પાઉન્ડના લોખંડી દરવાજાથી મકાનના દ્વાર આગળના મંડપ સુધી જવાને માટે ગાડીના રસ્તા તરીકે વપરાતી હતી. મકાનના દરેક પગથીઆ ઉપર અને મંડપની આસપાસ રંગબેરંગી સુવાસિત પુષ્પોનાં ચિત્રવિચિત્ર ઉત્તમ કારીગીરીનાં ચીનાઇ માટીનાં કુંડાં ગોઠવી દેવામાં આવેલાં હતાં. આ મકાન બીજા

મકાનોથી તદ્દન અલગ હતું. તેનું બીજું દ્વાર રૂપોન્થીયું મેહેલ્લામાં પડતું હતું. કાઉન્ટની ગાડી આવી પહોંચી. ગાડીવાળો દરવાનને હાંક મારે તે પહેલાં તો લોખંડી દરવાજાનાં ભારે બારણાં એકદમ આપોઆપજ ખુલી ગયાં. તેમણે કાઉન્ટને આવતાં જોયો હતો. બીજા બધા ઠેકાણાની માફક પેરીસ શહેરમાં પણ વિજળીની ઝડપે કાઉન્ટની સેવા ઉપાડી લેવામાં આવી. ગાડી દરવાજામાં દાખલ થઇ કે તુરતજ દરવાજાનાં બારણાં પાછાં બંધ થઇ ગયાં. ગાડી મંડપની ડાબી બાજુએ ઉભી રહી કે તુરતજ બે માણસો ગાડીના બારણા આગળ ખડા થઇ ગયા. તેમાંનો એક અલી હતો. તે અંતરના ઉમળકાથી હસતાં હસતાં કાઉન્ટનું સ્વાગત કરવા આગળ આવ્યો, અને જવાબમાં કાઉન્ટે માત્ર માથું હલાવાથીજ પોતાને કૃતકૃત્ય થએલો માનવા લાગ્યો. બીજાએ ઘણાજ વિવેકપૂર્વક નમન કર્યું, અને કાઉન્ટને ગાડીમાંથી ઉતરતાં હાથનો ટેકા આપ્યો.

"બરટુશીઓ," કાઉન્ટે ગાડીમાંથી ઉતરી ઉતાવળે પગલે ત્રણ પગથીઆં ચઢી જતાં પૂછ્યું. "પેલો ખત લખનાર કયાં છે?

"હાજર છે હજુર. નાના દિવાનખાનામાં બેઠેલો છે."

"અને આ મકાનનો નંબર જાણવામાં આવે એટલે તરત જ મારા નામનાં કાર્ડ કોતરાવીને તૈયાર કરાવવા મેં હુકમ કર્યો હતો તેનું શું થયું?"

"તે પણ તૈયાર છે, નામદાર. ઉત્તમમાં ઉત્તમ કોતર કામ કરનારની પાસે મેં જાતે હાજર રહીને તૈયાર કરાવ્યાં છે. પહેલું જે કાર્ડ તૈયાર થયું તે આપ નામદારની આજ્ઞા પ્રમાણે બેરન ડેંગ્લર્સના તરફ કયારનુંએ રવાના કરી દીધું છે. બીજાં આપ નામદારના શયનગૃહમાં ટેબલના ખાનામાં મૂકેલાં છે."

" ચાલો ઠીક. કેટલા વાગ્યા છે ?" " ચાર."

એટલામાં પાસે ઉભેલા એક ફ્રેંચ ખીજમતગાર ઉપર કાઉન્ટની નજર પડી. પોતાની ટોપી, લાકડી અને મોજાં કાઉન્ટે તેને આપ્યાં, અને બરદુશીઓની પાછળ પાછળ જ્યાં પેલો ખત લખનાર હતો તે નાના દિવાનખાનામાં તે ગયો.

" આ ઓરડામાં આરસ જડેલા છે તે ગમે તેમ ભળતીજ રીતે જડેલા છે. તેમાં અક્કલ કે કારીગીરીનો છાંટો પણ જોવામાં આવતો નથી." કાઉન્ટે આસપાસ નજર કરતાં કહ્યું. " આ બધા કાઢી નાંખીને નવેસરથી આરસ જડવાનું જલદીથી બનવું જોઇએ."

બરદુશીઓએ જવાબમાં નમન કર્યું. પેલો જે ખત લખનારો હાજર હતો, તે બિચારો એક સાધારણ સાદા દેખાવનો વકીલનો કારકુન હતો, અને તેમાંથી ખત લખનારની જગ્યા તેને મળી હતી.

" ગામડાનું જે એકાન્ત મકાન મારા નિવૃત્તિસ્થાન તરીકે હું ખરીદવા માગું છું, તેનું એક મકાન વેચવાની તમને સત્તા મળેલી છે કેમ ?" કાઉન્ટે પેલા ખત લખનારને પૂછ્યું.

" હા નામદાર" પેલાએ ઉત્તર આપ્યો.

" વેચાણ ખત તૈયાર છે ?"

" હા; જી આ રહ્યું."

" બહુ સારૂ. એ મકાન ક્યાં આગળ આવ્યું તેનો તમે મને કાંઇ ખ્યાલ આપી શકશો ?" કાઉન્ટે બેદરકારીથી પેલા ખત લખનાર તથા બરદુશીઓ બન્નેના તરફ જોતાં પૂછ્યું.

કારભારીએ પોતાને એ સંબંધમાં કાંઇજ માહિતી નથી એવો ચાળો કર્યો.

પેલા ખત લખનારે આશ્ચર્યથી કાઉન્ટના તરફ જોયું.

" શું !" તે બોલ્યો. " જે મકાન આપ નામદાર ખરીદવા માગો છો તે ક્યાં આવેલું છે તેની પણ આપને ખબર નથી શું ?"

" મને કેવી રીતે ખબર પડે ? આજ સવારેજ હું કેડીઝથી આવી પહોંચ્યો. આ પહેલાં પેરીસ મેં કદી જોયુંજ નથી. ફ્રાંસ દેશમાંજ હું હમણાં પહેલવહેલોજ પગ મૂકું છું."

" ત્યારે તો વાત જુદીજ ! હજુર, આપ જે મકાન ખરીદવાના છો તે ઓટવીલમાં આવેલું છે."

આ શબ્દો સાંભળતાંજ બરટુશીઓના મુખ ઉપરથી રંગ ઉડી ગયો.

" વારૂ, પણ ઓટવીલ ક્યાં આવ્યું ?"

" અહિંઆ પાસેજ છે. ઘણે દૂર નથી." ખત લખનારે કહ્યું.

" એટલું બધું પાસે છે ?" કાઉન્ટ બોલ્યો. " ત્યારે એ તો કાંઈ ગામડું કહેવાય નહિ. તેવું સ્થાન કાંઇ એકાન્તવાસ–ગ્રામ્યજીવન માટે કામનું નહિ. બરટુશીઓ, આટલું બધું નજીકમાં–છેક પેરીસના દરવાજા પાસેજ આવું મકાન તેં શા કારણથી પસંદ કર્યું ?" તેણે બરટુશીઓને પૂછ્યું.

" મેં પસંદ કર્યું !" બરટુશીઓએ જરા ચકિત થતાં કહ્યું. " આપ નામદારેજ મને તે મકાન ખરીદવાની આજ્ઞા કરી હતી. આપ નામદાર જો યાદ લાવશો તો આપનુંજ ફરમાન—"

" હા. હા. બરાબર." કાઉન્ટે કબુલ કર્યું. " હવે મને બરાબર યાદ આવ્યું. કોઇ એકાદ વર્તમાન પત્રમાં મેં મકાન વેચવાનું છે એવી જાહેર ખબર વાંચી હતી. તેનું વર્ણન વાંચીને હું કદાચ ભૂલો પડ્યો હોઇશ !"

" પણ હજી કાંઇ બગડી ગયું નથી." બરટુશીઓએ આતુ-

તાથી સુચના કરી. "હજુરના હુકમ હોય તો એને ટક્કર મારે એવું બીજું એકાદ અતિસુંદર મકાન હું તુરત ખોળી લાવું."

"ના રે ના." કાઉન્ટે કહ્યું." હવે એ બધી માથાકુટ પાછી કોણ કરે જ્યારે આ મકાનની તજવીજ થએલી છેજ, ત્યારે હવે એ જ રાખી લઇએ."

"હજુરનો વિચાર બરાબર છે નામદાર." પેલા ખત લખનારે પોતાનું મહેનતાણું જતું રહેવાની બ્હીકથી કહ્યું. "આ જગા ઘણી સુંદર છે. પાણીના ઝરા અને વૃક્ષોથી ભરપુર છે. કેટલાક વખતથી તે ખાલી છે એ વાત ખરી છે, પણ એકંદરીમાં ઘણીજ સોઇવાળી જગા છે. તેમાં ગૃહશૃંગારનો સામાન તે જરા જુનો છે, પણ ઘણોજ કિમતી છે; અને હાલમાં તેવી વસ્તુઓ માટે લોકોને ઘણો શોખ હોય છે. હજુરને પણ ચાલુ જમાનાના શોખ હશેજ ?" તેણે બણગા ફુંકવા માંડયાં.

"હાજ તો. શા માટે નહિ ?" કાઉન્ટે જવાબ આપ્યો. "ત્યારે તો તે મકાન ઘણું સગવડવાળું હશે ?"

"અરે ઘણી ઉત્તમ સગવડવાળું."

"એમ ! ત્યારે તો આવી તક નકામી જવા દેવી બરાબર થશે નહિ." મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "ચાલો, પેલું ખત કાઢો."

દસ્તાવેજ તેના આગળ ધરવામાં આવ્યો. આ દસ્તાવેજમાં જ્યાં વેચનારનું નામ લખેલું હતું તે ભાગ ઉપર, તથા જ્યાં મકાનનું વર્ણન લખેલું હતું તે ભાગ ઉપર ઉતાવળી દૃષ્ટિ ફેરવી જઇને કાઉન્ટે તેના ઉપર એકદમ સહી કરી.

"બરટુશીઓ," તેણે આજ્ઞા કરી. "આ ગૃહસ્થને પંચાવન હજાર ફ્રાંક હમણાંજ ગણી આપ."

લથડતે પગલે કારભારી ઓરડામાંથી બ્હાર ગયો. થોડીક ક્ષણુ પછી તે એક નોટોનો થોકડો લઇને પાછો આવ્યો, અને પેલા ખત લખનારના હાથમાં મૂકી. તેણે તે ઘણીજ કાળજીપૂર્વક બે ત્રણુ વખત ગણી જોઇ.

"કેમ, હવે તો બધો વિધિ પૂરો થઇ ગયો ને ?" કાઉન્ટે પૂછ્યું.

"હા નામદાર."

"મકાનની કુંચીઓ તમારી પાસે છે ?"

"કુંચીઓ દરવાનની પાસે રહે છે. મકાનની દેખરેખ રાખવાનું કામ પણુ તેજ કરે છે. પણુ આપે આ મકાન ખરીદ કરેલું છે, એટલે આપ નામદારને તેનો કબજો સોંપવાનો હું આપને હુકમ લખી આપું છું, જે બતાવતાં મકાન તરતજ આપને હવાલે કરવામાં આવશે."

"વારૂ ત્યારે." એમ કહીને કાઉન્ટે પેલા ખત લખનારને જવાની ઈશારત કરી. પણુ તે માણુસ પ્રમાણિક હતો.

"પણુ નામદાર સાહેબ," તે બોલ્યો. "આપની કાંઇક ભૂલ થાય છે. બધા મળીને પચાસ હજાર ફ્રાંક થયા."

"પણુ તમારૂં મહેતાણું ?"

"તે સાથે જ."

"પણુ તમે ઓટવીલથી અહિં સુધી આવ્યા નથી શું ?"

"હા, હા. આવ્યો છું જ."

"ઠીક ત્યારે. તમે જે તસ્દી લીધી છે તથા જે સમયનો ભોગ તમારે આપવો પડયો છે, તે તાટે તમને કાંઇક બદલો મળવો જોઇએ." કાઉન્ટે છેલ્લો જવાબ આપ્યો, અને તેને જવાને વિવેકથી ઇશારત કરી.

પેલો ખત લખનાર તો કાઉન્ટને નમી નમીને સલામો કરતો ત્યાંથી ચાલતો થયો. આવો અસીલ તેને કદીજ મળ્યો નહોતો.

"જા, પેલાને દરવાજા બ્હાર વિદાય કરી દે." કાઉન્ટે બરટુશીઓને પોતાની આગળથી જરા દૂર કરવાના ઇરાદે કહ્યું.

કાઉન્ટ એકલો પડયો કે તુરતજ તેણે પોતાના ખીસ્સામાંથી એક નોંધપોથી બહાર કાઢી અને પોતાના ગળામાં ભેરવેલી સાંકળીમાંની એક કુંચીથી તેનું ઝીણું સરખું તાળું ખોલી નાંખ્યું. આ સાંકળી તે પોતાના ગળામાંથી જરા પણ અળગી કરતો નહિ. તે પોથીનાં પાનાં ફેરવતાં ફેરવતાં છેવટે એક પાના ઉપર કેટલીક નોંધ કરેલી હતી ત્યાં આવી પહોંચતાં તે અટકયો. તેમાં એક મકાનનું જે વર્ણન લખેલું હતું તેની સાથે પેલા દસ્તાવેજમાં લખેલા મકાનના વર્ણનને તેણે સરખાવી જોવા માંડયું.

"'નંબર ૨૮. રૂ. દ. લા. ફ્રાઉન્ટન–મોહોલ્લો–ઓટવીલ' બરાબર છે. મકાન તો તેજ લાગે છે." તે બબડયો. "હવે શું કરવું? ધર્મની શ્રદ્ધાની ધમકીનો ઉપયોગ કરવો, કે શારીરિક ભય પેદા કરવાની જરૂર પડશે? ગમે તેમ થાય પણ એક કલાકની અંદર તમામ હકીકત મારે જાણવી તો જોઇએજ."

"બરટુશીઓ!" કાઉન્ટે ઘંટડી વગાડતાં હાંક મારી.

"બરટુશીઓ!"

કારભારી ખડો થયો.

"બરટુશીઓ," કાઉન્ટે તેને જોતાંજ કહ્યું. "ફ્રાંસમાં તેં મુસાફરી કરેલી છે એવું શું તેં મને એક વખત નહોતું કહ્યું?"

"હા નામદાર. મેં કહેલું ખરૂં, પણ તે ફ્રાંસના કેટલાક ભાગમાંજ.

"ત્યારે તો પેરીસની આસપાસના પ્રદેશની તને માહિતી હશેજ."

"નહિ, હજુર નહિ." કારભારીએ ધ્રુજતાં ધ્રુજતાં જવાબ આપ્યો. મોન્ટેક્રિસ્ટો સામાના હૃદયમાં ચાલી રહેલા તોફાનને સમજવામાં એક્કો હતો.

"અરે, એ તો એક મોટી કમનસીબીની વાત!" કાઉન્ટ બોલ્યો. "કારણ કે મારે તો અત્યારે જ મારૂં નવું મકાન જોવા જવાનો વિચાર છે. તને જો બરાબર માહિતી હોત તો તારી માહિતી મારા ઉપયોગમાં આવત. હું તને સાથે લઇ જવા માગું છું."

"મને? મને ઓટવીલ લઇ જવાનો છે?" ગભરાએલા બરટુશીઓના મુખ ઉપરથી રંગ ઉડી ગયો. "હું ઓટવીલ આવું?"

"કેમ? એમાં શું તને આશ્ચર્ય લાગે છે? તું મારી નોકરીમાં છે એટલે હું જ્યાં જાઉં ત્યાં તારે મારી સાથે આવવુંજ પડશે. મારી ઇચ્છા પ્રમાણે તારે વર્તવુંજ જોઇએ."

શેઠની કરડી નજર નોકરથી ખમી શકાઇ નહિ. બરટુશીઓએ માથું નીચું ઘાલ્યું, અને કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય પુતળાની માફક સ્થિર ઉભો રહ્યો.

"કેમ? તને આજે શું થયું છે? શું મારે તને બીજી વખતે ગાડી મંગાવવાની સ્પષ્ટ આજ્ઞા કરવી પડશે?" મોન્ટેક્રિસ્ટોએ બાદશાહી દમામથી કારભારીને ધમધમાવ્યો.

બારટુશીઓ તો ભયભીત થઇને એકજ ફલંગથી ઓરડાની બહાર નાઠો, અને ખોખરા અવાજે તેણે બૂમ મારી: "નામદાર સાહેબની ગાડી!"

ગાડી આવીને હાજર થાય તે દરમ્યાન મોન્ટેક્રિસ્ટોએ એકાદ

બે ચીઠ્ઠીઓ લખવાની હતી તે લખી કાઢી. છેલ્લી ચીઠ્ઠીને સીલ કરી રહ્યો, એટલામાં કારભારી પરત આવ્યો.

" નામદાર સાહેબની ગાડી તૈયાર છે. " તે બોલ્યો.

" વારૂ. ચાલ તારી ટોપી અને મોજાં લઇ લે. " મોન્ટેક્રિસ્ટોએ હુકમ કર્યો.

" મારે શું આવવુંજ પડશે ? "

" હા હા, આવવુંજ પડશે; કારણ હું પણ ત્યાંજ રહેવાનો છું."

કાઉન્ટના નોકરોને શિક્ષણજ એવું મળેલું હતું કે કોઇપણ નોકરથી તેના હુકમના સંબંધમાં જરાપણ ચુંચાં થઇ શકે નહિ તો પછી વાંધો ઉઠાવવાની તો વાતજ શી? એટલે કારભારી કાંઇપણ બોલ્યા ચાલ્યા સિવાય શેઠની પાછળ પાછળ ચાલ્યો. શેઠે ગાડીમાં પોતાની બેઠક લેતાં કારભારીને બેઠક લેવાને ઇશારત કરી. તે બિચારો તો નરમઘેંસ જેવો થઇ ગયો હતો. તે સામેની બેઠક ઉપર ચુપચુપ લપાઇને બેસી ગયો.

---

## પ્રકરણ ૪૪ મું.

---

મોન્ટેક્રિસ્ટોએ એક વાત ખાસ લક્ષમાં રાખી હતી. જીના ઉપરથી ઉતરતાં બરટુશીઓને પોતાના હાથથી હવામાં ક્રોસની નિશાની કરતાં તેણે જોયો હતો; તેમજ ગાડીમાં બેસતી વખતે બરટુશીઓ ઈશ્વરની કાંઇ પ્રાર્થના કરતા હોય એવું તેના હોઠના ફફડાટ ઉપરથી તેણે અનુમાન કર્યું હતું. આ ઉપરથી બરટુશીઓ ઘણો વ્હેમી હતો, એ કાઉન્ટને સ્પષ્ટપણે સમજાઇ ગયું.

બીજા કોઇ સાધારણ મનુષ્યને તો બરટુશીઓની તે વખતની મુખચર્યા અને તેના દેખાવ ઉપરથી દયા આવી હોત, પણ કાઉન્ટની અમુક બાબતની જીજ્ઞાસા એટલી બધી તીવ્ર બની ગઇ હતી કે બરટુશીઓને તે દિવસે જતો કરે તેમ નહોતું. વીસેક મિનિટમાં તેઓ 'ઓટવીલ'માં આવી પહોંચ્યા. ગામની જેમ જેમ નજીક આવતા ગયા તેમ તેમ બરટુશીઓનો ગભરાટ વધતો ગયો. ગાડીના ખુણામાં લપાઇ રહીને પસાર થતું દરેકે દરેક મકાન તે ચિન્તાગ્રસ્ત રહે નિહાળવા લાગ્યો.

" 'રૂ. દ. લા. ફોન્ટન' મોહોલ્લાના નંબર ૨૮ ના મકાન આગળ ગાડી થોભાવવાનું ગાડીવાનને કહે." આજ્ઞા કરતાં કાઉન્ટે પોતાના કારભારીના તરફ એક તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી. બરટુશીઓના કપાળ ઉપરથી પસીનાના રેલા ચાલ્યા છતાં કાઉન્ટના હુકમ પ્રમાણે તેણે ગાડીવાનને સુચના કરી.

નંબર ૨૮ નું મકાન ગામના બીજા છેડા ઉપર આવેલું હતું ત્યાં પહોંચતાં પહોંચતાંમાં તો રાત પડી ગઇ. આકાશ વાદળાંથી ઘેરાએલું હતું. સર્વત્ર અંધકાર છવાઇ રહ્યો હતો. આસપાસનો દેખાવ ઘણો ગંભીર થઇ રહ્યો હતો. ગાડી અટકી, ખીજમતદાર નીચે કુદી પડયો, અને તેણે બારણું ખોલ્યું.

"ઠીક." કાઉન્ટ બોલ્યો. "બરટુશીઓ, તારે ગાડીમાંથી બ્હાર નિકળવાની મરજી નથી એમ લાગે છે. શું ગાડીમાંજ પડી રહેવું છે? અત્યારે તને શું થયું છે તે?"

બરટુશીઓ આ સાંભળીને એકદમ બ્હાર કુદી પડયો, અને કાઉન્ટના આગળ તેણે પોતાનો ખભો ધર્યો. તેનો ટેકો લઇને કાઉન્ટ ગાડીમાંથી નીચે ઉતર્યો.

"મારા આવી પહોંચ્યાની ખબર આપ." કાઉન્ટે હુકમ કર્યો.

ખીજમતદારે આગલો દરવાજો ખખડાવ્યો. બારણું ખુલ્યું, અને દરવાને ડોકીયું કર્યું.

"કેમ શું છે?" તેણે પુછ્યું.

"દોસ્ત, તારા નવા શેઠ આવ્યા છે." નોકરે જવાબ આપ્યો, અને મકાનનો કબજો લેવાનો હુકમ દેખાડયો.

"ત્યારે મકાન વેચાયું કેમ?" દરવાન બોલ્યો. "અને નવા શેઠ અહિં રહેવા આવનાર છે ખરૂં કે?"

"હા દોસ્ત." કાઉન્ટે આગળ આવતાં કહ્યું. "તારા જુના શેઠનું તારે સ્મરણ કરવાનો પ્રસંગ આવે એવું હું તને કાંઇપણ કારણ આપીશ નહિ; એ બાબતની ખાત્રી રાખજે."

"સાહેબ," દરવાન બોલ્યો. "મને ફરીઆદનું ઘણું કારણ મળવા જેવું છેજ નહિ. કારણ મારા જુના શેઠ ભાગ્યેજ અહિં રહેવાને માટે આવતા. આ મકાનમાં તેમણે છેલ્લો પગ મૂકયાને પાંચ વરસ વીતી ગયાં છે. તેમણે મકાન વેચી દીધું એજ ઠીક થયું; કારણ તે તેમને કાંઇજ ઉપયોગમાં આવતું નહોતું."

"તારા જુના શેઠનું નામ શું?" કાઉન્ટે પૂછ્યું.

"મારકવીસ—સેન્ટ મીરાન. અરે મને ચોકસ ખાત્રી છે કે તેમણે આ મકાનની જે કિંમત આપી હતી તેટલી તો ઉપજી નહિજ હોય."

"મારકવીસ સેન્ટ મીરાન!" કાઉન્ટ બોલ્યો. "નામ કાંઇ અજાણ્યું લાગતું નથી. મારકવીસ સેન્ટ મીરાન!" તે જાણે કાંઇ યાદ કરતો હોય તેમ ઉંડા વિચારમાં પડી ગએલો જણાયો.

"તેઓ એક વૃદ્ધ ગૃહસ્થ છે." દરવાને આગળ ચલાવ્યું. "અને બુરબન રાજવંશના ચુસ્ત અનુયાયી છે. તેમને માત્ર એકની એકજ દિકરી હતી. આ છોકરીનું લગ્ન મોં–દ–વાઇલફોર્ટ સાથે કરેલું હતું. મોં૦ વાઇલફોર્ટ પહેલાં નાઇમ્સ શહેરમાં અને પાછળથી વ-સૅંલ્સમાં મેજીસ્ટ્રેટ હતા.

મોન્ટેક્રિસ્ટોએ બરટુશીઓના સામે જોયું. તે બીચારો ભીંતને અઢેલીને ઉભો હતો. તેનો ચ્હેરો પુણીથી પણ વધારે સફેદ દેખાતો હતો.

"અને એ છોકરી મરી ગઇ છે ખરૂંને ?" મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું. "મને લાગે છે કે મેં એવી કાંઇક વાત સાંભળેલી છે ખરી."

"હા જી. તે છોકરીને મરી ગયે તો ઘણાં વરસ–લગભગ વીસેક વરસ થયાં હશે. તે પછી અમને મારકવીસનાં બે ત્રણ વખત પણ ભાગ્યેજ દર્શન થયાં હશે."

"વારૂ, વારૂ." મોન્ટેક્રિસ્ટો બોલ્યો. બરટુશીઓની સ્થિતિ જોઇને હવે વધારેમાં માલ નથી એમ તેની ખાત્રી થઇ. "લાવ, એક દીવો લાવ."

"સાહેબ હું આપની સાથે આવું કે ?"

"ના, ના. કાંઇ જરૂર નથી. ફાનસજ આપને. અમારો કારભારી તે લઇ લેશે." આમ બોલતાં મોન્ટેક્રિસ્ટોએ તેના તરફ બે સોના મ્હોરો ફેંકી. દરવાન તો ગાંડો ઘેલો બની ગયો, અને નવા શેઠને દુવા દેવા લાગ્યો.

"સાહેબ," ફ્રોકટનાં ફાંફાં માર્યા પછી દરવાન બોલ્યો. "મારી પાસે ફાનસ તો નથી; અને મીણબત્તી પણ જડતી નથી."

"ઠીક, કાંઇ ફીકર નહિ." કાઉન્ટ બોલ્યો. "બરટુશીઓ ગાડીનું ફાનસ લાવ અને મને મકાન બતાવવા આગળ થા."

કારભારીએ કાંઇપણ બોલ્યા ચાલ્યા સિવાય હુકમનો અમલ કર્યો. પણ તેના હાથમાં જે ફાનસ હતું તે એટલું બધું ધ્રુજતું હતું કે તે ઉપરથી તેના મનની શું સ્થિતિ હતી તે સ્પષ્ટ સમજાઇ આવતું હતું. તેઓ નીચેના માળે ફર્યા. નીચેનો માળ જરા મોટો હતો. એક દિવાનખાનું, એક ન્હાવાની ઓરડી, અને બે શયનગૃહ હતાં. તેમાંના એક શયનગૃહમાંથી તેઓ એક ગોળ જીના આગળ આવી પહોંચ્યા. આ જીનાનું બારણું મકાનની પાછલી બાજુએ બાગમાં પડતું હતું.

"અરે, આ તો ખાનગી જીનો લાગે છે," કાઉન્ટ બોલ્યો. "એ પણ ઠીક સવડ છે. બરટુશીઓ, આગળ ચાલ અને બત્તી બતાવ. જોઇએ આ જીનાથી કયાં જઇ શકાય છે."

"સાહેબ," બરટુશીઓએ જવાબ આપ્યો. "ત્યાંથી બાગમાં જઇ શકાય છે."

"વારૂ, તને શી ખબર?" "એમ હોવું જોઇએ એવું મારૂં અનુમાન છે."

"ચાલને, આપણે ખાત્રી કરી જોઇએ."

બરટુશીઓએ નિઃશ્વાસ મૂક ા ા થયો. જીનેથી બાગમાં જવાતું હતું. બ્હારના બારણા આગળ બટુરશીઓ અટકયો.

"ચાલ, બરટુશીઓ, આગળ ચાલ. અટકયો કેમ?" પણ જેને કાઉન્ટ આ શબ્દો કહેતો હતો તે તો ગભરાઇને પથ્થરના પૂતળાની માફક સ્તબ્ધજ થઇ ગયો. ફાટેલી આંખોથી તે ચારે બાજુએ જોવા લાગ્યો. જાણે કે કોઇ ભયંકર બનાવ તે જોઇ રહ્યો

હોય એમ જોનારને લાગે તેમ હતું. તેના હાથની મુઠીઓ વળી ગઇ અને તે હવામાં હાથ ઉંચા કરીને કોઇ ભયંકર ચિત્રને પોતાની દૃષ્ટિ આગળથી ખસેડવાનો પ્રયત્ન કરતો દેખાયો. "કેમ?" કાઉન્ટે પૂછ્યું.

"ના, ના." ફાનસ જમીન ઉપર મૂકી દેતાં બરટુશીઓ બોલ્યો. "ના સાહેબ, એ તો અશક્યજ છે. મારાથી હવે વધારે આગળ જઇ શકાય તેમ નથી."

"એટલે શું? આનો અર્થ શો?" કાઉન્ટે બરટુશીઓને દબડાવવા માંડયો.

"સાહેબ, આપે જોયુંજ હશે." બરટુશીઓ ધ્રુજતા અવાજે બોલ્યો. "આ બધી કાંઇ કુદરતની કૃતિ નથીજ. આપને એક મકાન ખરીદવાની જરૂર પડે છે, અને આપ આ ઓટવીલ ગામમાંજ મકાન લેવાનો વિચાર કરો છો. વારૂ, અહિં મકાન ખરીદવાનો નિશ્ચય થતાં તે મકાન–'રૂ–દ–લા–ફોન્ટન' મોહોલ્લાનું નંબર અઠ્ઠાવીસનું મકાન જ લેવાનું ઠરે છે. અરે, આ બધું શું બતાવી આપે છે? અરે, મેં આપને તમામ હકીકત પ્રથમથીજ કેમ ન જણાવી દીધી? તેમ કર્યું હોત તો કેવું સારૂં થાત? તેમ કર્યું હોત તો આજે આપે મને આપની સાથે અત્યારે અહિંઆં આવવાની ફરજ પાડી હોતજ નહિ. મેં આપને બધીજ વાત ખુલ્લા દિલથી જણાવી હોત તો આ મકાન આપ ખરીદ કરતજ નહિ. આપે આ જ મકાન પસંદ કર્યું. આ ખૂનવાળા મકાન સિવાય જાણે કે આ ગામમાં બીજું કોઇ મકાનજ નથી?"

"અરે! અરે!" મોન્ટેક્રિસ્ટો એકાએક અટકી જતાં બોલ્યો. "તું શું બોલ્યો? કેવો બદમાસ છે! તમે કોરસીકન લોકો હમેશાં

વ્હેમી અને ભેદ ભરેલી રીતેજ વર્તવાના ! બસ હવે એ બધું જવા દે. ફાનસ લઇને મારી સાથે ચાલ. આપણે બાગમાં જઇએ. હું ધારૂં છું કે હું સાથે છું એટલે ભૂત પ્રેતની કાંઇ પણ બ્હીક લાગવાની નથી ?"

બરટુશીઓએ હાથમાં ફાનસ લીધું અને હુકમને તાબે થયો. બારણું ખુલ્યું, બ્હાર નજર કરતાં આકાશ વાદળાંથી છવાએલું જણાતું હતું. ચંદ્ર વાદળાંમાંથી બ્હાર નિકળવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. વાદળાં જોસભેર દોડાદોડ કરી રહ્યાં હતાં એટલે એક પળે ચંદ્રનાં દર્શન થતાં તો બીજી પળે પાછો તે અદૃશ્ય થઈ જતો. કારભારી ડાબી બાજુએ વળ્યો.

"ના, ના." મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "એ બાજુએ જવાનું કાંઇ કારણ નથી. એવી ગલીકુંચીઓ તરફ અત્યારે કોણ જાય ? આ પેલું સુંદર લીલા ઘાસવાળું ચોગાન છે ત્યાં ચાલો."

બરટુશીઓએ કપાલ ઉપરથી પસીનો લુછી નાંખ્યો અને આગળ થયો, છતાં ડાબી બાજુએજ તે જવા લાગ્યો. મોન્ટેક્રિસ્ટો જમણી બાજુએ ચાલવા લાગ્યો. થોડાંક ડગલાં દૂર ગયા પછી ઝાડની એક ઘટા આવી એટલે તે ત્યાં થોભ્યો. હવે કારભારીથી વધારે વખત ધીરજ રાખી શકાય તેમ નહોતું.

"આઘા ખસી જાઓ સાહેબ, દૂર ખસી જાઓ તે ભયંકર જગા ઉપરથી. હું આપને પગે પડીને વીનવું છું. આપ તેજ જગા ઉપર ઉભા છો ?"

"કયી જગા ?" "જ્યાં તે પડયો હતો તે જગા."

"બરટુશીઓ," કાઉન્ટે કહ્યું. "દોસ્ત, જરા સાવધ થા. આ કાંઇ કોઇ કબ્રસ્તાન કે વધસ્થાન નથી. આ તો બાગ છે. બાગની

૨૭

દેખરેખ કોઇ રાખતું નથી એટલે વેરાન જેવો લાગે છે એ વાત ખરી છે, પણ તેથી તેની એવી નિન્દા કરવાનું કારણ નથી."

"સાહેબ, આપ એ બધી વાત પછી કરજો. કૃપા કરીને મારી વિનંતિ માનો, અને તે જગા ઉપરથી દૂર ખસી જાઓ."

"બરટુશીઓ, મને લાગે છે કે તારૂં ભેજું ચસકી જવા લાગ્યું છે. "કાઉન્ટ બોલ્યો. "જો તેમ હશે તો યાદ રાખજે કે મારે તને દિવાનાશાળામાં મોકલાવી આપવો પડશે."

"ઓ બાપરે! નામદાર સાહેબ, હવે તો આવીજ બન્યું!" બરટુશીઓએ હાથ જોડીને કહ્યું. તેનો તે વખતનો દેખાવ જોઇને કાઉન્ટને તો હસવું જ આવ્યું હોત, પણ અત્યારે કાઉન્ટના મગજમાં બીજાજ વિચારો રમી રહ્યા હતા. તેને પોતાનો સ્વાર્થ સાધવાનો હતો, અને તેથી તે બરટુશીઓની માનસિક વ્યથાના આવિર્ભાવનીજ રાહ જોઇ રહ્યો હતો.

"બરટુશીઓ," તેણે કહ્યું. "તું કોરસીકન છે તે હું જાણુતો હતો. તું હંમેશાં વિચારગ્રસ્ત અને દિલગીર જ રહેતો હતો તે પણ મારાથી અજાણ્યું ન હોતું. અને તે ઉપરથી કાંઇક જુના વૈરનો બદલો વાળવાના વિચારમાં તું નિમગ્ન હોવો જોઇએ એમ મારૂં ધારવું હતું. ઇટાલીમાં તો મેં તે બાબતના અખાડા કર્યા હતા, કારણ ઇટાલીમાં તેવી બાબતની કોઇ દરકાર કરતું નથી. પણ આ ફ્રાંસ દેશમાં તો તેવી બાબતોની દરગુજર કરવામાં આવતી નથી. અહિંઆંનું પોલીસ ખાતું હમેશાં સાવધ હોય છે. ગુન્હેગારોને પકડવાને જરાપણ વાર લાગતી નથી તેમ મુશ્કેલી પણ નડતી નથી. ગુન્હેગારોને શિક્ષા કરવાનો કાયદો મોજુદ છે. ન્યાયાધીશો ન્યાય

ચુકવતાં થાકતા નથી. ફ્રાંસના ખૂનનો બદલો લેવા માટે ખૂનીઓની રાહ રાત દિવસ જોયાં કરે છે. "

બરટુશીઓએ ફરીથી હાથ જોડયા. ફાનસનું અજવાળું તેના ભયભીત ફીક્કા ચ્હેરા ઉપર પડયું. જેવી લાગણીરહિત બેદરકાર દૃષ્ટિથી કાઉન્ટ રોમમાં ગુન્હેગારનો વધ નિહાળી રહ્યો હતો, તેવીજ રીતે તે અત્યારે બરટુશીઓના તરફ જોઇ રહ્યો.

" હવે મને લાગે છે કે પેલા પાદરીએ મને તદ્દન જુદું જ સમજાવેલું હોવું જોઇએ. " કાઉન્ટે છેવટે એવા અવાજે કહેવા માંડયું કે જેથી બિચારા બરટુશીઓના આખા શરીરમાં કંપારી વછૂટી. " તેણે તને મારા ઉપર ભલામણ પત્ર લખી આપીને જ્યારે મારી પાસે મોકલ્યો, ત્યારે તો તેણે તારાં અતિશય વખાણ કર્યાં હતાં. ઠીક છે, હવે મારે તેને તારા વિષે લખવું પડશે. આ ખૂનના સંબંધમાં હું હવે સંપૂર્ણ તપાસ કરીશ, અને થોડા વખતમાં જ સર્વ વાત જાણી લઇશ. તારા દુષ્ટ વર્તન માટે તે પાદરીનો હું જવાબ લીધા સિવાય રહેનાર નથી. હું તને હજી પણ ફરીથી ચેત-વણી આપું છું કે હું જે વખતે જે દેશમાં જઇને નિવાસ કરું છું, તે વખતે તે દેશના કાયદાઓને હું સંપૂર્ણ માન આપું છું, અને તે પ્રમાણે વર્તન રાખું છું; અને તારી ખાતર ફ્રેંચ કાયદાની ચુંગલમાં સપડાવાની મારી જરાપણ ઇચ્છા નથી. "

" સાહેબ, મારા ઉપર દયા કરો! દયા કરો! મેં આપ નામ-દારની હમેશાં નિમકહલાલીથી નોકરી બજાવી છે. "

બરટુશીઓ કેવળ નિરાશ થઇને કાઉન્ટને વિનવવા લાગ્યો. " હું પ્રમાણિક માણસ છું, અને યથાશક્તિ કોઇનું પણ ભલું કરવાને તત્પર રહું છું. "

"એ વાતની હું ના પાડતો નથી." કાઉન્ટે ઉત્તર આપ્યો. "પણ તું આમ ગભરાઇ શાથી ગયો? એ એક ખરાબ લક્ષણ છે, અને એથી તારી વિરૂદ્ધ અનુમાન જાય છે. જે માણસનું અંતઃકરણ શુદ્ધ અને નિર્મલ હોય તેને આટલું બધું ગભરાવાનું કારણ હોય જ નહિ. તેના મુખ ઉપરથી આવી રીતે રંગ ઉડી જાય નહિ. જેનું ચારિત્ર્ય શુદ્ધ હોય તેને બ્હીવાનું કાંઇ હોતું જ નથી."

"પણ સાહેબ," બરટુશીઓએ અચકાતાં અચકાતાં કહ્યું. "તે પાદરીએ મારો પાપનો અંગીકાર સાંભળેલો છે. તેણે આપને શું એવું નહોતું જણાવ્યું કે મારા હાથે કાંઇક ગંભીર દોષ થઇ ગએલો છે?"

"હા હા, મને એમ જણાવ્યું હતું કે કારભારી તરીકે ઘણું સારૂં કામ કરી શકશે. તે ઉપરથી મેં તો એમ જ અનુમાન કરેલું કે તેં કોઇક વખત ભૂતકાલમાં ઉઠાઉગીરીનો ધંધો કરેલો હોવો જોઇએ, અને આખરે પસ્તાઇને તેવી બદદાનતથી દૂર રહેવાનો તારો નિશ્ચય થએલો હોવો જોઇએ. એ સિવાય બીજું કાંઇ મેં ધારેલું નહિ."

"દયા કરો, સાહેબ, દયા કરો!"

"અગર તો જાતનો કોરસીકન હોવાથી મારામારી કરવાની ઇચ્છાને તું વશ રાખી શકયો નહિ હોય."

"હા હા. મારા દયાળુ શેઠજી!" બરટુશીઓએ કાઉન્ટના પગે પડતાં કહ્યું. "મેં માત્ર વૈરજ વાળ્યું હતું. કેવળ બદલો જ લીધો હતો."

"એ તો હવે હું જાણે બરાબર સમજી ગયો. પણ તું આવી રીતે પાષાણુવત્ કેમ બની ગયો છે તે મારાથી સમજી શકાતું નથી."

" પણ શેઠ સાહેબ, એ તો સ્વાભાવિક જ છે; કારણ આ જ મકાનમાં મેં મારા વૈરનો બદલો લીધો હતો. "

" માર્કવીસ સેન્ટ મિરાને એવો તારો શો અપરાધ કર્યો હતો વારૂ ?

" ના ના સાહેબ, મારૂં વૈર તેની સાથે ન હોતું. મારે તો બીજાની સાથે વૈર હતું, અને તેનો બદલો મારે લેવાનો હતો. "

" આ તો વળી વધારે વિચિત્ર વાત લાગે છે. " કાઉન્ટ જાણે વિચારગ્રસ્ત હોય તેવો દેખાવ કરતો બોલ્યો. " આ મકાનમાં બની ગએલા બનાવના સ્મરણથી તને આટલો બધો પશ્ચાત્તાપ થાય છે, છતાં અહિં આવતાં જરાપણ તારા મનને ધક્કો લાગતો નથી ! "

" સાહેબ, " કારભારી બોલ્યો. " આ બધી ભવિતવ્યતાજ છે. મને હવે પક્કી ખાત્રી થાય છે. એક તો તમે ઓટવીલમાંજ મકાન ખરીદો છો; વળી જે મકાનમાં મેં ખુન કર્યું હતું તેજ મકાન તમે પસંદ કરો છો; પેલો જે જીનેથી નીચે ઉતર્યો હતો તેજ જીનેથી તમે પણ નીચે ઉતરો છો; જે જગાએ મેં તેને ઘા માર્યો હતો તેજ જગાએ આવીને તમે ઉભા રહો છો અને અટકો છો. આ જગાએથી બેજ ડગલાં દુર તેણે પોતાના બાલકને દાટયું હતું. આ કાંઇ આકસ્મિક યોગ કહેવાય નહિ; કારણ કે તેમ ગણીએ તો પણ આ યોગ ભવિતવ્યતાને વધારે મળતો આવે છે. "

" વારૂ, ચાલ ત્યારે, એને ભવિતવ્યતા ગણીએ. લોકો એને ગમે તે ગણે તેનો મને કાંઇ વાંધો નથી; વળી તારા જેવાના ચસ્કી ગએલા ભેજાની પણ દયા લાવવી જોઇએ. હવે શાંત અને સાવધ થઇ જા અને મને બધી વાત કહી દે. "

"આ વાત મેં એકજ વખત કરેલી છે, અને તે પણ મારા ધર્મગુરૂ બુસોનીને જણાવી છે. આવી વાતો–" બરટુશીઓએ ડોકું ધુણાવતાં જવાબ આપ્યો. "ધર્મગુરૂના આગળ પાપનો અંગીકાર કરતી વખતે જ કહી શકાય કે જેથી તે ગુપ્ત રહી શકે."

"ત્યારે તો," કાઉન્ટનો મિજાજ હવે હાથથી ગયો. "તારા પાપોના અંગીકારનાં કથન સાંભળનાર તારા ધર્મગુરૂને જ તારે આવી વાતો કહેવી. પણ આવા ડાગળી ચસ્કેલ–નબળા મનનો–ભૂત પિશાચના ડરવાળો માણસ મને પસંદ નથી. સાંજના વખતે મારા જ મકાનના બગીચામાં ફરતાં જેને ડર લાગે એવા બિકણ બીલાડી જેવા નોકરનું મારે જરા પણ કામ નથી. વળી પોલીસ મારા ઘરની જડતી લે એવી મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી. ઇટાલીમાં પૈસાની મદદથી ન્યાયને મૂગો બનાવી શકાય છે. ફ્રાન્સમાં ન્યાયના મ્હોંમાં પૈસાનો ડુચો મારી શકાતો નથી. અહિંઆં તો ન્યાય કરવા માટે જ ન્યાયાધીશોને નિમવામાં આવે છે, અને ગુન્હેગારોને પકડી ન્યાયે પહોંચાડવાને માટેજ પોલીસ રાખી તેમને પગાર આપવામાં આવે છે. છે! છે! હું તો અત્યાર સુધી એમ ધારતો હતો કે તું એકાદ ઉઠાવગીર છતાં કારભારી તરીકે સારૂં કામ કરી શકીશ. પણ હવેજ મારા સમજવામાં આવે છે કે તારો તો બીજાં પરાક્રમોમાં પણ હાથ છે. બરટુશીઓ હું તને મારી નોકરીમાંથી રજા આપું છું."

"અરે શેઠ સાહેબ! મુરબ્બી સાહેબ!" આ ધમકીથી ભયભીત થઇ જતાં બરટુશીઓ ફરીથી પગે પડીને કાલાવાલા કરવા લાગ્યો. "હું તમારાથી બધી વાત ગુપ્ત રાખું છું એટલાજ કારણસર

જો આપ મને આપની નોકરીમાંથી કાઢી મૂકવા માગતા હો, તો હું આપને તમામ હકીકત નિવેદન કરવા તૈયાર છું; કારણ કે આપ નામદાર સાહેબે મને કાઢી મૂક્યો એટલે તો 'મારે અહિંથી સીધા ફાંસીને લાકડે જ લટકવાનું મારા નસીબમાં લખાએલું છે."

"એ વાત જાણે જુદી છે" કાઉન્ટે જવાબ આપ્યો. "પણ જો અસત્ય બોલવાનો અને મને જુઠું સમજાવવાનો જ તારો ઇરાદો હોય તો તેના કરતાં તો મૂગા રહેવું તેજ સારૂં!"

"ના, ના. મારી જીંદગીના—પરમેશ્વરના સોગન ખાઇને હું કહું છું કે આપને હું સર્વ કાંઇ વાત જણાવીશ. જરા પણ છૂપાવવાનો નથી. પાદરીને પણ મેં સઘળી હકીકત જણાવી નથી. પણ મારી માત્ર હાલ તુરત એકજ વિનંતિ છે કે આપ તે જગા પરથી દૂર ખરી જાઓ. અત્યારનો સમય મને તે દિવસના બનાવની યાદ આપે છે. તે દિવસે આવાંજ વાંદળાં હતાં, અને ચંદ્ર તેમાંથી વારંવાર ડોકીયાં કરતો હતો. આપની માફક જ એક મોટો ઝબ્બો શરીરે લપેટીને આપ જે જગાએ ઉભા છો તે જગા ઉપર મોં. વાઇલફોર્ટ ઉભો હતો."

"શું!" મોન્ટેક્રિસ્ટો બોલી ઉઠયો. "મોં. વાઇલફોર્ટ?"

"આપ નામદાર તેને ઓળખતા લાગો છો?"

"નાઇસ શહેરમાં પહેલાં મેજીસ્ટ્રેટ હતો તેજ કે?"

"હા."

"અને જેણે સેન્ટમિરાનની દિકરી સાથે લગ્ન કર્યું હતું?"

"હા. તેજ"

"જેને બધા ઘણોજ પ્રમાણિક, નીતિમાન, આબરૂદાર, અને

કડક–કરડો ન્યાયાધીશ ગણુતા હતા તેજ કે ?

"સાહેબ," બરટુશીઓ બોલ્યો. 'આ આપનો નિષ્કલંક કીર્તિવાળો, પ્રમાણિક અને કડક ન્યાયાધીશ—"

"હાં, તેનું શું છે ?"

"એક મોટો બદમાસ—મહાચંડાળ માણુસ હતો."

"ઓ બાપરે !" મોન્ટેક્રિસ્ટોએ જાણે પોતાના મનને જબરો આઘાત થયો હોય એવો દેખાવ કર્યો. "ખોટી વાત ! તદ્દન જુઠું ! કેવળ અશક્ય !"

"સાહેબ, હું આપને સત્ય કહું છું."

"એમ ! ખરેખર ! "મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "તારી પાસે આની કાંઇ સાબીતી છે ?" "મારી પાસે હતી ?"

"અને એવો પુરાવો તેં તારા હાથમાંથી જતો કર્યો ? કેવી મૂર્ખાઇ !"

"હા જી. મૂર્ખાઇ તો થઇ ગઇ છે જ. પણુ જો સંભાળ પૂર્વક બારીક તપાસ કરવામાં આવે તો તે પુરાવો પાછો મળી આવે ખરો !"

"ખરેખર !" કાઉન્ટે કહ્યું "ત્યારે તો તું મને બધી વાત જણાવ મને એ સાંભળવામાં રસ પડતો જાય છે"

આમ બોલીને કાઉન્ટ ધીમેથી કાંઇ ગાન ગણુગણુતો એક બાંકડા ઉપર જઇને બેઠો. બરટુશીઓ ધીરે ધીરે સાવધ થતો તેની પાછળ પાછળ ચાલ્યો. કાઉન્ટે બેઠક લીધી એટલે બરટુશીઓ હાથ જોડીને ઉભો રહ્યો.

# પ્રકરણ ૪૫ મું.



"હું ત્યારે સાહેબ, હવે મારે મારી વાર્તાનો આરંભ ક્યાંથી કરવો?' બરટુશીઓએ પૂછ્યું.

"તારી નજરમાં આવે ત્યાંથી કર." કાઉન્ટે જવાબ આપ્યો. "કારણ મને તે બાબતની કાંઇજ માહિતી નથી."

"હું ધારતો હતો કે પાદરી બુસોનીએ આપના મદારને આ વાત બધી જણાવેલી હશે."

"હા હા. તેણે કેટલીક બાબત જણાવી હતી ખરી. પણ તેણે કાંઇક છૂટા છવાયા સંજોગોનું વર્ણન કરેલું, અને તેને પણ આજે સાત આઠ વરસ થઇ ગયાં છે; એટલે હવે તેમાંની કાંઇ પણ વાત મારા સ્મરણમાં રહી નથી."

"ત્યારે તો એ લાંબું પુરાણ સાંભળીને આપ નામદાર સાહેબને કંટાળો નહિ આવે?"

"બરટુશીઓ ચાલવા દે. સાંજનાં વર્તમાનપત્રો વાંચવાને બદલે આજે તારી વાતોજ સાંભળીશું."

"વાર્તાની શરૂઆત સને ૧૮૧૫ ની સાલમાં થાય છે."

"ઓહો!" મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "સને ૧૮૧૫ એ કાંઇ ગઇ કાલ કહેવાય નહિ!"

"ના જી. છતાં તમામ હકીકત માત્ર ગઇ કાલે જ બની હોય તેવી રીતે મને તેનું સ્મરણ છે. મારે એક ભાઇ હતો. એ મારો વડીલ બંધુ બાદશાહની નોકરી કરતો હતો. માત્ર કોરસીકનોની જ બનેલી એક સૈનિકોની પલટણમાં તે એક લેફ્ટેનન્ટ હતો. મારે જગતમાં આ ભાઇ સિવાય બીજું કોઇ જ સગું વહાલું ન હોતું.

અમે બન્ને નાનપણમાંથી જ માબાપ વગરના થઇ ગયા હતા. તે વખતે તેની ઉમ્મર અઢાર વરસની અને મારી ઉમ્મર પાંચ વરસની હતી. મારા ભાઇએ પોતાના પુત્રની માફક મને ઉછેર્યો, અને મારૂં પાલન પોષણ કર્યું હતું. તેણે સને ૧૮૧૪ની સાલમાં લગ્ન કર્યું. શહેનશાહ નેપોલીઅન જયારે આલ્બાના ટાપુમાંથી નાસીને પરત આવ્યા, ત્યારે મારો ભાઇ ફરીથી પાછો લશ્કરની નોકરીમાં જોડાયો. વોટરલુના યુદ્ધમાં તે ઘાયલ થયો એટલે તે યુદ્ધમાંથી નિવૃત્ત થયો."

"પણ તે સમયના એ બધા સંજોગોનો ઇતિહાસ તો હું ધારૂં છું કે લખાઇ ગયેલો છે?" કાઉન્ટે બરટુશીઓને વચમાં જ અટકાવીને કહ્યું.

"પણ આ બધા સંજોગોના વર્ણનની ખાસ જરૂર છે. તે સિવાય આગળની વાતો બરાબર સમજી શકાય તેમ નથી. વળી આપ નામદારે શાંતિથી બધી હકીકત સાંભળવાનું વચન આપેલું છે."

"વારૂ, વારૂ, ચાલવા દે. મારૂં વચન પાળવાને હું તૈયાર છું."

"એક દિવસ અમને એક પત્ર મળ્યો. આ વખતે અમે 'રોગ્લીઆનો' નામના એક નાના ગામડામાં રહેતા હતા. આ પત્ર મારા ભાઇનો હતો. તેણે અમને એવી ખબર આપી કે લશ્કરને વિખેરી નાંખવામાં આવ્યું હતું, તે ઘેર આવવાને નિકળી ચુકયો હતો, અને નાઇમ્સ શહેરના રસ્તેથી પરત આવનાર હતો. તેની પાસે પૈસા વધારે રહ્યા ન હોતા, તેથી જો મારી પાસે કાંઇક પૈસા બચેલા હોય તો તે નાઇમ્સ શહેરમાં એક વીશીવાળાને સોંપી મૂકવાને મને તેણે વિનંતિ કરી હતી. તે વીશીવાળા સાથે મારે સારો સંબંધ હતો."

"દાણચોરીના ધધાનો—ચોરીનો માલ છૂપાવવાનો સંબંધ હશે!"

"દરેક માણસને ગમે તે ઉદ્યોગ કરીને પણ જીવવાનો હક્ક છે એ વાત આપ નામદાર પણ કબુલ કરશો જ."

"અલબત્ત. તારૂં કહેવું સત્ય છે. વારૂ પછી?"

"મારા ભાઇને હું ખરા અંતરથી ચ્હાતો હતો એ વાત તો મેં ઉપર આપને જણાવી છે જ. મં પૈસા મોકલાવી આપવાને બદલે પૈસા લઇને હું જાતે જ સામો ગયો. મારી પાસે તે વખતે ચાલીસેક પૌન્ડ બચેલા હતા. તેમાંથી અડધી રકમ મેં મારી ભાભીની પાસે રાખી અને બાકીની અડધી રકમ લઇને હું નાપ્લસ જવા નીકળ્યો. મારી પોતાની હોડી હતી અને તેમાં ભરીને લઇ જવાનો માલ પણ તૈયાર હતો એટલે મને બધી જાતની અનુકુળતા હતી.

"પણ માલ ભરી રહ્યા એટલામાં તો પવન પ્રતિકુલ થયો. રસ્તામાં અમારે પાંચ સાત દિવસ સુધી હરકત વેઠવી પડી. છેવટે જેમ તેમ કરીને કીનારે પહોંચ્યા અને ત્યાંથી મેં નાઇસનો રસ્તો લીધો."

"હવે તો હું ધારૂં છું કે અહિંથી જ તારી વાત શરૂ થતી હશે?"

"હા નામદાર. આપને ,તસ્દી તો પડે છે પણ તે માટે હું ક્ષમા ચાહું છું. માત્ર ખાસ અગત્યની વાતજ હું આપને જણાવું છું. આ વખતેજ ઇતિહાસમાં વર્ણવેલી પેલી દક્ષિણ ફ્રાંસની ખૂના મરકી શરૂ થઇ હતી. બે ત્રણ બદમાસોએ બોનાપાર્ટના અનુયાયી હોવાની જેમના ઉપર શંકા આવે તેમનો વધ કરવાનો ધંધો આદર્યો હતો. આપ નામદારે પણ આ કતલની વાતો સાંભળીજ હશે?"

"હા, હા, સાંભળેલી. પણ તે માત્ર ઉડતી વાતોજ સાંભળેલી. મને કાંઇ ખાસ માહિતી મળેલી નહિ, કારણ હું તે વખતે ફ્રાંસ દેશથી દૂર પડેલો હતો. વારૂ આગળ ચાલવા દે."

"નાઇસ શહેરમાં દાખલ થયો તો ત્યાં તો લોહીની નદીઓજ ચાલતી હતી. જ્યાં જુઓ ત્યાં મુડદાના ઢગલે ઢગલા પડેલા હતા. લોહીના તરસ્યા બદમાસો જ્યાં ત્યાં હથીઆરબંધ ફરતા હતા, અને નિર્દોષ નિરાધાર મનુષ્યોને લુંટી લેતા, અને બાળી મૂકતા દૃષ્ટિએ પડતા હતા. આ ભયંકર કતલ અને લુંટફાટ જોઇને મારા તો હોસ કોસ ઉડીજ ગયા. પણ હું મારા પોતાને માટે જરા પણ ભયભીત થયો નહોતો; કારણ મારા જેવા એક કંગાલ કોરસીકનને કાંઇજ ડરવાનું નહોતું, ઉલટું અમારા જેવા દાણચોરોને તો તે સમય ઘણોજ અનુકુળ લાભનો હતો. મને જે ભય હતો તે મારા ભાઇને માટે હતો, તે એક સૈનિક હતો, અને શહેનશાહ નેપોલીઅનની તેણે સેવા બજાવી હતી. તે પોતાના પોષાક અને બીલ્લાઓ સાથે પાછો ફરનાર હતો, એટલે તેને માટે ખાસ ભય હતો.

"હું તો પેલા વીશીવાળાને ત્યાં દોડયો. મારો ભય ખરો પડયો. મારો ભાઈ નાઇસ શહેરમાં પહેલે દિવસે સાંજના આવી પહોંચ્યો હતો, એટલુંજ નહિ પણ જે મકાનમાં આશ્રય લેવાની આશાએ તે આવી પહોંચ્યો હતો, તેના બારણા આગળજ તેને કતલ કરવામાં આવ્યો હતો.

"તેના ખુનીઓને શોધી કાઢવા જેટલી મારામાં શક્તિ હતી, પણ તેમનાં નામ જણાવવાનીજ કોઇની હિંમત ચાલી નહિ. પછી મેં ન્યાય માગવાનો વિચાર કર્યો. ફ્રેંચ સરકારના ન્યાય વિષે મેં ઘણું સાંભળ્યું હતું. હું મેજીસ્ટ્રેટ પાસે ગયો."

"અને તે મેજીસ્ટ્રેટનું નામ વાઇલફોર્ટ હતું ખરૂં કે ?"

"હા જી. તે અને માર્સેલ્સનો રહીશ હતો. તે [illegible] પહેલાં મદદનીશ હતો. તેની ખંતને લીધે તે આગળ વધ્યો હતો. શહેનશાહ નેપોલીઅનના આલ્બામાંથી નાશી છૂટવાની વાત તેણેજ પહેલ વહેલી સરકારના કાન ઉપર આણી હતી."

"વારૂ, તું તેની પાસે ગયો પછી ?"

"સાહેબ," મેં. મેજીસ્ટ્રેટને વિનંતિ કરી. "ગઇ કાલે આ નાઇસ શહેરના મોહોલ્લામાં ધોળે દિવસે મારા ભાઇનું ખૂન થયું છે. ખૂન કોણે કર્યું તે મારા જાણવામાં નથી, પણ તે શોધી કાઢવું એ આપ સાહેબની ફરજ છે. આપ અહિંઆં ન્યાયાધીશ છો. જેનું રક્ષણ ન થઇ શક્યું તેના ખૂનનો બદલો લેવો—ગુન્હેગારને શિક્ષાએ પહોંચાડવો એ ન્યાયનું કર્તવ્ય છે.

" તારો ભાઇ કોણ હતો ? " તેણે પૂછ્યું.

"કોરસીકન પલટણમાં લેફ્ટેનન્ટ હતો." મેં જવાબ દીધો.

" ત્યારે તો પેલા ભામટા—લુટારા નેપોલિઅનનો સૈનિક. "

" ફ્રેંચ સૈન્યમાં સૈનિક હતો. મેં જણાવ્યું."

" વારૂ" ન્યાયાધીશ બોલ્યો. " ત્યારે તો તેમાં કાંઇ અન્યાય થયો નથી. જે તલવારથી તેણે પોતે કતલ ચલાવી હતી તેનોજ તે ભોગ થઇ પડયો છે."

" આપની ભૂલ થાય છે સાહેબ." મેં ઉત્તર આપ્યો. " તે તો ખંજરનો ભોગ થઇ પડયો છે. તે યુદ્ધ કરતાં મરાયો નથી પણ તેનું તો ખૂન થયું છે."

" વારૂ હવે તારી શી માગણી છે ? "

"મેં આપને મારી માગણી ક્યારનીએ જણાવી દીધી છે. તેના ખૂનીઓને શિક્ષાએ પહોંચાડો."

"કોને શિક્ષાએ પહોંચાડો?" "તેના ખૂનીઓને."

"પણ તેના ખૂનીઓ કોણ છે તે મને શું માલુમ!" ન્યાયાધીશે પૂછ્યું.

"તેમની તપાસ કરાવો."

"શા માટે તપાસ કરાવવી? તારા ભાઇએ મારામારી કરી, અને તે "દ્વંદ્વ યુદ્ધમાં માર્યો ગયો. એના જેવા જુના સૈનિકો બધા એજ ધંધો માંડી બેઠા છે. તારા શહેનશાહના સમયમાં તે નભતું હતું, પણ હવે તેવાં તોફાનો નભવાનાં નથી. હવે એવા તોફાની સૈનિકોની જરૂર નથી."

"પણ સાહેબ, મારા પોતાના માટે હું આટલા બધા કાલાવાલા કરતો નથી. હું તો કાંતો તેના ખૂનનો બદલો લઉં અગર તેનો શોક સહન કરૂં તેવી મારામાં શક્તિ છે.' પણ મારા ભાઇની વિધવાના ઉપર દયા લાવો. જો મારા ભાઇના વૈરનો બદલો લેવા જતાં મારો અંત થયો તો તે બિચારી નિરાધાર વિધવા ભૂખે રીબાઇ રીબાઇને મરી જશે. તેને ગુજરાતનું સાધન કાંઇજ નથી. આપ બીજું કાંઇજ કરી શકો નહિ તો તે બિચારી અનાથ વિધવાને નિર્વાહને માટે તો કાંઇ સરકારમાંથી અપાવો."

"રાજ્યક્રાન્તિ માત્ર વિપત્તિથી ભરપુર હોય છે." ન્યાયાધીશે જવાબ આપ્યો. "તારો ભાઇ પણ તેવીજ વિપત્તિનો ભોગ થઇ પડયો લાગે છે. તે તેના પોતાના દુર્દૈવને લીધેજ બન્યું છે. વળી હાલની સરકાર ઉપર તેણે કાંઇ ઉપકાર કર્યો નથી કે કોઇ જાતની સેવા બજાવી નથી. પેલા ઉઠાઉગીર નેપોલીઅનના અનુયાયીઓએ પોતાના

હાથમાં સત્તા આવતાં રાજવંશના અનુયાયીઓ ઉપર જે વૈર લીધું હતું, તેનો વિચાર કરીએ તો તારો ભાઇ જો કદાચ જીવતો હોત તો પણ તેને ઘણું કરીને મોતનીજ શિક્ષા કરવામાં આવત. એટલે જે બન્યું તે બધું કુદરતી રીતે યોગ્યજ બન્યું છે, અને તે માત્ર કર્યા કર્મનો બદલોજ છે."

"શું. હું બરાડી ઉઠયો આપના જેવા મેજીસ્ટ્રેટ આમ મને કહે છે?"

"ખરેખર, આ બધા કોરસીકનો ભેજાના ચસ્કેલજ હોય છે." વાઇલ ફોર્ટ બોલ્યો. "તેમના મનમાં તો એવાજ તુરંગ ચાલે છે કે તેમનો દેશબંધુ પેલો લુંટારોજ જાણે હજી ફ્રાંસની ગાદી ઉપર છે. દોસ્ત, તું સમયનો કાંઇ પણ વિચાર કર્યા સિવાયજ બડબડાટ કરી રહ્યો છે. બે માસ પહેલાં તું આવું બોલ્યો હોત તો તે ચાલત. પણ હવે તો એ બધી વાતો વહી ગઇ છે. હવે એકદમ અહિંઆંથી ચાલ્યો જા, નહિં તો તો મારે તને અહિંથી હાંકી કઢાવવો પડશે."

"પછી હું તેના સામે દયા ઉત્પન્ન કરે તેવી દૃષ્ટિથી થોડીવાર જોઇ રહ્યો. વધારે કાલાવાલા કરવાથી કાંઈ વળવા જેવું છે કે કેમ તે જાણવાની ઇચ્છાથી મેં તેમ કર્યું. પણ તે તો ખરેખરો પાષાણુ હૃદયી પુરૂષ હતો. આ પછી હું તેની જરા વધારે નજીક ગયો અને ધીમેથી બોલ્યો."

"વારૂ, જ્યારે તમે કોરસીકન લોકોને આટલી બધી સારી રીતે ઓળખો છો, ત્યારે તો તમે એ પણ જાણતા હોવા જોઇએ કે તેઓ હમેશાં પોતાનું વચન બરાબર પાળે છે. તમે રાજવંશના અનુયાયી છો એટલે નેપોલીઅનના અનુયાયી મારા ભાઇનો ઘાત થયો છે એ તમને કેવળ વાજબીજ લાગે છે! વારૂ ત્યારે, હવે

મારૂં કહેતું લક્ષમાં રાખો. હું પણ નેપોલીઅનનોજ અનુયાયી છું. હું તમને ચોખ્ખું જણાવી દઉં છું કે તમારૂં હું ખૂન કરનાર છું. આ ક્ષણથી હું તમારી સામે વૈર લેવાની પ્રતિજ્ઞા લઉં છું, તો તમારાથી બની શકે તેટલું તમારી જાતનું તમારે રક્ષણ કરવું. કારણ હવે પછી જ્યારે ફરીથી પાછા આપણે મળીએ ત્યારે તમારી છેવટની ઘડી આવી પહોંચેલી છે એમ તમારે ચોક્કસ સમજી લેવું." અને તે પોતાની વિચાર–નિદ્રા અને આશ્ચર્યમાંથી સાવધ થાય તે પહેલાં તો હું બારણું ખોલીને નાઠો."

"ઓહો!" મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "તું દેખાય છે તો આવો માઇ કાંગલા જેવો; છતાં આવાં પરાક્રમો કરે છે! અને આવી ધમકી પણ વળી એક મેજીસ્ટ્રેટ જેવાને આપે છે! વારૂ પણ તારા પેલા ભયંકર શબ્દ 'વૈર'નો અર્થ તે સમજતો હતો ખરો કે?"

"અરે તે શબ્દનો અર્થ તે એટલો બધો સારી રીતે સમજતો હતો કે તે ક્ષણથીજ તેણે ઘરમાં ભરાઇ રહેવા માંડયું. તે કદી એકલો તો બ્હાર નિકળતોજ નહિ. તેણે મારી દરેક ઠેકાણે શોધ કરાવવા માંડી. સદ્‌ભાગ્યે હું એવી રીતે છૂપાઇ રહ્યો હતો કે તેની મહેનત નિરર્થક ગઇ.

"પછી તો તે ખરેખરો ભયભીત થઇ ગયો, અને નાઇસ શહેરમાં રહેવાનું પણ તેને ભારે થઇ પડયું. તેથી તેણે પોતાની બદલી કરવાની માગણી કરી. તે ઘણો લાગવગવાળો અમલદાર હોવાથી તેની બદલી પેરીસમાં થઇ. પણ આપ નામદાર જાણો છો કે વૈર લેવાની પ્રતિજ્ઞા કર્યા પછી મારા જેવો એક કારસીકન કાંઇ દૂરના પલ્લાથી ડગી જાય તેવો નહોતો. એટલે તેની ગાડી જો કે ઘણીજ ઝડપથી ચાલતી હતી, તો પણ મારી અને તેની વચ્ચે

માત્ર અડધા દિવસના પ્રવાસ જેટલુંજ અંતર રહેતું. કારણ હું પગેપાળો તેની પૂંઠે દોડતો હતો."

"આ બધામાં ખાસ અગત્યની વાત કાંઇ તેનો ઘાત કરવાની નહોતી; કારણકે તેમ કરવાને માટે તો મને સેંકડો વખત લાગ મળ્યો હતો. ખાસ મહત્વની બાબત તો એ હતી કે તેનો ઘાત કરવા છતાં પણ તેનું ખૂન મેં કર્યું એવી વાત કોઇના જાણવામાં આવવા દેવી નહિ. કશું નહિ તો પકડાવું તો નહિજ.

"હવે મને મારી જાતની તો જરાપણ દરકાર નહોતી. મારે તો માત્ર મારી ભાભીનું રક્ષણ કરવાનું હતું. ફક્ત તેના ભરણ પોષણ માટે વ્યવસ્થા કરવાની હતી. ત્રણ માસ સુધી મેં વાલ્લ-ફોર્ટનો પીછો પકડયો. ત્રણ માસ સુધી તેણે એક ડગલું પણ ઘરની બ્હાર મૂકયું હોય અને મેં તેની પૂઠ પકડી ન હોય એમ કદીજ બન્યું નહોતું. છેવટે મને એવી બાતમી મળી કે તે હમેશાં છૂપી રીતે ઓટવાલ ગામમાં જતો હતો. મેં તેની પૂઠ પકડી અને હાલ આપણે જે મકાનમાં છીએ તેજ મકાનમાં દાખલ થતાં મેં તેને જોયો. ફેર માત્ર એટલોજ હતો કે તે ઘોડા ઉપર કે ગાડીમાં આ-વતો; અહિંઆં એક વાડો છે ત્યાં તે ઘોડાને અગર ગાડીને રાખતો અને આ મકાનના આગલા મોટા દરવાજેથી અંદર દાખલ થવાને બદલે પેલી પણે જે નાની બારી દેખાય છે તે પાછલા છૂપા રસ્તા-થી તે આ મકાનમાં દાખલ થતો."

મોન્ટેક્રિસ્ટોએ અંધકારમાંથી જાણે કે પેલી બારી પોતાને દેખાતી હો" તેમ ડોકું ધુણાવ્યું.

"હવે મારે પેરીસમાં કાંઇ ખાસ કામ ન હોતું એટલે હું ઓટવીલમાં જઇને રહ્યો અને મળી તેટલી માહિતી ભેગી કરી.

મારે તેના ઉપર ઓચિંતો છાપો મારવો હતો એટલે તેને માટે આ જગાએ સંતાઇ રહેવા જેવું હતું. આ મકાન પેલા દરવાને આપ નામદારને જણાવ્યું તે પ્રમાણે વાઇલ્ફોર્ટના સસરા સેન્ટ મિરાનનું હતું. સેન્ટ મિરાન માર્સેલ્સમાં રહેતો હતો એટલે તેને આ મકાન નિરૂપયોગી પડયું હતું, અને તેથી આ મકાન તે વખતે ભાડે આપવામાં આવ્યું હતું. ભાડે રાખનાર એક યુવાન અને ધનાઢય મનાતી વિધવા હતી. તેનું ખરૂં નામ તો કોઇના જાણવામાં હતું નહિ, પણ તેને બધા "બેરોનેસ"ના ઉપનામથી ઓળખતા હતા."

"એક દિવસે સાંજના હું આ મકાનના કંપાઉન્ડની આસપાસની દિવાલ ઉપરથી છૂપાઇને બાગમાં નિહાળી રહ્યો હતો ત્યારે એક સુંદરીને બાગમાં ફરતી મેં જોઇ. મેં અનુમાન કર્યું કે તે વાઇલફોર્ટની રાહ જોઇ રહી હતી. તે મને જોઇ શકે તેમ ન હોતું. બરાબર નજીકથી નિહાળીને જોતાં તે આશરે અરાડ ઓગણીસ વરસની, જરા ઉંચી અને સુંદર દેખાવની હતી. તે તે વખતે મલમલનાં અતિ બારિક વસ્ત્રોમાં આચ્છાદિત થએલી હતી. મેં તુરતજ જોઇ લીધું કે તે સુંદરી ગર્ભવતી હોઇ થોડાજ સમયમાં બાલકની માતા થનાર હતી. થોડીક વાર પછી પેલી નાની બારી ઉઘડી અને એક મનુષ્ય અંદર દાખલ થયો. પેલી યુવતી તેને મળવાને દોડી. તેઓ એક બીજાને બાઝી પડયાં, અને અતિ સ્નેહથી તેમણે પરસ્પર દીર્ઘ આલિંગન આપ્યાં. પછી તેઓ મકાનમાં દાખલ થયાં. આ મનુષ્ય બીજો કોઇજ નહિ પણ પેલો મેજીસ્ટ્રેટ વાઇલફોર્ટ હતો."

"વારૂ પેલી યુવતીનું નામ કદી તારા જાણવામાં આવેલું કે?"

"ના જી. આપ નામદાર જોશો કે તે જાણવાનો મને જરા પણ સમય મળ્યો નહોતો."

"વારૂ ચાલવા દે."

"તેજ સાંજના" બરટુશીઓએ આગળ ચલાવ્યું. "મેં તે મેજીસ્ટ્રેટનું ખૂન કર્યું હોત, પણ મને તે સ્થાનની જોઇએ તેવી માહિતી ન હોવાથી તેમાં કાઇક વિઘ્ન આવી પડવાનો અને પકડાઇ જવાનો મને ભય લાગ્યો. તેથી બીજી વખત લાગ મળવા ઉપર મેં તે મુલતવી રાખ્યું, અને મારી ધ્યાન બ્હાર કાંઇ પણ વાત જાય નહિ તે માટે મેં તે મકાનના બાગમાં નજર પડે તેવી બારીવાળું એક ઘર પડોશમાંનું ભાડે રાખી લીધું.

"ત્રણ દિવસ પછી એક દિવસે સાંજના એક નોકર તે મકાનમાંથી મારતે ઘોડે બ્હાર પડયો, અને પેરીસના રસ્તા તરફ વળ્યો. તે કયાં જતો હતો તે મેં તુરતજ અનુમાન કર્યું. મારૂં અનુમાન ખરૂં પડયું. ત્રણ કલાક પછી સંદેશો પહોંચાડીને તે માણસ પરત આવ્યો. તેના આખા શરીર ઉપર ધૂળ છવાઇ રહી હતી. દસ મિનિટ પછી એક બીજો માણસ જભામાં લપાએલો ચુપકીદીથી પેલી નાની બારીએથી બાગમાં દાખલ થયો, અને બારી બંધ કરી. હું પણ સપાટા બંધ નીચે ઉતર્યો. મેં નવા આવનારનું મુખ જોયું નહોતું તોપણ મારા અંતઃકરણમાં ચાલી રહેલા તોફાન ઉપરથી તે તેજ હોવો જોઇએ એવી મારી ખાત્રી થઇ. પ્રથમની માફકજ છૂપાઇને મેં બાગમાં દૃષ્ટિ કરી. આ વખતે એકલું નિહાળવાથીજ મને સંતોષ થયો નહિ. મેં મારૂં ખંજર બ્હાર કાઢયું, તેની ધાર તપાસી જોઇ, અને કોટ કુદીને હું બાગની અંદર દાખલ થયો. પહેલી તો મેં પેલી બારી તપાસી જોઇ. તેણે કુંચી તાળામાંજ રહેવા દીધી

હતી. તાળું બંધ કરેલું હતું. હવે મારે નાસી જવાને માટે જરાપણ અડચણ પડે તેમ ન હોતું. મેં આસપાસ ચારે તરફ નજર કરીને તે સ્થાન તપાસી લીધું. બાગ ચોરસ હતો. વચમાં લીલા ઘાસવાળું એક ચોગાન હતું. ખૂણાઓ ઉપર ઝાડોની અને પુષ્પના છોડની ઘટાઓ આવી રહી હતી.

"બાગની બારીથી મકાનમાં જતાં અગર મકાનથી બાગની બારીએ જતાં વાઇલફોર્ટને આ ઝાડોની ઘટા આગળ થઇને જવું પડતું.

"સપ્ટેંબર માસ પૂરો થવા આવ્યો હતો. પવન જોરથી ફુંકાતો હતો. ક્ષણે ક્ષણે ચંદ્ર વાદળમાં ઢંકાઇ જતો અને બ્હાર આવતો. વાદળાંથી આકાશ છવાઇ રહ્યું હતું. બાગની પગથીઓમાં થોડો થોડો પ્રકાશ પડતો, પણ ઝાડોની ઘટામાં કાંઇપણ સુઝે તેમ નહોતું એટલે પકડાવાનો ભય રાખ્યા સિવાય તે ઝાડની ઘટામાં ખુશીથી માણસ સંતાઇ રહે તેમ હતું. વાઇલફોર્ટને જે રસ્તેથી જવું પડે તે રસ્તાની ઘણીજ નજીકમાં એક જગાએ હું છૂપાઇ રહ્યો. એટલામાં તો મેં ધીમી ધીમી ચીસો સાંભળી. પણ મારા જેવા ખૂન કરવાને તત્પર થએલા માણસના કાનમાં તો એવી ચીસો વિના કારણ પણ સતત સંભળાયા કરે છે. આવી રીતે બે કલાક નિકળી ગયા, અને ત્યાં સુધી મને ચીસો સંભળાતી લાગ્યા કરી. મધ્યરાત્રી થઇ. ઘડીઆળનો છેલ્લો ટકોરો સંભળાયો તે વખતે પેલા પાછલા છૂપા જીનાના બારણામાંથી પ્રકાશ આવતો જણાયો. હવે પેલો ભયંકર સમય આવી પહોંચ્યો. પણ હું એટલા બધા લાંબા સમયથી તેને માટે તૈયાર થઇ રહ્યો હતો, કે મારે નાસીપાસ થવાનું કાંઇપણ પ્રયોજન નહોતું. મેં મારા ખીસ્સામાંથી ખંજર કાઢયું, અને

ધા કરવાને તૈયાર થઇને ઉભો. પેલો જભાવાળો માણસ મારા તરફ આગળ વધ્યો, પણ તે પાસે આવ્યો ત્યારે મને જણાયું કે તેના હાથમાં કાંઇક હથીઆર હતું. મને મારામારીનો ભય નહોતો પણ મારો પ્રયત્ન નિષ્ફળ જવાનો ભય હતો. જ્યારે મારાથી થોડેજ છેટે તે આવી પહોંચ્યો ત્યારે મને માલુમ પડયું કે હું જેને હથીઆર ધારતો હતો તે હથીઆર નહિ પણ પાવડો હતો. વાઇલ્ડફૉર્ટ હાથમાં પાવડો લઇને શા માટે આવ્યો હશે તેનું કારણ મારાથી સમજી શકાય તેમ ન હોતું. તે પેલાં ઝાડોની ઘટા આગળ ઉભો રહ્યો. તેણે આસપાસ નજર કરી અને કોઇ નથી એવી ખાત્રી થતાં જમીનમાં ખાડો ખોદવા માંડયો. જભો કાઢીને તેણે જમીન ઉપર મૂકયો. આ વખતેજ તેણે જભાની અંદર કાંઇક છૂપાવેલું હતું એમ મને સમજાયું. પછી મારા હૃદયમાં દ્વેષ ઉપરાંત જીજ્ઞાસા પણ ઉત્પન્ન થઇ. વાઇલ્ડફૉર્ટ શું કરતો હતો તે જાણવાની મને ઇંતેજારી થઇ એટલે હું હાલ્યા ચાલ્યા સિવાય લપાઇને બેસી રહ્યો. પછી મારા મગજમાં એક નવીનજ વિચાર આવ્યો. વાઇલ્ડફૉર્ટે જ્યારે પોતાના જભામાં છૂપાવેલી એક નાની બે ફુટ લાંબી અને છ આઠ ઇંચ પહોળી પેટી બ્હાર કાઢી ત્યારે મારી ધારણા સત્ય હતી એવી મારી ખાત્રી થઇ. પેલી પેટી મેં તેને પેલા ખાડામાં મૂકવા દીધી. પેટી ખાડામાં મૂકીને તેણે માટી પૂરી અને પગવતી જમીન સરખી કરવા માંડી. તેજ ક્ષણે હું તેના તરફ જોસથી ધસી ગયો અને તેની છાતીમાં છરી ખોસી દેતાં બોલ્યો:

"હું ગીઓવેની બરટુશીઓ છું અને મારા ભાઇના ખૂનનો બદલો હું લઉં છું. કોરસીકનો ખૂનનો બદલો ખૂનથી લે છે. આ તારો દ્રવ્યનો ખજાનો મારા ભાઇની વિધવાના ઉપયોગ માટે લઇ જાઉં છું. તું જુએ છે કે ધારવા કરતાં પણ વધારે સારી રીતે હું વૈર વાળી શકયો છું."

" આ શબ્દો તેના સાંભળવામાં આવ્યા કે કેમ તે મારાથી કહી શકાય તેમ નથી; કારણુ કે તે તો ઘા વાગતાંની સાથે જ નીચે પડયો હતો. એક ચીસ પણ તેનાથી પાડી શકાઇ ન હોતી. તેના લોહીની સેર ઉડીને મારૂં મુખ બધું લોહિથી ખરડાઇ ગયું, પણ હું તો વૈરની લાગણીથી ઉન્મત્ત બની ગયો હતો. મારૂં મગજ ભમતું હતું એટલે લોહીના સ્પર્શથી મારૂં મગજ ઉલટું શાંત થયું. બીજી જ ક્ષણે મેં પેલી પેટી ખાડામાંથી બ્હાર કાઢી. પછી પાછો ખાડો પુરી નાંખ્યો. પાવડો દિવાલ ઉપરથી બ્હારની બાજુએ ફેંકી દીધો. આટલું કર્યા પછી પેલી કુંચીની મદદથી પેલી છૂપી બારી ખોલી પેટી સાથે હું બ્હાર નિકળ્યો અને બારીનું બારણું બ્હારથી વાસી દીધું."

" ઓહો ! " મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " ત્યારે તો એ માત્ર ખૂન અને લુંટનો જ પ્રકાર બન્યો કહેવાય ! "

" ના જી. તે માત્ર વૈર લેવાનો જ પ્રકાર હતો, અને તેને અંગે બદલો મેળવવાનો હતો. "

" ત્યારે તો દ્રવ્ય પણ વધારે હોવું જોઇએ ! "

" અરે ! તેમાં દ્રવ્ય જ નહોતું ! "

" હાં હાં. હવે યાદ આવ્યું. " મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " તું કાંઇક બાલકના સંબંધમાં કહેતો હતો ખરો ! "

" હા નામદાર. હું નાઠો તે નદી કિનારે જઇને જ ઉભો રહ્યો. જરા વિશ્રાંતિ લેવા બેઠો. છરીથી પેલી પેટી ખોલી નાખી. તેમાં એક સુંદર સ્વચ્છ કપડામાં તરતનું જ જન્મેલું બાલક લપેટેલું હતું. તેના મ્હોના તથા હાથ પગના રંગ ઉપરથી તે ગુંગળાઇને મરણ પામ્યું હોય તેમ લાગ્યું. પણ હજી તેનું નાજુક શરીર છેક

થંડું પડી ગયું ન હોતું એટલે તેને નદીમાં નાંખી દેતાં મારો જીવ ચાલ્યો નહિ. એકાદ ક્ષણ આવી રીતે પસાર થઇ હશે એટલામાં તો તેના હૃદયમાં કાંઇક ધીમો અવાજ થતો હોય એવો મને ભાસ થયો. એક વખત હું પણ દવાખાનામાં મદદનીશ તરીકે કામ કરતો હતો એટલે એવા સંજોગોમાં શું કરવું તે મને માલુમ હતું. મારા ઉપચારોથી પાએક કલાકમાં તો શ્વાસોચ્છવાસ પાછો શરૂ થયો. તે સાથે એક ધીમી ચીસ પણ બાલકના મુખમાંથી નિકળી. પરમાત્માનો શાપ મારા ઉપર ઉતર્યો નથી. મેં વિચાર કર્યો. કારણ મેં એક મનુષ્યનું ખૂન કર્યું છે તેમ છતાં પણ તેના બદલામાં એક મનુષ્ય–જીંદગી બચાવવાની તેણે મને તક આપી છે."

"વારૂ, તે બાલકનું પછી તેં શું કર્યું ?" મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું. "તારા જેવા ખૂનીને નાસી છૂટવામાં તે ભાર રૂપ થઇ પડે તેમ હતું."

"મારી પાસે રાખવાનો તો મારો બીલકુલ જ વિચાર ન હોતો. પેરીસમાં એક અનાથ બાલકાશ્રમ હતો તે વાત મારા જાણવામાં હતી. રસ્તામાં મેં તે આશ્રમ કયાં આવ્યો તેની તપાસ કરી. પેલી પેટી, પેલા બાલકને વિંટાળેલું કપડું એ બધા ઉપરથી તે બાલક મને રસ્તામાંથી પેટીમાં મૂકેલું જડી આવ્યું હતું એવી વાત મેં જોડી કાઢી, અને તે ખરી મનાઇ. કોઇએ કાંઇ પણ શંકા કાઢી નહિ. મને આશ્રમ બતાવવામાં આવ્યો. પેલા કપડા ઉપર માલિકના નામના આદ્ય અક્ષરો લખેલા હતા. મેં તે કપડું એવી રીતે ફાડયું કે બન્ને કકડા ઉપર નામનો અક્ષર રહે. પછી એક કકડામાં મેં તે બાલકને વિંટાળ્યું અને બીજો કકડો મેં મારી પાસે રાખ્યો. આશ્રમમાં પહોંચતાં જ મેં ત્યાં રાખ-

વામાં આવેલો ઘંટ જોરથી વગાડયો. બારણું ખૂલ્યાં અને કોઇક આવી પહોંચેલું જણાયું. હું ત્યાંથી મુઠીઓ વાળીને નાઠો. બાલકને આવી રીતે અનાથાશ્રમમાં આશ્રમ મળ્યો. આ પછી હું જીવ લઇને ફ્રાંસમાંથી નાસી છૂટયો. પંદરેક દિવસમાં હું મારી ભોજાઇ જે ગામમાં હતી ત્યાં જઇ પહોંચ્યો.

" ભાભી, તમારે માથે દુઃખનું વાદળ આવી પડયું છે, પણ હવે તો તમારે ધીરજ રાખવી જ પડશે. મેં મારૂં કર્તવ્ય કર્યું છે. મારા ભાઇ મરણ પામ્યા છે પણ મેં તેમના મરણનો બરાબર બદલો લીધો છે. " મેં મારી ભાભીને કહ્યું. તેણે મને સર્વ હકીકત જણાવવા કહ્યું. મેં તમામ હકીકત અથઇતિ જણાવી.

" ભાઇ, " તે બોલી. " તમે તે બાલકને ઘેર લાવ્યા હોત તો સારૂં થાત. તે માબાપ વગરના બાલકને આપણે ઉછેરીને મોટું કરત, તે છોકરાનું નામ 'બેનીડેટો' રાખત અને એ પરોપકારના કાર્યથી પ્રભુ આપણા ઉપર પ્રસન્ન થઇને આપણાં પાપની આપણને માફી આપત. "

" મેં તે પછી પેલો કપડાનો કકડો તેને આપ્યો. એ કકડો અમારા દિવસ ફર્યેથી કોઇક દહાડો તે છોકરાને પાછો મેળાવવાનો હક્ક બતાવવા ઉપયોગી થઇ પડે તેમ હતો. "

" તેના ઉપર કયા કયા અક્ષરો લખેલા હતા ? " મોન્ટે-ક્રિસ્ટોએ પૂછયું.

" તેના ઉપર 'એચ' અને 'એન' અક્ષરો કાઢેલા હતા અને ઉપર એક ઉમરાવનો તાજ કાઢેલો હતો. "

" વારૂ, હવે મને એ વાત જાણવાની ઇંતેજારી થઇ આવી છે. " મોન્ટેક્રિસ્ટોએ કહ્યું.

" શું સાહેબ ? "

" પેલા છોકરાનું પછી શું થયું ? હું ધારૂં છું કે તે બાલક એક છોકરો હતો એમ તો તું આગળ કહી ગયો છે ? "

" ના ના સાહેબ, મેં આપને તેવું કાંઇ કહેલું નથી. "

" મને લાગ્યું કે તુંજ આગળ જણાવી ગયો છે. કદાચ મારી ભૂલ થતી હશે ? "

" ના, ના, તેવું કાંઇ નથી. કારણ તે બાલક એક છોકરો જ હતો. પણ આપ નામદાર બે વાતો જાણવા માગતા હતાને ? બીજી વાત કયી ત્યારે ? "

" બીજી બાબત એ કે જ્યારે તને પકડવામાં આવ્યો ત્યારે તારા ઉપર શું તહોમત મૂકવામાં આવ્યું હતું તે. "

" પણ તેમ કરવા જતાં વાર્તા ઘણી લાંબી થઇ જશે. "

" તેમાં શું વાંધો છે ? તું જાણે છે કે મને નિદ્રા ઘણી ઓછી આવે છે. વળી તને પણ અત્યારે ઉંઘ આવતી હોય એમ મને લાગતું નથી. "

બરટુશીઓએ નમન કરીને પોતાની વાત આગળ ચલાવી.

" ભૂતકાલના બનેલા બનાવોના વિસ્મરણ માટે અને મારૂં તથા મારી નિરાધાર ભાભીનું ભરણપોષણ કરવાની જરૂરીઆતને લીધે મેં પાછો દાણચોરીનો ધંધો શરૂ કર્યો. રાજ્યક્રાન્તિ પછી દેશમાં કાયદાની જે શિથિલતા પ્રવર્તે છે તેવી શિથિલતા તે સમયે ચારે બાજુએ પ્રવર્તી રહેલી હોવાથી દાણચોરીનો ધંધો બીજા ધંધા કરતાં વધારે સ્હેલો થઇ પડયો હતો. ખાસ કરીને ફ્રાંસના દક્ષિણ ભાગમાં બંદોબસ્ત જોઇએ તેવો નહોતો, તેથી અમારાં ધંધાને માટે અમને

જોઇએ તેવી અનુકુળતા મળી આવી. મારા ભાઇના ખૂન પછી નાઇસ શહેરમાં હું કદી ગયો નહોતો. પેલા વીશીવાળાએ જ્યારે જોયું કે અમારાથી તેને ત્યાં જઇ શકાય તેમ નથી ત્યારે તે અમને શોધતો શોધતો અમારી પાસે આવ્યો. પછી અમે એકત્ર થઇને દસબાર જગ્યાઓમાં અમારી શાખાઓ કાઢી. આથી જરૂર પડયે સત્તાવાળાઓને હાથતાલી આપીને નાસી જવાની અમને ઘણી સારી સુગમતા થઇ પડી. જો બાહોશી અને બુદ્ધિનો બરાબર ઉપયોગ કરતાં આવડે તો દાણચોરીનો ધંધો તો ઘણો લાભદાયક છે. મારે પોતાને તો બેવડો ભય રાખવાની જરૂર હતી. કારણ હું જાતનો કોરસીકન રહ્યો, એટલે જો પકડાઉં તો મારા સંબંધમાં આગલી પાછલી તપાસ થયા સિવાય રહે જ નહિ; અને તપાસ ચાલી એટલે ભૂતકાલની કાંઇ કાંઇ વાતો તાજી થવાનો સંભવ. તપાસને અંતે દાણચોરીના કરતાં પણ વધારે ગંભીર ગુન્હાનાં ત્હોમતોનો જવાબ દેવાનું પણ મારે માથે આવી પડે. તેથી પકડાવા કરતાં મરવાનું જ હું વધારે પસંદ કરતો. મરણીઓ માણસ ગમે તેવાં આશ્ચર્યકારક કાર્યો કરી શકે છે. મેં પણ આશ્ચર્યકારક સાહસો કરવા માંડયાં, અને ત્યારે જ મને સમજાયું કે આપણે સાધારણ રીતે આપણા દેહની એટલી બધી કાળજી કરીએ છીએ કે આપણા કાર્યોમાં વિજય મેળવવામાં તે આપણને વિઘ્નરૂપ થઇ પડે છે; તેથી જ જે કાર્યો ઝડપથી અને સહસા કરવાની ખાસ અગત્ય હોય છે, તે કાર્યો આપણાથી થઇ શકતાં નથી. ખરેખર જોતાં એક વખત તમે કોઇ સાહસ કરવાનું માથે લીધું, એટલે તમે બીજા માણસોથી જુદા પડો છો; તમારે પછી બીજા માણસો સાથે તુલનામાં ઉતરવાનું રહેતું નથી. આવી રીતના નિશ્ચય ઉપર જે માણસ આવે છે તેનું બલ અને શક્તિ દ્વિગુણિત થાય છે.”

"બરટુશીઓ, તું તો તત્વજ્ઞાનના ઉપર પણ ઘણું સારૂં વિવેચન કરી શકે છે! તને તો કાંઇ નથી આવડતું એમ નથી! બધી જ જાતનો અનુભવ છે!"

"સાહેબ!"

"ના ના. તું કહે છે તે બધું સત્ય છે, પણ અત્યારે તત્વજ્ઞાન ઉપર વિવેચન કરવાનો સમય નથી. એટલે આગળ ચલાવે તો સારૂં."

"હવે મારે ઘણે દૂર અને લાંબા વખત સુધીને માટે મુસાફરીએ જવાના પ્રસંગ આવવા લાગ્યા. પ્રમાણમાં મને લાભ પણ વધારે ને વધારે થતો ચાલ્યો. મારી ભાભી હું જે કાંઇ લાવતો તેની બરાબર સંભાળ રાખતી એટલે ધીરેધીરે અમારી પાસે કાંઇક જીવ થવા લાગ્યો. એક દિવસ હું મુસાફરીએ જવાને નિકળ્યો ત્યારે મારી ભોજાઇએ મને કહ્યું: "ખુશીથી જાઓ. તમે જ્યારે પાછા ફરશો ત્યારે ઘરમાં કાંઇક નવીનતા દેખાશે." મેં તેને એના ખુલાસા માટે ઘણા પ્રશ્નો કર્યો પણ ફોકટ. છેવટે હું ચાલ્યો ગયો.

"આ મુસાફરીમાં અમને છ અઠવાડીઆં લાગ્યાં. પણ હમેશના કરતાં આ પ્રવાસ વળી વધારે લાભદાયક નિવડયો.

"ઘરમાં પગ મૂકતાં જ મારી નજર એક સુંદર અને કિમતી પારણા ઉપર પડી. તેમાં એક સાત આઠ માસનું બાલક પોઢેલું હતું. મેં હર્ષમાં આવી જઇને એક ચીસ પાડી. પેલા ન્યાયાધીશના ખૂન પછી જયારે જ્યારે મને તે બનાવનું સ્મરણ થઇ આવતું, ત્યારે ત્યારે તે નિર્દોષ બાલકનો ત્યાગ કરવા માટે જ માત્ર મારૂં અંતઃકરણ મને ડંખતું હતું. ખૂનને માટે તો મને કાંઇ પશ્ચાત્તાપ થવાનું કારણ જ નહોતું.

"મારી ભોજાઇ બિચારી મારા અંતરની લાગણી બરાબર

સમજી ગઇ હતી. મારી ગેરહાજરીનો લાભ લઇને તે બાલકને જે કપડામાં લપેટેલું હતું તે કપડાનો અડધો કકડો જેના ઉપર માલિકના નામનો એક આદ્ય અક્ષર હતો તે લઇને તે પેરીસ જઇ પહોંચી, અને જે દિવસે તે બાલકને આશ્રમમાં મૂકયું હતું તે દિવસ અને સમય વિગેરેનો બરાબર પુરાવો આપીને બાલકને પરત માગ્યું. કાંઈ પણ વાંધો લેવામાં આવ્યો નહિ અને બાલક તેને સ્વાધીન કરવામાં આવ્યું. જ્યારે તે નિર્દોષ પ્રાણીને પારણામાં પડયા પડયા શાન્તિમાં નિદ્રા લેતું મેં જોયું ત્યારે મારાં ચક્ષુઓ અશ્રુથી ભરાઇ ગયાં.

" ભાભી, " મેં કહ્યું. "તમારા જેવી ભલી સ્ત્રી થોડી જ હશે! પરમાત્મા તમારૂં ભલુ કરશે. "

"પણ પરમાત્માએ તો આ બાલકને અમારા પાપના બદલાના સાધન તરીકે નિર્માણ કરેલું હતું. બાલ્યાવસ્થામાં પણ તેની આડાઇ અને દુષ્ટતા છાંનાં રહી શકયાં નહિ. તેમ છતાં એ બધામાં તેને ઉછેરવામાં અગર કેળવવામાં કોઇ પણ પ્રકારનો દોષ નહોતો. તે બાલક ઘણું સુંદર હતું. તેની આંખો મોટી અને ભૂરી હતી, અને તેના ચ્હેરાની સુંદરતામાં વધારો કરતી હતી. છતાં તેના ચ્હેરામાં કાંઇક એવા પ્રકારની વિચિત્રતા હતી કે તેના હાસ્યમાં પણ એક પ્રકારની કટુતા લાગતી. બાલક દિવસે દિવસે મોટો થવા લાગ્યો. બચપણમાંથી જ તેના સ્વભાવની દુષ્ટતાનો પ્રાદુર્ભાવ થવા લાગ્યો. તેની માતા ( મારી ભોજાઇ ) નાં લાડને લીધે તે વધારેને વધારે બગડતો ચાલ્યો. આ બાલકને માટે સુંદર અને સ્વાદિષ્ટ મેવા મિઠાઇ લાવવાને માટે તે પાંચ સાત માઇલ ચાલીને શહેરમાં જતી, છતાં તે છોકરાને તો પાડોશીઓના બાગમાંથી ફળ ચોરી ખાવામાં વધારે મજા પડતી. મારા પોતાના બાગનાં ફલની તો તેને જરા પણ દરકાર નહોતી.

"બેનીડેટ્ટો પાંચ છ વરસનો હશે એવામાં એક દિવસે મારા પાડોશીએ પોતાના ખીસ્સામાંથી કાંઈક પૈસા ગયાની બૂમ પાડી. હવે ફોરસીફોમાં ચોરનું તો નામનિશાન પણ જોવામાં આવતું નથા. એટલે લોકો સાધારણ રીતે બારણાં બંધ કરતા જ નથી, અગર પૈસા અને કિમતી ચીજોને તાળામાં મૂકતા નથી. એમ ધાર્યું કે તેની ગણવામાં ભૂલ થઈ હશે; પણ તેણે છાતી ઠોકીને જણાવ્યું કે તેણે પૈસા બરાબર ગણ્યા હતા. વળી એક દિવસે બેનીડેટ્ટો સવારનો ઘરમાંથી બ્હાર ગયો તે મોડી રાત સુધી પાછો આવ્યો જ નહિ. અમે ઘણાં ચિન્તાતુર થઇ ગયાં. એટલામાં છેક મધ્ય રાત્રીના સુમારે તે પાછો આવ્યો. પાછળ એક વાંદરાને ઘસડી લાવ્યો હતો. આ વાંદરો એક ઝાડની સાથે સાંકળથી બાંધેલો તેને જડી આવ્યો હતો એમ તેણે ખુલાસો કર્યો. એક માસથી તો તે છોકરાનું તોફાન હદ ઉપરાંત વધી ગયું હતું. તે ગમે તે ચીજ માગતો અને તે મળતી ત્યારે જ જંપતો. આખરે એક વાંદરો લાવવાની ધૂન તેના મગજમાં ભરાઇ હતી. કોઇ મચ્છીમારે તેને એ નાદ લગાડયો હતો.

"વાંદરા કાંઇ રસ્તામાં ઝાડે બાંધેલા જડી આવતા નથી. માટે તું આ જનાવર કયાંથી લાવ્યો તે ખરેખરી વાત કબૂલ કરી દે." મેં તેને ધમકાવ્યો.

"બેનીડેટ્ટો તો પોતે જે ખુલાસો કર્યો હતો તેને જ વળગી રહ્યો, અને તેના આધારમાં એવી એવી વાતો કરવા લાગ્યો કે જે વાતોમાં સત્યતા કરતાં તેની કલ્પના શક્તિનું ભાન વધારે થતું હતું. મને ક્રોધ ચઢયો; તે હસવા લાગ્યો. મેં તેને માર મારવાની ધમકી આપી એટલે તે બે ડગલાં પાછો હઠી ગયો.

“ તમે મને માર મારી શકો તેમ નથી.” તે બરાડી ઉઠયો. “ તમને તેવી કાંઇક જ સત્તા નથી, કારણુ તમે મારા પિતા નથી. ”

“ આ ભયંકર ભેદ જે અમે એટલી બધી કાળજીથી છૂપો રાખ્યો હતો તે તેને કોણે જણાવી દીધો એ અમારા જાણુવામાં કદી પણુ આવ્યું નહિ. છતાં આ ઉત્તરમાં જ તે બાલકનું તમામ ચારિત્ર્ય સમાએલું હતું. હું તો તે જવાબથી એટલો બધો ભયભીત થઇ ગયો કે મારો હાથ ઉગામેલો અટકીજ ગયો. આ રીતે તે છોકરાનો વિજય થયો. આ વિજયથી તે એટલો બધો છકી ગયો કે અમારા પૈસા તેની મરજી માફક તે ઉડાવવા લાગ્યો. છોકરો જેમ જેમ ઉદ્ધત બનતો ગયો તેમ તેમ કમનસીબે મારી ભોજાઇનો સ્નેહ તેના ઉપર વધતો ગયો. તે કોઇપણુ રીતે કબજે રહી શકયો નહિ. મારી ભાભીમાં તેને અટકાવવાની જરા પણુ હિંમત નહોતી. જ્યાં સુધી મારી હાજરી હોય ત્યાંસુધી તો ઠીક ઠીક ચાલતું, પણુ હું જરાક ખસ્યો કે બેનીડેટ્ટો શેર થઇ જતો અને બધી ખાના ખરાબી થઇ જતી. અગીઆર વરસની ઉમ્મરે તો તેણે વીસ વીસ વરસના આસપાસના બદમાસોની સોબત કરવા માંડી. આમાંના ઘણુાખરા તો કેદમાં પણુ જઇ આવેલા હતા.

“મારો ભય દિવસે દિવસે વધતો ચાલ્યો, કારણુ કે ભોગ-જોગે જો બેનીડેટ્ટો કોઇ કામમાં કાયદાની ચુંગલમાં સપડાઇ જાય, અને તેના ઉપર કામ ચલાવવામાં આવે, તો તેમાંથી ગંભીર પરિ-ણામ ઉભું થવાનો સંભવ હતો. તે અરસામાં મારે કોઇ ઘણુા અગત્યના કામે કોરસીકા છોડીને જવાની જરૂર પડી. ઘણુા લાંબા સમય સુધી વિચાર કર્યા પછી હું એવા નિશ્ચયપર આવ્યો કે બેનીડેટ્ટોને મારી સાથે લઇ જવો. આમ કરવાથી કોઇ નવીન આફત આવી પડતી અટકશે

એવી મારી ધારણા હતી. દાણચોરીના ધંધાને અંગે જે ચપળતા અને મહેનતની જરૂર પડે છે તેનાથી બેનીડેટ્ટોના વર્તનમાં કાંઇક સુધારો થશે.

" મેં આ સંબંધમાં બેનીડેટ્ટોને એકાન્તમાં બોલાવીને વાત કરી. તેના જેવા એક બાર વરસના બાલકને લલચાવી શકાય તેવી અનેક લાલચો તેને આપી. તેણે પ્રથમ તો સર્વ વાત સાંભળી લીધી. વાત પૂરી થઇ એટલે તે ખડખડાટ હસી પડયો.

"કાકા," ખુશમિજાજમાં આવી જતો ત્યારે બેનીડેટો મને કાકા કહીને બોલાવતો. " શું તમે એમ ધારો છો કે હાલનું મારૂં વર્તન છોડી દઇને હું તમારો ધંધો પસંદ કરીશ ? આવી મોજમજા અને શાંતિની જીંદગી છોડીને તમારી પેઠે ગધ્ધા વહિતરૂં કરવા કોણ આવે ? તમારા દાણચોરીના ધંધામાં રાત દિવસ ટાઢ, તડકો, અને ઉજાગરો વેઠી, નાસતા ફરવું પડે, અને ભોગ જોગે પકડાઇ ગયા તો કુતરાને મોતે મરવું પડે. અને એ બધું શાને માટે ? એટ નજીવી રકમની દાણચોરીની ખાતર. મારી પાસે જરૂર પુરતા પૈસા છે. વળી મારે જ્યારે જરૂર પડે ત્યારે મારી મા મને પૈસા પુરા પાડે છે. એટલે તમારી માગણી સ્વીકારવી એ તો એક જાતની મૂર્ખતા જ કહેવાય. "

" તેની વાતચીત, તેણે આપેલાં કારણો વિગેરે સાંભળીને તેની બેદરકારી અને હિંમતથી તો હું તાજુબ જ થઇ ગયો. "

" બેનીડેટ્ટો પછી તુરત જ ત્યાંથી ચાલ્યો ગયો. થોડે દૂર જઇને પોતાના સોબતીઓ સાથે ભળી ગયો, અને મારા તરફ આંગળીઓ કરીને મારી મશ્કરી કરવા લાગ્યો.

" તે જો મારો પોતાનો છોકરો અગર મારો પોતાનો ભત્રીજો પણ હોત તો મેં ગમે તેમ કરીને પણ તેને ઠેકાણે આણ્યો હોત; કારણ આપણે આપણી ફરજ બજાવતા હોઇએ છીએ ત્યારે આપણામાં કાંઇ અવનવિન હિંમત આવે છે. પણ તેને સજા કરવાને મારો હાથ જ ઉપડતો ન હોતો. તેના બાપનું મેં ખૂન કર્યું હતું તે વાત મારાથી કદી પણ વિસરી શકાતી ન હોતી. આ પછી મારી ભાભીને મેં સર્વ હકીકત જણાવીને કેટલીક શિખામણ આપી, એટલે તેણે પણ આખરે પોતાની પાસેથી નાની નાની રકમોની ચોરીઓ થતી હતી એમ કબુલ કર્યું. આખરે અમે અમારા પૈસા સંતાડી રાખવાને એક ગુપ્ત જગા નક્કી કરી. પછી હું એક નિશ્ચય ઉપર આવી ગયો. જ્યારે બેનીડેટ્ટોનું કાળજું ઠેકાણે હોય ત્યારે તો તે ભણવા ગણવામાં લક્ષ આપતો, અને તે લખતાં વાંચતાં સારી રીતે શિખ્યો હતો. બીજા છોકરાઓ અઠવાડીઆમાં જેટલું શિખી શકતા નહોતા, તેટલું તે એક દિવસમાં શિખી શકતો. મારો વિચાર તેને એકાદ વ્યાપારીને ત્યાં ગુમાસ્તા તરીકે મૂકવાનો હતો. તેને આ વિષે કાંઇ પણ જણાવ્યા સિવાય એકાદ દિવસે ઓચિંતા જ ઉપાડીને વહાણમાં બેસાડી દેવાનું મેં નક્કી કર્યું. આથી પરદેશમાં અને પરતંત્રતામાં રહેવાથી તેનું ભવિષ્ય તેના પોતાના વર્તન ઉપર જ અવલંબીને રહે.

" આવો વિચાર કરીને હું ફ્રાંસ જવાને ઉપડયો.

" અમારે બધો માલ લાઓન્સના અખાતમાં લઇ જવાનો હતો. તે વખતે અમને વધારે અડચણો નડી, કારણ આસપાસ ચારે બાજુએ બધે શાંતિ પથરાઇ રહી હતી. જકાતના અમલદારોએ બેવડો જાપ્તો રાખવા માંડયો હતો.

"સફરની શરૂઆતમાં તો કાંઇ હરકત પડી નહિ. અમે 'હ્રોન' નદીમાં જઇને બીજાં વહાણો ભેગું લંગર નાંખ્યું. 'ઓકેર' થી 'આર્લી' સુધીના હ્રોન નદીના કીનારા ઉપર રાતે રાતે અમે માલ ઉતારતા, અને એક વીશીવાળાની મદદથી તે માલ આસપાસનાં નાનાં નાનાં શહેરો અને ગામડાંઓમાં પહોંચી જતો. અમારા કામમાં કાંઇ પણ વિધ્ન નહિ આવી પડવાથી અમે જરા વધારે બેદરકાર બન્યા હતા તેથી હોય, કે કોઇએ ચાડી ખાધી હોય તેથી હોય, ગમે તેમ હોય, પણ એક દિવસે સાંજના પાંચ વાગે જકાત અમલદારોની એક ટુકડી અમારા તરફ આવતી હતી એવી અમને ચેતવણી મળી. આ ટુકડી આવી પહોંચવાથી જ માત્ર અમારે કાંઇ ડરવાનું કારણ ન હોતું; કારણ જકાત અમલદારોની ટોળીઓ તો વારંવાર આવ જા કરતી હતી. પણ આ વખતે અમારા તરફ આવનારી ટુકડી તો લપાઇ છૂપાઇને આવતી હતી. એક ક્ષણ માત્રમાં તો અમે તૈયાર થઇ ગયા, તેટલામાં તો અમને ચારે બાજુથી ઘેરી લેવામાં આવ્યા. જકાત અમલદારોની સાથે પોલીસના માણસો પણ હતા. તેમને જોતાંજ મારા તો હોસ કોસ ઉડી ગયા. હું નીચેના માળે ભંડારમાં ઉતરી પડયો, અને નજર ચુકાવીને એક બાકામાંથી પાણીમાં કુદી પડયો. નદીમાં ડુબકી મારીને તરતો તરતો હું આગળ નિકળી ગયો. શ્વાસ લેવાને વારંવાર હું ઉપર આવતો. ઘણે દૂર નિકળી ગયા પછી મારો ભય બધો જતો રહ્યો. હું પછી કિનારે નિકળ્યો. બેલગ્રેડથી ઓકેરના રસ્તા ઉપરની એક નાની વીશીની વાત તો મેં પ્રથમ આપને જણાવી જ છે. આ વીશી 'ઇમ્સ' શહેરના વીશીવાળાએ રાખેલી હતી, અને અમે અમારો ધંધો તેની મારફતે સારી રીતે ચલાવતા હતા."

" હા હા. મને બરાબર યાદ છે." મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " એ વીશીવાળો તારો મળતીઓ હતો."

" બરાબર." બરટુશીઓએ આગળ ચલાવ્યું. " પણ તે વીશીવાળાએ તો પોતાની વીશી માર્સેલ્સના એક દરજીને વેચી દીધી હતી. દરજી પોતાના ધંધામાં નિષ્ફળ નિવડયો હતો, . એટલે આ નવીન ધંધો તેણે શરૂ કર્યો હતો. વીશીના આ નવા માલિક સાથે પણ અમે પેલા જુના માલિકના જેવો જ સંબંધ ચાલુ રાખ્યો હતો. આ માણુસની પાસે આશ્રય મેળવવા જવાનો મેં ઇરાદો કર્યો.' '

" વારૂ તેનું નામ શું ? " કાઉન્ટે જરા રસ લેતાં પૂછ્યું.

" તેનું નામ ગેસ્પાર્ડ કેડરોસ હતું. તેની સ્રીને ઝેરી તાવ લાગુ પડયો હતો, અને લાંબા વખતથી રીબાયા કરતી હતી. તે દરજીની ઉમ્મર ચાલીસ પીસ્તાલીસ વરસની હશે. તેણે ઘણાં હિંમતભર્યા સાહસોમાં ભાગ લીધો હતો."

" વારૂ, હાલ તું જે વર્ણન કરે છે તે વાત કયારની છે ? " મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું.

" હાલ હું જે બનાવનું વર્ણન કરી રહ્યો છું, તે સને ૧૮૨૯ ના વરસની વાત છે." " કયા મહિનામાં એ બનાવ બનેલો ? "
" જુન માસની ત્રીજી તારીખે."

" સને ૧૮૨૯ ના જુન માસની ત્રીજી તારીખે ? ઠીક ચાલ હવે આગળ ચલાવ."

" મેં કેડરોસને ત્યાં આશ્રય મેળવવાનો નિશ્ચય કર્યો. તેને ત્યાં હું જઇ પહોંચ્યો. તેના મકાનમાં અમે આગલા દરવાજેથી કદી પણ જતા નહોતા. આ વખતે પણ તે નિયમનો ભંગ કરવાનું મેં સાહસ કર્યું નહિ. મકાનની પાછલી બાજુએ લપાતો છૂપાતો હું

જઇ પહોંચ્યો. અંદરના દિવાનખાનામાં વચ્ચે પાટીઆં ભરીને બે ભાગ કરવામાં આવ્યા હતા. તેમાંના પાછલા ભાગમાં અમે એક ઝાડ ઉપર ચઢીને બારીમાંથી ઘુસી જતા. પાટીઆંની તડમાંથી આગલા ભાગમાં જે જે ચાલી રહેતું તે બરાબર દેખાતું હતું. કેડરોસને ત્યાં કોઇ આવેલું હોય ત્યારે અમે અંદરના ભાગમાં સંતાઇ રહેતા. જ્યારે જ્યારે અમે તેને ત્યાં જતા ત્યારે પ્રથમ આ ભાગમાં છૂપાઇ રહીને અમે અમારા આવી પહોંચ્યાની તેને ખબર આપતા. આ વખતે પણ હું હંમેશની માફક તે ઓરડીમાં જ ગયો. મારો વિચાર કેડરોસ એકલો હોય તો તેને મારા આવી પહોંચ્યાની ખબર આપી, ખાવાનું મંગાવી, ખાઇ, અને રાત પડતાં અંધારા અને વરસાદના તોફાનનો લાભ લઇ, મારા સોબતી કેવી હાલતમાં હતા તેની તપાસ કરવા જવાનો હતો. પણ પાટીઆંની તડમાંથી જોતાં કેડરોસ કોઇ અજાણ્યા માણુસ સાથે વાતચીતમાં મશગુલ થએલો જણાયો.

"હું શાંતિથી બેસી રહ્યો. મારે કાંઇ તેમની વાતચીત સાંભળવાની ઇચ્છા નહોતી, પણ હવે મારે બીજો રસ્તો નહોતો. કેડરોસ જે માણુસ સાથે વાતચીત કરી રહ્યો હતો તે ફ્રાન્સ દેશના દક્ષિણ પ્રદેશથી વાકેફ નહોતો એમ જણાતું હતું. 'બોકર' શહેરમાં જ્યારે મેળો ભરાતો ત્યારે કેટલાક દુનીયાત ઝવેરીઓ પણ ત્યાં આવતા, અને મેળા દરમ્યાન બે ચાર પાંચ હજારનો સોદો કરી જતા. આ માણુસ પણ કોઇ તેવો ઝવેરી જ લાગતો હતો.

"કેટલીક વાતચીત કર્યા પછી પેલા ઝવેરીને તે ઓરડામાંથી તે બ્હાર લઇ ગયો. થોડીવાર પછી તે પાછો આવ્યો અને તેની બૈરીને તેણે હાક મારી. તે આવી એટલે કેડરોસ બોલ્યો. "પેલા

ભલા પાદરીએ આપણને છેતર્યા નથી. પેલો હીરો ખોટો નથી પણ તદ્દન સાચો છે. ”

“ તેની બૈરીના મુખમાંથી એક આનંદનો ઉદ્દગાર નિકળી ગયોઃ ‘ શું કહો છો ? ’ તેણે પૂછયું.

“ હા. હા. ખરૂં કહું છું. હીરો તદ્દન સાચો છે. આ ઝવેરી આવેલો છે, તે બે હજાર પૌન્ડે તો માગણી કરે છે. માત્ર તેના મનને જરા શંકા રહે છે, એટલે આપણને હીરો કેવા અજાયબી સંજોગોમાં મળી આવ્યો છે તે વાતની તને પૂછીને ખાત્રી કરી લેવા તે માગે છે. હું તેને બોલાવી લાવું છું, એમ કહીને તે બ્હાર જઇને પેલા ઝવેરીને અંદર લઇ આવ્યો. ઝવેરી તો આ વીશીવાળાની અને તેની સ્ત્રીની મુફલીસ હાલત નિહાળી રહ્યો. આ લોકોના હાથમાં આવો એક રાજદરબારમાં શોભે તેવો કિંમતી હીરો શી રીતે આવ્યો હશે, તેના વિચારમાં તે પડી ગયો હતો. કેડરોસ પેલા ઝવેરીને બેસાડીને નોકરને કાંઇક નાસ્તા માટે લાવવાનું કહેવાને ચાલ્યો ગયો. તેની ગેરહાજરીનો લાભ લઇને પેલા ઝવેરીએ કેડરોસની સ્ત્રીને પૂછપરછ કરવા માંડી.

“ અરે સાહેબ,” તે બોલી. “અરે, એ હીરો તો અમને જાણે ઇશ્વરી બક્ષિસજ મળી છે. એક વખતે મારા ધણીને અને એડમન્ડ નામના એક ખલાસીને ઘણી મિત્રતા હતી. ઘણા વખતથી છુટા પડેલા હોવાથી મારો ધણી તેને વીસરી ગયો હતો પણ તે ભલો ખલાસી બિચારો મારા ધણીને જરા પણ ભૂલી ગયો નહોતો, અને મરતી વખતે આ હીરો મારા ધણીને તે બક્ષીસ તરીકે આપતો ગયો હતો. ”

"એ વાત તો બધી મને તમારા ધણીએ કહી. પણ એ ખલાસી તો તમારા ધણીના કહેવા પ્રમાણે કેદખાનામાંજ મરી ગયો હતો; ત્યારે એ હીરો તેની પાસે આવ્યો કયાંથી ? શું તે એટલો બધો ધનાઢય હતો ?" પેલા ઝવેરીએ તે બાઇને પૂછ્યું.

"'ના ના સાહેબ, તે તો બિચારો નિર્ધન હતો. પણ કેદખાનામાંજ એક ધનાઢય અને માયાળુ અંગ્રેજ ગૃહસ્થ સાથે તેને દોસ્તી થઇ હતી. તે ગૃહસ્થ કેદખાનામાં માંદો પડયો ત્યારે એડમન્ડે તેની પોતાના ભાઇની માફક ચાકરી કરી. આથી તે અંગ્રેજ ગૃહસ્થ જ્યારે છૂટયો, ત્યારે તેણે એડમન્ડને આ હીરો બક્ષીસ આપ્યો. પણ એડમન્ડ તો બિચારો કેદખાનામાંજ મરણ પામ્યો. મરતી વખતે એડમન્ડ તે અમને આપતો ગયો, અને પેલો ભલો પાદરી બુસોની જેને તે મરતી વખતે સોંપાતે ગયો હતો, તે આજેજ આવીને તે અમને આપી ગયો છે."

"વાત તો એની એજ !" ઝવેરી બબડયો. એટલામાં કેડરોસ પાછો આવ્યો. "વાત અશક્ય લાગે છે, પણ કદાચ સત્ય પણ હોય. હશે ગમે તેમ હશે મારે તેની ભાંજગડ નથી. આપણે તો માત્ર સોદો થાય એટલે બસ. હવે કિંમત ઠરતી નથી તેનીજ ભાંજગડ રહી છે."

"હવે વળી શી ભાંજગડ રહી છે ?" કેડરોસે પૂછ્યું. "કિંમત તો નક્કી થઇ ગઇ છેજ."

"હું તો ચાલીસ હજાર ફ્રાંક આપું." ઝવેરીએ કહ્યું.

"ચાલીસ હજાર ફ્રાંકજ !" કેડરોસની સ્ત્રી વચમાંજ બોલી ઉઠી. "એટલી કિંમતે અમારે તે વેચવો નથી. પચાસ હજાર ફ્રાંક તો હીરાનીજ કિંમત છે અને વીંટીનું સોનું તો જુદું એમ પેલા પાદરીએ અમને કહેલું છે."

"કયો પાદરી ?" ઝવેરીએ પૂછયું.

"પાદરી બુસોની." પેલી સ્ત્રીએ જવાબ આપ્યો.

"કોઇ પરદેશી હતો કે ?"

"હું ધારૂં છું કે ઇટાલીનો હતો."

"લાવો એ હીરો ફરીથી મને જોવા દો જોઇએ." પેલા ઝવેરીએ કહ્યું. "કેટલીક વખત પહેલી વખતે ભૂલ થવાનો સંભવ હોયછે."

"કેડરોસે પોતાના ખીસ્સામાંથી એક ચામડાની મુખમલ જડેલી ડબ્બી કાઢી, અને પેલા ઝવેરીને આપી."

"વારૂ, આ બધી કેડરોસે જે વાત પેલા ઝવેરીને કરી તેના સંબંધમાં તારો શો અભિપ્રાય છે ?" મોન્ટેક્રિસ્ટોએ બરટુશીઓને પૂછયું. "એ બધી વાત તારા માનવામાં આવી કે ?"

"હા નામદાર. કેડરોસને હું ખરાબ માણુસ ધારતો નહોતો. તે કોઇ જાતનો ગુન્હો કરે–અરે ચોરી પણ કરે એવો મને જરા પણ શક નહોતો."

"એમ ધારવામાં તો તારા અનુભવ કરતાં તારી પોતાની ઉદારતા વધારે જણાઇ આવે છે. વારૂ જે એડમન્ડ દાંતેની એ લોકો બધા વાતો કરતા હતા તેને તું ઓળખતો હતો કે ?"

"ના જી. મેં તે પહેલાં કદી તેનું નામ પણ સાંભળ્યું નહોતું; અને તે પણ જ્યારે પેલો પાદરી બુસોની મને નાઇસના કેદખાનામાં મળવા આવ્યો ત્યારે તેનાજ મ્હોડેથી મેં તેનું નામ સાંભળ્યું."

"ઠીક, આગળ ચાલવા દે." મોન્ટેક્રિસ્ટોએ હુકમ કર્યો.

"પેલા ઝવેરીએ વીંટી હાથમાં લીધી અને તેને ચારે બાજુએથી તપાસી જોઇ. પછી પોતાના ખીસ્સામાંથી ઓજાર કાઢીને હીરો

વીંટીમાંથી છૂટો પાડયો. તે પછી કાંટો કાઢીને તેણે તે હીરાનું ચોક્કસ વજન કરી જોયું."

"લો, છેવટમાં છેવટ પીસ્તાલીસ હજાર ફ્રાંક આપીશ." તે બોલ્યો. " તે ઉપરાંત કાંઇ પણ જાસ્તી મળશે નહિ. વળી મારી પાસે પૈસા પણ તેટલાજ છે."

"અરે, તેનો તો કાંઇ વાંધો નથી." કેડરોસ બોલ્યો. "બાકીના પૈસા લેવાને હું તમારી સાથે તમારે ત્યાં આવું."

" ના." ઝવેરીએ હીરો તથા વીંટી પરત આપતાં કહ્યું. " તે કરતાં વધારે એમાં કસ નથી. અરે એટલા પણ હું બોલી ગયો છું એટલે નાઇલાજ, બાકી તેટલી પણ એની કિંમત નથી. વળી હીરામાં જરા એબ પણ છે; એ મને પ્રથમ જણાઇ નહોતી. એટલે મને તો આખરે નુકશાનજ થવાનું છે. પણ હવે મોઢેથી બોલી ગયો છું એટલે પીસ્તાલીસ હજાર આપીશ."

"વારૂ ઠીક છે. પાછો હીરો વીંટીમાં બેસાડી તો દો." કેડરોસની સ્ત્રીએ કહ્યું.

"હા, હા, લાવો." એમ કહીને ઝવેરીએ ફરીથી તે હીરાને પાછો વીંટીમાં બેસાડયો.

"કાંઇ ફીકર નહિ." કેડરોસ ડબ્બી પાછી પોતાના ખીસ્સામાં મૂકતાં બોલ્યો. " કોઇ બીજાને બતાવીશું."

" હા, એ તો તમારી મરજીની વાત છે." ઝવેરીએ જવાબ આપ્યો. " પણ બીજો કોઇ મારા જેટલી કિંમત આપશે નહિ, અગર તમારી હકીકતથી સંતોષ પામશે નહિ. તમારા જેવા પાસે આવા હીરો હોઇ શકેજ નહિ. એટલે બીજો કોઇ જઇને ચાડી ખાશે. તમારે પેલા પાદરીને બતાવવો પડશે, અને આવા હીરા બ-

ક્ષીસ આપનાર પાદરીઓ ભાગ્યેજ મળી આવે છે. પરિણામે તમારે શંખલા–બંધન થવું પડશે, અને હીરો સરકાર જમ કરશે. કદાચ પુરાવાના અભાવે બે ચાર મહિને તમે છૂટી જશો, તો કાંતો વીંટી ગુમ થઇ ગઇ હશે, અગર તો ચાલીસ પચાસ હજારની કિંમતનો હીરો બદલી લઇ તેની જગાએ એકાદ બદામની કિંમતનો કાચ બેસાડેલો હશે. વળી આ હીરો ખરીદવામાં અમારે પણ કાંઇ ઓછું જોખમ ખેડવાનું નથી."

કેડરોસ અને તેની સ્ત્રી તો એક બીજાના મ્હોં સામે જોઇ રહ્યાં.

"ગમે તેમ હોય." કેડરોસ બોલ્યો. "પાંચ હજાર ફ્રાંક જેટલી ઓછી કિંમત અમે લેનાર નથી. અમે કાંઈ એવા શ્રીમન્ત નથી."

"જેવી તમારી મરજી ત્યારે." પેલા ઝવેરીએ જવાબ આપ્યો. "બાકી પૈસા રોકડા તૈયાર છે."

"આમ કહીને તેણે પોતાના ખીસ્સામાંથી થોડીક સોના મ્હોરો કાઢીને બતાવવા માંડી. પેલા વીશીવાળાની તે જોઇને દાઢ સળકી.

"કેડરોસના મનમાં એક જબરી ભાંજગડ ચાલી રહી. તે છેવટે પોતાની સ્ત્રીના તરફ વળીને તેને ધીમેથી પૂછવા લાગ્યો.

"કેમ તારો શું વિચાર છે?"

"આપી દો, આપી દો." તે બોલી. "આપણે જો તેને તે હીરો નહિ આપીએ તો તે આપણા વિરૂદ્ધ ચાડી ખાશે, અને કોણ જાણે છે કે પેલો પાદરી ફરીથી મળી આવશે કે કેમ? મને તો લાગે છે કે તે ગયો તે ગયો જ!"

"વારૂ ત્યારે, તારી સલાહ પ્રમાણેજ કરીએ." કેડરોસે પોતાની સ્ત્રીને કહ્યું. પછી પેલા ઝવેરીને કહ્યું: "વારૂ ત્યારે, પીસ્તાલીસ હજારે

હીરો તમને આપ્યો. પણ મારી સ્રીને એક સોનાનો છેડો જોઈએ છીએ અને મારે એક બે ચાંદીના આંકડા જોઈએ છીએ."

"વારૂ લો." ઝવરીએ પોતાના ખીસ્સામાંથી એક ડબ્બી કાઢી તેમાંની કેટલીક ચીજો બનાવતાં કહ્યું. "આમાંથી તમને ગમે તે પસંદ કરી લો."

"પેલી સ્રીએ એક સોનાનો છેડો પસંદ કરી લીધો. કેડરોસે પોતાની મરજી પ્રમાણે બે આંકડા લઇ લીધા.

"હું ધારૂં છું કે હવે તમારે કાંઇ નારાજ થવાનું કારણ નથી." ઝવરીએ કહ્યું.

"પેલા પાદરીએ મને ચોખ્ખું કહ્યું હતું કે એ હીરો પચાસ હજારથી જરા પણ ઓછી કિંમતે વેચવો નહિ." કેડ-રોસ બબડયો.

"ચાલો થયું હવે. લાવો, લાવો, તમે કેવા વિચિત્ર માણસ છો !" ઝવેરીએ કેડરોસના હાથમાંથી હીરો લેતાં કહ્યું: "પીસ્તાલીસ હજાર ફ્રાંક કાંઇ ઓછા નથી. અરે જાઓને મારા ભાઇ, તમે તો ન્યાલ થઇ ગયા ! હજી પણ તમને સંતોષ થતો નથી ?"

"અને પૈસા ? લાવો પૈસા આપી દો." કેડરોસે પૈસા માગ્યા.

"અરે પૈસા તો આ રહ્યા, લો." એમ કહીને ઝવેરીએ પંદર હજાર ફ્રાંક રોકડા અને ત્રીસ હજાર ફ્રાંકની નોટો મેજ ઉપર મૂકી દીધી.

"ઉભા રહો, હું દીવો કરી લાવું. વખતે ગણવામાં કદાચ કાંઇ ભૂલ થાય." એમ કહીને કેડરોસની સ્રી દીવો લેવા ગઇ.

"વાતોમાંને વાતોમાં રાત પડી ગઇ હતી. વરસાદનું તોફાન પણ વધતું ચાલ્યું હતું. ધડાકા અને ભડાકા ચાલી રહ્યા હતા. પણ

ફેડરોસ, તેની સ્ત્રી, અગર પેલો ઝવેરી એ ત્રણમાંથી કોઇનું તે તરફ ધ્યાન જ નહોતું. તેઓ પોતપોતાના સ્વાર્થમાં અંધ બની ગયાં હતાં. પેલા સોના મ્હોરોની ઢગલી અને નોટોનો થોકડો જોઇને મારૂં મન પણ ડામાડોળ થવા લાગ્યું. હું તો જાણે સ્વપ્નમાં હોઉં એમ મને લાગ્યું, અને મારી દૃષ્ટિ તે જગા ઉપરજ ચોંટી રહી. ફેડરોસે મ્હોરો અને નોટો બે ત્રણ વખત ગણી જોઇ. તે પછી પાછી તે પોતાની સ્ત્રીને આપી અને તેણે પણ તે વારંવાર ગણી જોઇ. આ સમય દરમ્યાન પેલા ઝવેરીએ હીરો બરાબર તપાસી જોયો. હીરાના ઝગઝગાટ આગળ બારીમાંથી આવતા વિજળીના ચમકારા તરફ તે ઝવેરીનું ધ્યાન જરા પણ ખેંચાયું નહિ.

"કેમ પૈસા બરાબર થયાને ?" ઝવેરીએ આખરે પૂછ્યું.

"હા હા." ફેડરોસ બોલ્યો. "ચાલ, એકાદ કોથળી શોધી લાવ તો." તેણે પોતાની સ્ત્રીને હુકમ કર્યો.

"પેલી સ્ત્રી એક કબાટ ખોલીને તેમાંથી એક જુનું ચામડાનું પાકીટ અને કોથળી લઇ આવી. કોથળીમાં થોડા ફ્રાંક પડેલા હતા. આ જ તેમનું સર્વસ્વ હતું.

"ઠીક, ચાલો." ફેડરોસે ઝવેરીને કહ્યું. "તમે જો કે અમને દસેક હજાર ફ્રાંકનું નુકસાન કર્યું છે; પણ મારા મનમાં તેને માટે કાંઇ નથી. વારૂ, હવે વાળુ કરીને જ જજો."

"તમારો મ્હોટો આભાર !" ઝવેરીએ જવાબ આપ્યો. "પણ હવે ઘણું મોડું થઇ ગયું છે, અને મારે પાછું બોકેર પાછા ફરવું છે. મારાં બાલબચ્ચાં ચિન્તા કરતાં હશે." તેણે ખીસ્સામાંથી ઘડીઆળ કાઢીને જોયું. "બાપરે! નવ વાગવા આવ્યા ને શું ? ઘેર પહોંચતાં પહોંચતાં તો મધ્યરાત્રી થઇ જશે. ચાલો સાહેબજી ત્યારે. વારૂ, પણ

પેલો તમારો પાદરી જો ફરીથી આવી કાંઇ બક્ષીસ લઇ આવે તો મને વિસરી જતા નહિ !" ઝવેરીએ આંખોના વિચિત્ર પલકારા મારતાં કહ્યું.

"પણ તમે તો પાંચ સાત દિવસમાં બોર્કેરથી જતા રહેવાના." કેડરોસે જવાબ આપ્યો. "મેળો હવે ખલાસ થવા આવ્યો છે."

"હા હા. પણ તેમાં શું થઇ ગયું ? લો આ કાર્ડ ઉપર મારૂં નામ ઠામ અને પેરીસનું સરનામું લખેલું છે. એવો કાંઇક લાગ હોય તો મને જણાવજો એટલે તુરતજ હું આવીશ."

"આ ક્ષણે એક ભયંકર ગર્જના થઇ, અને વિજળીના એવા જબરા ચમકારા થયા કે બધાની આંખો અંજાઇ ગઇ, અને દીવો તો ઝાંખો પડી ગયો.

"આવા તોફાનમાં તમે કેવી રીતે જશો ?" પેલી સ્ત્રીએ ઝવેરીને પૂછ્યું.

"તોફાનથી હું જરા પણ ડરતો નથી." ઝવેરીએ જવાબ આપ્યો.

"તોફાન ઉપરાંત વળી પાછો લુંટારાનો ભય !" કેડરોસની સ્ત્રીએ ધ્રુજતા અવાજે ફરીથી કહ્યું. 'આવા મેળાના વખતે તો રસ્તો સહિ-સલામત હોતો જ નથી."

"અરે લુટારાનો ઉપાય તો મારી પાસે તૈયાર છે." ઝવે-રીએ જવાબ આપ્યો. "આ જોયું છે ?" એમ કહીને તેણે પોતાના ખીસ્સામાંથી બે ભરેલી પિસ્તોલો ખેંચી કાઢી. "એકી વખતે પહેલા બે તો સ્વધામજ પહોંચી જવાના !"

"કડરોસ અને તેની સ્ત્રીએ પરસ્પર ગુપ્ત ઇશારત કરી. બન્નેના મગજમાં એકી વખતે એકજ ભયંકર વિચાર રમી રહ્યો હતો.

"ઠીક ત્યારે સાહેબજી, સાચવીને જજો." કેડરોસે કહ્યું.

"વારૂ. તમારો આભાર!" ઝવેરીએ જવાબ આપ્યો. પછી એક ખૂણામાં મૂકેલી પોતાની લાકડી તેણે લીધી, અને ઓરડામાંથી બ્હાર નિકળ્યો. મકાનનું આગલું બારણું ખોલતાં પવનનો એવો સખત ઝપાટો આવ્યો કે ઝવેરી પણ બિચારો કંપી ઉઠ્યો.

"હવે અત્યારે અહીંઆંજ રહી જાઓ." કેડરોસે કહ્યું.

"હા હા. અહિંઆંજ રહી જાઓને. અહિં તમને કાંઇ અડચણ પડવા દઇશું નહિ!" તેની સ્ત્રીએ ટાપસી પૂરી.

"ના ના. મારે ગયા સિવાય છૂટકો નથી. ચાલો ત્યારે હવે તો સાહેબજી." ઝવેરી આગળ ચાલવા લાગ્યો. ઘનઘોર આકાશ થઇ રહ્યું. અંધકારમાં કાંઈ પણ સુઝે તેમ નહોતું. "અરે આ અંધકારમાં તો દિશા પણ સમજાય તેમ નથી. મારે જમણા હાથ તરફને રસ્તે જવાનું કે ડાબા?"

"જમણા હાથે. રસ્તો ભૂલાય તેમ નથી. સીધી સડક છે, અને બન્ને બાજુએ ઝાડ આવી રહેલાં છે."

"ઠીક ત્યારે જાઉં છું." "હા. સાચવીને જજો."

"ચાલો હવે બારણાં બંધ કરો." તેની સ્ત્રીએ કેડરોસને કહ્યું. આવા ભયંકર અંધકાર અને તોફાનમાં બારણાં ખુલ્લાં રાખવાં ઠીક નહિ."

"તેમાં પણ વળી પાછું ઘરમાં જોખમ છે." કેડરોસે પોતાનો ભય જણાવ્યો.

"બન્ને જણાં અંદરના ઓરડામાં આવ્યાં. કબાટ ખોલીને ફરીથી પાછા પૈસા ગણી જોવા માંડયા. તેમના બન્નેના મુખ ઉપર જે લોભની લાગણીઓ અત્યારે દિવાના ઝાંખા તેજમાં જણાતી હતી, તેવી મારા જોવામાં કદી પણ આવી નહોતી. પેલી સ્ત્રીનો ચ્હેરો તો

તદ્દન ભયંકર જ લાગતો હતો. લાંબી માંદગીથી તેના મુખ ઉપર-થી લોહિ તદ્દન ઉડી ગયું હતું. પણુ લાલચને લીધે તેની આંખો-માંથી જાણે અંગારા વરસતા લાગતા હતા.

"તમે તેને આજે અહિંઆંજ રહેવાનો આગ્રહ કેમ કરતા હતા?" તેણે પોતાના ધણીને પૂછ્યું.

"કેમ?" કેડરોસ બોલ્યો. તેના શરીરમાં કંપારી વછૂટી. "કેમ! એટલાજ કારણથી કે તેને પોતાને ઘેર પહોંચવાની તસ્દી લેવી પડે નહિ."

"ઓહો!" પેલી સ્ત્રી બોલી ઉઠી. તે વખતે તેના મુખ ઉપરના વિકારનું વર્ણન પણ થઇ શકે તેમ નહોતું. "મેં તો ધાર્યું કે કાંઇ બીજા કારણને લીધે તમે આગ્રહ કરતા હશો."

"મૂર્ખી! મૂર્ખી! એવા વિચારો કયાંથી રાખવા માંડયા? અને કદાચ તેવા વિચારો આપણા મગજમાં આવતા હોય તોપણ તે મનમાં જ રાખીએ." ધણીએ શિખામણ દીધી.

"ઠીક છે!" તેણે એક ક્ષણ અટકીને કહ્યું. "પણ તમે તો મરદ હો એમ મને લાગતું જ નથી!"

"એટલે?"

"'તમે જો ખરેખરા મરદ હોત તો તેને અત્યારે અહિંથી જવા જ દેત નહિ!"

"આખરે સ્ત્રી જાત જને!" કેડરોસ બબડયો.

"અથવા કદાચ ગયો તોપણ તે સહિસલામત ઘેર પહોંચવા પામેજ નહિ." તે સ્ત્રીએ આગળ ચલાવ્યું. "રસ્તામાં, આગળ જતાં વાંક આવે છે. ત્યાં આગળ એક નાળું છે."

"જરા શરમા! જરા વિચાર કર! પરમેશ્વરથી જરા ડર. જો, જો, સાંભળ!" આ જ ક્ષણે એક અતિ ભયંકર કાટકો થયો. આખા ઓરડામાં અજવાળું અજવાળું થઇ રહ્યું. ધડાકા ઉપર ધડાકા થયા અને પ્રકાશ ધીરે ધીરે બંધ થઇ ગયો.

"ઓ પ્રભુ! દયા કરો!" કેડરોસ ભયભીત થઇ હાથ જોડી પોકારવા લાગ્યો.

"તેજ ક્ષણે ધડાકા બંધ થઇ શાંતતા પથરાઇ રહી અને કોઇ દરવાજો ખખડાવતું હોય તેવો અવાજ આવ્યો.

"કોણ હશે?" કેડરોસે ઓચિન્તા ઉઠીને પૈસા સંભાળતાં પૂછ્યું."

"અરે એ તો હું છું." જવાબ મળ્યો.

"હું એટલે?"

"અરે એટલામાં ભૂલી ગયા? હું પેલો ઝવેરી."

"લો, તમે કહેતા હતા કે પરમાત્મા આપણા ઉપર કોપ્યા છે." પેલી સ્ત્રીએ પોતાના ધણીને તાંણો માર્યો. "જુઓને પરમાત્માએજ તેને કેવો પાછો અહીં મોકલ્યો છે!"

"કેડરોસ તો આ સાંભળીને ઠંડો ગારજ થઇ ગયો.

"પેલી સ્ત્રીએ ઉઠીને બારણું ખોલ્યું." "આવો, ઘણું સારૂં થયું કે તમે પાછા આવ્યા." તેણે પોતાના અવાજમાં જરા મધુરતા લાવીને કહ્યું.

"બાપરે!" ઝવેરી પાણીથી તરબોળ થઇ ગએલો અંદર આવતાં બોલ્યો. "આજ રાત્રે ઘેર જવાનું નસીબમાં લખાએલું નથી કે શું? હવે તો જે થાય તે ખરૂં. આજની રાત અહિંઆંજ ગાળ-

વાને તમે મને આમંત્રણ આપ્યું હતું, તે મેં પ્રથમથી માન્યું નહિ. આખરે તેમજ કરવાનો વખત આવ્યો."

"કેડરોસ જવાબમાં કાંઇ બબડયો. તેની સ્ત્રીએ બારણાં બરાબર બંધ કર્યાં."

---

## પ્રકરણ ૪૬ મું.

"ઝવેરીએ અંદરના ઓરડામાં દાખલ થતાં આસપાસ ચારે બાજુએ નજર કરી પણ તેના મનમાં શંકા ઉત્પન્ન કરે એવું ત્યાં કાંઇપણ તેના જોવામાં આવ્યું નહિ. કેડરોસના હાથમાં હજી પણ સોના મ્હોરો અને નોટો હતી. તેની સ્ત્રીએ અતિથી પાછા ફરતાં તેનું મધુર હાસ્યથી સ્વાગત કર્યું હતું.

"ઓહો !" ઝવેરી બોલ્યો. "આ પૈસાના સંબંધમાં તમારા મનમાં સંશય ઉત્પન્ન થયો હોય એમ લાગે છે. કારણકે મારા ગયા પછી પણ તમે તે તપાસી જોવામાં રોકાએલા હતા એમ જણાયછે."

"ના. ના" કેડરોસે જવાબ આપ્યો, "ના ના, તેવું કાંઇ નથી. પણ અમારી પાસે આટલું બધું દ્રવ્ય એવું અચાનક આવી ગયું છે કે આ સ્વપ્ન છે કે સત્ય તેની હજી અમને બરાબર ખાત્રી થતી નથી, અને તેથી આ માત્ર સ્વપ્ન નથી એવો અનુભવ કરવાની ખાતર અમારે વારંવાર પૈસા તપાસી જોવા પડે છે."

"પેલો જવેરી જરા હસ્યો.

"તમારે ત્યાં આજે કોઇ બીજા પરોણાઓ છે ખરા !" તેણે પૂછ્યું.

"ના. ના. અમારા સિવાય ઘરમાં બીજું કોઇ જ નથી ?

કેડરોસે ઉત્તર આપ્યો. "ખરૂં પૂછાવો તો મુસાફરો અમારે ત્યાં ઉતરતાજ નથી. અમારી વીશી શહેરની એટલી બધી નજીકમાં છે કે કોઇને અહિં ઉતરવાની જરૂર જ પડતી નથી."

"ત્યારે તો મારા અહિંઆં રહેવાથી તમને ઘણી અગવડ પડશે નહિ?"

"અરે, ના રે ના" કેડરોસની સ્ત્રી વચમાં બોલી ઉઠી. આપના અત્રે રહેવાથી અમને લેશ માત્ર પણ હરકત પડવાની નથી."

"પણ મારી સુવાની ગોઠવણ તમે કયાં કરશો?"

"આ ઓરડાના ઉપરના ઓરડામાં."

"પણ ત્યાં તો તમે પોતે સુઇ રહો છો."

"તેની તમારે ચિન્તા કરવાનું કારણ નથી. અમારી વ્યવસ્થા આની સાથેના બીજા ઓરડામાં થઇ શકશે."

" કેડરોસ તો અચંબાથી પોતાની સ્ત્રીની સામે જોઇ રહ્યો."

"તેની સ્ત્રીએ સગડીમાં લાકડાં નાંખી દેવતા તાજો કર્યો. પેલો ઝવેરી ત્યાં ઉભો ઉભો તાપવા લાગ્યો. પેલી સ્ત્રી પછી પરોણાને માટે ખાવાની ગોઠવણ કરવામાં રોકાઇ.

"કેડરોસે પોતાના પૈસા પાછા ઠેકાણે મૂકી દીધા–નોટો પાકીટમાં મૂકી, મ્હોરો કોથળીમાં નાંખી, અને તે બન્ને કબાટમાં મૂકી દીધાં. આ કબાટ એજ તેની ત્રિજોરી હતી. પછી તે ઓરડામાં આમતેમ ફરવા લાગ્યો. તે ઘણો શોકગ્રસ્ત અને વિચારમાં પડી ગએલો દેખાતો હતો. પેલો ઝવેરી સગડી આગળ ઉભો રહીને પોતાનાં ભીનાં કપડાં તાપથી સુકવતો હતો, તેના તરફ તે વારંવાર નજર નાંખતો.

"ત્યારે હવે સાહેબ," પેલી સ્ત્રીએ ઝવેરીને ઉદ્દેશીને કહ્યું. "તમારે જો ભોજન કરવાની ઇચ્છા હોય તો તૈયારી થઇ ગઈ છે."

"પણ તમે બે જણુ મારી સાથે ભોજન કરશોને ?"

"અત્યારે તો મને જરા પણ રૂચી નથી." ફેડરોસ બોલ્યો.

"અમે તમારા આવતા પહેલાં થોડીવાર ઉપરજ જમી લીધું હતું." તેની સ્ત્રીએ ટાપસી પૂરી.

"ત્યારે તો મને લાગે છે કે મારે એકલાનેજ જમવા બેસવું પડશે."

"પણ અમે બન્ને જણુ આપની તેનાતમાં હાજર છીએજ." પેલી સ્ત્રીએ કહ્યું. સારા સારા ગ્રાહકોનું મન રાખવાને માટે પણ તે કદી આટલી કાળજી નહોતી બતાવતી.

"ફડરોસ તો વારંવાર પોતાની સ્ત્રીના તરફ વિજળીની ઝડપે દૃષ્ટિપાત કર્યા કરતો.

"તોફાન હજી ચાલુજ હતું.

" જુઓ, જુઓ, સાંભળ્યું ? પાછા આવ્યા એ તમે ઘણું ડહાપણનું કામ કર્યું". ગૃહિણીએ પરોણા માટે કાળજી બતાવતાં વિવેક કર્યો.

"તોપણુ" ઝવેરી બોલ્યો. "હું જમી લઉં તેટલા સમય દરમ્યાન જો તોફાન ઓછું થશે તો હું ઘેર જવાનો પાછો એક વખત પ્રયત્ન કરી જોઇશ."

"અરે" ફેડરોસ બોલ્યો. "એ કાંઇ હમણાં બંધ પડવાનું નથી. એ તો હવે આખી રાત પહોંચવાનું." પછી તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

"વારૂ" ઝવેરીએ ભાણા ઉપર બેસતાં કહ્યું. "જે બિચારા આ-

ત્યારે બ્હાર રખડતા હશે અને કોઇપણ જગાએ જેમને આશ્રય મળે તેમ નહિ હોય તેમની પૂરેપૂરી કમબખતી."

"હા હા." ગૃહિણીએ ટાપસી પૂરી. "ગરીબ બિચારા! તેમની તો ખરેખરજ માઠી અવસ્થા થવાની!"

"ઝવેરીએ જમવાનું શરૂ કર્યું. પેલી સ્ત્રી જે હમેશાં ટકટકારો જ કર્યા કરતી, અને કોઇની પણ દરકાર રાખતી નહોતી, તે એકાએક શાણી અને વિવેકી ગૃહિણી બની ગઇ હતી. જે કમનસીબ માણસની સારવાર અને આતિથ્ય તે અત્યારે એટલી બધી કાળજીપૂર્વક કરી રહી હતી, તે જો પ્રથમથી તેને ઓળખતો હોત, તો તેનામાં ઓચિન્તો આવા પ્રકારનો ફેરફાર થએલો જોઇને તેના મનમાં સંશય આવ્યા સિવાય રહેત નહિ. નિદાન તેને આશ્ચર્ય તો થાત જ. કેડરોસ તો ઓરડામાં આંટા ફેરા માર્યા કરતો હતો અને પોતાના પરોણા તરફ નજર પણ કરતો નહોતો. પરોણાનું ભોજન પૂરૂં થએલું જોઇને તે ગભરાએલો વીશાવાળો બારણા આગળ ગયો અને બારણું ખોલીને બ્હાર ડોકીયું કર્યું.

"તોફાન બંધ થઇ ગયું છે." તે માથું અંદર ખેંચી લેતાં બોલ્યો.

"પણ જાણે કે તેને ખોટો પાડવો હોય તેમ એકાએક ભયંકર ગડગડાટ થયો, અને વીશીનું આખું મકાન પાયામાંથી ધ્રુજી ઉઠયું. વરસાદનું ઝાપટું અતિશય જોરથી પડવા લાગ્યું, અને પવનના ઝપાટાથી દીવો હોલાઇ ગયો. ભયભીત થઇ ગએલા કેડરોસે ધ્રુજતાં ધ્રુજતાં બારણું બંધ કરી લીધું, અને પોતાના પરોણા પાસે પાછો આવ્યો. તેની સ્ત્રીએ એક મીણબત્તી સળગાવી.

"હવે તો આપ થાકી ગયા હશો." ગૃહિણીએ અતિથીને કહ્યું.

"આપને માટે પથારી તૈયાર છે. એટલે હવે તો આપ અહિંઆંજ નિરાંતે નિદ્રા લો. જાઓ, આ ઓરડાની બરાબર ઉપરના ઓરડામાં તમારે માટે સર્વ વ્યવસ્થા કરેલી છે. આ જીનો ચઢયા એટલે તે ઓરડામાંજ જવાય છે."

"ઝવેરી થોડીવાર તો જરા કાંઇક વિચાર કરતો ઉભો રહ્યો. તોફાન કાંઇક નરમ પડે છે કે કેમ તેની તે ઘણું કરીને રાહ જોતો હતો. પણ થોડીવારમાં તોફાન નરમ પડવાને બદલે તેનું જોર ક્ષણે ક્ષણે વધવા માંડયું. તેથી હવે તો જે થનાર હશે તે થશે એવો વિચાર કરીને તેણે પોતાના યજમાન અને ગૃહિણીને પ્રણામ કર્યા, અને પોતાના સૂવાના ઓરડામાં જવાને જીનો ચઢવા લાગ્યો. તે ઉપરના ઓરડામાં દાખલ થયો એટલે મારા માથા ઉપરજ તેનાં પગલાંના જોરથી પાટીઆં અવાજ કરવા લાગ્યાં. ત્યારેજ મને સમજાયું કે અમારા ઓરડાની બરાબર ઉપરના ઓરડામાં તે ઝવેરી સૂવાનો હોવાથી અમારી વચમાં માત્ર માળના પાટીઆંનોજ પડદો હતો. ઝવેરી ઉપર ચઢતો હતો તે વખતે પેલી સ્ત્રી તેને આતુર-ત્વરિત દૃષ્ટિથી નિહાળી રહી હતી. કેડરોસ તો તેના તરફ પુંઠ ફેરવીને ઉભો હતો, અને તેની સામે પણ જોઇ શકયો નહિ.

"આ બધા સંજોગો પાછળથી મને જેટલા દુઃખદાયક થઇ પડયા તેટલા દુઃખદાયક તે વખતે મને લાગ્યા નહિ. ખરૂં જોતાં જે કાંઇ બનાવો બન્યા તે બધા મને તે વખતે તો તદ્દન સ્વાભાવિકજ લાગ્યા, અને તેમાં શંકા અગર ભયનું કાંઇપણ કારણ જણાયું નહિ. માત્ર હીરા સંબંધીની હકીકત બધી મને કેવળ અશક્ય જેવી લાગી.

"હું તદ્દન થાકી ગયો હતો. વળી તોફાન નરમ પડી જતાં

પાછા જવાનો મારો વિચાર હતો, એટલે હવે ચારે તરફ પથરાઇ રહેલી શાંતિનો લાભ લઇને થોડીક નિદ્ર લેવાનો મેં ઠરાવ કર્યો. ઉપરના ઓરડામાં પેલા પરોણાની સર્વ હાલચાલ મારાથી બરાબર સંભળાતી હતી. તેણે પોતાનાથી બને તેટલી સગવડ કરી લીધી અને પથારીમાં પડયો. થોડે થોડે મારી આંખો પણ ભારે થઇ, અને નિદ્રાદેવીએ મારા ઉપર પોતાની સત્તા જમાવી. કોઇપણ જાતનો સંશય ન હોવાથી મેં પણ ઉંઘને રોકવાની તસ્દી લીધી નહિ. ક્રેડરોસ અને તેની સ્ત્રી જ્યાં બેઠાં હતાં ત્યાં મેં એક છેલ્લી નજર નાંખી. ક્રેડરોસ એક નાના સરખા બાંકડા ઉપર બેઠો હતો. મારા તરફ તેની પૂઠ હોવાથી તેના મુખ ઉપર થતા વિકારો મારાથી જોઇ શકાય તેમ નહોતું. વળી તે માથે હાથ દઇને બેઠો હતો. એટલે કદાચ મારા તરફ ફરીને બેઠો હોત, તોપણ તેનું મુખ મારાથી જોઇ શકાત નહિ. તેની સ્ત્રી થોડીવાર તો કાંઇપણ બોલ્યા ચાલ્યા શિવાય તિરસ્કારથી તેના તરફ જોઇ રહી. પછી ખભા ચઢાવતી તેની પાસે જઇને બેઠી. એવામાં સગડીમાં એકાએક ભડકો થયો, અને ઓરડાના આગલા ભાગમાંની હરેક ચીજ સ્પષ્ટ રીતે જણાવા લાગી. પેલી સ્ત્રી હજી પણ પોતાના ધણીના તરફ જ જોઇ રહી હતી; પણ તેણે જરા પણ ઉંચું જોયું નહિ, એટલે તેણે પોતાનો હાથ તેના માથા ઉપર ફેરવ્યો.

"ક્રેડરોસ કંપી ઉઠયો! પેલી સ્ત્રી જાણે કાંઇક કહેતી હોય તેમ તેના હોઠ ફફડવા લાગ્યા! પણ તે કાંતો એટલી બધી ધીમેથી વાત કરી રહી હતી કે કોઇપણ સાંભળી શકે નહિ, અગર તો ઉંઘને લીધે હું એવી સ્થિતિમાં આવી ગયો હતો કે તે મોટેથી બોલતી હોય તોપણ મારાથી તે સાંભળી શકાયું નહિ. મારા કાનમાં

કાંઇ વિચિત્ર પ્રકારના અવાજ થવા લાગ્યા. આંખો આગળ અવનવિન દેખાવો તરવરવા લાગ્યા, પણ તેમાંનું કાંઇ મારાથી સમજી શકાતું નહોતું. ધીરે ધીરે હું ધાઢ નિદ્રામાં પડી ગયો. આવી બેભાન અવસ્થામાં હું કેટલીકવાર સુધી પડી રહ્યો તેની ખબર રહી નહિ, પણ છેવટે હું એકાએક પિસ્તોલનો અવાજ અને તે સાથે એક ભયંકર ચીસ સાંભળીને જાગી ઉઠયો. મારી ઉપરના ઓરડામાંથી કોઇનો લથડીઆં ખાવાનો અવાજ આવ્યો, અને બીજી જ ક્ષણે જીના ઉપરથી કાંઇક પડવાનો ધબાકો સંભળાયો. હજી તો મારી આંખો બરાબર ઉઘડી નહોતી, મારૂં ભાન પણ બરાબર ઠેકાણે આવ્યું નહોતું, એટલામાં તો ધીમી ધીમી ચીસો મારા સાંભળવામાં આવી. કાંઇક ભયંકર કૃત્ય બની રહ્યું હતું, એવું જણાતાં મારી ઉંઘ એકદમ ઉડી ગઇ. હું જરા બેઠો થઇ ગયો, અને ચારે બાજુએ નજર કરી તો આસપાસ બધે અંધકાર જ હતો. વળી વરસાદનું પાણી ગળતું ગળતું ઉપરના માળમાંથી નીચે ઉતરતું લાગ્યું. કારણ કે ઉપરથી પાણી જેવું કાંઇક મારા માથા ઉપર ટપકતું હતું અને મારા મ્હો ઉપર હાથ ફેરવતાં મારૂં મ્હો ભીંજાઇ ગએલું અને ચીકાસવાળું લાગ્યું.

"જે ભયંકર ચીસોથી હું જાગી ઉઠયો હતો તે બંધ થઇ ગઇ. ચારે બાજુએ શાંતતા પથરાઇ રહી. માત્ર ઉપરના ઓરડામાંથી કોઇકનાં પગલાંનો અવાજ આવતો હતો. જરાવારમાં તો જીના ઉપર પગલાં સંભળાયાં; એટલે ઉપરથી કોઇક નીચે ઉતરતું હતું એમ મેં અનુમાન કર્યું. મેં તડમાંથી જોયું તો એક માણસ નીચે ઉતરીને ઓરડામાં આવ્યો હતો, અને સગડી આગળ મીણબત્તી સળગાવતો હતો. તે જરા બાજુ ઉપર ફર્યો એટલે મેં તેને ઓળખ્યો. તેનો ચ્હેરો ફીક્કો અને ઘણો બીહામણો લાગ્યો. તેનાં કપડાં લોહિથી

ખરડાએલાં હતાં. દિવો સળગાવીને તે પાછો ઉપર ગયો અને તેનાં ઉતાવળાં અને લથડતાં પગલાં ઉપરના ઓરડામાં સંભળાયાં. થોડીવારમાં તો પેલી હીરાની ડબ્બી લઇને તે નીચે ઉતર્યો. ડબ્બી ખોલીને હીરો તેમાં હતો એવી ખાત્રી કરી જોઇ અને કયા ખીસ્સામાં ડબ્બી મૂકવી તેનો વિચાર કરવા લાગ્યો. પછી ખીસ્સામાં મૂકવાને બદલે એક રૂમાલે બાંધીને તે રૂમાલ પોતાના માથે લપેટી લીધો. તે પછી કબાટમાંથી સોના મ્હોરો અને નોટો લીધી, ખીસ્સામાં મૂકી, બારણા તરફ ધસ્યો, અને અંધકારમાં અદૃષ્ય થઇ ગયો. આ માણસ તે બીજો કોઇ જ નહિ કૅડરૅાસ જ હતો.

"હવેજ બધી વાત મને સ્પષ્ટ સમજાઇ. મેં પોતેજ જાણે ગુન્હો કર્યો હોય તેમ હું મારી જાતને દોષ દેવા લાગ્યો. હજી પણ મને ચીસોના ભણકારા લાગતા હતા. પેલો કમનસીબ ઝવેરી કદાચ હજી છેક મરણ પામ્યો નહિ હોય એવી શંકા આવવાથી જે ગુન્હો મેં કર્યો હતો તેના પ્રાયશ્ચિત્ત તરીકે મેં તેની મદદે જવાનો નિશ્ચય કર્યો. મેં તુરતજ જોર કરીને પડદાનાં પાટીઆં ભાગી નાંખ્યાં અને ઓરડામાં દાખલ થયો. પેલી સળગતી મીણબત્તી લઇને હું જીના તરફ ગયો તો જીના આગળજ મારા પગે કાંઇક અથડાયું. નીચા પડીને જોતાં કેડરોસની સ્ત્રી ત્યાં પડેલી જણાઇ. જે પિસ્તોલનો અવાજ મેં સાંભળ્યો હતો તેનો ભોગ તે દુર્ભાગી સ્ત્રીજ થઇ પડેલી હતી. ગોળી તેના ગળામાં વાગી હતી અને તેમાંથી અને મોઢામાંથી લોહી વહ્યા કરતું હતું.

"તે કમનસીબ સ્ત્રી કોઇ પણ ઉપાયે બચી શકે તેમ નહોતી. તેથી તેને પડતી મૂકીને હું ઉપરના ઓરડામાં ગયો. ત્યાં તો સર્વ કાંઇ અસ્તોવ્યસ્ત પડેલું હતું. ત્યાં આગળ જે ખૂનખાર ઝપાઝપી

થઇ હતી તેને લીધે ઘણોખરો સામાન ભાંગી તુટી ગયો હતો. પથારીની ચાદરોના ચીરેચીરા ઉડી ગયા હતા. ઝવેરી મડદું થઇને જમીન ઉપર પડયો હતો. છાતીમાં ત્રણ મોટા ઘા પડેલા હતા, અને તેમાંથી લોહીની નીકો વહે જતી હતી. એક ચોથા મોટા ભયંકર ઘામાં તો છરી હજી તેમની તેમજ હતી. એટલામાં મારા પગે કાંઇક અથડાયું. તપાસ કરતાં બીજી પિસ્તોલ હતી. તે ફુટેલી નહોતી કારણકે તેનો દારૂ હવાઇ ગયો હતો. આ પિસ્તોલ તે ઝવેરીની હતી. હું તેની પાસે ગયો. હજી તેનામાં જરા જરા ચેતન હતું. મારાં પગલાંનો અવાજ સાંભળીને તેણે આંખો ખોલી, અને મારા તરફ આતુરતાથી જોઇ રહ્યો. કાંઇક કહેવા માગતો હોય તેમ હોઠ ફફડાવ્યા અને પછી શ્રમને લીધે તે પાછો બેભાન થઇ ગયો, અને તુરતજ તેનો અમર આત્મા ખોળીયામાંથી ઉડી ગયો.

"આવો ભયાનક દેખાવ જોઇને હું તો કેવળ મૂઢ જ બની ગયો. હવે ત્યાં મારા રહેવાથી કાંઇ અર્થ સરે તેમ ન હોવાથી તે ભયંકર જગ્યાએથી જેમ બને તેમ જલદીથી નાસી જવાની મારી ઇચ્છા થઇ. હું તો ગાંડાની માફક માથે હાથ દઇને જીના તરફ દોડયો. મારાથી ભયને લીધે ચીસો પણ પડાઇ ગઇ.

"નીચેના ઓરડામાં આવ્યો તો પાંચ છ જકાતના અમલદારો અને તેમની સાથે હથીઆરબંધ પોલીસના સિપાઇઓની એક ટોળી મેં જોઇ. મને જોતાંજ સાથેજ તેઓએ મને પકડી લીધો. સામે થવાના વિચાર કરવાના પણ મને પુરતો વખત મળ્યો નહિ. ખરૂં જોતાં હું બધું ભાન ભૂલી ગયો હતો. મેં બોલવાનો પ્રયત્ન કર્યો તો કાંઇક અસંબદ્ધ ભાગ્યા તુટયા શબ્દોનોજ ઉચ્ચાર મારાથી થઇ શક્યો.

"થોડીવાર પછી મને જરા ભાન આવ્યું. આ વખતે ટોળીના તમામ માણુસો મારાં લોહીથી ખરડાએલાં કપડાં તરફ આંગળીઓ કરી રહ્યા હતા. આથી મેં મારા શરીર તરફ નજર કરી ત્યારેજ મને માલુમ પડ્યું કે માળ ઉપરથી જે પાણી મારા માથા ઉપર ટપકતું મને લાગ્યું હતું, તે વરસાદનું પાણી નહોતું પણ લોહી હતું. હવે તો હું અબોલોજ બની ગયો. ખુલાસો કરવાને મેં ઘણો પ્રયત્ન કર્યો પણ મારી જીભજ ઉપડી નહિ. જે જગાએ હું સંતાઇ રહ્યો હતો તે જગા મેં ઇશારતથી બતાવી.

"તે શું કહેવા માગે છે?"

"એક અમલદાર જે જગા તરફ મેં આંગળી બતાવી તે તરફ ગયો અને આસપાસ નજર કરીને આવ્યો.

"તેનું કહેવું એવું છે કે તે આ રસ્તેથી અંદર દાખલ થયો." એમ કહીને પેલાં તુટેલાં પાટીયાં તરફ તેણે બીજાઓનું ધ્યાન ખેંચ્યું.

"ત્યારેજ મારી ખરી સ્થિતિનું મને ભાન થયું. આ મકાનમાં જે જે ભયંકર બનાવો બન્યા હતા તે બધાનો જવાબદાર તેઓ મનેજ ગણવા લાગ્યા. મારા ભયનું આ પ્રમાણે ભાન થતાં મેં તેઓના હાથમાંથી છટકવાનો જોરથી પ્રયત્ન કર્યો અને બરાડવા લાગ્યો: "મેં કાંઇ ગુન્હો કર્યો નથી! હું તદ્દન નિર્દોષ છું! હું કેવળ નિરપરાધી છું!"

"બે સિપાઇઓએ મારા સામે બંદુકો તાકી. "જરા પણ ઉંચોનીચો થયો તો આવીજ બન્યું સમજજે!"

"આવી ધમકી મને આપવાનું શું કારણ?" હું બરાડી ઉઠયો. "મેં તમને ક્યારનું જણાવી દીધું છે કે હું તદ્દન નિર્દોષ છું.'

"છે! છે!" સિપાઇઓ બોલ્યા. "તને જ્યારે ન્યાયાધીશ આગળ રજુ કરવામાં આવે ત્યારે તેમને તારા નિરપરાધીપણાની વાતો તારે જણાવવાની જરૂર પડશે; માટે ત્યાંસુધી ધીરજ રાખ. અત્યારે તો અમારી સાથે મૂગો મૂગો ચાલ!"

"બડી કમબખ્તી આવી પડી! સામા થવાથી કાંઇ વળે તેમ નહોતું. આશ્ચર્ય અને ભયથી હું મૂઢ બની ગયો હતો. તે લોકોએ મને તુરત જ બેડીઓ પ્હેરાવી દીધી અને ઘોડાના પૂંછડા સાથે બાંધી દીધો. આવી નામોશી ભરેલી સ્થિતિમાં મને નાઇસ શહેરમાં લઇ ગયા.

"વાત એમ બની હતી કે એક અમલદારે મારી પૂઠ પકડી હતી, પણ વીશીની નજીક આવી પહોચતાં મેં તેની નજર ચુકાવી દીધી હતી. વીશીમાંજ હું રાત ગાળનાર હતો એવું અનુમાન કરીને તે પોતાના સોબતીઓને બોલાવવાને પાછો ગયો હતો. તે લોકો બધા આવી પહોંચ્યા એવામાંજ પિસ્તોલનો અવાજ થયો, એટલે તેઓએ આવીને મને પકડયો. મારા વિરૂદ્ધ એવો સજડ પુરાવો હતો કે મારૂં નિરપરાધીપણું સાબીત થવાની લેશ માત્ર પણ આશા રહી નહોતી. માત્ર એકજ સંભવ હતો અને તે એ કે, મને ન્યાયાધીશ આગળ લઇ જવામાં આવે ત્યારે પેલા પાદરી બુસૉનીનો હરેક પ્રકારનો શોધ કરી તેનો પત્તો લગાડવાને તેને વિનંતિ કરવી. કારણ કે તે પાદરી ખૂન થયું તેને પહેલે દિવસે સવારમાંજ તે વીશીમાં આવ્યો હતો, અને તેણેજ પેલો હીરો કૅડરૅાસને આપ્યો હતો. કૅડરૅાસે જો તે વાત જોડીજ કહાડી હોય, અને તેના કહેવા પ્રમાણેનો બુસૉની નામનો કોઇ પાદરી અસ્તિત્વમાંજ ન હોય, તોતો પછી મારૂં આવીજ બન્યું

હતું. આ સિવાય તો જો કેડરૅાસ પોતે પકડાય અને પોતાનો ગુન્હો કબુલ કરે તોજ મારો બચાવ થઇ શકે.

"આશામાંને આશામાં બે માસ વીતી ગયા. મારે એટલું તો કબુલ કરવુંજ પડશે કે પેલા ભલા ન્યાયાધીશે મારા કહેવા પ્રમાણે બારિક તપાસ કરાવી. કેડરોસ તો હજી નાસતોજ ફરતો હતો. હું પણ છેવટે નસીબના ઉપરજ આધાર રાખીને બેઠો. મારૂં કામ ચાલવાનો દિવસ પાસે આવવા લાગ્યો. એવામાં એક દિવસ ઓચિન્તો પેલો પાદરી પોતે જાતેજ કેદખાનામાં આવી પહોંચ્યો, અને મને મળવાને માટે પરવાનગી મેળવી. મેં તો તેની આશાજ છોડી દીધી હતી. એટલે તેને જોઇને હું કેવો હર્ષઘેલો થઇ ગયો હોઇશ તેની કલ્પના આપે પોતેજ કરી લેવી. મેં જે કાંઇ નજરે જોયું હતું અને કાને સાંભળ્યું હતું તે તમામ તેને નિવેદન કર્યું. હીરાની વાત કરતી વખતે હું જરા ખચકાયો, પણ તે વાત તેણે પોતે તુરતજ કબુલ કરી, એથી મને અચંબો લાગ્યો. પણ જ્યારે તેણે મારી સઘળી વાતમાં પૂર્ણ વિશ્વાસ બતાવ્યો ત્યારે તો ધર્મગુરૂ આગળ મારા પોતાના પાપનો એકરાર કરવાની મેં ઇચ્છા જણાવી. તેણે તેનો સ્વીકાર કરવાનું કબુલ કર્યું. મેં જે પાપ કર્યું હતું તેનો એકરાર તેના આગળ કરીને મારા હૃદયનો ભાર મેં ઓછો કર્યો. તે ઉપરાંત મેં મારા જીવનની દરેક જાણવા જેવી બાબત મેં તેને જણાવી. પેલા ન્યાયાધીશ વાઇલફોર્ટના ખૂનના પાપનો મેં રાજીખુશીથી સ્વીકાર કર્યો. તે ઉપરથી મારા કથનમાં તેને સંપૂર્ણ વિશ્વાસ બેઠો. તેણે જતી વખતે મને ઘણું ધૈર્ય આપ્યું અને પોતાનાથી બની શકે તેવી તમામ મદદ કરી મારી નિર્દોષતા સાબીત કરી આપવાનું વચન આપ્યું.

"તે ભલો પાદરી પોતાનું વચન બરાબર પાળવા માગતો હતો

એવી મને જલદીથી ખાત્રી થઇ. કારણકે તે પછી કારાગૃહમાં અનેક પ્રકારની સવલતો મને મળવા લાગી. તેમજ મારૂં કામ લાંબા વખત સુધી મુલતવી રાખવાનો ઠરાવ થયાની મને ખબર મળી.

"એ સમય દરમ્યાન પરમાત્માની કૃપાથી કેડરોસ ૧૪ક દૂરના પ્રદેશમાં પકડાઇ ગયો, અને તેને પાછો લાવવામાં આવ્યો. તેણે ગુન્હો કબુલ કર્યો પણ તેમાં તેના સ્ત્રીએ જે ભાગ ભજવ્યો હતો તે બાબત તેણે આગળ આણી નહિ. તેને જન્મ–ટીપની સખ્ત મજુરીની સજા થઇ, અને મને છોડી મૂકવામાં આવ્યો.

"અને પછીજ હું ધારૂં છું કે," મોન્ટેક્રિસ્ટોએ બરટુશીઓને વચમાં અટકાવીને કહ્યું. " તે પાદરીનો ભલામણ પત્ર લઇને તું મારી પાસે આવ્યો."

"હા જી. તે ભલા પાદરીની મારા ઉપર સંપૂર્ણ કૃપા થઈ." બરટુશીઓએ આગળ ચલાવ્યું. "તું આવી રીતે દાણચોરીનો ધંધો લઇ બેઠો છે, પણ તેમાં કોઇક વખત માર્યો જઇશ." પાદરીએ મને કહ્યું. " તેથી હવે તો કોઇ આબરૂ ભરેલો અને સીધો રસ્તો શોધી કાઢી તે રીતે પોતાનું ગુજરાન ચલાવ."

"પણ મારે શું ધંધો કરવો તે મને સુઝતું નથી." મેં તેને જવાબ આપ્યો. "મારે મારૂં તેમજ મારી ભાભીનું પોષણ કરવાનું છે."

"એક મારો શિષ્ય છે." પાદરીએ જવાબ આપ્યો. "તેને મારે માટે ઘણી પૂજ્ય બુદ્ધિ છે. તે માણસ ઘણી સારી સ્થિતિનો છે. તેને એક વિશ્વાસુ નોકરની જરૂર છે, એવી તેણે થોડા વખત ઉપર મને તે સંબધમાં વાત કરી હતી. તને તેની જગા પસંદ પડશે ? જો પસંદ પડે તો હું તને મારા તે મિત્ર ઉપર એક ભલામણ પત્ર આપું."

"મહારાજ !" મેં તે પાદરીને પગે પડતાં જવાબ આપ્યો. "આ-

જન્મ પર્યંત હું કદીપણુ આપનો ઉપકાર ભૂલીશ નહિ. જે ગૃહસ્થને ત્યાં આપ મને મોકલવા માગો છો તેની હું નિમકહલાલીથી બરાબર સેવા ઉઠાવીશ."

"ત્યારે. તારે એક કામ કરવું પડશે." પાદરીએ કહ્યું. "તારે સોગન લેવા પડશે કે તારા ભલામણુ કરવા માટે પસ્તાવું પડે એવું વર્તન તું કદી પણુ કરીશ નહિ."

"મેં તે પાદરી આજ્ઞા કરે તેવા સોગન લેવાની મારી તૈયારી બતાવી એટલે તેણે મને તેમ કરતાં રોકયો.

"જવા દે, જવા દે. હવે તારે સોગન લેવાની કાંઇ જરૂર નથી." તેણે કહ્યું. "તમારા કોરસીકન લોકોને હું સારી રીતે ઓળખું છું અને તમારા લોકોની પ્રકૃતિથી હું સંપૂર્ણ રીતે વાકેફ છું. હવે કાંઇ વાંધો નથી. લે ત્યારે આ પત્ર હું તને હમણાંજ લખી આપું છું." એમ કહીને તેણે ઉતાવળમાં એક કાગળ ઉપર થોડીક લીટીઓ લખી આપી. એ પત્ર લઇને હું આપની પાસે આવ્યો અને મને આપ નામદાર સાહેબે કૃપા કરીને આપની નોકરીમાં દાખલ કર્યો. આપ કૃપાળુ નામદારને નમૃતાપૂર્વક હું માત્ર એકજ પ્રશ્ન કરૂં છું કે, મને આશ્રય આપવાને માટે દિલગીર થવાનું આપને મેં કદીપણુ કારણુ આપ્યું છે કે?"

"ના, ના. ઉલટું, બરટુશીઓ, તેં તો નિમકહલાલીથી, પ્રમાણિકપણે, અને યોગ્ય તત્પરતાથી હંમેશાં મારી સેવા બજાવી છે. તારામાં માત્ર એકજ દોષ મારા જોવામાં આવ્યો તે એ કે તેં મારા ઉપર પુરતો વિશ્વાસ રાખ્યો નહિ."

"ખરેખર, આપ નામદાર સાહેબ શું કહેવા માગો છો તે મને બીલકુલ સમજાતું નથી."

" માત્ર એટલુંજ કે તારી ભાભી અગર તારા દત્તક પુત્રના સંબંધમાં તેં કદી મારા આગળ ઇશારો સુદ્ધાં પણ કર્યો નથી. "

" સાહેબ, મારા જીવનમાં સર્વથી વધારે દુ:ખદાયક અને કરૂણાજનક વાર્તા તો હજી આપને સંભળાવવાની બાકીજ રહી ગઇ છે. હું મારી નિરાધાર અને ગરીબ ભોજાઇને મળવાને, અને તેને દિલાસો આપવાને ઘણો આતુર હતો. તેથી હું જરાપણ વખત ગુમાવ્યા સિવાય કૉરસીકા રવાના થઇ ગયો. પણ ઘેર આવ્યો તો ઘર એક સ્મશાન જેવું શૂન્ય અને ભયાનક લાગ્યું. ત્યાં એવો યાદગાર બનાવ બની ગયો હતો કે આસપાસના પડોશીઓ આજે પણ તે બનાવ સંભારતાં કંપી ઉઠે છે. મારી શિખામણ માનીને મારી ભાભીએ બેનીડેટ્ટોને પૈસા આપવાનું બંધ કર્યું હતું. તે છોકરાને જ્યાં સુધી એમ લાગ્યું કે તેની પાસે પૈસા છે, ત્યાંસુધી તેણે તે બિચારીને પજવવાનું ચાલુજ રાખ્યું. એક દિવસ સવારમાં તેણે પૈસા માગ્યા, અને જ્યારે તેણે ના પાડી, ત્યારે તેને અનેક પ્રકારની ધમકીઓ આપી તે નાસી ગયો. તે આખો દિવસ પાછો આવ્યોજ નહિ. મારી ભાભી તેને પોતાના પુત્રની માફક ચ્હાતી હતી. તેણે આખો દિવસ રોઇરોઇને પસાર કર્યો. સાંજ પડી પણ તે ન આવ્યો. તે આતુરતાથી રાહ જોઇ રહી.

" મધ્યરાત્રીના સમયે તે લથડીઆં ખાતો ઘેર આવ્યો. તેની સાથે તેના બે બીજા બદમાસ સોબતીઓ હતા. પેલી સ્ત્રી તો બિચારી હર્ષમાં આવી જઇને તેને ભેટવા દોડી. પેલા ત્રણે બદમાસોએ તેને એકાએક પકડી લીધી. "

" જુઓ, આ બુઢ્ઢી પૈસા ક્યાં સંતાડે છે તે સ્થાન બતાવવાની

ના પાડે છે. માટે હવે તેને બરાબર શિખામણ આપીએ; એટલે તે બોલ્યા સિવાય રહેશેજ નહિ."

"કમનસીબે અમારા જોડેના ઘરમાં તે દિવસે કોઇ મરદ હાજર નહોતો. માત્ર એક બાઇ જ હતી. અમારા ઘરમાં શું ચાલી રહ્યું હતું તેની ખબર તે બાઇ સિવાય બીજા કોઇને પણ પડે તેવી નહોતી. એનીડેટ્ટોના બે સોબતીઓએ મારી ભોજાઇને પકડી રાખી. તે તો બિચારી આ બધી મશ્કરીજ સમજતી હતી એટલે હસતી હતી. પેલા રાક્ષસો તો ખરેખરજ તેનો જીવ લેવા તયાર થયા હતા. તેઓએ બધાં બારી બારણાં બંધ કર્યાં, અને તે બાઇના મ્હોમાં ડુચો ઘાલ્યો. પછી તેને સગડી સળગતી હતી તેની પાસે લઇ ગયા, અને તેના પગ દેવતા પર ધર્યા. આવી ક્રૂરતાથી તેઓ તેની પાસેથી પૈસા ક્યાં સંતાડી રાખ્યા હતા તે બાતમી કઢાવવા મથતા હતા. મારી ભોજાઇએ ઘણા ઘણા પછાડા ખાધા અને ફાંફાં માર્યાં પણ ફોકટ. એટલામાં તેનાં કપડાં સળગી ઉઠયાં એટલે પેલા રાક્ષસો તેને તેવીજ સ્થિતિમાં પડતી મૂકીને નાઠા અને બ્હારથી બારણાં બંધ કરી લીધાં. પેલી સ્ત્રી જેમતેમ કરીને ઘસડાઇ બારણા આગળ આવી અને તેણે બારણાં ખોલવાને પછાડા માર્યા પણ કાંઇ વળ્યું નહિ. તે આખા શરીરે જોનારને કમકમાટી ઉપજે એવી રીતે દાઝી ગઇ હતી. આખરે તે વેદનાને લીધે મૂર્છિત થઇ ગઇ. તેની ધીમી ધીમી ચીસો પેલી પડોસણના સાંભળવામાં આવી તો ખરી, પણ મધ્યરાત્રીનો સમય અને તે બાઇ પણ જાતે એકલીજ એટલે તપાસ કરવાની તેની જરા પણ હિંમત ચાલી નહિ.

"બીજે દિવસે સવાર થતાં પેલી પડોસણે હિંમત લાવીને પોલીસને જઇને આગલી રાતે સંભળાએલી ચીસોની વાત જાહેર

કરી. પોલીસ તુરતજ આવી પહોંચી. બારણું તોડી પાડી ઘરની અંદર દાખલ થઇ, તો મારી ભોજાઇ બેભાન અને મરણોન્મુખ અવસ્થામાં પડેલી મળી આવી. ઘરમાંથી જે કાંઇ મળી આવ્યું તે પેલા બદમાસો લઇને ચાલતા થએલા હતા."

"તે પછી બેનીડેટ્ટોએ કદી અમારા ગામમાં પગ મૂક્યો નથી; તેમજ મેં તેને કદી જોયો પણ નથી.

"આ ભયંકર બનાવ બન્યા પછીજ હું આપ નામદારની સેવામાં હાજર થયો હતો એટલે આપ નામદાર સાહેબને એ હૃદય-દ્રાવક દુ:ખદાયક વાર્તા જણાવવાથી કાંઇ અર્થ નહોતો. વળી તે બદમાસ છોકરાનો કાંઇ પત્તોજ નહોતો."

"વારૂ, એ હૃદયદ્રાવક બનાવ ઉપરથી તમે શો ક્યાસ કર્યો?" મૉન્ટેક્રિસ્ટોએ પૂછ્યું.

"મારા પાપનું જ તે ફળ હોવું જોઇએ." બરટુશીઓએ જવાબ વાળ્યો. "નામદાર સાહેબ, આ જગા ત્યાર પછી આજે પહેલી વખત જ મારી દૃષ્ટિએ પડતી હોવાથી આ જગા જોઇને મારા મનમાં શા શા વિચારો ઉત્પન્ન થયા હશે તે આપ સાહેબ હવે બરાબર સમજી શક્યા હશોજ. આ બાગમાંજ મેં તે ભયંકર ગુન્હો કરેલો હતો. તેનો આબેહુબ ચિતાર અત્યારે મારા મગજ આગળ ખડો થતાં મારૂં મન ઉદ્વિગ્ન બને એ સ્વાભાવિકજ હતું. આપને આ બાબતની માહિતી નહિ એટલે આપને તેનું કારણ જાણવાની સાહજિક જીજ્ઞાસા થઇ આવી. વાઇલફૉર્ટે પોતાના બાળકને માટે ખોદેલી ઘોરમાંજ તે પોતે દટાએલો હોવો જોઇએ; એટલે ઘણું કરીને અત્યારે હું તેની કબર ઉપર જ ઉભો છું, એવા વિચારથી મને કંપારી વછૂટે છે."

" એ પણ બનવા યોગ્ય છે. " જે બાંકડા ઉપર પોતે બેઠો હતો તે ઉપરથી ઉઠતાં મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " પરંતુ તે ન્યાયાધીશ મરણ પામ્યો અગર જીવતો હોય, ગમે તેમ હોય તોપણ પેલા પાદરીએ તને મારા આશ્રયમાં રાખ્યો છે એ ઘણું ડહાપણનું કામ કરેલું છે. વળી તેં તારો સર્વ ઇતિહાસ અથઇતિ મને કહી બતાવ્યો તે પણ તેં ઘણું યોગ્ય જ કર્યું છે. કારણ કે એથી ભવિષ્યમાં કોઇ વખત તારે માટે માઠો અભિપ્રાય બાંધવાનું મને કારણ રહેશે નહિ. વારૂ, પણ પેલો હરામખોર બેનીડેટ્ટો ક્યાં ગયો અને તેનું શું થયું તે જાણવાને અગર તેને શોધી કાઢવાને તેં કદી પ્રયત્ન જ કર્યો નથી એમ જણાય છે. "

" ના જી. એવા નીચ કૃતઘ્ન છોકરાનું શું થયું તેનો તપાસ કરવાને બદલે એ પિશાચનું નામ પણ લેવું નહિ એવો મેં નિશ્ચય કર્યો છે. વળી પરમાત્માની કૃપાથી હજી સુધી તેનું નામ નિશાન પણ મારા જાણવામાં આવ્યું નથી, એટલે હું ધારૂં છું કે તે પોતાનાં દુષ્કૃત્યોનો હિસાબ આપવાને પ્રભુના દરબારમાં પહોંચી ગએલો હોવો જોઇએ. "

" એવા વિચારથી મકલાઇ જતો નહિ. " કાઉન્ટે કહ્યું. " પાપીઓને તેમનાં પાપ-કર્મો માટે ભોગવવી પડતી શિક્ષામાંથી પરમાત્મા એટલી બધી સહેલાઇથી તેમને બચાવતો નથી; પણ દુષ્ટોને તેમનાં દુષ્કૃત્યો બદલ દંડ દેવાના કાર્યમાં તેમનો હથીઆર તરીકે ઉપયોગ કરી સર્વ શક્તિમાન ઇશ્વર પોતાનો હેતુ બર લાવે છે. "

" જ્યાં સુધી તેનું કાળું મ્હો મારી નજરે પડે નહિ ત્યાંસુધી તે ભલે જીવતો રહે. હવે સાહેબ, મારા જીવનનો કાંઇ પણ અહેવાલ આપનાથી મેં છાનો રાખ્યો નથી. "

બરટુશીઓએ પોતાના બન્ને હાથમાં પોતાનું મુખ છૂપાવી દીધું. થોડીવાર સુધી શાંતતા પથરાઇ રહી. પછી કાઉન્ટે જરા શોકાતુર અવાજે કહ્યું:—

“ હવે આ વાતચીતનો અંત લાવતાં,—કારણ હવે કદી પણ આ બાબતનો ઉદ્‌ઘોષ કરવામાં આવશે નહિ.) મારે તને કેટલીક શિખામણ દેવાની છે, અને તે માટે પેલા ભલા પાદરી બુસોનીનાં જ વચનો હું તને ફરીથી કહી સંભળાવું છું; અને તારા અંતરના દિલાસા માટે તે વચનો હંમેશાં સ્મરણમાં રાખવાને હું તને ભલામણ કરૂં છું. આ જગતમાં સમય અને શાંતિ એ દુઃખનાં બે સર્વોત્તમ ઓસડ છે. ગમે તેવા અસહ્ય દુઃખનો ભાર પણ સમય જતાં ઓછો થયા સિવાય રહેતો જ નથી. હવે તું અહિંથી જા. હું તો આ શાંત જગાએ અહિંઆંજ બેસીને શીતળ પવનની લ્હેરોથી મારા મગજને જરા શાંત કરીશ. તું પણ મકાનની અંદર જઇ તારા મગજને શાંત કર. તારા મરણ સમયે તારાં પાપનો એકરાર સાંભળનાર અને અનુ-ગ્રહ કરનાર કોઇ ધર્મગુરૂ તૈયાર ન હોય તો તું મને બોલાવજે: અને જો હું પોતે જીવતો હોઇશ તો ગમે ત્યાં હોઇશ ત્યાંથી તારી પાસે દોડી આવીને આ ફાની દુનીઆમાંથી પ્રયાણ કરવાને તૈયાર થએલા તારા આત્માને શાંતિ મળે એવાં બે વચનો હું જરૂરથી સંભળાવીશ.”

બરટુશીઓએ ઘણા નીચા નમીને પોતાના માલિકને નમ્રતાથી પ્રણામ કર્યાં અને એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને ત્યાંથી વિદાય થયો.

તે અદૃશ્ય થઇ ગયો એટલે મોન્ટેક્રિસ્ટો ઉઠયો અને ત્રણ ચાર ડગલાં આગળ આવતાં બબડયો.

“ અહિંઆં આ જગાએ જ—આ ઝાડની નીચે જ પેલા બાલ-કને દાટવા માટે ખાડો ખોદવામાં આવેલો હોવો જોઇએ. પેલી

સામે દેખાય છે તે બાગમાંથી બ્હાર નિકળી જવાની નાની બારી હોવી જોઇએ. આ બીજા ખૂણામાં પેલો છૂપો જીનો છે કે જે માર્ગે શયનગૃહમાં જવાય છે. હવે એ બધી વિગત મારા ધ્યાનમાં બરાબર આવી ગઇ છે. એટલે એ બધો બનાવ જાણે મારી હાજરીમાં જ બન્યો હોય તેમ મારી આગળ રમી રહ્યો છે. ”

બાગમાં બીજી વખત એક ચક્કર લઇને કાઉન્ટ મકાનમાં પાછો ગયો, અને ત્યાંથી જઇને ગાડીમાં પોતાની બેઠક લીધી. બરટુશીઓએ પોતાના શેઠને ઉંડા વિચારમાં પડી ગએલો જોયો, અને એક શબ્દ પણ ઉચ્ચાર્યા સિવાય ગાડીવાનની જોડે બેસી ગયો. ગાડી ઉતાવળે પેરીસ તરફ ચાલી.

તેજ દિવસે રાતના ‘ ચેમ્પસ એલીસ ’ વાળા પોતાના મકાનમાં પહોંચ્યો ત્યારે કાઉન્ટ તે મકાનમાં એવી રીતે હરવા ફરવા લાગ્યો કે જાણે તે મકાનના એકેએક ખૂણાથી પોતે પૂર્ણ રીતે વાકેફ હોય. તે પોતાના નોકરોની મોખરે ચાલતો હતો, છતાં તેને કોઇપણ જાતની ભ્રાન્તિ પડતી ન હોતી. અલ્લી તેની તેહેનાતમાં હાજર જ હતો. મકાનમાં જે સુધારા વધારા કરવાના હતા તે સંબંધમાં બરટુશીઓને યોગ્ય તે સુચનાઓ અને હુકમો તેણે આપ્યા. પછી ખીસ્સામાંથી ઘડીઆળ ખેંચી કાઢીને જોતાં તે બોલી ઉઠયોઃ

“ સાડા અગીઆર થયા છે! હૈદીને આવી પહોંચવાને હવે ઝાઝી વાર લાગવાની નથી. તેની તેહેનાત માટે પેલી ફ્રેંચ દાસીઓને બોલાવવામાં આવી છે ખરીને? ”

તે ગ્રીક સુંદરીને માટે જે દિવાનખાનાં પસંદ કરવામાં આવેલાં હતાં તે તરફ અલ્લીએ હાથ કર્યો. મકાનના મુખ્ય ભાગથી આ ભાગ જરા દૂર હતો, અને બન્ને વચ્ચેના દ્વારને પડદાઓથી એવી

રીતે ઢાંકી દેવામાં આવ્યું હતું કે ગમે તેવા બારીક નજરે જોનાર માણુસને એકાએક તે દેખાઇ આવવું મુશ્કેલ હતું. તે પડદાની પાછળ એક રાજકુમારીને યોગ્ય એવું નિવાસ–સ્થાન નિયત કરવામાં આવ્યું હતું. તેના દિવાનખાના અને શયનગૃહની સુંદરતા અને ઐશ્વર્યનો ખ્યાલ નજરે જોયા સિવાય ભાગ્યે જ આવી શકે તેમ હતું. તે દિવાનખાના તરફ હાથ કરી ત્રણ આંગળી બતાવીને અલ્લીએ પોતાનો હાથ પોતાના માથાની તળે મૂકી આંખો મીચી અને ઉંઘવાનો દેખાવ કર્યો.

" ઠીક ઠીક, હવે હું સમજ્યો. " મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. " તારૂં કહેવું એવું છે કે તારી શેઠાણીના શયનગૃહમાં ત્રણ દાસીઓ તેના આવી પહોંચવાની રાહ જુએ છે. "

અલ્લીએ આનંદમાં આવી જઇને ડોકું હલાવીને હા કહી.

" તારી શેઠાણી ઘણી લાંબી મુસાફરી કરીને આવનાર હોવાથી તદ્દન થાકી ગઇ હશે. " મોન્ટેક્રિસ્ટોએ આગળ ચલાવ્યું. " અને આવતાંની સાથે જ વિશ્રાંતિ લેવા જવાની તેની ઇચ્છા હશે. તેથી પેલી ફ્રેંચ દાસીઓ તેને નિરર્થક પ્રશ્નો પૂછીને અકળાવે નહિ, પણ જરૂર પુરતી તેની શુશ્રુષા કરી તેને નિદ્રા આવે તેવી વ્યવસ્થા કરે એવી તેમને સુચના કર. વળી ગ્રીક દાસીઓ આ નવીન રાખવામાં આવેલી ફ્રેંચ દાસીઓની સાથે મળી જઇને કાંઇ ગરબડ મચાવે નહિ તેવી દેખરેખ રાખજે. "

અલ્લીએ જમીન સુધી નીચા નમીને નમન કર્યું. એટલામાં દરવાનને દરવાજો ખોલવાને કોઇ હુકમ કરતું હોય એવા અવાજ સંભળાયા. દરવાજો ખુલ્યો, એક ગાડી આવી પહોંચી, અને પગથીઆં આગળ ઉભી રહી. કાઉન્ટ ઝડપથી નીચે ઉતર્યો, જ

ખુલ્લા બારણા આગળ આવી પહોંચ્યો, અને એક જરીના ઝભ્ભામાં વીંટળાએલી યુવતીને ગાડીમાંથી નીચે ઉતરવાને મદદ કરવા લાગ્યો. પેલી સુંદરીએ કાઉન્ટના લંબાવેલા હાથને અતિ માન અને સ્નેહ-પૂર્વક એક દીર્ઘ ચુંબન આપ્યું. ગ્રીક ભાષામાં તે બન્નેએ કાંઇક વાતચીત કરી. પેલી યુવતીના અતિશય નાજુક કંઠને લીધે તેની વાણીમાં ઘણું માધુર્ય હતું. કાઉન્ટ નરમાશથી અને ગંભીરતાથી તેને પ્રત્યુત્તર આપતો હતો. આ સુંદરી તે બીજી કોઇ જ નહિ પણ મોન્ટેક્રિસ્ટોની સાથે ઇટાલીના પ્રવાસમાં આપણે જે યુવતી જોઇ હતી તેજ હતી. વાતચીત પુરી થતાં અલ્લી હાથમાં મસાલ લઇને આગળ થયો. પેલી યુવતી તેની પાછળ પાછળ ચાલી અને પોતાના નિવાસ–સ્થાનમાં ગઇ. કાઉન્ટ તેને પોતાને માટે નિયત કરેલા વિશ્રાન્તિ–સ્થાન તરફ વળ્યો. એક કલાકમાં તો આખા મકાનમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી.

---

## પ્રકરણ ૪૭ મું.

---

બીજે દિવસે બપોરના બે વાગ્યાના સુમારે એક સુંદર બે ઘોડાની ગાડી કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના બારણા આગળ આવીને અટકી અને એક શ્રીમન્ત દેખાવના ગૃહસ્થે ગાડીની બારી-માંથી બ્હાર ડોકું કાઢીને પોતાના નોકરને કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો ઘેર હતો કે કેમ તે બાબત તપાસ કરવાનો હુકમ કર્યો. નોકર તપાસ કરવા ગયો તે દરમ્યાન ગાડીમાંનો ગૃહસ્થ જ્યાંસુધી દષ્ટિ પ્હોંચી ત્યાં સુધી નજર નાંખીને તે મકાન અને તેની આસપાસના ભાગને નિહાળવા લાગ્યો.

પેલા નોકરે જઇને દરવાનની ઓરડીની બારી ખખડાવી અને પૂછ્યું: " કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો શું અહિંઆં નથી રહેતા ?"

" નામદાર કાઉન્ટ અહિંઆંજ રહે છે." દરવાને જવાબ આપ્યો. "પણ–" તે જવાબ દેતાં ખમચાયો અને પાસે અલી ઉભો હતો તેના સામે જોયું. અલીએ નકારની ઇશારત કરી.

" પણ શું ?" પેલા નોકરે પૂછ્યું.

" તેઓ નામદાર આજે કોઇને મળવાના નથી."

" એમ હોય તો આ અમારા શેઠના નામનું કાર્ડ લઇ જાવ. અમારા શેઠ કોણ છે તે નામ વાંચશો એટલે ખબર પડશે. બેરન ડેંગ્લર્સનું નામ તમે સાંભળ્યું હોતું જ જોઇએ. કાર્ડ કાઉન્ટના પોતાના હાથમાંજ આપજો અને કહેજો કે રાજસભામાં જવાની ઘણી ઉતાવળ છતાં શેઠ કાઉન્ટને મળવાને માટે ખાસ આ રસ્તે આવ્યા હતા."

" તેઓ નામદારની સાથે મારાથી વાતચીત કરી શકાય જ નહિ." દરવાને જવાબ આપ્યો. " તેમનો ખાનગી કારભારી તમારો સંદેશો તેઓને પહોંચાડશે."

નોકર પાછો ગયો. ડેંગ્લર્સે તેને પૂછ્યું " કેમ ? "

કાઉન્ટના દરવાને બેરન ડેંગ્લર્સના નોકરને કોઠું આપ્યું નહિ તેથી તેનું મન ખાટું થઇ ગયું હતું. તેણે સર્વ હકીકત પોતાના શેઠને કહી બતાવી.

" બાપરે ! " બેરન ડેંગ્લર્સ મનમાંજ બબડયો. " આ માણસ એક સાધારણ કાઉન્ટ [જાગીદાર] નહિ પણ કોઇ રાજા જ હોવો જોઇએ !! તેના કારભારી સિવાય તેને સંદેશો પહોંચાડવાની કોઇની તાકાત નહિ ! હશે ! ગમે તેમ હશે ! તેમાં આપણે શું ? સારા

ઉપર હુંડી લાવેલો હોવાથી મારે તેને મળવું જોઇએ અને તેને પૈસાની કયારે જરૂર પડશે તે બાબતની તપાસ કરવી જોઇએ."

પછી ગાડીમાં તકીઆ ઉપર આડો પડતાં રસ્તે જતા આવતા લોકો સાંભળે એવી રીતે તેણે ગાડીને રાજસભાના મકાન તરફ હાંકી જવાને હુકમ કર્યો.

ડેંગ્લર્સની ગાડી આવી પહોંચ્યાની ખબર મળેલી હોવાથી આ બધો વખત મોન્ટેક્રિસ્ટો પડદા પાછળ સંતાઇને બધો તમાસો એક દુરબીનથી જોઇ રહ્યો હતો.

"કેવો બદસુરત રાક્ષસ!" કાઉન્ટ દુર્બીન બંધ કરતાં બબડયો. પછી તેણે ઘંટડી વગાડીને અલીને બોલાવ્યો. અલી આવ્યો એટલે બરટુશીઓને બોલાવવાને આજ્ઞા કરી. બરટુશીઓ દોડતો આવ્યો.

"શું હુકમ છે સાહેબ?" તેણે પૂછયું.

"હમણાં થોડી મિનિટ પહેલાં આપણા બારણા આગળ જે ગાડી ઉભી હતી તેના ઘોડા તેં જોયા કે?"

"હા જી. મેં ખાસ ધ્યાનપૂર્વક નિહાળ્યા; કારણ તે ઘણા સુંદર હતા."

"ત્યારે એમ કેમ થયું?" મોન્ટેક્રિસ્ટોએ ગુસ્સે થઇને પૂછયું. "પેરીસમાં જે ઉત્તમમાં ઉત્તમ ઘોડાની જોડી મળી શકે તે ખરીદવા મેં તને હુકમ કર્યો હતો, છતાં એ ઘોડા તેં મારે માટે કેમ ખરીદ કર્યા નથી?" બરટુશીઓ તો કાંઇજ બોલી શકયો નહિ.

પોતાના શેઠને ગુસ્સે થએલા જોઇને અલી તો બિચારો નીચું માથું કરીને થરથર ધ્રુજતો ઉભો રહ્યો.

"અલી," મોન્ટેક્રિસ્ટોએ તેને કહ્યું. "એમાં તારે ગભરાવાનું નથી. એ કાંઇ તારો વાંક નથી. અંગ્રેજી ઘોડાઓ પસંદ કર-

વાની બાબતમાં તું કાંઇ સમજે નહિ." કાઉન્ટે એવી નરમાશથી અલીને આ શબ્દો કહ્યા કે પોતાના નોકરની સાથે આવી નરમાશથી કાઉન્ટ કદી વર્તતો હશે એમ કોઇ ભાગ્યેજ ધારે.

આ શબ્દો સાંભળીનેજ અલીનો ગભરાટ ઓછો થયો.

" નામદાર સાહેબ " બરટુશીઓ જરા સાવધ થઇને બોલ્યો. " તે ઘોડા વેચવાના નહોતા એટલે હું શું કરૂં ? "

મોન્ટેક્રિસ્ટોએ ખભા ચડાવ્યા.

" હું ધારૂં છું કે કારભારી તરીકે કામ કરવાની હજી તારામાં જોઇએ તેવી યોગ્યતા આવી નથી. તારે જાણવું જોઇએ કે આ જગત્‌માં કાંઇપણ ચીજ ન મળી શકે તેમ નથી. "દામ કરે કામ" પૈસા ખર્ચનારને કોઇ પણ ચીજ અલભ્ય નથી. માત્ર માણસની પૈસા ખર્ચવાની તૈયારી જોઇએ. "

" શું આપ સાહેબ ખરેખરજ આ ઘોડા ખરીદવાની ઇચ્છા રાખો છો ? "

અત્યાર સુધીમાં કદીપણ કોઇએ કાઉન્ટનાં વચનોમાં અણુ-વિશ્વાસ બતાવવાની હિંમત કરી નહોતી. તેથી બરટુશીઓની આ ધૃષ્ટતાથી નાખુશ અને ચકિત થઇને કાઉન્ટ માત્ર તેના સામેજ જોઇ રહ્યો.

" આજ સાંજે મારે એક ઠેકાણે મળવા જવાનું છે." છેવટે કાઉન્ટ બોલ્યો. " અને મારી એવી ઇચ્છા છે કે એજ ઘોડાની જોડી તદ્દન નવા સામાન સાથે મારી ગાડીને જોડાઇને તે વખતે મારા બારણા આગળ ગાડી તૈયાર રહેવી જોઇએ."

બરટુશીઓ નમન કરીને જવા લાગ્યો. ઓરડાના બારણા આગળ પહોંચ્યો એટલે જરા અટકયો, પાછો ફર્યો, અને બોલ્યો:

" ગાડી કેટલા વાગે તૈયાર રાખવાની છે સાહેબ ? "

" બરાબર પાંચ વાગે. "

" સાહેબ, બેઅદબી માફ કરશો. " કારભારીએ નિરાશાજનક અવાજે કહ્યું. " પણ બે તો વાગી ગયા છે. "

" મને તે બરાબર માલુમ છે. " કાઉન્ટે શાંતિથી જવાબ આપ્યો. પછી અલી તરફ ફરીને તે બોલ્યો.

" આપણા તબેલામાં જેટલા ઘોડા છે તે બધા તારી શેઠાણીની બારી આગળ લઇ જઇને તેને બતાવ એટલે તેમાંથી પોતાની મરજી પ્રમાણે તે પોતાની ગાડી માટે ઘોડા પસંદ કરી લે. પણ પ્રથમ તેને મારી સાથે ભોજન લેવાની ઇચ્છા છે કે કેમ તે તપાસ કરી આવ, અને જો હા કહે તો તેના દિવાનખાનામાંજ ભોજનની વ્યવસ્થા કર. " અલી ભોજનની વ્યવસ્થા કરવા ગયો.

સાંજે પાંચનો ટકોરો થતાંની સાથેજ કાઉન્ટે ઘંટડીના ત્રણ ટકોરા વગાડયા. અલીને બોલાવવા માટે એક ટકોરો વગાડવામાં આવતો, બેપ્ટીસ્ટીન માટે બે, અને બરદુશીઓને માટે ત્રણ ટકોરા વાગતા.

કારભારી હાજર થયો.

" ઘોડા ? " મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું.

" સાહેબ, આપ નામદારના ફરમાન પ્રમાણે ઘોડા ખરીદી લીધા છે. ગાડી જોડીને તૈયાર ખડી છે. મારે સાથે આવવાનું છે કે કેમ ? "

" ના. ગાડીવાન, અલી, અને બેપ્ટીસ્ટીન ત્રણ આવશે એટલે ચાલશે. "

કાઉન્ટ નીચે ઉતર્યો અને સવારમાં જે ઘોડા બેરન ડેંગ્લર્સની

માલકીના હતા તેજ ઘોડા પોતાની ગાડીને તેણે જોડાએલા જોયા. જરા વાર તે ઘોડા નિહાળી રહ્યા પછી બોલ્યો:

"ઘોડા છે તો ખરેખર ઘણાજ સુંદર. પહેલેથી તેં ખરીદ કર્યા નહિ એ જરા તારી ભૂલ થઇ. તો પણ અત્યારે તું ખરીદી લાવ્યો એ ઠીક થયું."

"પણ નામદાર સાહેબ, આ ઘોડા ખરીદી લાવવામાં તો ઘણોજ ત્રાસ વેઠવો પડયો છે. વળી તેના પૈસા એટલા બધા......"

"તેં જે કીંમત આપી તેથી શું આ ઘોડાઓની સુંદરતામાં કાંઇ ઘટાડો થઇ ગયો છે કે?" બરટુશીઓને બોલતો અટકાવીને કાઉન્ટે ખભા ચઢાવતાં પૂછ્યું.

"ના જી. આપ નામદાર સાહેબને જો સંતોષ થયો હોય તો પછી મારે કાંઇ બોલવાનું રહેતું નથી. ગાડીવાનને શું હુકમ છે!"

"બેરન ડઁગ્લર્સને ત્યાં લઇ જાય." બરટુશીઓએ ગાડીવાનને તે પ્રમાણે સુચના આપી.

આ વાતચીત પગથીઆં ઉતરતાં ઉતરતાં થઇ. બરટુશીઓ નમન કરીને પાછો ફરતો હતો એટલામાં કાઉન્ટે તેને પાછો બોલાવ્યો. "બરટુશીઓ, તને એક બીજું કામ સોંપવાનું છે. નોરમન્ડીમાં સમુદ્ર કિનારે એકાદ સારી મિલકત રાખવાની મારી ઇચ્છા છે. 'ટાવર' અને 'બોલોન'ની વચ્ચે કોઇક જગાએ હશે તો ચાલશે. આ બન્ને વચ્ચે માઇલનું અંતર છે એટલે તને તેવી મિલકત શોધી કાઢવી સુગમ પડશે. પણ મિલકત પસંદ કરવામાં એક વાત ખાસ લક્ષમાં રાખવાની છે કે ત્યાં આગળ એકાદ નાનું સરખું બંદર, કે પછી નહિતો અખાત અગર ખાડી જેવું હોવું જોઇએ, કે જેથી આપણી નૌકાને કિનારે આવવાને અને લંગર કરવાને કાંઇ હરકત

આવે નહિ. આપણી નૌકાને માત્ર પંદર ફીટ ઉંડાઇનીજ જરૂર છે. વળી એક ઇશારત કરતાંની સાથેજ સફર માટે ઉપડી જઇ શકે એવી તૈયારીમાં તેને રાખવાની છે. એવી કોઇ જગા શોધી કાઢો, અને તેની બાતમી મળે એટલે તમે પોતે ત્યાં જઇને નજરે જોઇ આવો, અને આપણે જોઇએ તેવી જગા છે એવી તમારી ખાત્રી થાય એટલે જે કિંમત આપવી પડે તે આપીને તમારા પોતાના નામે તે ખરીદ કરી લો. આપણી ક્રીડા—નૌકા, વહાણ અને સ્ટીમબોટ એ ત્રણે હમેશાં તૈયાર જ રાખવાં. તારે ત્રણે વહાણોના કેપ્ટનોને વારંવાર પત્ર લખીને તેમને જાગ્રત રાખવા. "

" આપ નામદાર સાહેબની આજ્ઞા હું બરાબર સમજી ગયો છું, અને આપના હુકમનો બરાબર અમલ કરવામાં આવશે. "

" મિલકત એક વખત ખરીદાય એટલે વીસ વીસ પચીસ માઇલને અંતરે ત્યાંથી અહિં સુધી રસ્તામાં ઘોડાઓ તૈયાર રાખવાના છે કે જેથી જ્યારે જરૂર પડે ત્યારે અહિંથી ત્યાં પહોંચી જવાને જરા પણ વિલંબ થાય નહિ. "

" આપ નામદાર બેફીકર રહો. આપના હુકમનો અમલ કરવામાં જરા પણ હયગય થશે નહિ. "

કાઉન્ટે હસીને પોતાની સંમતિ બતાવી અને ગાડીમાં બેઠો. ઘોડા પવન વેગે ચાલવા લાગ્યા. ગાડી બેરન ડેંગ્લર્સના મકાન આગળ આવીને અટકી.

ડેંગ્લર્સ આ વખતે એક રેલ્વે મંડળની સભામાં રોકાએલો હતો. એ સભાનો તે પ્રમુખ હતો. કાઉન્ટ આવી પહોંચ્યો તે વખતે સભાનું કામ લગભગ ખલાસ થવા આવ્યું હતું. નોકરે કાઉન્ટના

આવી પહોંચવાની ખબર આપી. તે સાંભળીને બેરન ડૅંગ્લર્સે પોતાના સોબતીઓને કહ્યું:

"ગૃહસ્થો, હવે મારે તમારી એકાએક રજા લેવાની જરૂર પડી છે. પણ હાલમાં એક હાસ્યજનક બનાવ બનેલો છે એટલે હું નાઇલાજ છું. મારા રોમના આડતીઆ ટોમ્સન અને ફ્રેંચની પેઢી વાળાઓએ કોઇ એક 'કાઉન્ટ ઑફ મોન્ટેક્રિસ્ટો' નામના ઇસમને મારા તરફ મોકલ્યો છે, અને તે માણસ મારી પેઢીમાં પોતાનું ખાતું ખોલવા માટે ઇચ્છા રાખે છે. મારા આડતીઆઓએ તેમને માટે અમર્યાદિત જવાબદારી પોતાને માથે લીધી છે. કાઉન્ટ પણ તેવીજ રીતનું ખાતું ખોલવા માગે છે. મને તો આ એક મોટામાં મોટું ટીંખલ–મશ્કરી લાગે છે. આ બાબતનું રહસ્ય સમજવાની મારા મનમાં મોટી જીજ્ઞાસા ઉત્પન્ન થઈ છે. આવી અમર્યાદિત જવાબદારીની ભલામણ લઇને આવનાર તે એવો કેવોક માણસ છે, એવા વિચારથી તે કૃત્રિમ કાઉન્ટની મુલાકાત લેવાને હું પોતે થઇને તેને ઘેર ગયો. આ કાઉન્ટ કૃત્રિમ–ઢોંગી જ છે એમ મારૂં ચોક્કસ માનવું છે. તેની પદ્દી ખોટી હોઇ પોતે સ્વતઃ થઇને જ ધારણ કરેલી છે. હાલના કાઉન્ટો બધા ચીંથરે હાલ ફરતા આપણે જોઇએ છીએ. હવે તેમાંના ઘણા ખરાની શ્રીમન્તાઇ સ્વપ્નવત્ થઇ ગઇ છે. આમ છતાં આપના માનવામાં આવશે કે હું પોતે તેને ત્યાં મળવા ગયો તો પણ કાઉન્ટ ઑફ મોન્ટેક્રિસ્ટોએ મારી મુલાકાત લેવાનો પણ વિવેક બતાવ્યો નહિ. આવી વર્તણૂક તો કેવળ હાસ્યજનક જ કહેવાય. આવું અભિમાન તો કોઇ કરોડપતિને અગર કોઇ સર્વાંગ સુંદર નવયૌવન લલિત લલનાને જ શોભે. પછી તપાસ કરતાં માલુમ પડ્યું કે ચેમ્પસ એલીસીસના શ્રીમન્ત લોકોના મોહોલ્લામાં કાઉન્ટે જે મકાન રાખેલું

છે તે તેનું પોતાનું જ છે. બહારથી મકાન અને તેની આગળના બાગની સ્થિતિ જોતાં તે ઘણીજ વ્યવસ્થિત સ્થિતિમાં રાખવામાં આવેલું છે. પણ–" ડૅંગ્લર્સે જરા તિરસ્કારયુક્ત મંદ હાસ્ય કરતાં કહ્યું. " અમર્યાદિત જોખમદારીની ભલામણ જેના ઉપર આવે તે શરાફે ઘણી સાચવેતીથી કામ લેવું જોઇએ. આ બધી હકીકત ઉપરથી આપ સઘળા સમજી ગયા હશો કે એ કાઉન્ટને મળવાને હું ઘણો આતુર છું. તેજ કાઉન્ટ અત્યારે અહિં આવી પહોંચ્યાની નોકરે મને હમણાંજ ખબર આપી છે. તેઓએ મારી મશ્કરી કરવી ધારી છે પણ તે લોકોને ખબર નથી કે તેઓને કોની સાથે કામ પાડવાનું છે."

આવી રીતે છટાદાર ભાષણ કર્યા પછી ભેગી થએલી મંડળીને નમન કરીને તેમની રજા લઇ તે પોતાના ખાનગી દિવાનખાનામાં ચાલ્યો ગયો. જુસ્સાથી બોલવાને લીધે તેનો શ્વાસ ભરાઇ ગયો હતો.

તેના ખાનગી દિવાનખાનાને ગૃહશૃંગારની નાના પ્રકારની ચીજોથી એવી રીતે શણગારવામાં આવેલું હતું કે તેને મળવાને આવનાર લોકો તેનાથી અંજાઇ જતા. કાઉન્ટને પણ તેણે આ દિવાનખાનામાંજ મળવાની વ્યવસ્થા રાખી હતી. બીજાની માફક કાઉન્ટ પણ અંજાઇ જશે એમ તેનું ધારવું હતું.

કાઉન્ટ તે દિવાનખાનામાં ઉભો ઉભો કેટલાંક ચિત્રો જોવામાં ગુંથાએલો હતો. જાણીતા ચિત્રકાર આલ્બેનો અને ફેતોરનાં અસ્સલ ચિત્રો કહીને તે ચિત્રો બેરન ડૅંગ્લર્સને માથે મારવામાં આવેલાં હતાં. તે ચિત્રો અસ્સલ નહિ પણ માત્ર તેની નકલો જ હતી એવું નજર ફેરવતાંની સાથેજ કાઉન્ટ પારખી ગયો. નકલો હોવા છતાં પણ ચિત્રો

સુંદર હતાં. પરંતુ તેમને એવા સ્થાનમાં ગોઠવવામાં આવ્યાં હતાં કે તેઓ જોનારની આંખને આનંદ આપી શકતાં નહોતાં.

ડૅંગ્લર્સ દિવાનખાનામાં દાખલ થયો તેનો અવાજ સાંભળીને કાઉન્ટ જરા પાછો ફર્યો.

જરા માથું નમાવીને ડૅંગ્લર્સે કાઉન્ટને બેસવાને ઇશારત કરી, અને પાસે પડેલી એક નકસીદાર સોનેરી રંગની જરીના ગાદીતકીયા-વાળી ખુરશી તરફ આંગળી કરી.

કાઉન્ટે ગૃહસ્વામીની ઇચ્છાને માન આપ્યું.

"હું ધારૂં છું કે મોન્ટેક્રિસ્ટોની મુલાકાતનું માન મને મળે છે." કાઉન્ટે ઉત્તરમાં નમન કર્યું.

"હું અત્યારે જે ગૃહસ્થની સાથે વાતચીત કરી રહ્યો છું તે, કેવેલીઅર-દ-લા-લીજીઅન ઓફ ઓનર અને રાજસભાના સભાસદ બેરન ડેંગ્લર્સ પોતેજ હોવા જોઇએ."

બેરન ડેંગ્લર્સ કાઉન્ટને ત્યાં તેને મુલાકાત આપવાને ગયો હતો ત્યારે જે કાર્ડ તેણે કાઉન્ટના નોકરને આપ્યું હતું, તેમાં બેરન ડેંગ્લર્સની જુદીજુદી પદ્વીઓ અને ખીતાબો લખેલા હતા, તે બધા કાઉન્ટે અતિશય ગંભીરતાથી વર્ણવી બતાવ્યા.

આ મુલાકાતે આવનારની ભાષા અને રીતભાતથી ડેંગ્લર્સને ગુસ્સો આવ્યો. પ્રત્યુત્તર આપતા પહેલાં તેણે પોતાના ગુસ્સાને શાંત કરવાને પોતાના હોઠ દાબ્યા. પછી પરોણાના તરફ ફરીને બોલ્યો.

"આપને બોલાવતી વખતે આપની પદ્વીઓનું વર્ણન ન કર-વાનો અવિવેક મારાથી થયો છે તે માટે મને ક્ષમા કરશો; પણ અત્યારે ફ્રાન્સ દેશમાં સર્વત્ર પ્રજાસત્તાક રાજ્ય પ્રવર્તી રહ્યું છે, અને હું પોતેજ પ્રજાની સ્વતંત્રતાનો પ્રતિનિધી છું."

"હા જી. બરાબર છે. આપ પ્રજાની સ્વતંત્રતાના સાચાજ પ્રતિનિધી છો: કારણકે આપ પોતાને તો બેરનની ઉપાધીથીજ ઓળખાવો છો; જ્યારે બીજાઓને તેમની પદ્દીઓ અને ઉપાધીઓથી સંબોધવાનું આપે બંધ કર્યું છે."

"ખરૂં પૂછો તો" ડેંગ્લર્સે બેદરકારી બતાવતાં કહ્યું. "એવી ખાલી પદ્દીઓ અને ઉપાધીઓની હું પોતે કાંઇ પણ કિંમત ગણતો નથી; પણ વાત એમ બની કે મેં સરકારની કેટલીક ઉત્તમ પ્રકારની સેવા બજાવી તેની કદર તરીકે મને બેરન અને કેવેલીઅર–દ–લા–લીજીઅન ઓફ ઓનરની પદ્દીઓ મળી. પણ—"

"પણ તે પદ્દી અને માન ચાંદ અને ખિતાબોનો આપે ત્યાગ કર્યો છે એમજને?"

"ના, ના." ડેંગ્લર્સે જવાબ આપ્યો. "છેક એવું તો કાંઇ નહિજ. મેં કાંઇ ખિતાબોનો ત્યાગ કર્યો નથી. ખાસ કરીને નોકરોના આગળ તો આપણું માન આપણે બરાબર જાળવવું જોઇએ એવો મારો મત છે."

"હાં! હાં!" મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "હવે બરાબર સમજાયું. તમારા નોકરોએ તમને તમારા ખિતાબ અને પદ્દીઓથી સંબોધવા જોઇએ, જ્યારે જાહેરમાં તમે માત્ર એક શહેરી તરીકેજ સંબોધાવાનું પસંદ કરો છો!"

ડેંગ્લર્સ ફરીથી માન–ભંગ થયો. તેણે ગુસ્સામાં હોઠ કરડયા. મોન્ટેક્રિસ્ટોની સાથે આવી જાતના વાદવિવાદમાં ફાવી શકાશે નહિ એવી તેની ખાત્રી થઇ તેથી તેણે તે વિષય પડતો મૂકીને બીજા પોતાને જાણીતા વિષયો ઉપર ચર્ચા કરવાનું શરૂ કર્યું. તેવા વિષયોમાં વધારે ફાવી શકાશે એવી તેની ધારણા હતી.

"કાઉન્ટ," તેણે નમન કરીને કહ્યું. "રોમથી અમારા આડતીઆ ,મ્સન અને ફ્રેંચની પેઢી તરફથી મારા ઉપર જવાબ આવી ગયો છે.'

"એ સમાચાર સાંભળીને મને ઘણો આનંદ થયો. બેરન, હું પણુ આપને આપની પદ્વીઓથીજ સંબોધવાનું વધારે પસંદ કરૂં છું. લોકોને તેમના ખિતાબોથી બોલાવવાની એક મને એવી ખરાબ ટેવ પડી ગઇ છે; કારણુ મારે હમેશાં એવા દેશમાં રહેવાનું થાય છે કે જ્યાં હજી પણુ ખરા અમીર ઉમરાવો જોવામાં આવે છે. તેવા દેશોમાં ઉમરાવ પદ માત્ર વારસામાંજ ઉતરે છે, અને સાધારણુ માણુસોને એકદમ ઉમરાવપદ ઉપર કદી પણુ ચઢાવવામાં આવતા નથી. હશે એ વાત જવા દો. વારૂ, આપના તરફ જવાબ આવી ગયો તે ઘણું સારૂં થયું. કારણુ હવે મારે પોતે જાતે પૈસા લેવાને આપને ત્યાં ધક્કો ખાવાની તસ્દી લેવાની જરૂર રહેશે નહિ. હવે જવાબ આવી ગયો છે એટલે મારી હુંડીઓ આપ વખતસર સ્વીકારશો, અને આપણે કાંઇ નિયમથી વિરૂધ્ધ વર્તવાનું કારણુ રહેશે નહિ."

" પણુ તેમાં જરાક મુસીબત છે. " ડૅગ્લર્સ બોલ્યો. " તે એ કે તે કાગળમાં મને બરાબર સમજ પડતી નથી. "

" એમ ? "

" અને તેથી જ હું જાતે આપને ખાસ મળવાને આવ્યો હતો કે તમારી પાસેથી જરા સમજી લઉં. "

" ઘણી ખુશીથી. હવે હું પોતે જ અહિંઆં આવી ચઢયો છું. તમને શું ન સમજાયું તે મને જણાવો એટલે હું મારાથી બનશે તેટલું તમારૂં સમાધાન કરીશ. "

" જુઓને, " ડેંગ્લર્સ બોલ્યો. " પત્રમાં—હું ધારૂં છું; તે

મારા ખીસ્સામાં જ છે–( તેણે ખીસ્સાં તપાસવા માંડયાં. ) હા. હા. આ રહ્યો! જડયો! આ પત્રમાં કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને અમર્યાદિત–ગમે તેટલી રકમ આપવાને માટે ફરમાસ છે. "

" હવે એમાં તે શું મોટી સમજ ન પડે તેવી વાત છે. એ તો કેવળ સ્હેલી અને સાદી બાબત છે."

" તેમાં માત્ર અમર્યાદિત શબ્દજ સમજાતો નથી. એ સિવાય બીજું કાંઇ જ ન સમજાય તેવું નથી. "

" શું 'અમર્યાદિત' એ શબ્દ આ તમારા ફ્રાંસ દેશમાં વપરાતો નથી કે શું? અને કોઇ તે સમજી શકતા નથી કે શું? કદાચ તેમણે ફ્રેંચ ભાષાનો શબ્દ વાપર્યો નહિ હોય, કારણ કે એ પત્ર લખનારા ફ્રેંચ લોકો નથી. એટલે જેવા જોઇએ તેવા ચોક્કસ ફ્રેંચ ભાષાના શબ્દો તેઓને આવડતા નહિ હોય. "

" અરે પત્રની ઇબારત અગર ભાષાના સંબંધમાં કાંઇ વાંધો નથી. તે તો બરાબર ચોક્કસ છે. પણ તેના ભાવાર્થના સંબંધમાં મને જરા શંકા છે. "

" શું ? " કાઉન્ટ સાદાઇ અને ભોળપણનો દેખાવ કરતાં બોલી ઉઠયો. " ટોમ્સન અને ફ્રેંચની પેઢીની આંટ જોઇએ તેવી છે નહિ કે શું ? તેમની શાખના સંબંધમાં ખામી જેવું છે કે શું ? બેરન! જે હોય તે સાચેસાચી વાત મને મહેરબાની કરીને જણાવજો. તમારા બોલવા ઉપરથી મારા મનમાં જરા ચિન્તા ઉભી થઇ છે; કારણ કે મારી ઘણી મોટી રકમો અને મિલકતો તેમના હાથમાં છે."

" ટોમ્સન અને ફ્રેંચની પેઢીની આંટના સંબંધમાં કાંઇ શંકા ખાવા જેવું હોયજ નહિ. તે લોકો ઘણા આબરૂદાર આંટવાળા શરાફો છે. " ડેંગ્લર્સે એક તિરસ્કારયુકત હાસ્ય કરતાં કહ્યું.

" મારો પ્રશ્ન તેમની આંટ અગર શાખના સંબંધમાં હતોજ નહિ. મારો પ્રશ્ન 'અમર્યાદિત રકમ'ના સંબંધમાં હતો; કારણ કે શરાફી ધંધામાં એ શબ્દો એટલા બધા મોઘમ છે કે—"

" કે તેનો અર્થ પણ મર્યાદા વગરજ થઇ જાય ખરૂને ?" કાઉન્ટે ટાપસી પૂરી.

" હા હા, હું તેજ કહેવા માગતો હતો. " ડેંગ્લર્સ બોલ્યો. "મોઘમ એટલું બધું શંકાસ્પદ હોય છે, અને ડાહ્યા મનુષ્યોએ કહ્યું છે કે સંશયમાં વિનાશ રહેલો છે. "

" એટલે આપનું કહેવું એવું છે કે " મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "ટોમ્સન અને ફ્રેંચની પેઢીવાળાને જોઇએ તો ભલે મૂર્ખાઈ કરે અને જોખમદારી વ્હોરી લે, પણ બેરન ડેંગ્લર્સ તેમનું અનુકરણ કરી પોતાને માથે જોખમદારી વ્હોરી લેવાને તૈયાર નથી. "

" એમ કેમ કાઉન્ટ ?"

" અરે એ તો સમજવું તદ્દન સ્હેલ છે. ટોમ્સન અને ફ્રેંચની પેઢીવાળાઓ પોતાને માથે અમર્યાદિત જવાબદારી વ્હોરી લઇ શકે તેવી સ્થિતિમાં છે, જ્યારે બેરન ડેંગ્લર્સની પેઢીવાળાનાં સાધનો અને મુડી મર્યાદિત હોવાથી એવી જોખમદારી તેઓ પોતાને માથે લઇ શકે તેમ નથી. બેરન ડેંગ્લર્સ પોતે ઘણો વિચાર કરીને પગલાં ભરે એવા માણસ છે, અને જે નીતિવચન તેમણે હમણાંજ ઉચ્ચાર્યાં હતાં તેનો પાઠ તેઓ પોતે બરાબર શિખેલા છે. "

" સાહેબ, " બેરન ડેંગ્લર્સે મિજાજ ખોતાં અભિમાનભરેલી રીતે જણાવ્યું. " મારી મુડી અગર આંટના સંબંધમાં શંકા લેનાર હજી સુધી તો મને કોઇ મળ્યો નથી. "

" ત્યારે એ ઉપરથી એમ જણાય છે " મોન્ટેક્રિસ્ટોએ શાંતિથી કહ્યું. " કે તે કામ મારે માટેજ રહેલું હોવું જોઇએ. "

" વારૂ, આપને તેવી રીતની શંકા લેવાનો શો અધિકાર છે સાહેબ ?" ડેંગ્લર્સે ગુસ્સાથી પૂછ્યું.

" મારા કાર્યમાં આપે જે વાંધા લીધા છે, અને જે ખુલાસો આપે માગ્યો છે, તે ઉપરથી આપને કાંતો આપની પોતાની સ્થિતિ ઉપર વિશ્વાસ નથી, અગર તો મારા ઉપર ભરોંસો નથી. આ બન્નેમાંથી મને તો પહલી વાત ખરી લાગે છે, અને તે અધિકારથી જ આપને કહેવાનો મને હક્ક છે. "

" વારૂ સાહેબ, " ડેંગ્લર્સે જરા વાર શાંત રહીને કહ્યું. "આપ મારૂં કહેવું હજી બરાબર સમજી શક્યા નથી. તો હવે આપને કેટલી રકમની જરૂર છે તે મને જણાવો. "

" વાહ ! વાહ ! " મોન્ટેક્રિસ્ટોએ પોતે મેળવલી જીત એમ સ્હેજ જતી નહિ કરવાના નિશ્ચયથી કહ્યું. " મારે અમર્યાદિત રકમ માટે જવાબ લખાવવાનું કારણ જ એ હતું કે મારે કેટલી રકમની કયે વખતે જરૂર પડશે તે નક્કી નહોતું. "

પોતાની શ્રીમન્તાઇ અને મહત્તા દેખાડવાનો હવે ખરેખરો લાગ આવી મળ્યો છે એમ ડેંગ્લર્સને લાગ્યું; તેથી વિરામાસનમાં આડો પડીને તે તિરસ્કાર અને અભિમાનથી બોલ્યો:

" આપની જે ઇચ્છા હોય તે જરા પણ આંચકો ખાધા સિવાય ખુશીથી જણાવવાને હું આપને વિનંતિ કરૂં છું. આપને અનુભવ થશે ત્યારે જ ખાત્રી થશે કે બેરન ડેંગ્લર્સની શરાફી પેઢીની મુંડી અને સાધનો ગમે તેટલાં મર્યાદિત હશે, તોપણ મોટામાં

મોટી માગણીને પણ તેઓ સ્હેલાઇથી પહોંચી વળી શકે તેમ છે. આપને દસ લાખ જેવડી રકમની પણ કદાચ જરૂર પડે તો—"

"માફ કરજો સાહેબ, આપના બોલવા તરફ મારૂં લક્ષ નહોતું એટલે આપે શું કહ્યું તે મારા સાંભળવામાં આવ્યું નથી."

"હું એમ કહેતો હતો" ડેંગ્લર્સે ભપકાથી કહ્યું. કે આપને જરૂર પડે તો મારી પેઢી આપને દસ લાખ સુધીની રકમની સવડ કરી આપવાને જરાપણુ આંચકો ખાય તેમ નથી."

"દસ લાખજ ?" કાઉન્ટે સામો ફટકો લગાવ્યો. "અરે એટલી નજીવી રકમથી મારો શું શુક્રવાર વળવાનો હતો? મેહેરબાન, જો એટલી રકમથી મારે ચાલવા જેવું હોત તો એવી નજીવી રકમ માટે ખાતું ખોલવાની મારે તસ્દી લેવાની જરૂર નહોતી. દસજ લાખ! એટલી રકમ તો હું મારા ખીસ્સામાં લઇને હમેશાં ફરૂં છું એટલે તેટલી રકમને જ્યારે તમે એટલું બધું મહત્વ આપો છો ત્યારે તે સાંભળીને મને પોતાને હાસ્ય આવ્યા સિવાય રહેતું નથી."

આમ બોલતાં મોન્ટેક્રિસ્ટોએ પોતાના ખીસ્સામાંથી એક પાકીટ ખેંચી કાઢયું, અને તેમાંથી કાઉન્ટના નામનાં કાર્ડ ઉપરાંત સરકારી ત્રિજોરી ઉપરના બે પાંચ પાંચ લાખના તુરત મુદતના ચેક બહાર કાઢયા.

બેરન ડેંગ્લર્સ જેવો માણસ મૃદુ ઉપાયોને વશ થાય તેમ નહોતો. કાઉન્ટે હાલમાં જે ફટકો લગાવ્યો તેવા જબરા ફટકાઓથી જ તેનું હલકાપણું અને ઢોંગ દબાય તેમ હતાં. એ ફટકાથી તે ચંડૂગારજ બની ગયો. જાણે કે પોતે કોઇ સ્વપ્ન જોઇ રહ્યો છે કે ખરીજ વાત છે એવી મુંઝવણમાં પડી જઇને તે પેલા ચેક અને કાઉન્ટના સામે જોઇ રહ્યો.

"જુઓ," મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "હવે ખોટા ડોળ કરવાનું કાંઇ કારણ નથી. ટોમ્સન અને ફ્રેંચની પેઢીની આંટમાં આપને સંપૂર્ણ વિશ્વાસ નથીજ એમ હવે તો તમારે કબુલ કરવુંજ પડશે. ચેતીને ચાલવું કાંઇ ખોટું નથી. છતાં મને લાગ્યુંજ હતું કે આમ બનશે જ અને તેથી આવી બાબતમાં મને કાંઇ અનુભવ નહિ છતાં પણ આપના મનમાંથી સંશય દૂર કરવાનાં સાધનો મેં પ્રથમથીજ મારી સાથે રાખેલાં છે. આ બાબતમાં મારો આપને કાંઇપણ દુરાગ્રહ નથી. આપની ઇચ્છામા આવે તે પ્રમાણે વર્તવાને આપ મુખત્યાર છો. તમને જે પત્ર મળ્યો છે તેવાજ બીજા બે પત્રો આ રહ્યા, તે જુઓ. એક વીએનાના "આર્સ્ટીન અને એસ્કેસીસ'ની પેઢી વાળાનો બેરન દ–રોથ્સચાઇલ્ડના ઉપરનો છે; અને બીજો લંડનના બેરીંગની પેઢીવાળાનો મોં. લાફીતના ઉપરનો છે. હવે સાહેબની ઇચ્છા હોય તે પ્રમાણે વર્તો. મને એક જવાબ આપી દો એટલે એ બાબતમાં આપને ફરીથી ચિન્તામાં નાખી ઉદ્વેગ કરાવવાની મને જરૂર પડે નહિ. બીજી બે પેઢીઓમાંની ગમે તે પેઢીમાં અહિંથી જઇને હું મારી વ્યવસ્થા કરી લઇશ."

આ છેવટનો ઘા એવો સચોટ લાગ્યો કે ડેંગ્લર્સ કેવળ મ્હાત થઇ ગયો. ધ્રુજતા હાથે તેણે કાઉન્ટના હાથમાંથી પેલા બે પત્રો લીધા. કાઉન્ટે પોતે એ પત્રોની જાણે લેશમાત્ર પણ દરકાર ન હોય એવી વૃત્તિ બતાવી.

બેરને પહેલાં તો પેલા બે પત્રો ઘણીજ કાળજીપૂર્વક વાંચી જોયા. પછી તે ઉપરની સહીઓ ખરી હોવાની ચોકસી કરવા માંડી. આ ચોકસી તેણે એવી રીતે કરવા માંડી કે તે શરાફના દરેક તુરંગને પૂરો પાડી તેને બનાવવાની જો કાઉન્ટની ઇચ્છા ન હોત તો તેને માઠું લાગ્યા સિવાય રહેજ નહિ.

"સાહેબ," પેલા પત્રો ખરા હોવા વિષે સંપૂર્ણ ખાત્રી થતાં આગળ આવીને કાઉન્ટને નમન કરતાં ડેંગ્લર્સ બોલ્યોઃ "આ તો બધી અનર્ગળ દ્રવ્યની વાતો છે. આપની વાતચીતથી અને આ પત્રોની સાબીતીથી મારો સંશય બધો રહ્યો છે, પણ મારા આશ્ચર્યનો પાર જ રહ્યો નથી." ભલામણ પત્રો વાંચી એવા પત્રો લઇ આવનાર મનુષ્યને માટે બેરન ડેંગ્લર્સના હૃદયમાં ખરેખરો પૂજ્યભાવ ઉપજ્યો.

"ના, ના." એક ગૃહસ્થને છાજે એવા વિવેકથી મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "આવી નજીવી રકમોથી બેરન ડેંગ્લર્સની શરાફી પેઢીને આશ્ચર્ય લાગવા જેવું કાંઇજ નથી. વારૂ ત્યારે, હવે હું ધારૂં છું કે જરૂરનો બધો વિધિ થઇ ગએલો છે. તો આવતી કાલે પૈસા મોકલાવી આપો તો મેહેરબાની."

"ઘણી ખુશીથી કાઉન્ટ! કેટલી રકમની આપને જરૂર પડશે સાહેબ?"

"જુઓ," કાઉન્ટ બોલ્યો. "આપણે જયારે પરસ્પર સમજુત ઉપર આવ્યા છીએ ત્યારે હવે આપણે પહેલા વર્ષના ખર્ચની રકમ નક્કી કરીએ. ધારો કે આપણે સાઠ લાખ ફ્રાંક—"

"સાઠ લાખ!" ડેંગ્લર્સ તો આભોજ બની ગયો. "વારૂ, આપ સાહેબની મરજીમાં આવે તે."

"વળી તે કરતાં વધારેની જરૂર પડશે," મોન્ટેક્રિસ્ટોએ બેદરકારીથી કહ્યું. "તો પાછળથી વધારે લઇશ. પણ હાલમાં મારો ઇરાદો ફ્રાંસમાં એક વરસ કરતાં વધારે મુદત સુધી રહેવાનો નથી; અને એટલા વખતમાં સાઠ લાખ કરતાં વધારે રકમની તો મારે ઘણું કરીને જરૂર પડવાની નથી; તેમ છતાં પાછળથી જોઇ લેવાશે."

"આપ સાહેબની ઇચ્છા પ્રમાણે આપને જોઇતી રકમ આ-

વતી કાલે સવારમાં દશ વાગતાં આપને ત્યાં પહોંચતી કરવામાં આવશે." ડેંગ્લર્સે જવાબ આપ્યો. "કહો, રકમ કેવી રીતે જોઇએ? સોના મોહોરો કે ચાંદીના સિક્કા કે નોટો જોઇએ!"

"અડધી રકમની મોહોરો જોઇએ અને બાકીની નોટો." કાઉન્ટે ઉઠતાં ઉઠતાં ખુલાસો કર્યો.

"મારે એટલું કબુલ કરવું જ પડશે કાઉન્ટ," ડેંગ્લર્સે નરમ પડી જઇ મોન્ટેક્રિસ્ટોની ખુશામદ કરતાં કહ્યું. "કે યુરોપ ખંડોના લગભગ બધા જ શ્રીમન્તોની શ્રીમન્તાઇથી હું જાણીતો હતો એમ અત્યાર સુધી મારૂં માનવું હતું; છતાં આપ સાહેબના જેટલી સંપત્તિ હજી મારા જાણવામાં આવી નથી. બેઅદબી માફ હોય તો હું આપને પૂછવાની રજા લઉં છું કે આટલી અનર્ગળ દોલત આપના કબજામાં લાંબા સમયથી છે કે?"

"અમારા કુટુંબ પાસે આ દ્રવ્ય ઘણા લાંબા સમયથી ચાલ્યું આવે છે." કાઉન્ટે ઉત્તર આપ્યો. "એ દ્રવ્યનો ખજાનો બાજુ પર મૂકી રાખવામાં આવેલો હતો, અને કેટલાંક વરસ સુધી તેને બીલકુલ સ્પર્ષ કરવાની પણ સાફ મનાઇ હતી. આથી વ્યાજ વધીને તે દ્રવ્ય કેટલાએ ગણું થઇ ગયું છે. અમારા પૂર્વજો પૈકી જે માણસ એ દ્રવ્ય મૂકી ગયો છે, તેની અંતિમ ઇચ્છામાં તે દ્રવ્યને સ્પર્ષ કરવાની મનાઇ માટે જે મુદત ઠરાવી હતી તે હમણાં થોડા વખત ઉપરજ પૂરી થઇ છે; અને તેથી છેલ્લાં થોડાં વરસથીજ મેં તેનો ઉપભોગ કરવા માંડયો છે. આથી તમને તે બાબતની માહિતી ન હોય એ તદ્દન બનવા જોગ છે. તો પણ થોડા સમયમાં મારી અને મારી દોલતની આપને બરાબર ખબર પડશે."

આ શબ્દો ઉચ્ચારતાં કાઉન્ટે પોતાનું હમેશનું ભયંકર હાસ્ય

કર્યું કે જે હાસ્ય જોઇને બીચારો ફ્રાંઝ-દ-એપીને તો ભયથી ઠરીજ જતો.

"આપનાં સાધનો, સંપત્તિ, અને દોલતને લીધે, અને આપનાં મોજશોખને લીધે," ડેંગ્લર્સે આગળ ચલાવ્યું. "આપ તો અમારા જેવા ગરીબ લક્ષાધીશોને ઢાંકીજ દેવાના. જો આપ સાહેબની ઇચ્છા હોય તો મેડમ ડેંગ્લર્સ-મારી પત્ની સાથે હું જાતેજ આપની મુલાકાત કરાવી આપું. મારી આતુરતા માટે મને ક્ષમા કરશો, પણ આપના જેવા દ્રવ્યવાન અને લાગવગવાળા માણસની જેટલી સેવા થાય તેટલી ઓછી."

મોન્ટેક્રિસ્ટોએ તેની માગણી સ્વીકારવાની હા પાડી. ડેંગ્લર્સે ઘંટડી વગાડી. નોકર હાજર થયો. તેને પૂછ્યું: "મેડમ ઘરમાં જ છે કે કાંઇ બહાર ગયાં છે?"

"હા જી, ઘરમાં જ છે." "એકલાંજ છે કે?"

"ના જી, કોઇક મળવા આવેલ છે."

"મારી પત્નીને મળવાને કોઇ આવેલું છે તેની હાજરીમાં તેને મળવાને આપને કાંઇ વાંધો છે કે?" તેણે કાઉન્ટને પૂછ્યું.

"ના ના, મને કાંઇજ વાંધો નથી. મારે કાંઇ ગુપ્ત રહેવાની જરૂર નથી"

"વારૂ મેડમ પાસે કોણ છે? મોં ડીબ્રે?" ડેંગ્લર્સે પૂછ્યું. તેની ભલમનસાઇ જોઇને કાઉન્ટને જરા હસવું આવ્યું; કારણ કે ડેંગ્લર્સના ઘરની અંતઃસ્થિાતથી તે સંપૂર્ણ માહિતગાર હતો.

"હા જી. મોં. ડીબ્રે મારાં શેઠાણીને મળવા આવેલા છે." ડેંગ્લર્સે માથું હલાવ્યું પછી મોન્ટેક્રિસ્ટોના તરફ ફરીને તેણે કહ્યું: મોં. લુશીઅન ડીબ્રે અમારા ઘણા જુના મિત્ર હોઇ સ્વદેશ ખાતાના

પ્રધાનના ખાનગી કારભારી છે. આપને એક બીજી વાત—મારી ઘરખાનગી વાત જણાવું છું. એ વાત માત્ર આપને પોતાને સમજવાને માટેજ છે. મારી પત્ની તો ફ્રાંસના એક જુનામાં જુના અને ઉત્તમ કુલની છે, એટલે મારી સાથે લગ્ન કરવાથી તે ઉતરતા કુલમાં આવી પડી છે. તેનો પ્રથમનો સ્વામી કર્નલ માર્કવીસ—દ નારગોન પણ ઘણા સારા કુલનો હતો.”

“ મેડમ ડેંગ્લર્સના ઓળખાણનું માન તો હજી મને મળ્યું નથી, પણ લુશીઅન ડીબ્રેનો મેળાપ તો થએલો છે.”

“ એમ ? ” ડેંગ્લર્સે પૂછ્યું. “ ક્યાં મેળાપ થયો હતો ?”

“ મોં. દ મોર્સર્ફને ત્યાં.”

“ ઓહો ! શું કહો છો ? આપને મોર્સર્ફ કુટુંબ સાથે પણ પીછાન છે કે ?”

“ યુવાન મોર્સર્ફ અને હું તો ઘણા વખત સુધી સાથે રહેલા છીએ.”

“ બરાબર ! બરાબર !” ડેંગ્લર્સ બોલી ઉઠયો. “ઉભા રહો ! ઉભા રહો ! હવે મને કાંઇક યાદ આવે છે. તેને લુંટારા ઉપાડી ગયા હતા અને કોઇ અજબ રીતે તેનો બચાવ થયો એવી કાંઇક વાતો ઉડી હતી નહિ વારૂ ? મને બરાબર યાદ આવતું નથી, પણ ઇટાલીથી પરત આવ્યા પછી એવી કાંઇક વાતો કરીને મારી પત્નિ અને પુત્રીને તે કાંઇક આનંદ કરાવતો હતો ખરો.”

“ મેડમ આપ સાહેબોની રાહ જુએ છે. દરમ્યાનમાં નોકર પોતાની શેઠાણીની પરવાનગી લેવા ગયો હતો તેણે પાછા આવીને કહ્યું.

"ત્યારે હવે આપની રજા હોય તો હું આપને રસ્તો બતાવું. ચાલો, આપ સાહેબ મારી પાછળ પાછળ પધારો."

"ચાલો, હું પણ તૈયાર છું. આ આપની પાછળ પાછળ આવ્યો." કાઉન્ટે જવાબ આપ્યો.

---

## પ્રકરણ ૪૮ મું.

---

બેરન આગળ ચાલ્યો. કાઉન્ટ તેની પાછળ પાછળ ગયો. કેટલાએક ઓરડાઓ વટાવીને તેઓ બન્ને આગળ ચાલ્યાં. જ્યાં ત્યાં મોજશોખનાં સાધનો અને ઐશ્વર્ય નજરે પડતાં હતાં. ઠેરઠેર નાના પ્રકારનાં સાધનોથી બધા ઓરડાઓને શણગારવામાં આવેલા હતા. છેવટે તેઓ મેડમ ડેંગ્લર્સના ખાનગી દિવાનખાનામાં આવી પહોંચ્યા. આ દિવાનખાનું અષ્ટકોણના આકારનું હતું. તેમાં જાંબુડીઆ રંગની સાટીન અને સફેદ મલમલના પડદા લગાવી દેવામાં આવ્યા હતા. ખુરશીઓ અને બીજાં વિરામાસનો બધાં ઉત્તમ પ્રાચીન કારીગીરીનાં હતાંઃ જ્યાં ત્યાં નાના પ્રકારનાં સુંદર ચિત્રો નજરે પડતાં હતાં. આ દિવાનખાનું શણગારવાનું તમામ કામ લુશીઅન ડીબ્રેને સોંપવામાં આવેલું હતું. ડેંગ્લર્સને પ્રાચીન કારીગીરી માટે ઘણું માન હતું, પણ પોતાની પત્નિના દિવાનખાનાના સાદા શણગારથી તેના મનમાં જરા તિરસ્કાર આવતો. આ દિવાનખાનામાં તે ભાગ્યેજ કોઇક વખત દાખલ થઇ શકતો. દિવાનખાનાની માલિક શેઠાણીને મન પસંદ કોઇ અતિથીને પોતાની સોબતમાં જ્યારે તે લઇ આવતો ત્યારેજ તેને ઘણુંખરૂં તે દિવાનખાનામાં પ્રવેશ કરવાની પરવાનગી મળતી. તે વખતે પણ તેના દેખાવ

ઉપરથી કોઇપણ ચાલાક મનુષ્ય તુરત સમજી શકે તેમ હતું કે તે પોતે માલિક હોવાને બદલે જાણે કે પોતેજ બીજાની સાથે અતિથી થઇને મળવાને માટે આવેલો હોય એવું સ્પષ્ટ જણાઇ આવતું. તે પોતાની સાથે જે અતિથીને લઇ આવતો તે અતિથી ગૃહસ્વામીનીને જેટલા અંશે ખુશ અગર નાખુશ કરતો, તેના પ્રમાણમાં તેનું (ગૃહ-સ્વામીનું) સારૂં યા માઠું સ્વાગત થતું.

મેડમ ડેંગ્લર્સ યુવાવસ્થાનો ત્યાગ કરી પ્રૌઢાવસ્થામાં પ્રવેશ કરવાની અણી ઉપર હોવા છતાં તેનું સૌન્દર્ય ભલભલાને મોહિત કરી નાંખે તેવું હતું. ડેગ્લર્સ દિવાનખાનામાં દાખલ થયો તે વખતે તે પીયાનો વગાડતી હતી. એ પીયાનો એક ઉત્તમ કારીગીરીનો નમુનો હતો. લુશીઅન ડીબ્રે એક નાના ટેબલ આગળ ઉભો ઉભો કેટલાંક ચિત્રો નિહાળી રહ્યો હતો કાઉન્ટ આવી પહોંચે તે પહેલાં તેના સંબંધમાં ઘણીખરી માહિતી મેડમ ડેંગ્લર્સને આપી દેવાનો તેને સમય મળેલો હતો. આલ્બર્ટ-દ-મોર્સર્ફે પોતાના મિત્રોને કાઉ-ન્ટના સ્વાગત ખાતર ભોજન માટે નિમંત્રણ કરેલું હતું, તે ભોજન દરમ્યાન કાઉન્ટે ત્યાં હાજર રહેલા તમામ ગૃહસ્થોના મન ઉપર ઘણી સારી છાપ પાડી દીધી હતી. ડીબ્રે સાધારણ રીતે એવી લાગ-ણીને ગાંઠે તેમ નહોતો. તો પણ કાઉન્ટના દેખાવ અને રીતભાતે તેના મન ઉપર જે અસર કરી હતી તે તેના મગજમાંથી તે ખસેડી શકયો નહોતો. તેથી તેણે મેડમ ડેંગ્લર્સ આગળ કાઉન્ટનું જે વર્ણન કર્યું હતું તે કેટલેક અંશે અતિશયોક્તિ ભરેલું પણ હતું; અને તેનું કારણ તેના પોતાના મન ઉપર થએલી અસર હતી. આલ્બર્ટ મોર્સર્ફે મેડમ ડેંગ્લર્સના આગળ કાઉન્ટના વિષે કેટલીક અજાયબ વાતો જણાવેલી જ હતી; એટલે લુશીઅને જે વર્ણન કર્યું હતું તે

તેણે ઘણી આતુરતાથી ધ્યાનપૂર્વક સાંભળ્યું અને તે બધી વાત માની. એટલામાં કોઇનાં પગલાં પાસે આવતાં સંભળાયાં એટલે તેઓ સ્વસ્થ થઇ ગયાં. તે યુવતી ઉઠીને પીયાના તરફ દોડી, અને લુશીઅને સદ્‌ભાગ્યે પાસેજ એક ચિત્રનું પુસ્તક પડેલું હતું તે હાથમાં લઇ લીધું, અને અતિધ્યાનપૂર્વક ચિત્રો નિહાળવાનો ઢોંગ કરવા લાગ્યો. ડેંગ્લર્સનું આતિથ્ય આ પ્રસંગને અનુસરીને ઘણું સારૂં થયું. કાઉન્ટે એક ગૃહસ્થને છાજે તેવી રીતે નમન કર્યું. ઉત્તરમાં મેડમ ડેંગ્લર્સે તેનું સ્વાગત શિષ્ટાચારના ઠરેલા નિયમ પ્રમાણે પણ કાંઇક વિશેષ સુંદરતાથી કર્યું. લુશીઅને કાઉન્ટનું ઓળખાણ સ્વીકાર્યું અને ડેંગ્લર્સના તરફ જરા માથું હલાવ્યું.

" રોમના મારા આડતીઆઓએ " ડેંગ્લર્સે પોતાની પત્નિને ઉદ્દેશીને કહ્યું. " ખાસ ભલામણ કરીને મારા તરફ મોકલેલા આ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનું તમારી સાથે ઓળખાણ કરાવી આપવાની રજા લઉ છું. પેરીસ શહેરની તમામ લલનાઓને ગાંડી બનાવી મૂકવાને માટે મારે એકજ વાત જણાવવી બસ થશે, અને તે એ કે આ ગૃહસ્થ આ આપણા સુંદર પેરીસ નગરમાં એક વરસ સુધી નિવાસ કરવાનો ઇરાદો રાખે છે; અને તેટલી ટુંક મુદતમાં સાઠ લાખ ખર્ચી નાંખવાનો તો તેમણે ઠરાવ કરી દીધો છે !સાઠ લાખ ! એટલે હંમેશાં ભોજન સમારંભો, નૃત્યોત્સવો, ઉજાણીઓ, અને વાદ્યગાયનના જલસાઓનો હવે કાંઇ હિસાબ રહેવાનો નથી. મને સંપૂર્ણ ખાત્રી છે કે આપણને તે બધામાં કાઉન્ટ કદી ભૂલી જશે નહિ. આપણે પણ તેમને નાના મોટા ગમે તેવા સમારંભમાં વિસરી જઇશું નહિ. "

આવી હડહડતી ખુશામદ અને અવિવેક ભરેલું ભાષણ સાંભળ્યા

છતાં પણ જે માણસ એક વરસ જેટલી ટુંક મુદ્દતમાં સાઠ લાખ જેટલો ખર્ચ કરી પાણીના રેલાની માફક પૈસા ઉડાવવાને તૈયાર હતો, અને જેણે પેરીસ નગરને પોતાની મોજમજાહના કેન્દ્ર સ્થાન તરીકે પસંદ કર્યું હતું, તેને નિહાળી નિહાળીને જોયા સિવાય મેડમ ડેંગ્લર્સથી રહેવાયું નહિ.

મહાશય, આપ ક્યારના પેરિસમાં પધાર્યા છો ?" મેડમ ડેંગ્લર્સે પૂછ્યું.

"ગઇકાલે સવારમાં જ, બાઇ સાહેબ."

"ત્યારે તો આપ દુનીઆના બીજે છેડેથીજ પધાર્યા હશો ? માફ કરજો. આપને વિષે એવું કાંઇક સાંભળવામાં આવ્યું છે ખરૂં."

"ના બાઇસાહેબ, હાલમાં તો હું કેડીઝથીજ સીધો અહિં આવું છું."

"અમારા આ સુંદર નગરની પ્રથમની જ મુલાકાત માટે આપે જોઇએ તેવો સમય સાધેલો જણાતો નથી. ઉનાળામાં તો પેરીસ એક અતિ ભયંકર સ્થાન બની રહે છે. નૃત્યોત્સવો, સમારંભો, અને જલસાઓ બધા પૂરા થઇ ગયા છે. ઇટાલીઅન નાટક કંપનીઓ લંડન પહોંચી ગઇ છે. અહિંની સ્થાનિક કંપનીઓ હાલમાં પેરીસ છોડીને બહારગામ ગએલી છે. હાલમાં તો કેટલીક જગાએ શરતો ચાલે છે તેજ માત્ર આનંદ મેળવવાનું સાધન છે. આપને તેમાં ભાગ લેવાની ઇચ્છા છે કે ?"

"હાલમાં તો, બાઇસાહેબ," કાઉન્ટે જવાબ આપ્યો. "મારી ઇચ્છા પેરીસમાં રહીને મને પોતાને તથા મારી આસપાસના બીજાઓને આનંદ થાય તેમ વર્તવાની છે. મને પોતાને આ બાબતમાં કાંઇ જ જ્ઞાન અગર અનુભવ નથી; તેથી કોઇ એવો

મિત્ર મળી આવે કે જે મારી ઉપર દયા ખાઇને આ સુધરેલા નગરના રીતરીવાજોનું મને શિક્ષણ આપે એવી મારી ઇચ્છા છે."

"આપને ઘોડાનો શોખ છે કે કાઉન્ટ ?"

"બાઇ સાહેબ, મારા જીવનનો ઘણો ખરો ભાગ પૌર્વાત્ય દેશોમાં વ્યતીત થયો છે, અને આપને માલુમ હશેજ કે તે દેશોમાં લોકોને બેજ બાબતોનો શોખ હોય છેઃ ઉત્તમમાં ઉત્તમ ઘોડા અને સર્વાંગ સુંદર લલનાઓ !"

"ના, ના, કાઉન્ટ!" મેડમ ડેંગ્લર્સે હાસ્ય કરતાં કહ્યું. "આપના વિવેકમાં ખામી પડી! તમે ઘોડાને પહેલા મૂકો છો અને સુંદરીઓને તે પછીથી સંભારો છો. આના કરતાં સુંદરીઓને તમે પહેલી જ સંભારી હોત તો તે વિવેક ભરેલું ગણાત!"

"બાઇસાહેબ, જુઓ, આ ઉપરથી આપની પોતાને ખાત્રી થઇ ગઇ હશે જ કે મારે કોઇક શિક્ષકની ખાસ જરૂર છે."

આજ વખતે મેડમની એક માનોતી દાસી દિવાનખાનામાં આવી અને તેણે પોતાની શેઠાણીના કાનમાં કાંઇ વાત કરી. તે સાંભળીને મેડમ ડેંગ્લર્સના મુખ ઉપરથી રંગ ઉડી ગયો.

"મારા માન્યામાં નથી આવતું. એ વાત અશક્ય છે."

"બાઇસાહેબ, હું આપને ખાત્રીપૂર્વક કહું છું કે તે વાત ખરી છે." દાસીએ ભાર દઇને કહ્યું.

મેડમ ડેંગ્લર્સ આ સાંભળતાં લાગલીજ પોતાના ધણીની તરફ ફરી, અને પૂછ્યું:

"શું આ વાત ખરી છે ?"

"કયી વાત ખરી છે ?" ડેંગ્લર્સે ગભરાઇને પૂછ્યું.

"મારો ગાડીવાન ગાડી જોડવાને માટે ગયો, ત્યારે તેને

માલુમ પડયું કે તેની અજાણમાં તબેલામાંથી ઘોડા કોઇ લઇ ગયું છે. આનો અર્થ શું તે હું જાણવા માગું છું." બાઇસાહેબે પોતાના ધણીને તતડાવા માંડયો.

"મારી વાત જરા સાંભળો." ડેંગ્લર્સ ગભરાતાં બોલ્યો.

"હા, હા, એ બાબતની ચિંતા ન કરશો." બાઇસાહેબ મિજાજ ખોઇને બોલ્યાં. "હું બરાબર ધ્યાન દઇને સાંભળીશ. આવી અયોગ્ય વર્તણુક માટે તમે કેનોક ખુલાસો આપો છો તે મારે ઘણી કાળજીપૂર્વક ધ્યાન દઇને સાંભળવો જ પડશે. આ બે ગૃહસ્થો એ બાબતનો ન્યાય કરશે. પણ પહેલાં હું જ તેમને મારા તરફથી જે કાંઇ કહેવાનું છે તે કહી સંભળાવું." એમ કહીને મેડમ ડેંગ્લર્સ કાઉન્ટ તથા લુશીઅન ડીબ્રેને ઉદ્દેશીને બોલી. "મારા સ્વામીના તબેલામાં જે દસ ઘોડાઓ છે તેમાંના બે તો ખાસ મારે માટે જ છે. પેરીસમાં સૌથી વધારેમાં સુંદર અને વધારેમાં વધારે જુસ્સાદાર એ ઘોડાઓ છે. લુશીઅન, તમને તો આ બાબતની ખબર છે એટલે વધારે કહેવું જરૂરનું નથી વારૂ! આવતી કાલે કાંઇક કારણસર મેડમ વાઇલફોર્ટને જરૂર હોવાથી મારી ગાડી તેણે માગી છે, અને તે મોકલવાનું મેં વચન આપ્યું હતું. પણ છેલ્લી ઘડીએ મારો ગાડીવાન જોવા જાય છે તો ઘોડા ન મળે આ ઉપરથી મને ચોક્કસ એમ લાગે છે કે મારા ધણીએ તે ઘોડા થોડોક નફો ગાંઠે બાંધવાની ખાતર વેચી દીધેલા હોવા જોઇએ. અરે! એવા લોભી સ્વભાવ માટે મને તો એટલો બધો તિરસ્કાર છે! આવા પૈસાના લોભીઓથી પરમાત્મા મારૂં રક્ષણ કરો!"

"બાઇસાહેબ," ડેંગ્લર્સે પોતાની પત્નિને શાંત પાડવાના

ઇરાદાથી કહ્યું. " ઘોડાઓ તમારે જોઇએ એવા ગરીબ સ્વભાવના નહોતા, તથી તમારે માટે મારૂં મન હંમેશાં ચિન્તાતુર રહ્યા કરતું હતું. "

" છે! છે! " એરોનેસે તડાકો કર્યો. " તમે ચિન્તાનું બ્હાનું બતાવો છો તે તદન ખોટું છે. કારણ હમણાં મેં જે ગાડીવાન રાખ્યો છે તે પેરીસમાં સૌથી હોંશીયાર માણસ છે એ વાત તમારા જાણવામાં છે જ. તમે તો મને લાગે છે કે કદાચ ગાડી વેચી દીધી એટલે ગાડીવાનને પણ રૂખસદ આપી દીધી હશે. "

" ચાલ વ્હાલી, " ડેંગ્લર્સે જરા ધીમેથી પોતાની પત્નીનું મન મનાવતાં કહ્યું. " હવે એ વાત પડતી મૂક. આવતી કાલે જ હું તને તેવીજ સુંદર પણ વધારે ગરીબ ઘોડાની જોડી આણી આપવાનું વચન આપું છું. "

એરોનેસે તિરસ્કારથી ખભા ચઢાવ્યા તે તેના ધણીએ જોયું ન જોયું કર્યું અને કાઉન્ટના તરફ ફરીને કહ્યું. "કાઉન્ટ, હું દિલગીર છું કે આપના પેરીસમાં આવી પહોંચવાની ખબર મને વહેલી મળી નહિ, "

" કેમ વારૂ? "

" કારણ કે જો મને તેવી ખબર મળી હોત તો હું તે ઘોડાની જોડી તમને જ આપત. હવે તો હું લગભગ વેચી ચુકયો છું. પણ મારે તો ગમે તે કિંમતે તેમને કાઢીજ નાંખવાનો વિચાર હતો. એ ઘોડા તો કોઇ યુવાન માણસને જ લાયકના હતા.

" મારા વિષેની તમારી લાગણી માટે હું તમારો આભારી છું. " મોન્ટેક્રિસ્ટો બોલ્યો, " પણ આજે સવારમાંજ મેં એક ઘોડાની સુંદર જોડી ખરીદી છે. જોડી જોતાં મને કાંઇ તે મોંઘી

પડી નથી. " પછી તેણે લુશીઅનને કહ્યું " તમે તો ઘોડાની પરીક્ષા કરવામાં નિષ્ણાત છો. તો આવો, જુઓ તો ખરા. જરા પરીક્ષા તો કરો. "

ડીબ્રે અને મોન્ટેક્રિસ્ટો ઉઠીને બારીએ ગયા. ડેંગ્લર્સ પોતાની સ્રીની પાસે ગયો.

" બધાની વચ્ચે મારાથી કારણ તને ખુલ્લેખુલ્લું કહેવાય તેમ નહોતું. " તેણે સમજાવવા માંડયું. " પણ ઘણીજ ભારે કિંમત ઉપજી છે. કોઇક ગાંડા અગર મૂર્ખ માણસે પોતાની ખરાબી કરી લેવાની પરવાનગી આપીને તેના કારભારીને આજે સવારમાં મારી પાસે મોકલ્યો, અને તે વેચવાથી મને સોળ હજાર ફ્રાંકનો નફો થયો છે. જો હવે તારો ગુસ્સો શાંત કરવા તે સોળ-હજારના નફામાંથી ચાર હજાર તને અને બે હજાર યુજેનીને મળશે. ચાલ હવે તો સંતોષ થયોને ? કેમ હવે ઘોડા વેચી નાંખ્યા એ બરાબર કર્યું એમ તને લાગે છે ને ? "

મેડમ ડેંગ્લર્સ તો પોતાના ધણી તરફ માત્ર એક ઘણા તિરસ્કારની નજરે જોઇ રહી.

પેલી બાજુએ બારીએ જતાં ડીબ્રે બોલી ઉઠયો: " અરે આ શું ? "

" કયાં ? શું ? " મેડમ ડેંગ્લર્સે પોતાની જગાએથી જ પૂછ્યું.

" મારી ભૂલ થાય જ નહિ. તમારા ઘોડા આ રહ્યા. જે જોડીની વાત આપણે કરતા હતા, તે તો કાઉન્ટની જ ગાડીને જોડેલી છે. "

" મારી સફેદ ઘોડાની જોડી ! " બેરોનેસ બારી તરફ દોડી. "હા હા એજ !"

ડેંગ્લર્સ તો આભોજ બની ગયો.

"અરે આ કેવી વિચિત્રતા!" મોન્ટેક્રિસ્ટોએ આશ્ચર્ય પામવાનો ઢોંગ કરતાં કહ્યું.

મેડમ ડેંગ્લર્સે ડીબ્રેના કાનમાં કાંઇ કહ્યું, એટલે ડીબ્રેએ મોન્ટેક્રિસ્ટોની પાસે આવી તેના કાનમાં પૂછ્યું: "આ ઘોડાની કિંમત આપે શું આપી છે તે બેરોનેસ જાણવા ઇચ્છે છે."

"એવી બાબતની મને ભાગ્યેજ ખબર હોય છે." કાઉન્ટે જવાબ આપ્યો. "મારા કારભારીએ મને આશ્ચર્ય પમાડીને ખુશ કરવાના ઇરાદાથી તે જોડી ખરીદ કરી હતી. મારી ઇચ્છા આવીજ એક જોડી ખરીદવાની હતી, એ વાત તેના જાણવામાં હતી તેથી તેણે બારોબાર તે ખરીદ કરી. પણ જો મારી ભૂલ થતી ન હોય તો મને એમ લાગે છે કે તેણે ઘણું કરીને ત્રીસ હજાર ફ્રાંક આપેલા છે, એમ મને યાદ છે."

ડીબ્રેએ એ ખબર બેરોનેસને પહોંચાડી.

ડેંગ્લર્સ તો બિચારો એટલો બધો બની ગયો કે મોન્ટેક્રિસ્ટોએ તેના તરફ દયાની નજરે જોતો હોય તેવો દેખાવ કર્યો.

"જુઓ તો ખરા!" કાઉન્ટે ધીમેથી ડેંગ્લર્સને કહ્યું. "સ્ત્રીઓ કેટલી બધી કૃતઘ્ની–અવગુણી હોય છે! બેરોનેસના ભલાની ખાતર તમે ઘોડા વેચી નાંખ્યા છતાં તેના મનમાં તો તેનો કાંઇ હિસાબજ નથી! પણ એ તો હમેશાં એમજ હોય છે! સ્ત્રીઓ હમેશાં તુરંગી જ હોય છે! તેઓ એવી અવિચારી હોય છે કે એક માત્ર પોતાના તુરંગની ખાતર પોતાના હિતની પણ દરકાર ન કરતાં વિપત્તિ પણ વ્હોરી લે છે. એટલે મારા મત પ્રમાણે તો સ્ત્રીઓની

જરા પણ દરકાર ન કરતાં તેમને તેમની ઇચ્છા પ્રમાણે વર્તવા દેવી એજ ઉત્તમ માર્ગ છે. તેમ કરવાથી કદાચ કાંઇ નુકસાન થાય તો પણ તેને માટે તેઓથી કોઇને દોષ દઇ શકાય નહિ."

ડેંગ્લર્સે કાંઇ જ પ્રત્યુત્તર આપ્યો નહિ. તે તો બેરોનેસનું ચઢેલું લોઢું અને ધમકી ભરેલી આંખો જોઇને ડરીજ ગયો હતો. કારણકે બધાના ગયા પછી જરૂર કાંઇક ભયંકર તોફાન થવાનું હતું એમ તે સમજી ગયો હતો. ડીબ્રેએ પણ તોફાનની આગાહી કરી, અને ધણીધણીઆણીની ધમાધમી જોવાની તેની ઇચ્છા ન હોવાથી કાંઇક કામનું બ્હાનું કાઢયું અને રજા લીધી. મોન્ટેક્રિસ્ટો પણ પોતે જે વિજય મેળવ્યો હતો તેનો લાભ ગુમાવવાનો તેનો ઇરાદો ન હોવાથી નમન કરીને તુરતજ ચાલ્યો ગયો. એટલે ડેંગ્લર્સને બિચારાને પોતાની ધણીઆણીના કોપનો ભોગ થઇ પડવાને માટે એકલાજ રહેવું પડયું.

"ચાલો ઉત્તમ થયું!" મોન્ટેક્રિસ્ટો ગાડીમાં બેસતાં બેસતાં મનમાંજ બબડયો. "ધારવા પ્રમાણે બેડો પાર ઉતર્યો તો ખરોજ! હવે પછી આ ધણીધણીઆણીની સલાહ–શાંતિ અને સુખ મારા હાથમાં જ છે! હવે એક બીજી સુંદર યુક્તિ કરૂં એટલે ધણીધણીઆણી બન્ને મારા હાથમાં રમકડાંજ બની જાય! હાં! હાં! બરાબર! ફક્કડ યુક્તિ છે! તો પણ–" તેણે ઉમેર્યું. "હજી તેમની પુત્રીની મુલાકાત થઇ નહિ. પણ કાંઇ હરકત નહિ." તેણે પોતાની વિચાર-શ્રેણિ આગળ ચલાવી. "હાલમાં તેની કાંઇ ચિન્તા કરવાનું કારણ નથી. આપણે હવે અહિંઆં હાજરજ છીએ અને સમય પણ પુષ્કળ છે, એટલે એ યોજના અમલમાં મૂકવાને પણ કાંઇ વાંધો આવે તેમ નથી."

એટલામાં કાઉન્ટ ઘેર આવી પહોચતાં તેની વિચારશ્રેણિમાં ભંગાણુ પડયું. બે કલાક પછી મેડમ ડેંગ્લર્સને કાઉન્ટનો એક પત્ર મળ્યો. તેમાં તેણે કાઉન્ટને આપેલા સ્વાગત માટે તેનો ઉપકાર માનતાં કાઉન્ટે તેનાં અતિશય વખાણુ કર્યાં હતાં, અને પોતે બેરન પાસેથી જે ઘોડાની જોડી ખરીદી હતી તે પરત સ્વીકારવા તેને વિનંતિ કરી હતી. મેડમ ડેંગ્લર્સ જેવી એક લલિત લલનાને દિલગીર અને નાખુશ કરીને પોતે મોજશોખ મારે એ વિચારજ કાઉન્ટને અસહ્ય થઇ પડયો હતો, અને તેથીજ કાઉન્ટે ઘોડાની જોડી તેને પરત મોકલાવી હતી.

સવારમાં જે સામાનમાં ઘોડા સજ્જ થએલા હતા તે સામાન સાથેજ ઘોડા પાછા મોકલ્યા હતા. તફાવત માત્ર એટલોજ હતો કે તે ઘોડાઓનાં માથાં, જે બનાવટી ગુલાબના ફુલથી શોભી રહ્યાં હતાં તેની મધ્યમાં એક એક સુંદર કિમતી હીરો કાઉન્ટની આજ્ઞાથી લગાવી દેવામાં આવ્યો હતો, અને તેથી તે ઘોડાઓની સુંદરતામાં વળી ઓર કાંઇ વધારો કરતો હતો. કાઉન્ટે ડેંગ્લર્સને પણ પત્ર લખ્યો હતો. પોતાના જેવા એક લક્ષાધીશની તુરંગી વર્તણુક માફ કરીને મોકલેલી ભેટ સ્વીકારવા, અને ઘોડાઓ ભેટ તરીકે પરત મોકલતી વખતે પૌર્વાત્ય રીતરીવાજનું અનુકરણુ કરવા માટે મેડમ ડેંગ્લર્સની ક્ષમા મેળવવા વિનંતિ કરી હતી.

સાંજે મોન્ટેક્રિસ્ટો અલ્લીને સાથે લઇને ઓટવીલ ગયો. બીજે દિવસે સાંજના ત્રણુ વાગે તેણે ઘંટડીનો માત્ર એકજ હેલ્રો વગડયો એટલે અલ્લી આવીને હાજર થયો.

" અલ્લી, " નોકર અંદર દાખલ થતાંજ કાઉન્ટ બોલ્યો.

"તેં મને, હું ધારૂં છું કે ઘણી વખત જણાવ્યું છે કે ફાંસો નાંખવાના કામમાં તું એક્કો છે. કેમ ખરૂં કે નહિ?"

અલીનું હૃદય પોતાના શેઠને ઉપયોગી થઇ પડવાના વિચારથી પ્રફુલ્લિત થઇ ગયું. તેણે ઇશારત કરી હા પાડી.

"ત્યારે તો મારૂં ધારવું ભૂલ ભરેલું નહોતું. એવી રીતે ફાંસો નાંખીને એકાદ મસ્ત આખલાને પણ તું રોકી શકે?"

ફરીથી અલીએ હા પાડી.

"અથવા વાઘને પણ?"

અલીએ ફરીથી નમન કરીને હા કહ્યું.

"સિંહને પણ?"

અલીએ લાગલોજ એક કુદકો મારી હવામાં ફાંસો નાંખી બતાવ્યો અને તેથી સિંહને કેવી રીતે યમસદન પહોંચાડી શકાય તે સમજાવી બતાવ્યું.

"હાં હાં, હું સમજ્યો." કાઉન્ટે કહ્યું. "તારૂં કહેવું એમ છે કે તેં એવી રીતે સિંહનો શિકાર ઘણી વખત કરેલો છે!"

અલીએ જરા અભિમાનપૂર્વક સ્મિત કર્યું, અને ઇશારતથી એમ સમજાવ્યું કે તેણે ઘણી વખત સિંહનો શિકાર પણ કર્યો હતો, તેમજ તેમને જીવતા પકડયા પણ હતા.

"વારૂ. એ તો જાણે હું સમજ્યો, અને માનું છું પણ ખરો. પરંતુ મસ્ત બનેલા બે ઘોડાઓ ભાગી જતા હોય તો તેમને રોકવાની શક્તિ તારામાં છે?"

પેલો સીધી હસ્યો.

"ઠીક ત્યારે તો." કાઉન્ટે કહ્યું." હવે મારૂં કહેવું સાંભળ. થોડા જ વખતમાં એક ઘોડાગાડી અહિં આગળથી દોડી જતી જણાશે. તેના ઘોડા તારા જોએલા છેજ. ગઇ કાલે આપણે જે ઘોડા ખરીદ્યા હતા, અને પાછળથી મેડમ ડેંગ્લર્સને ભેટ તરીકે મોકલાવી આપ્યા હતા તેજ તે ઘોડા છે. ઘોડા મસ્ત થઇને ભાગતા હશે. હવે તારા જીવના જોખમે પણ તે ઘોડાઓને ગમે તેમ કરીને આપણા મકાનના દરવાજા આગળ રોકવાના છે."

અલ્લી નીચે ઉતર્યો, રસ્તા ઉપર ગયો, અને મકાનના દરવાજા આગળ જ રસ્તાની વચમાં એક સીધી લીટી લક્ષમાં રાખી. કાઉન્ટ આ બધું જોઇ રહ્યો હતો, તેને એ લીટી બતાવી. કાઉન્ટે તેનો ખભો ધીમેથી થાબડયો. તે હમેશાં આવીજ રીતે અલ્લીનાં વખાણ કરીને તેને ઉત્તેજન આપતો. અલ્લી તો પોતાને સોંપવામાં આવેલા કાર્યથી ઘણોજ ખુશ થઇ ગયો, અને રસ્તા ઉપર જે જગાએ ખૂણો પડતો હતો ત્યાં આગળ જઇને નિરાંતે બેસીને ચલમ ફુંકવા લાગ્યો. કાઉન્ટને પોતાની યોજના પાર પડશે એવી ખાત્રી થઇ, અને તે પાછો ઘરમાં ગયો. છતાં હવે પાંચ વાગ્યાનો સમય થયો હતો, અને ગાડી આવી પહોંચવાની તૈયારીમાં હતી, એટલે કાઉન્ટની રીતભાત ઉપરથી તેના મનનો ગભરાટ અને આતુરતા સ્પષ્ટ જણાઇ આવવાં લાગ્યાં. જે ઓરડામાંથી છૂપાઇને રસ્તા ઉપરના બનાવો બરાબર જોઇ શકાતા હતા તે ઓરડામાં તે ગયો, અને આતુરતાથી ત્યાં ફેરા આંટા મારવા લાગ્યો. પળે પળે ગાડીનાં પૈડાંને અવાજ સાંભળવા તે જરા ઉભો રહેતો અને અલ્લી તરફ નજર કરતો. પણ અલ્લી તો નિરાંતે ચલમ ફુંકયાજ કરતો હતો. થોડીક ક્ષણો પછી એક પૂરજોસથી દોડતી ગાડીનાં પૈડાંનો અવાજ એકાએક કાને

પડયો. એટલામાં તો ગાડી પણ નજરે પડી. તેને બે તોફાની મસ્ત ઘોડા જોડેલા હતા, અને તે ગાડીવાનના હાથમાં રહી શકતા નહોતા. ઘોડાઓના શરીરમાં જાણે કે પિશાચે પ્રવેશ કર્યો હોય તેમ વિજળીના વેગે દોડી જતા હતા. ગભરાયેલો ગાડીવાન બીચારો તેમને રોકવાને બનતો પ્રયત્ન કરી રહ્યો હતો.

ગાડીમાં એક યુવતી બેઠેલી હતી. તે હજી યુવાવસ્થામાં જ હતી. તેની સાથે એક સાત આઠ વરસનો બાલક હતો. આ માતાપુત્ર બન્ને એટલાં બધાં ભયભીત થઇ ગયાં હતાં કે તેમનાથી મદદ માટે બૂમ પણ પાડી શકાતી નહોતી. મૃત્યુના મુખમાં આવી પડેલાં છતાં વિખુટાં નહિ પડવાના નિશ્ચયથી એકબીજાને બાઝી પડયાં હતાં. સડક ઉપર ગાડી પછડાતી અને આંચકા ખાતી હતી. વચમાં જરાક પણ નડતર આવ્યું હોત તો ગાડી અત્યાર પહેલાં ક્યારનીએ ઉંધી વળી હોત. ઘોડા તો પૂરજોસમાં દોડયે જ જતા હતા. રાહદારીઓ તો ભયથી મુગ્ધ બની માત્ર જોઇ જ રહ્યા હતા. ગાડીમાંના માણસોના ઉપર આવી પડેલો ભય જોતાંજ કેટલાક બૂમાબૂમ કરી રહ્યા હતા.

અલ્લીએ હવે બરાબર સમય આવી પહોંચેલો દીઠો. તેણે ચલમ ફેંકી દીધી, એકદમ ફાંસો ખીસ્સામાંથી બહાર ખેંચી કાઢયો, અને તુરતજ એવી ઝડપ અને યુક્તિથી તે નાંખ્યો કે પેલા પવનવેગે દોડતા ઘોડાઓમાંનો જે ઘોડો અલ્લી તરફનો હતો તેના પગ તેમાં ફસાઇ ગયા. અલ્લી ઘોડાના વેગથી થોડાંક ડગલાં આગળ ઘસડાયો, પણ તેટલા વખતમાં તો તેણે દોરડું એવા જોરથી આંચકા મારીને ખેંચ્યું કે તે મસ્ત ઘોડો જમીન ઉપર ફસડાઇ પડયો અને તેથી બીજા ઘોડાને પણ અટકી પડવાની ફરજ પડી. આ લાગ મળતાંજ

ગાડીવાન પોતાની જગાએથી નીચે કુદી પડ્યો. એટલામાં અલીએ બીજા ઘોડાનાં નસ્કોરાં એવા જોરથી પકડી લીધાં કે તેના વજ્ર જેવા પંજાને લીધે તે ઘોડાનો શ્વાસ પણ રૂંધાઇ ગયો, અને તે પણ જમીન ઉપર જ તમ્મર ખાઇને પડ્યો. આ બધી બીના તેનું વર્ણન કરવાને જેટલો સમય જોઇએ તેના કરતાં પણ ઘણા જ થોડા સમયમાં બની ગઇ; પણ જે મકાન આગળ આ અકસ્માત બન્યો હતો તેના માલિકને પોતાના નોકરોને લઇને મદદે દોડી આવવાને માટે તે સમય પુરતો હતો. આ દોડી આવનાર ઇસમ કાઉન્ટ ઑફ મોન્ટેક્રિસ્ટોજ હતો એ કહેવાની જરૂર નથી. નીચે કુદી પડેલો નોકર ગાડીનું બારણું ખોલીને તેમાંથી એક ભયથી થરથર ધ્રુજતી બ્હેબાકળી બની ગએલી સ્ત્રી અને તેને બાઝી પડેલો બેશુદ્ધ થએલો તેનો પુત્ર એ બન્નેને ગાડીમાંથી બહાર કાઢતો હતો. એટલામાં તો કાઉન્ટ ત્યાં આવી પહોંચ્યો.

મોન્ટેક્રિસ્ટો માતાપુત્ર બન્નેને ઉપાડીને દિવાનખાનામાં લઇ આવ્યો, અને એક પલંગ ઉપર તેમને સુવાડી દીધાં.

"બાઇ સાહેબ, આપ શાંત થઇ જાઓ." તેણે પેલી બાઇને આશ્વાસન આપતાં કહ્યું. "હવે બધો ભય ટળી ગયો છે."

પેલી યુવતીએ એ શબ્દો સાંભળીને આંખો ઉઘાડી, અને પોતાના બેશુદ્ધ પડેલા બાલકને માટે મૂકભાષામાં દયામણે ચ્હેરે પ્રશ્ન કર્યો.

"બાઇ સાહેબ, આપનો ભય હું બરાબર સમજું છુ." કાઉન્ટે તે બાલકને બારીકાઇથી તપાસતાં જવાબ આપ્યો. 'પણ હું આપને ખાત્રી આપું છું કે આપને ચિન્તા રાખવાનું કાંઇ કારણ નથી. આ બાલકને જરા પણ ઇજા થઇ નથી. તેનો વાળ પણ વાંકો થનાર

નથી. માત્ર ભયને લીધે જ તે બેભાન થઇ ગયો છે, અને જલદીથી શુદ્ધિમાં આવી જશે."

"મારા ભયને શાંત કરવાને—માત્ર મારા મનને શાંતિ રાખવાને તો આપ નથી કહેતાને? બાપરે! જુઓ, જુઓ, તેનો ચ્હેરો કેવો ધોળો પૂણી જેવો થઇ ગયો છે. મારો બાલક! મારો પુત્ર! મારા વ્હાલો એડવર્ડ! મારી આંખની કીકી! દિકરા! જરા આંખ ઉઘાડ, અને આ તારી માતાના મોં સામું જો! અને એક વખત તો બોલ! સાહેબ," તેણીએ કાઉન્ટને આજીજી કરવા માંડી. "મહેરબાનીની રાહે—દયાની ખાતર—ડૉકટરને બોલાવો. મારા વ્હાલા દિકરાની ખાતર અમારૂં સર્વસ્વ ખર્ચાઇ જાય તોપણ ઓછું છે!"

શાંત અને મંદ હાસ્ય કરીને હાથની ઇશારતથી કાઉન્ટે તે ગભરાએલી માતાને પોતાનો ભય દૂર કરવા માટે સમજાવી. પછી પાસેજ એક પેટી પડેલી હતી તે ખોલી તેમાંથી એક શીશી તેણે બહાર કાઢી. તેમાં કાંઇક લાલ ઔષધિ હતી. એ દવાનું માત્ર એક ટીપું પેલા બાલકના હોઠ ઉપર પાડયું. તે સાથેજ તે બાલકે આંખો ઉઘાડી અને આસપાસ જોવા લાગ્યો.

આ અણધાર્યા દેખાવથી તેની માતા હર્ષઘેલી થઇ ગઇ.

"અરે હું કયાં છું?" તેણે પ્રશ્ન કર્યો. "મારા ઉપર આવી પડેલી મહાન વિપત્તિમાંથી છોડાવવા માટે મારે કોનો ઉપકાર માનવાનો છે?"

"બાઇ સાહેબ," કાઉન્ટે ઉત્તર આપ્યો. "આપ એક એવા મનુષ્યના ઘરમાં છો કે જે મનુષ્ય આપને વિપત્તિમાંથી છોડવવાની તક મળવા માટે પોતાને ઘણો ભાગ્યશાળી માને છે."

"મારી ભયંકર જીજ્ઞાસાનું જ આ સર્વ પરિણામ છે." પેલી

યુવતીએ આગળ ચલાવ્યું. “ આખું પેરીસ શહેર એકે અવાજે મેડમ ડેંગ્લર્સના ઘોડાની જોડીનાં વખાણ કરી રહ્યું હતું, એથી મારા મનમાં એવી જીજ્ઞાસા થઇ આવી કે એ ઘોડાઓનાં જે વખાણ કરવામાં આવે છે તે ખરાં છે કે કેમ તેનો અનુભવ કરી જોવો.”

“ શું ? ” કાઉન્ટે ઘણું આશ્ચર્ય પામ્યાનો ઢાંગ કરીને પૂછ્યું. “ આ ઘોડા મેડમ ડેંગ્લર્સના હતા ? ”

“હા. હા. તેના જ હતા. સાહેબ, બેઅદબી માફ કરશો, પણ શું આપ મેડમ ડેંગ્લર્સને ઓળખો છો ? ”

“મારે તેમની સાથે ઓળખ છે ખરી. આપનો ભય ટળી ગયો તે જોઇને હવે તો મને બમણો આનંદ થાય છે; કારણ કે તમારા ઉપર આવી પડેલી વિપત્તિનું અજાણતાં અને કાંઇ પણ ઇરાદા વિના હું જ કારણ થઇ પડયો હતો. ગઇ કાલે જ આ ઘોડા મેં બેરન ડેંગ્લર્સ પાસેથી ખરીદ્યા હતા. પણ બેરાનેસ તેમનાથી છૂટા પડવાને જરા પણ ખુશી નહોતી એમ મને સમજાયું, એટલે મેં તે ઘોડા તેને પરત મોકલાવી આપ્યા, અને મારા જેવાની એટલી એક નજીવી ભેટ સ્વીકારવાને મેં તેને વિનંતિ કરી. ”

“ ત્યારે તો ‘ હરમાઇને ’ ( મેડમ ડેંગ્લર્સે ) જેનાં મારી આગળ એટલાં બધાં વખાણ કર્યાં હતાં તે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો આપ જ હોવા જોઇએ. ”

“ આપનું અનુમાન સત્ય છે બાઇ સાહેબ. ”

“મારૂં નામ ‘હેલોઇ’–હું મેજીસ્ટ્રેટ વાઇલફોર્ટની પત્ની થાઉં છું ”

જાણે એ નામ તે દિવસે જ–જીંદગીમાં પ્રથમ જ સાંભળતો હોય તેવી રીતે કાઉન્ટે નમન કર્યું.

"આ આપની સજ્જનતાને માટે મારા સ્વામી આપનો કેટલો બધો આભાર માનશે! તેમની પત્ની અને બાલકની જીંદગીઓ આપે જ બચાવી છે, તે માટે તેઓ પોતે જ આભાર પ્રદર્શિત કરશે! આપના બ્હાદુર નોકરની સમયસુચકતા અને વખતસરની મદદને લીધે જ મારા અને મારા વ્હાલા બાલકના પ્રાણ બચવા પામ્યા."

"ખરેખર, આપ અને આપનો બાલક જે ભયમાંથી પસાર થયાં છો, તેનો વિચાર આવતાં હજી પણ મને કંપારી છૂટે છે."

"આપના નોકરની બ્હાદુરી અને સેવાની કદર તરીકે તેને હું કાંઇક ઇનામ આપું તો તેમાં આપ કાંઇ વાંધો લેશો નહિ, એવી હું આશા રાખું છું."

"બાઇ સાહેબ," કાઉન્ટે જવાબ આપ્યો. "મારા અલીનાં ઘણાં વખાણ કરીને અગર ઇનામો આપીને તેને બગાડશો નહિ એવી મારી આપને વિનંતિ છે. જરા જરા નજીવી સેવાઓ બજાવે તેની જો આપણે હર વખતે કદર કરતા રહીએ તો પછી તેને હમેશાં ઇનામની આશા રાખવાની ટેવ પડી જાય. એ મને બીલકુલ પસંદ નથી. વળી એ મારો નોકર નથી પણ ગુલામ છે, એટલે તમારી જીંદગી બચાવવામાં તેણે માત્ર પોતાની ફરજ બજાવ્યા ઉપરાંત બીજું કાંઇ જ કર્યું નથી."

"ના, ના." મેડમ વાઇલફોર્ટના મન ઉપર કાઉન્ટનાં વચનોની અસર થયા છતાં તે વચમાં જ બોલી ઉઠી. "મારી જીંદગી બચાવવામાં તેણે પોતાની જીંદગી જોખમમાં નાંખી હતી ને?"

"બાઇ સાહેબ, તેની જીંદગીનો તે પોતે માલિક નથી. હું તેની જીંદગી ઉપર સ્વામિત્વ ધરાવું છું, કારણ મેં તેને એક વખતે મોતના પંજામાંથી બચાવીને ગુલામ તરીકે ખરીદ કરેલો છે."

હવે મૈડમ વાઇલફોર્ટ કાંઇ વધારે પ્રત્યુત્તર આપી શકી નહિ. જે વિચિત્ર મનુષ્યે નજરે પડતાંની સાથે જ તેના મન ઉપર અસર કરી હતી તેને ધારી ધારીને નિહાળી જોવામાં જ તેણી મશગુલ થઇ ગઇ હતી.

મેડમ વાઇલફોર્ટ આવી રીતે મશગુલ થએલી હતી તે દરમ્યાન મોન્ટેક્રિસ્ટો તેના બાલકને નિહાળવામાં રોકાયો હતો. માતાએ બાલકને પોતાની ગોદમાં લીધો હતો. બાલક તેની ઉમ્મરના પ્રમાણમાં જરા નાનો દેખાતો હતો, અને તેનું શરીર ફીકકું લાગતું હતું. તેના માથા ઉપરના વાળ કાળા અને બરછટ હતા. તે બધા કપાલ અને ખભા ઉપર આવી ગયા હતા. તેની આંખો આથી વધારે તેજસ્વી લાગતી હતી. તેની ચકોર આંખો ઉપરથી તે ઘણો તોફાની જણાતો હતો. તેનું મોઢું જરા મોટું હતું. તેના હોઠ જરા વધારે પાતળા હતા. તેવો ચ્હેરો તેના જેવા નાના બાલકનો હોઇ શકે નહિ. ચૌદ પંદર વરસના છોકરાનોજ તેવો ચ્હેરો હોઈ શકે. તે બાલકનો ભય જતો રહ્યો એટલે તુરતજ તે એક આંચકો મારીને પોતાની માતાની બાથમાંથી છૂટો થયો. છૂટો થતાંની સાથે લાગલોજ તે પેલી દવાની પેટી તરફ દોડયો. પછી કોઇની પણ પરવાનગી લેવાની દરકાર કર્યા સિવાય એક તોફાની અને મનસ્વી બાલકની માફક પેટીમાંની બધી શીશીઓના બુચ કાઢી કાઢીને ફેંકી દેવા લાગ્યો.

“ દોસ્ત, એ કશાને અડકતો નહિ ” કાઉન્ટ બૂમ પાડી ઉઠયો. “ એમાંની કેટલીક દવાઓ પીવાથી નુકસાન થાય છે એટલું જ નહિ, પણ તેમાં કેટલીક એવી દવાઓ છે કે જે માત્ર સુંઘવામાં પણ ભય રહેલો છે. ”

મેડમ વાઇલફોર્ટના હોસકોસ ઉડી ગયા. તે પોતાના બાલક તરફ દોડી અને તેનો હાથ ઝાલીને તેને પાછો ખેંચી લાવી; પણ તે જ્યાં બરોબર કબજામાં આવી ગયો, એટલે તેણે પણ પેલી દવાની પેટી તરફ એક આતુર દૃષ્ટિ ફેંકી. આ વાત કાઉન્ટની ધ્યાન બહાર જઇ શકી નહિ. એટલામાં અલી દિવાનખાનામાં દાખલ થયો. તેને જોઇને પેલી યુવતીને વધારે આનંદ થયો, અને તે બાલકને વધારેને વધારે છાતી સરસો દબાવતાં તેણે કહ્યું:—

" એડવર્ડ, દિકરા ! જો, જો. પેલાની બ્હાદૂરી અને હિંમતથી આપણી જીંદગી બચી છે. પેલા મસ્ત થએલા ઘોડાઓને તેણે પોતાની જીંદગી જોખમમાં નાંખીને રોકયા ન હોત તો થોડીવારમાં ગાડીના ચુરેચુરા થઇ જાત, અને સાથે આપણા બન્નેનાં હાડકાં પણ શોધ્યાં હાથ ન આવત. જા, તે માણસનો આભાર માન; કારણ કે જો તેણે મદદ ન કરી હોત તો આજે આપણા બન્નેમાંથી કોઇ પણ જીવતાં રહેવાનાં નહોતાં. "

આવા વચનથી પણ તે બાલકના મન ઉપર કાંઇજ અસર થઇ નહિ. પોતાની માતાની આજ્ઞા માનવાને બદલે મોઢું કટાણું કર્યું, અને તિરસ્કારથી ડોકું ફેરવી નાંખી તે બોલ્યો: " છે ! છે ! બા! એ તો કેવો કદરૂપો છે ! મને તો તેના સામે જોવાનું પણ ગમતું નથી."

કાઉન્ટના અંતરમાં આ સર્વ જોઇને સંતોષ થયો. આવા બાલકને લીધે પોતાની ધારણાઓનો એક ભાગ ફળીભૂત થશે એવા વિચારથી તેના મુખ ઉપર હાસ્ય ફરકી રહ્યું. મેડમ વાઇલફોર્ટે પોતાના પુત્રને ધીમેથી ઠપકો દેવા માંડયો પણ તેમાં એટલી બધી નરમાશ હતી કે તે બાલકના મનમાં પોતે અયોગ્ય કૃત્ય કર્યું છે એવો ભાસ પણ કદી થાય નહિ.

" આ બાઇની " કાઉન્ટે અલીને એરેબીક ભાષામાં કહ્યું. " એની ઇચ્છા છે કે તેની અને તેના બાલકની જીંદગી તેં બચાવી છે તે માટે તારો આભાર માનવો, અને પોતાના બાલકને તેણે તેવી રીતની આજ્ઞા કરી. પણ છોકરો માનતો નથી. વધારામાં કહે છે કે તું ઘણો કદરૂપો છે."

અલીએ તે છોકરાના તરફ નજર ફેંકી. અલીની મુખચર્યા ઉપરથી તે આરબની લાગણી કેટલી દુખાઇ હતી તે કાઉન્ટ સારી રીતે કળી ગયો.

" આપ હમેશાં અહિંઆંજ રહો છો કે ? " પેલી યુવતીએ કાઉન્ટને પ્રશ્ન કર્યો.

" ના, ના. " કાઉન્ટે જવાબ આપ્યો. " આ જગા તો ઘણી નાની છે. મેં હમણાંજ આ જગા ખરીદી છે. મારૂં હમેશનું રહેઠાણ તો પેરીસમાં ' ચેમ્પસ એલીસીસ ' મોહોલ્લામાં નંબર ૩૦ વાળા મકાનમાં છે. બાઇસાહેબ, આપના મુખ ઉપરથી હવે આપના હૃદયમાંથી સર્વ ભયની લાગણી જતી રહી હોય એમ લાગે છે. આપનું મન હવે તદ્દન શાંત થયું જણાય છે. વળી આપ ઘેર જવાને પણ ઘણાં આતુર હો એમ લાગે છે; અને આપની આતુરતા કેવળ સ્વાભાવિક જ છે. આપની ઇચ્છા અનુમાનથી સમજી જઇને જ મેં મારી ગાડીને તમારા એના એજ ઘોડા જોડાવ્યા છે. અલ્લી—" પેલા છોકરા તરફ જોઇને હસતાં હસતાં તેણે આગળ ચલાવ્યું. " જેને કદરૂપો માનવામાં આવે છે તે અલી પોતે જ આપની ગાડી હાંકીને આપના ઘેર પહોંચાડશે. આપનો પોતાનો નોકર મેડમ ડેંગ્લર્સની ગાડીને જરા તરા ઠીકઠાક કરવાની છે તે કરીને મારા ઘોડા જોડીને પહોંચાડી આવશે."

"પણ એવા ભયંકર ઘોડાઓ જોડવાના હોય તો તે ગાડીમાં પાછા જવાની મારી હિંમત ચાલતી નથી." પેલી યુવતીએ બ્હીતાં બ્હીતાં કહ્યું.

"અરે આપ જો જો તો ખરાં" કાઉન્ટે ધીરજ આપતાં કહ્યું. "કે અલ્લીના હાથમાં તે ઘોડાઓ કેવા થંડાગાર બની જાય છે. તેણે લગામ હાથમાં લીધી કે ઘોડા નરમ ઘેંસ જેવા જોઇ લેજો!"

અલ્લીના તરફથી આ બાબતની સાબીતી મળી ચુકેલી હતી જ. કારણ ઘોડાની પાસે જઇ તેણે તેમનાં નસકોરાં અને કપાળનો ભાગ ખૂબ ભાર દઇને ઘસ્યો, અને તેમનો પસીનો અને મ્હોમાંથી નિકળતું ફીણ સાફ કરી નાંખ્યું. પછી કયાં સુધી તેણે તેમને આખા શરીરે ખૂબ માલેસ કર્યું. પછી પેલી ભાગેલી ગાડી જ્યાં પડી હતી ત્યાં આગળ જ ઘોડાને ઉભા રાખીને તેણે તેમના ઉપર સામાન ચઢાવ્યો, અને તે શાંત પડેલા ઘોડાઓને કાઉન્ટની ગાડીએ જોડયા. આસપાસ લોકોનું એક મોટું ટોળું જોવાને ભરાયું હતું, પણ તેની તેને જરાપણ દરકાર નહોતી. તેણે તો ઘોડાની લગામ હાથમાં લીધી અને પોતાની જગ્યાએ જઇ બેઠો. જે લોકોએ તે ઘોડાઓને ભાગતાં જોયા હતા તેમના આશ્ચર્યનો તો પાર જ રહ્યો નહિ; કારણ કે જે ઘોડા થોડીક વાર પહેલાં હાથમાં પણ રહી શકતા નહોતા, તેમને ચલાવવા ચાબુકના ફટકા લગાવવાની અલ્લીને ફરજ પડી, અને તેમ છતાં તે ઘોડાઓ કેવળ મુડદાલની માફક એટલા ધીમેથી ચાલવા લાગ્યા કે મેડમ વાઇલફોર્ટને પોતાને ઘેર પહોંચતાં બે કલાક જેટલો વખત લાગ્યો.

ઘેર પહોંચતાં માતાપુત્ર બન્ને સહિસલામતીથી આવી પહોંચ્યાં તેને માટે અભિનંદન થયાં. પછી મેડમ વાઇલફોર્ટ જરા વિશ્રાન્તિ

લેવાના બ્હાનાથી પોતાના શયનગૃહમાં ગઈ, પણ ત્યાં જઇને વિશ્રાંતિ લેવાને બદલે તેણે નીચે પ્રમાણેનો એક પત્ર લખી કાઢયો—

"વ્હાલી હરમાઈન,—

હમણાં જ એક ભયંકર અકસ્માતમાંથી ઘણી ચમત્કારિક રીતે મારો બચાવ થયો છે; અને ગઇ કાલે જે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના સંબંધમાં આપણે વાતો કરતાં હતાં તેને જ મારા બચાવને માટે હું આભારી છું. આજે ને આજેજ તેની મુલાકાત થશે, એવો કાલે વાતો કરતી વખતે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. તે વખતે તું કાઉન્ટનાં જે વખાણ કરતી હતી તે મને અતિશયોક્તિ ભરેલાં અને મિથ્યા લાગતાં હતાં, અને તેથી હું કેવળ તારૂં ઉપહાસ્ય કરીને હસતી હતી; પણ એ અજાયબ જેવા આદમીનાં તું જે વખાણ ભરેલાં વર્ણન કરતી હતી તે તેના ગુણના પ્રમાણમાં કાંઇજ નહોતાં, એવું કબુલ કરવાનું મને આજે પુરતું કારણ મળ્યું છે. પણ હવે વધુ વખત તને વિચાર–વમળમાં નાંખી મૂકવા કરતાં મારૂં સાહસ તને બરાબર સમજાય તેવી રીતે વર્ણવાનો પ્રયત્ન કરવો જ ઠીક થશે. મારી વ્હાલી સખી, તારી ગાડી લઇને હું થોડેક દૂર ગઇ એટલામાં કોણ જાણે શુંએ થયું કે ઘોડા ચમકયા, અને ગાડી લઇને એવા ભયંકર વેગથી નાસવા લાગ્યા કે મારા વ્હાલા બાલકના અને મારા તો ભોગ જ ફરી વળ્યા. અમારે છુંદાઇ મરવાનો જ પ્રસંગ આવી પહોંચ્યો હતો. એટલામાં એક તદ્દન અજાણ્યો માણસ–જાતનો આરબ હોય કે ન્યુબીઅન હોય–ગમે તે હોય–પણ કોઇક કાળો સીધી આવી ચઢયો, અને કાઉન્ટની ઇશારત થતાં જ તેણે પોતાની જીંદગીની જરાપણ પરવા ન કરતાં ચમકેલા–મસ્તીયે ચઢેલા–ઘોડાઓને રોકયા. તે કાઉન્ટનો નોકર હતો. તે પોતે બચ્યો એજ ઘણી

આશ્ચર્યની વાત છે. એટલામાં કાઉન્ટ પણ દોડી આવ્યો અને મને અને મારા બાલકને પોતાના મકાનમાં લઇ ગયો. એડવર્ડ તો તદ્દન બેશુદ્ધ જ થઇ ગએલો હતો. પણ કાઉન્ટે તેની માવજત કરીને તેને જલદીથી શુદ્ધિમાં આણ્યો. જ્યારે અમારા જીવને સંપૂર્ણ શાંતિ વળી ત્યારે કાઉન્ટે અમને પોતાની ગાડીમાં ઘેર મોકલાવી આપ્યાં. તમારી ગાડી આવતી કાલે પાછી આવશે. મને લાગે છે કે તારા ઘોડા હમણાં થોડા દિવસ તારા ઉપયોગમાં આવી શકશે નહિ. જાણે કે પેલા સીધીએ તેમને પાંશરા કર્યા તેથી નારાજ થયા હોય તેમ તેઓ તદ્દન મુડદાલ જેવા બની ગયા છે. તોપણ કાઉન્ટે મને ખાત્રી આપી છે કે તેઓને બે ત્રણ દિવસ આરામ આપવાથી અને અચ્છી તરેહથી જવની ચંદી આપવાથી બે ત્રણ દિવસમાં તેઓ પોતાની મૂળ સ્થિતિમાં આવી જશે. એટલે કે ફરી પાછી ગાડી લઇને ભાગી જવા જેવા થશે, અને ફરીથી પાછું ભયંકર તોફાન કરશે. મારી માફક તારી જીંદગી જોખમમાં ન આવી પડે તે સંભાળજે. કારણ કે હરહમેશ કાંઇ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો અગર તેનો સીધી નોકર દરેક જગ્યાએ મળી આવતા નથી, કે તેઓએ જેવી રીતે મને બચાવી તેવી રીતે તને બચાવે. પણ તારા ઘોડાએ કરેલા તોફાન માટે તારો વાંક કાઢવો યોગ્ય થશે નહિ. વળી વિશેષમાં તેથી જ મને કાઉન્ટના મેળાપનો લાભ મળ્યો છે. તે અજાયબ આદમીની પાસે લાખ્ખોની મિલકત છે એ વાત જાણે બાજુએ મૂકીએ. તોપણ મને તો તે ઘણો જ વિચિત્ર લાગ્યો, અને તેનું રહસ્ય જાણવાનો પ્રયત્ન કરવામાં મને તો ઘણો આનંદ થશે ! ના, ના, વધારે તો શું, પણ તે માણસની ઓળખથી તેનું રહસ્ય જાણવાની મારા મનમાં એટલી બધી ઉત્કટ જીજ્ઞાસા થઇ આવી છે કે જો બીજો કોઇ પણ ઉપાય નહિ જ સુઝે તો

મારે ફરીથી તારા ઘોડા માગી લઇને તેમનો ઉપયોગ કરવો પડશે. વ્હાલા એડવર્ડે પણ આ અકસ્માત દરમ્યાન જબરી હિંમત બતાવી હતી. તેણે એક ચીસ પણ પાડી નહોતી, અને મારી બાથમાં શાંત રીતે પડી રહ્યો હતો. ભય જતો રહ્યા પછી પણ તે જરા પણ રડયો નથી. માતૃપ્રેમને લીધે જ હું તેનાં આટલાં વખાણ કરૂં છું એમ તું માનવાની એવી મને ખાત્રી છે; પણ મારો બાલક કેવળ અશક્ત શરીરનો હોવા છતાં તેનામાં માનસિક બલ ઘણું છે અને તેની હિંમતનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે.

વેલેન્ટાઇને તારી યુજીનીની ખબર પૂછી છે.

લી. હું છું
તારી હમેશની સખી,
હેલોઇ-ડ-વાઇલફોર્ટ"

" તા. ક.

મારે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને ફરીથી મળવું છે, તો તારે ત્યાંજ તેને મળી શકાય એવો કાંઇ ઉપાય મેહેરબાનીથી કર. મારે તેને મળવાની ખાસ જરૂર અને ઇચ્છા છે. મારી જીંદગીની વાત તો જાણે કે ઠીક, પણ અમારા બાલકની જીંદગી બચાવી અમારા કુટું- બની જે કિમતી સેવા કાઉન્ટે બજાવી છે તેને માટે તેનો આભાર પ્રદર્શિત કરવાને જવાનું મારા સ્વામીએ મને વચન આપ્યું છે; એટલે મારા સ્વામી તેને મળી આવ્યા પછી કાઉન્ટ સામી મુલા- કાતે આવશે એ વિચારથી મારા મનને હાલ તુરત તો જરા સંતોષ થાય છે. "

તે સાંજે તો જ્યાં ત્યાં ઉપર જણાવેલા અકસ્માત સિવાય બીજી કાંઇ પણ વાતો જ થતી નહોતી. જ્યાં ત્યાં એની એજ વાત.

આલ્બર્ટે તે વાત પોતાની માતાને કહી સંભળાવી. શાતો-રીનોડે પોતાની કલબમાં તે વાત જણાવી દીધી. ડીબ્રેએ પ્રધાનો આગળ તેનું યથાસ્થિત વર્ણન કરી બતાવ્યું. કાઉન્ટની હિંમત, સજ્જનતા, અને સ્ત્રી-બહુમાનનાં વખાણ કરવામાં બોકેમ્પે પણ પોતાના વર્ત-માનપત્રમાં વીસ પચીસેક લીટીઓ લખી કાઢી. આ રીતે એકજ દિવસમાં આખા પેરીસ શહેરમાં કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો જાણીતો થઇ ગયો. મેડમ વાઇલફોર્ટની ખબર જોવાને માટે સગાં, વ્હાલાં, મિત્રો અને બીજા ઓળખીતા લોકોનાં ટોળાં તે અકસ્માતની વાતો તેના પોતાના મુખેથી સાંભળવાની ઇચ્છાથી આવવા લાગ્યાં. મેડ-મ વાઇલફોર્ટે પોતાની સખી મેડમ ડેંગ્લર્સને લખેલા પત્રમાં જણાવ્યા પ્રમાણે મેજીસ્ટ્રેટ વાઇલફોર્ટ પણ પોતાનો ઉત્તમમાં ઉત્તમ પોષાક ધારણ કરી, નોકર ચાકરોને પણ તેમનો ખાસ પોષાક પહેરાવી સાથે લઈ, ગાડીમાં બેસીને કાઉન્ટનાં ચેમ્પસ એલીસીસ મેહેલ્લાવાળા મકાને કાઉન્ટની મુલાકાત લેવા માટે ગયો.

---

## પ્રકરણ ૪૯ મું.

---

જો કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો વધારે લાંબા વખતથી પેરીસમાં રહેતો હોત તો વાઇલફોર્ટની મુલાકાતની કિંમત તે વધારે સારી રીતે સમજી શકયો હોત. રાજદરબારમાં વાઇલફોર્ટનું ઘણું સારૂં માન હતું. પ્રધાનમંડળ પ્રજાપક્ષી હોય કે રાજપક્ષી, તેની વાઇલફોર્ટને જરા પણ દરકાર જેવું નહોતું. સર્વ કોઇ પક્ષના લોકો તેને ઘણો ચાલાક અને બાહોશ માનતા હતા. રાજકાર્યભારમાં જેનો પગ કદી પાછો પડયો હોતો નથી, તેને હમેશાં બધા જ હોંશીઆર ગણે છે. ઘણા લોકો

વાઇલ્ફફોર્ટનો દ્વેષ કરતા હતા. કેટલાક તેનો પક્ષ કરતા હતા, પણ તેને ખરેખર તો કોઇ જ વ્હાલા નહોતા. ન્યાયાધિકારીઓમાં વાઇલ્ફફોર્ટ ઘણી સારી જગ્યા ભોગવતો હતો. પોતાનું મહત્વ કેમ વધારવું અને તેને કેવી રીતે સાચવી રાખવું; તે પણ તેને સારી રીતે આવડતું હતું. તેની યુવાન દ્વિતીય પત્નીએ જલસાઓમાં પુનર્જીવન આણ્યું હતું. તેની પ્રથમની પત્નીએ એક પુત્રી મૂકીને સ્વર્ગવાસ કર્યો હતો. આ પુત્રી પણ અત્યારે લગભગ અઢારેક વરસની થએલી હતી, અને પોતાની અપર માતાને તેના કાર્યમાં મદદ કરતી. આમ છતાં પણ તેને ત્યાંના જલસા અને મિજલસો હમેશાં સુવ્યવસ્થિત જ રહેતી. જુના રીત રીવાજોને સંપૂર્ણ માન આપવામાં આવતું, અને તેનાં દિવાનખાનાંઓમાં સર્વ કોઇ મર્યાદાથી વર્તતું. વિવેકભરેલું અતડાપણું, રાજ્ય તરફ નિમકહલાલી, કલ્પનાઓ અને તેમના કલ્પકો માટે મોટો તિરસ્કાર, કાલ્પનિક લાવણ્યતાને માટે દ્વેષ,—આ બધાં વાઇલ્ફફોર્ટના જાહેર અને ખાનગી જીવનનાં તત્વો હતાં.

વાઇલ્ફફોર્ટ એક ન્યાયાધિકારી જ નહોતો પણ તે એક રાજનીતિજ્ઞ પુરૂષ પણ હતો. પ્રાચીન રાજવંશનાં તે મોટા માન અને આડંબરથી વખાણ કરતો અને તેથી તે વખતે દરબારમાં તેની પ્રતિષ્ઠા પડતી. તેનું જ્ઞાન એટલું બધું વિશાળ હતું કે તેના વચનને ઘણું માન આપવામાં આવતું, એટલું જ નહિ પણ કેટલીક વખત તો તેની સલાહ પણ લેવામાં આવતી. આ બધાનું એક કારણ કદાચ એમ પણ હોય કે વાઇલ્ફફોર્ટ સિવાય ચાલે તેમ નહોતું. પણ મધ્યકાલના સરદારો અને જાગીરદારોની માફક તે એક અજિંક્ય દુર્ગમાં રહેતો હતો. આ કિલ્લો તે તેની મુખ્ય મેજીસ્ટ્રેટની જગ્યા હતી. આ હોદ્દાને અંગે જેટલો લાભ લઇ શકાય તેટલો તે ખૂબીથી મેળવી લેતો.

વાઇલફોર્ટ ભાગ્યેજ કોઇની મુલાકાતે જતો, અગર કોઇને પોતાની મુલાકાતનું માન આપતો. તેના મિત્રોને માટે તે એક મહાબલવાન રક્ષણકર્તા હતો. તેના શત્રુઓનો વાઇલફોર્ટ શાંત, ધીમો પણ કટ્ટો દુષ્મન હતો. જે લોકો શત્રુ અગર મિત્ર બેમાંથી એક પણ પક્ષના ન હોઇ તટસ્થ હતા તેમની સાથેના વર્તનમાં તે માત્ર એક કાયદાનો પ્રતિનિધિ જ હતો.

મગરૂર દેખાવ, ગંભીર મુખાકૃતિ, અને સ્થિર પણ તીક્ષ્ણ દૃષ્ટિવાળા આ ન્યાયાધીશે ચાર રાજક્રાન્તિના પ્રસંગો જોયા, તેમજ અનુભવ્યા હતા; અને છતાં તે દરેકમાંથી ઉત્તરોત્તર પોતાનું ભવિષ્ય સુધારવાની તક શોધી કાઢી, તેનો તેણે બરાબર લાભ લીધો હતો.

વાઇલફોર્ટ કોઇના કાર્યમાં ભાગ્યેજ માથું મારતો. વિના પ્રયોજન કદી પણ કોઇને કંટાળો આપતો નહિ. પ્રત્યેક વર્ષે તે એક નૃત્યોત્સવ અને સંગીતનો જલસો કરતો, પણ તેમાં તે પોતે તો માત્ર પાએક કલાક હાજરી આપતો. એટલેકે રાજાના કરતાં પણ પોણો કલાક ઓછી હાજરી આપતો; કારણ રાજા પોતે પણ તેવા પ્રસગે નિદાન એક કલાક તો હાજર રહી પ્રસંગને શોભાવતા. નાટકશાળાઓ, સંગીતશાળાઓ, નાચરંગના જાહેર જલસાઓ વિગેરે પ્રકારની જાહેર જગ્યાઓની તે કદીપણ મુલાકાત લેતો નહિ. કોઇ કોઇવાર તે પાનાં રમતો પણ તેવા પ્રસંગ જવલ્લેજ આવતા. એવા પ્રસંગે તેને લાયકના રમનારાઓ પસંદ કરવા તરફ ખાસ ધ્યાન આપવામાં આવતું. આવી રમતોમાં કોઇક વખતે પરરાજ્યના એલચીઓ તેના જોડીદાર બનતા, તો કોઇક વખતે મોટા ધર્માધ્યક્ષોને તેની સંગતિનો લાભ મળતો. કોઇક વખતે એકાદ રાજા અગર મોટો ઉમરાવ કે કોઇ પ્રજાસત્તાક રાજ્યનો પ્રતિનિધિ તેનો ગોઠીઓ બનતો, તો કોઇક

વખતે એકાદ ધનાઢય રૂપવતી અને યુવાન પણ વિધવા ઉમરાવ પત્નીને તેની સાથે રમતમાં જોડાવાનું માન મળતું. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના દ્વાર આગળ આવીને જે માણસની ગાડી આજે થોભી તે મનુષ્ય આવા પ્રકારનો હતો.

કાઉન્ટ એક ટેબલ આગળ ઉભો ઉભો વાંકો વળીને રૂશીઆની તે વખતની રાજધાની સેન્ટપીટર્સ બર્ગથી ચીન સુધીના માર્ગની નકશામાં નિરીક્ષા કરી રહ્યો હતો. એટલામાં ખીજમતદારે આવીને વાઇલફોર્ટના આગમનના સમાચાર જણાવ્યા. તેની પાછળ જ વાઇ-લફોર્ટ હતો.

તે મેજીસ્ટ્રેટ જાણે કે ન્યાય-કચેરીમાં દાખલ થઇ ન્યાયાસન ઉપર બીરાજવા જતો હોય તેવીજ રીતે ગંભીરતાથી ધીરે ધીરે પગલાં ભરતો અંદર દાખલ થયો. એડમન્ડ દાંતેનાં ઉપર રાજદ્રોહના મૂકાએલા આરોપના કામની ચોકસી વખતે જે મનુષ્ય ન્યાયાધીશ તરીકે આપણને દષ્ટિગોચર થયો હતો, તેજ મનુષ્ય હાલનો વાઇલફોર્ટ હતો. તફાવત માત્ર એટલોજ હતો કે તે વખતે તે ઉગતી અવસ્થામાં હતો, જ્યારે આજે તે પરિપક્વ દશાને પહોંચ્યો હતો. આમ છતાં કુદરતે તેનામાં નહિ જેવોજ ફેરફાર કર્યો હતો. મૂળેજ તે પાતળા બાંધાનો હતો. હાલમાં તેમાંથી તે નાજુક બાંધાનો બની ગયો હતો. તે વખતે તેના મુખ ઉપર ફીક્કાશ મારતી હતી; હાલમાં તેનો ચ્હેરો પીળાશ પડતો જણાતો હતો. તેની આંખો જરા વધારે ઉંડી ઉતરી ગઇ હતી, અને ચશ્માની જરૂર પડી હતી. તેનો સર્વ પોષાક કાળો હતો. ગળામાં લગાવેલો ગળપટોજ માત્ર સફેદ હતો.

મોન્ટેક્રિસ્ટોને પોતાની લાગણીઓ ઉપર કાબુ રાખવાનો સારો અભ્યાસ હતો; છતાં તેણે પેલા મેજીસ્ટ્રેટને ધારી ધારીને નિહાળ્યો. અતિથીએ નમન કર્યું, અને ગૃહસ્વામીએ તેનો પ્રત્યુત્તર આપ્યો. મેજીસ્ટ્રેટ શંકાશીલ સ્વભાવનો હોવાથી વ્યક્તિની જાદુઇ ઉન્નતિમાં તે માનતો નહોતો, અને તેથી માન્ટેક્રિસ્ટોને તે એક પક્કો ઉઠાવગીર–ભામટો માનતો હતો, અને પોતાનાં પરાક્રમો અજમાવવાને માટે નવીન પ્રદેશની શોધમાં નિકળતાં ફ્રાંસ દેશમાં તે આવી ચઢયો હતો એમ વાઇલફોર્ટનું ધારવું હતું. તેમ ન હોય તો પછી કાઉન્ટ બંધનમાંથી નાસી છૂટેલો કોઇ ગુન્હેગાર હોવો જોઇએ એમ તેનો ચોક્કસ મત હતો. ગમે તેમ હોય તોપણ તે કોઇ મહાન ધર્માચાર્ય ઉમરાવ, રાજકુમાર અગર રાજા હતો એવી સમાજની જે માન્યતા હતી, તે તો તદ્દન ભૂલ ભરેલીજ હતી એમ વાઇલફોર્ટને ચોક્કસ ખાત્રી હતી.

"સાહેબ," ન્યાયાધિકારીઓ ન્યાય–મંદિરોમાં ભાષણો કરે છે ત્યારે જેવા અવાજે બોલે છે, તેવા અવાજે વાઇલફોર્ટ બોલ્યો. "ગઈ કાલે આપ મહાશયે મારી પત્ની અને પુત્રની જીંદગીઓ બચાવવામાં જે અમૂલ્ય સેવાઓ બજાવી હતી, તેને માટે આપનો આભાર માનવો એ મારી ફરજ છે. તેથી તે ફરજ બજાવવાની હું રજા લઉં છું. હું આપ સાહેબનો અતિ ઘણો ઋણી છું." ન્યાયાધીશો સમાજમાં પણ પોતાનો અવાજ બદલી શકતા નથી.

ઉપરના ભાષણ દરમ્યાન પણ ન્યાયાધીશની કડક નજરમાં નરમાશ આવી શકી નહિ. એ શબ્દો બોલતી વખતે તેનો દેખાવ એક હાલતા ચાલતા પુતળાને વધારે મળતો આવતો હતો; અને તેજ કારણને લીધે તેના ખુશામતીઆઓ તેને કાયદાની જીવંત મૂર્તિના ઉપનામથી ઓળખાવતા.

"મહેરબાન," કાઉન્ટે ઉદાસીનતા અને બેપરવાઈથી જવાબ આપ્યો." એક બાલકનો જીવ બચાવી માતાનું હૃદય ઠારવાનો મને જે પ્રસંગ મળ્યો તેને માટે મને ઘણો આનંદ થયો છે. કારણકે માતાનું વાત્સલ્ય જગતમાં સર્વથી વધારેમાં વધારે પવિત્ર ગણાય છે. મારૂં એ સદ્ભાગ્યજ મારા મનના સંતોષને માટે બસ હતું. એટલે આપ સાહેબને આ ફરજ બજાવવાની તસ્દી લેવાની કાંઇજ આવશ્યકતા ન હોતી. જો કે તેથી મને પોતાને એક ઘણું મોટું માન મળેલું છે એમ હું સમજું છું; કારણ કે મોં. વાઇલ્ફોર્ટની આવા પ્રકારની કૃપા ભાગ્યેજ કોઇકના ઉપર ઉતરે છે એ વાત મારી જાણ બહાર નથી; અને એ કૃપા જો કે ગમે તેટલી અમૂલ્ય હશે તો પણ બાલકનો જીવ બચાવવાની તક મળવાથી મારા હૃદયને જે સંતોષ થયો છે, તેની સાથે આપની કૃપાની તુલના થઇ શકે તેમ નથી."

આવા પ્રકારનો ઉત્તર મળશે એવી વાઇલફોર્ટે જરાપણ ધારણા રાખી નહોતી. એટલે કવચમાં સજ થએલા સૈનિકને કવચ ભેદીને ગોળી વાગે ત્યારે જેવો તે ચોંકી ઉઠે છે, તેવો તે મેજીસ્ટ્રેટ આશ્ચર્યથી ચકિત થઇ ગયો; અને તેણે તિરસ્કારથી એવી રીતે મ્હો મરડયું કે તેના સ્વભાવ અને રીતભાતથી જાણીતા કોઇ મનુષ્યના જો તે જોવામાં આવ્યું હોત, તો તે તુરત સમજી જાત, કે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો ઉપરથી ડોળ રાખે છે તેવો ખાનદાનનો ફરજંદ અગર કુલીન મનુષ્ય નથી એવી વાઇલ્ફોર્ટે પોતાના મગજના સ્મૃતિ પટ ઉપર તેજ ક્ષણે નોંધ કરી લીધી હતી. હવે વાત બીજા કોઇ વિષય તરફ વાળવાના ઇરાદાથી વાઇલ્ફોર્ટે આસપાસ નજર ફેરવી. તુરતજ તેને વાર્તાનો વિષય મળી આવ્યો. તે દિવાનખાનામાં દાખલ

થયો ત્યારે કાઉન્ટ જે નકશો તપાસી રહ્યો હતો, તે હજી મેજ ઉપર પડેલોજ હતો. તે વાઇલફોર્ટે જોયો અને બોલ્યો: "મહાશય, આપ તો ભૂગોળ વિદ્યાના અભ્યાસમાં નિમગ્ન થઇ ગયા હતા એમ લાગે છે. આ નકશામાં જેટલા જેટલા દેશપ્રદેશો બતાવવામાં આવેલા છે, એ સર્વની તમે મુલાકાત લીધેલી છે એમ મેં સાંભળેલું છે. એટલે આપને તો ભૂગોળનો અભ્યાસ ઘણો ઉપયોગી લાગતો હશે."

"હા જી.' કાઉન્ટે ઉત્તર આપ્યો." આપના આગળ હમેશાં સંખ્યાબંધ મનુષ્યો ફરીઆદી, ગુન્હેગાર, અને સાક્ષી તરીકે હાજર થાય છે. તેમના ગુણ, દોષ, વૃત્તિ, હેતુ, વ્યાવહારિક, નૈતિક, અને માનસિક સ્થિતિ વિગેરેનો આપ સાહેબને અભ્યાસ કરવાનો હોય છે. જેવી રીતે આપ દરરોજ વ્યક્તિઓના ગુણ ધર્મનો અભ્યાસ કરો છો, તેવી રીતે મેં સમગ્ર મનુષ્ય પ્રાણીના ગુણ–ધર્મનો અભ્યાસ કરવા માંડયો છે.

વ્યક્તિના અભ્યાસથી શરૂઆત કરી ચઢતા ચઢતા સમષ્ટિના તરફ જવું તેના કરતાં સમષ્ટિથી શરૂઆત કરી વ્યક્તિ તરફ ઊતરી આવવું એ વધારે સ્હેલું છે, એવી મારી માન્યતા થઇ છે. એક વ્યક્ત રાશિ–જાણીતી રકમ ઉપરથી બીજી એક અવ્યક્ત રાશિ–અજાણી રકમ શોધી કાઢવાનું સુત્ર તો અક્ષર ગણિતનું છે. તે શાસ્ત્રમાં અજાણી રકમ–અવ્યક્ત રાશિમાંથી જાણીતી રકમ–વ્યક્ત રાશિ શોધી કાઢવા માટે કોઇપણ રીત હજી સુધી હાથ લાગી નથી. હવે-પણ, આપ સાહેબ જરા બેસો તો ખરા. આપણે તો કાંઇક જુદા જ વિષય ઉપર ઉતરી પડયા."

મોન્ટેક્રિસ્ટોએ એક ખુરશી તરફ આંગળી કરી. તે જરા દૂર હતી, એટલે તેને જરા આગળ લાવવાની જરૂર હતી. એ તસ્દી પણ મેજીસ્ટ્રેટને પોતાનેજ લેવી પડી. કાઉન્ટ તો વાઇલફોર્ટ દિવાનખાનામાં દાખલ થયો ત્યારેજ ખુરશી ઉપર બેઠો હતો. એટલે તુરતજ તેના ઉપર બેસી ગયો. આ રીતે કાઉન્ટ જ્યાં બેઠો હતો ત્યાંથી અતિથીના બરાબર સન્મુખ નહોતો, પણ થોડોક તેના તરફ ફરીને બેઠો હતો. બારી તરફ તેની પૂંઠ હતી. વાર્તાના વિષયરૂપ થઇ પડેલા નકશા ઉપર તેનો હાથ આવી રહ્યો. હતો.

" અરે, આપ તો તત્વજ્ઞાનની વાતો કરતા લાગો છો." મલ્લ યુદ્ધમાં ઉતરેલો મલ્લ પોતાના પ્રતિસ્પર્ધી સાથે પુનઃ યુદ્ધમાં ઉતરતા પહેલાં જેવી રીતે જરા શ્વાસ લેવાને રોકાય છે, તેવી રીતે એક ક્ષણ માત્ર શાંત રહીને વાઇલફોર્ટ બોલ્યો. " મેહેરબાન, જો મારે આપની માફક કાંઇપણ ધંધો રોજગાર ન હોય, તો હું તો આવા તત્વજ્ઞાનના મિથ્યા તડાકા લગાવવાને બદલે અને ફોગટની ડાહી ડાહી વાતો કરવાને બદલે કોઇક વિશેષ મહત્વના, વિશેષ ઉપયોગી, અને વધારે આનંદ મળે એવા ધંધામાં પ્રવૃત્ત થાઉં. મનુષ્ય જાતને ઉપયોગી થઇ પડે તેવા કોઇ કાર્યમાં કાલ વ્યતીત કરૂં."

" અરે મારા મેહેરબાન," મોન્ટેક્રિસ્ટોએ જવાબ આપ્યો. " માણુસ માણુસ શું કરી રહ્યા છો? માણુસ તે શા હિસાબમાં છે. સુક્ષ્મદર્શક યંત્રથી જોઇએ તો માણુસ એક સાધારણ કીડા કરતાં જરાપણ મોટો લાગશે નહિ. હશે, પણ જવા દો એ વાત. મને લાગે છે કે આપ હમણાં જ કાંઇક એમ કહેતા હતા કે મારે કાંઇજ કામ ધંધો નથી. હવે જરા હું આપને પૂછીશ. આપ સાહેબ ક્ષમા કરજો, ખોટું લગાડશો નહિ. આપ સાહેબ કાંઇ કામ

ધંધો કરો છો કે? આપને કર્તવ્ય છે એમ આપ માનો છો? અગર તો સ્પષ્ટ શબ્દોમાં પૂછું તો આપ પોતે જે કાંઇ કરો છો તેને આપ કર્તવ્ય શબ્દથી ઓળખાવી શકશો ખરા કે?"

આ વિચિત્ર પ્રતિસ્પર્ધીએ આટલા જોરથી કરેલા ઘાથી વાઇ-લફોર્ટને બમણો અચંબો થયો. આવો વિપરીતાભાસ–અસત્યાભાસ તે મેજીસ્ટ્રેટને લાંબા સમયથી સાંભળવાનો પ્રસંગ આવ્યો નહોતો; અગર ખરૂં કહીએ તો તે પહેલી વખતેજ સાંભળતો હતો.

"મેહેરબાન," તેણે જવાબ આપ્યો. "આપ એક અજાણ્યા મનુષ્ય છો, અને હું ધારૂં છું કે આપનું કહેવું એવું છે કે આપે આપના જીવનનો કેટલોક ભાગ પૌર્વાત્ય દેશોમાં ગાળેલો છે. જંગલી દેશોમાં માનુષી ન્યાય ઘણો ત્વરિત હોય છે. અમારા દેશ જેવા સુધરેલા દેશોમાં ન્યાયનાં કામોમાં કેટલું ગાંભીર્ય, કેટલી બુદ્ધિમતા, કેટલો વિચાર, અને કેટલા નિરીક્ષણની જરૂર પડે છે તેનો આપને ખ્યાલ શી રીતે હોઇ શકે?"

"હા જી. મને તેનો ખ્યાલ છે, એટલુંજ નહિ પણ મને તેની સંપૂર્ણ માહિતી છે. કારણ કે મેં તમામ દેશોની ન્યાયની પદ્ધતિઓનો અભ્યાસ કરેલો છે, અને તેમાં પણ ખાસ કરીને બધા દેશોના ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાનો સારી રીતે અભ્યાસ કરેલો છે. એટલુંજ નહિ પણ તે બધા કાયદાની કુદરતના કાયદા સાથે તુલના પણ કરી જોઇ છે, અને તે ઉપરથી મને એમ સ્પષ્ટ માલુમ પડી આવ્યું છે, કે માત્ર પ્રાચીન પ્રજાઓનો કાયદોજ, એટલે કે વૈર–નિર્યાતન અગર વૈર–પ્રતિક્રિયાનો કાયદોજ બધા કાયદા કરતાં ઇશ્વરી કાયદાની વધારે સામ્યતા ધરાવે છે."

" મહાશય, જો તેવે। કાયદો બધે અમલમાં મૂકવામાં આવે," મેજીસ્ટ્રેટ બોલ્યા. " તો આપણા કાયદાનાં પુસ્તકો બધાં તદ્દન સહેલાં થઇ જાય; અને તેમ થાય તો તો–આપે હમણાંજ ટીકા કરી હતી તે પ્રમાણે) ન્યાયાધીશોને પછી કાંઇ જોવાનુંજ રહે નહિ."

" ભવિષ્યમાં કોઇક વખત એવો પણ આવી પહોંચે." મોન્ટે-ક્રિસ્ટોએ કહ્યું. " દરેક ગુંચવણભરેલી ચીજની ગુંચવણ ઉકેલી તેને સ્હેલી અને સાદી બનાવવાને મનુષ્ય જાતની શોધ ખોળ અને પ્રયત્નો ચાલુજ છે, અને સાદાઇ એજ સંપૂર્ણતા છે."

" એ તો ભવિષ્યમાં જ્યારે થશે ત્યારની વાત ત્યારે છે." મેજીસ્ટ્રેટે આગળ ચલાવ્યું. " દરમ્યાનમાં રોમન, ગ્રીક વિગેરે પ્રાચીન કાયદા ઉપરથી ઘડાએલા પરસ્પર વિરૂદ્ધ આદેશવાળા અમારા અર્વાચીન કાયદાઓ અમારા દેશોમાં સંપૂર્ણ રીતે સર્વત્ર અમલમાં આવી રહેલા છે. આ કાયદાઓનું જ્ઞાન લાંબા પ્રયાસ વગર મળી શકતું નથી એ તમે જાણો છો. વળી તે જ્ઞાન મેળવવાને અતિઘણો અભ્યાસ કરવો પડે છે; એટલુંજ નહિ પણ એક વખત તેનું જ્ઞાન મળ્યું એટલે બસ થતું નથી, પણ તેને તાજું રાખવાને પણ ઘણી માનસિક શક્તિની જરૂર પડે છે."

આપ સાહેબનું કહેવું મને સર્વથા માન્ય છે; પણ ફ્રેંચ કાયદાનું આપને જેટલું જ્ઞાન છે, તેટલુંજ મને પણ જ્ઞાન છે; અરે એટલુંજ નહિ પણ ફ્રેંચ કાયદા ઉપરાંત ઇંગ્લીશ, ટર્કીશ, જાપાનીઝ ચાયનીઝ તેમજ હિંદુઓના કાયદા વિગેરે તમામ કાયદાઓનું મેં તેટલુંજ જ્ઞાન મેળવેલું છે; અને આથીજ મેં આપને કહ્યું કે મેં જે કર્યું છે તે પ્રમાણમાં–કારણ કે જગતમાં બધી પ્રમાણથી જ વાતો થઇ શકે એ આપ જાણો છોજ–આપે ઘણુંજ થોડું કર્ત-

વ્ય અજાવેલું છે; તેમજ મેં જેટલું જ્ઞાન મેળવ્યું છે, તેના પ્રમાણમાં આપને હજી ઘણું ઘણું જ્ઞાન મેળવવાનું બાકી છે."

"વારૂ પણ મહાશય, આ બધું જ્ઞાન મેળવવામાં તમારો હેતુ શો?" વાઇલફોર્ટે આશ્ચર્યચકિત થતાં પૂછ્યું.

મોન્ટેક્રિસ્ટોએ સ્મિત હાસ્ય કર્યું.

"આપ સાહેબની એક અગ્રગણ્ય અને શ્રેષ્ઠ મનુષ્ય તરીકે ગણના થતી હોવા છતાં આપ એક ક્ષુદ્ર મનુષ્યના જેવાજ વિચારો ધરાવતા, અને જડ વસ્તુઓનીજ લાલસામાં સપડાએલા મને તો જણાઓ છો, અને એ મને તો ઘણુંજ શોચનીય લાગે છે. આપના વિચારો તો તદ્દન અધમ પ્રકારના મને ભાસે છે."

"સાહેબ, આપ શું કહેવા માગો છો?" વાઇલફોર્ટે વધારેને વધારે ચકિત થતાં પૂછ્યું. "જરા મેહેરબાની કરીને ખુલ્લાસો કરો. મને તો આપ શું કહો છો તેની ખરેખર જરાપણ સમજ પડતી નથી."

"સાહેબ, મારૂં કહેવું એવું છે કે આપની દૃષ્ટિ પ્રજાઓનાં સામાજીક બંધારણો તરફ દઢીભૂત થએલી છે, એટલે આપ માત્ર તે યંત્રની કમાનોનેજ નિહાળી રહ્યા છો. પણ જે મહાન કારીગર તે યંત્રને ગતિ આપી રહેલો છે, તેનો તો આપને વિચાર સરખો પણ આવતો નથી. જે પુરૂષોનાં માન ચાંદ અને ઇલકાબો તથા પદ્વીઓની સનંદો ઉપર રાજા મહારાજાઓ, અગર પ્રધાનોની સહિઓ થાય છે એવા પુરૂષો સિવાય આમની આસપાસના બીજા કોઇપણ મનુષ્યોને આપ સાહેબ ઓળખતાજ નથી એમ મારૂં કહેવું છે, વળી મારૂં કહેવું એવું છે કે એવા માન ચાંદ, અને પદ્વિ, ઇલકાબ, ધરાવનારાઓ કરતાં જેમને પ્રભુએ વધારે સારી સ્થિતિમાં મૂક્યા છે, અગર જેમને કોઇ અમુક જગાએ નિયત કરવાને બદલે અગર

અમુક સ્થિતિમાં મુકવાને બદલે પરમાત્માએ બીજા મનુષ્યો કરતાં વધારે શ્રેષ્ઠ ગણીને જગતને ઉપયુક્ત એવું કાંઇ ખાસ મહાન કાર્ય સોંપલું છે, તેવા મનુષ્યો તો આપની સંકુચિત દૃષ્ટિ–મર્યાદાની બહાર જ રહી જાય છે. અશક્ત ઇન્દ્રિઓની આવી અપૂર્ણ સ્થિતિને લીધે જ મનુષ્ય કાંઇપણ કાર્ય કરવાને અશક્ત નિવડે છે, અને દરેક કામ અગર તેના કર્તાનો ખરો હેતુ તે સમજી શકતો નથી. એ મનુષ્યની નિર્બલતાનુંજ પરિણામ છે. આંધળા 'ટોબીઆસ'ને દેખતો કરનાર દેવદૂતને ટોબીઆસે એક સાધારણ મનુષ્ય ધારી લીધો. પ્રજાઓનો વિનાશ કરવાને જે "એટીલા" ચઢી આવ્યો, તેને તે લોકોએ બીજા બધા સાધારણ વિજેતાઓની પેઠે એક વિજેતાજ ધારી લીધો. આ બન્નેમાંથી એકેને કોઇ બરાબર ઓળખી શક્યું નહોતું. બન્ને જણે જ્યારે પોત પોતાનાં કર્તવ્યો બજાવ્યાં, ત્યારેજ તેઓને ઓળખવામાં આવ્યા, અને તેમના જીવન અને કર્તવ્યના હેતુઓ બધાને સમજાયા એકને એમ જાહેર કરવાની જરૂર પડી કે હું દેવદૂત છું અને તારી દૃષ્ટિ તને પાછી આપવાને પ્રભુએ મને મોકલ્યો છે. બીજાને એમ જણાવવું પડયું કે હું યમદુત છું,, અને પ્રભુએ મને દંડ દેવાને અર્થેજ પેદા કરેલો છે. બન્નેએ જ્યારે પોતપોતાનાં કર્તવ્યો જાહેર કર્યાં ત્યારેજ તેમનાં જીવનના દૈવી હેતુઓ અને રહસ્યો ખુલ્લાં થયાં."

"ત્યારે" વધારે ને વધારે ચકિત થતાં વાઇલફોર્ટ બોલ્યો. "આપે ઉપર જે અસાધારણ વ્યકિતઓની વાત કરી તેમાંનાજ આપ પણ એક છો એમ આપનું માનવું છે શું ?" કોઇ કેવલ દાગળી ચસકેલ અગર છદ્મવેશીની સાથે પ્રસંગ પડયો છે એમ સમજી તેણે પૂછ્યું.

"અને શામાટે નહિ ?" કાઉન્ટે પૂછ્યું.

"માફ કરો સાહેબ." વાઇલફોર્ટે વિસ્મય પામતાં જવાબ આપ્યો. "આપ સાહેબને મળવાના ઇરાદાથી જ્યારે હું અહિં આવ્યો ત્યારે મને એવી ખબર નહોતી કે જે વ્યકિતની સાથે મારે મેળાપ થવાનો હતો તે વ્યકિતનાં જ્ઞાન અને બુદ્ધિ બીજા મનુષ્યોનાં સાધારણ જ્ઞાન અને બુદ્ધિ કરતાં આટલે બધે દરજ્જે શ્રેષ્ઠ હશે. અર્વાચીન સંસ્કૃતિના અમારા જેવા પતિત હતભાગી પ્રાણીઓને આપના જેવા ગૃહસ્થો કાંઇ હમેશાં મળી આવતા નથી. આપના જેવા અનર્ગળ દ્રવ્યવાન અને ધનાઢ્ય લક્ષ્મી-પુત્રો-મારા સાંભળવામાં આવેલું છે કે-આપ અગણિત લક્ષ્મીના સ્વામી છો; અને એવી બાબતની હું કદી ચોકસી કરતોજ નથી. હું તો માત્ર સાંભળેલી વાતનીજ પુનરૂકિત કરૂં છું—આપના જેવા લક્ષ્મીસંપન્ન અને તે કારણે વિશેષ પ્રકારના હકકો ધરાવનાર પુરૂષો સાધારણ રીતે સમાજની સ્થિતિનું મનન કરવામાં અને જે હતભાગી પ્રાણીઓને દુર્દૈવે ઐહિક સુખથી વિમુખ રાખેલા છે તેમને સારી રીતે દિલાસો આપી શકાય તેવી તત્વજ્ઞાનની કલ્પનાઓ ઉપર વિચાર કરવામાં પોતાનો સમય ગુમાવતા નથી."

"સાહેબ," કાઉન્ટે તાંણો માર્યો. "આપ આટલી શ્રેષ્ઠ પદ્વીએ પહોંચ્યા ત્યાં સુધી નિયમને હમેશાં સાધારણ રીતે અપવાદ હોય છેજ એ વાત કબુલ કરવાનો અગર જણાવાનો પ્રસંગજ શું આપને આવેલો નથી? વળી આપની પાસે જે મનુષ્ય આવે તે કેવા પ્રકારનો છે એ વાત તેના તરફ દૃષ્ટિ કરતાંની સાથેજ શું આપ સમજી શકતા નથી? આપના જેવા એક મહાન ન્યાયાધીશની દૃષ્ટિ તો ઘણીજ તીક્ષ્ણ હોવી જોઇએ. ન્યાયાધીશ એક માત્ર એકલા કાયદાનો ઉત્તમ રીતે અમલ કરી શકે તેથી કાંઇ પતી જતું નથી; પરંતુ તેનામાં તો તેના ધંધાને લગતા છળભેદ અને પ્રપંચને

ઉઘાડાં પાડવાની કપટકળા પણ હોવી જોઇએ. ન્યાયાધીશ તો મનુષ્યોનાં હૃદયોની ઉંડાઇ તપાસનારી સળી છે. દરેક હૃદયમાં રહેલી ઓછી વતી અશુદ્ધિ સમજી લઇ તેમાં રહેલા સુવર્ણની પરીક્ષા કરનારી તે એક કસોટી છે."

"સાહેબ," વાઇલફોર્ટ બોલ્યો. "આપે તો મને ખરેખરજ મ્હાત કરી નાખ્યો! આપની માફક બોલતાં તો મેં કદીપણ કોઇને સાંભળ્યું નથી."

"તેનું કારણ એવું છે કે આપ એકની એકજ સ્થિતિમાં રહો છો, અને આપનાથી ચઢીઆતી કક્ષા તરફ—ઉંચે ચઢવાનો પ્રયત્ન પણ કરતા નથી. એટલે ત્યાં વસતાં અદશ્ય અને અગમ્ય ઇશ્વરી બક્ષીસ પામેલાં પ્રાણીઓ વિષે આપને ખ્યાલ સરખો પણ આવી શકે નહિ."

"ત્યારે જુદી જુદી કક્ષાઓના અસ્તિત્વમાં આપ માનતા જણાઓ છો! વારૂ, એ આપનાં ઇશ્વરી બક્ષીસ પામેલાં અદશ્ય પ્રાણીઓ શું આપણી સાથે ભળેલાં છે?"

"તેમ કેમ ન ન હોય? જે વાયુથી શ્વાસોચ્છવાસ લો છો તે હવાને શું આપ જોઇ શકો છો ખરા કે? છતાં પણ તેના સિવાય એક ક્ષણ પણ આપ જીવંત રહી શકો નહિ."

"ત્યારે તો એ પ્રાણીઓ દેખી શકાય નહિ."

"હા, હા. આપણે જોઇ પણ શકીએ. પ્રભુની ઇચ્છાથી જ્યારે તેઓ જડ સ્વરૂપ ધારણ કરે ત્યારે તેઓને આપણે જોઇ શકીએ, એટલુંજ નહિ પણ આપણે તેમને સ્પર્ષ પણ કરી શકીએ; તેમની સાથે વાતચીત કરીએ, તેમની સાથે સંબંધમાં આવી શકીએ અને તેઓ આપણને ઉત્તર પણ આપે."

" ઓહો ! " વાઇલફોર્ટે સ્મિત કરતાં કહ્યું. " એવા એકાદ પ્રાણીની સાથે મારો પ્રસંગ પડે, ત્યારે મને તે બાબતની પ્રથમથીજ ખબર પડે તો ઘણું સારૂં."

"પ્રભુએ આપની ઇચ્છા પાર પાડી છે મહાશય ! કારણ કે તે બાબતની મેં હમણાંજ ચેતવણી આપી હતી, અને વળી પાછો ફરીથી પણ આપને ચેતાવું છું."

" ત્યારે તો આપ પોતેજ તેવા સદભાગ્યશાલી પ્રાણી હોવા જોઇએ."

"હા જી, હું એમ ધારૂં છું; કારણકે હજી સુધી કોઇ પણ માણસ મારા જેવી સ્થિતિને પહોંચ્યોજ નથી. રાજા મહારાજાનાં રાજ્યો પણ મર્યાદિત હોય છે. કેટલાંક રાજ્યોની વચ્ચે પર્વતો આવી જવાથી તેમની હદો જુદી પડે છે, તો કેટલાંક રાજ્યોને નદીઓના અંતરાય નડે છે. રીત રીવાજોના તફાવતોને લીધે કોઇક રાજ્યોની હદ આગળ વધતી અટકે છે, તો કેટલાંક રાજ્યો ભાષાઓના ફેરફારને લીધે મર્યાદિત થઇ જાય છે. જગતમાં તમામ રાજ્યોની આવી સ્થિતિ છે, ત્યારે મારૂં પોતાનું રાજ્ય જગતમાં બધેજ પ્રસરી રહ્યું છે; કારણ કે હું નથી ઇટાલીઅન, કે નથી ફ્રેંચમેન; હું હિંદુ નથી તેમ અમેરીકન પણ નથી; તેમ સ્પાનીઅર્ડ અગર ગ્રીક પણ નથી. હું તો સર્વ–દેશવાસી છું. કોઇ પણ દેશ મારી જન્મભૂમિ હોવાનો દાવો કરી શકે તેમ નથી. મારી સમાધિ–મારૂં અવસાન કયા દેશમાં થશે તે તો માત્ર એક પરમાત્મા જ જાણે છે. હું બધા રીત રીવાજોનો સ્વીકાર કરૂં છું. જગતની તમામ ભાષાઓ હું બોલી શકું છું. આપ મને એક ફ્રેંચમેન ધારો છો; કારણ કે આપની સાથે આપના જેટલી જ સ્હેલાઇથી અને

આપના જેવીજ શુદ્ધ ફ્રેંચ ભાષામાં હું વાતચીત કરૂં છું. વારૂ, મારો ન્યુબીઅન નોકર અહીં મને આરબ ધારે છે; મારો કારભારી બરદુ-શીઓ મને રોમન માને છે; જ્યારે મારી ગુલામડી હદી એમજ માને છે કે હું ગ્રીક છું. હું કોઇપણ દેશનો રહીશ નહિ હોવાથી, કોઇ પણ સરકાર તરફથી સંરક્ષણની અપેક્ષા રાખતો નહિ હોવાથી, તેમજ કોઇ પણ મનુષ્યને બંધુ તરીકે સ્વીકારતો ન હોવાથી, બલ-વાન પુરૂષોને અંકુશમાં રાખે અગર નિર્બલ મનુષ્યોને વિઘ્નરૂપ થઇ પડે તેવા વ્હેમ અને સંદેહો મને અંકુશમાં રાખી શકે અગર મારા કાર્યમાં વિઘ્નરૂપ થઇ પડે તેમ નથી. જગતમાં મારે માત્ર બેજ શત્રુઓ છે; અને તેઓ મારા વિજતાઓ છે, એવું તો હું કબુલ કરનાર નથી. આ બે શત્રુઓ બીજા કોઇજ નહિ પણ સમય અને અંતર છે. છતાં તેઓની ઉપર હું સરસાઇ ભોગવું છું—તેઓને જીતી શકું છું. મારો એક ત્રીજો શત્રુ છે, અને તેજ એક માત્ર ઘણો ભયંકર શત્રુ છે. આ શત્રુ તે મારૂં મર્ત્યત્વ છે. માત્ર આ શત્રુજ મારી ધારણા ફલીભૂત થાય તે પહેલાં મારી પ્રગતિમાં વિક્ષેપ નાંખે. વિનાશ, ફેર-ફાર, સંજોગો, વિગેરે જે જે પ્રસંગોને મનુષ્યો ભવિતવ્યતાના—નસીબના ખેલો કહે છે, તે તમામને માટે હું પ્રથમથીજ ચેતેલો છું. આમાંના કોઇક મારા ઉપર આવી પડે તો ભલે, પણ તેઓ મને હંફાવી અથર મ્હાત કરી શકે તેમ નથી. મરણ સુધી હું જેવો છું તેવોને તેવોજ રહેનાર છું, અને તેથીજ આપે રાજાઓના મુખેથી પણ કદી નહિ સાંભળેલી એવી વાતો હું આપને સંભળાવું છું. કારણકે રાજાઓને આપની જરૂર છે, અને બીજા મનુષ્યોને આપનો ભય લાગે છે. આપણા હાલના વિચિત્ર બંધારણવાળા સમાજમાં એવો કયો મનુષ્ય હશે કે જે પોતાના હૃદયને એમ નહિ કહેતો

હોય કે, વખતે કોઇક દિવસ મારે પણ મૅજીસ્ટ્રેટ સાહેબની સાથે પાનો પડે !"

"પણ ત્યારે, આપ પણ આપના હૃદયને એમ કહેવાની જરૂર જોતા નથી શું ?" મેજીસ્ટ્રેટે અભિમાનથી ફુલાતાં ફટકો મારવાના વિચારથી પૂછ્યું. "કારણકે આપે ફ્રાંસ દેશમાં નિવાસ કર્યો–પગ મૂકયો, ત્યારથી આપ પણ ફ્રેંચ કાયદાની સત્તામાં આવી પડેલા છોજ."

"મને તે સારી રીતે માલુમ છે મહેરબાન." મોન્ટેક્રિસ્ટોએ પ્રત્યુત્તર આપ્યો. "પણ જયારે મારો વિચાર કોઇ દેશમાં જવાનો હોય ત્યારે દરેક સાધન અને દરેક ઉપાયથી તે દેશના મનુષ્યો–જેમની પાસેથી મારે કાંઇક આશા રાખવાની હોય, અગર જેમના તરફથી મારે કાંઇક ભય રાખવાનો હોય–તેમના સંબંધમાં હું અભ્યાસ કરવા માંડું છું. તેમને હું સારી રીતે ઓળખી શકું એટલું જ નહિ પણ તેઓ પોતાની જાતને ઓળખે તેના કરતાં પણ હું તેમને વધારે સારી રીતે ઓળખી શકું ત્યાં સુધી હું તેમના વિષે અભ્યાસ કરવાનું જારી રાખું છું. આથી મારે પોતાને ગુંચવાડામાં પડવાનો પ્રસંગ આવવાને બદલે જે ન્યાયાધીશની સાથે મારે કામ પાડવાનું હોય તે ન્યાયાધીશને પોતાને જ–પછી તે ગમે તે મનુષ્ય હોય તો પણ–ગભરાવાનો પ્રસંગ આવે એ વાત સ્પષ્ટ સમજાય તેવી છે."

"એટલે કે" વાઇલફોર્ટ જરા ખંચાતાં બોલ્યો. "મનુષ્ય પ્રકૃતિથી જ નિર્બલ હોવાથી આપના સિદ્ધાંત પ્રમાણે દરેક મનુષ્યે કાંઇક પણ દોષો કરેલા હોય છે !"

"દોષો અગર ગુન્હા." મોન્ટેક્રિસ્ટોએ જરા બેદરકારી ભરેલા અવાજે ઉત્તર વાળ્યો.

"અને મનુષ્ય પ્રાણીમાંના કોઇને પણ બંધુ તરીકે ન સ્વીકારનારા–કારણ આપે તે પ્રમાણે કબુલ કરેલું છે જ.–એવા આપજ એક માત્ર સર્વ રીતે સંપૂર્ણ છો ?" વાઇલફોર્ટે જરા ધ્રુજતા અવાજે મજાક કરી.

"ના ના. સંપૂર્ણ નહિ. મનુષ્ય કદી સંપૂર્ણ હોઇ શકેજ નહિ. હું પણ મનુષ્યજ છું. પરિપૂર્ણ નહિ પણ અગમ્યજ ! બસ ! વારુ, પણ આ વાત જો આપને રૂચતી ન હોય તો આ બધી મગજમારી હવે જવા દો. મારા ભાવિ–કથનથી જેવી રીતે આપનું મન ડગતું નથી, તેવી રીતે આપના ન્યાયથી મારા મનને જરાપણ ગભરામણ થતી નથી."

"ના, ના, બીલકુલ નહિ." વાઇલફોર્ટ પોતાની હાર કબુલ કરે તેવો નહોતો. તે બોલ્યો." ના, ના, આપની જ્ઞાનયુક્ત ઉત્તમ વાતોથી આપે મને પણ ઉન્નત કર્યો છે. અત્યારે આ આપણી વાતચીત નથી ચાલતી પણ વાદવિવાદ ચાલે છે. પણ આપ જાણો છો કે વિદ્યાલયોમાં પોતાનાં આસનો ઉપરથી અધ્યાત્મવાદીઓ અને તત્વજ્ઞાનીઓ વાદવિવાદમાં વારંવાર ભયંકર, અપ્રિય, અને દુઃખદાયક સત્ય વચનો ઉચ્ચારે છે. આપણે બન્ને જણા પણ ગમ્મતની ખાતર અધ્યાત્મવાદી અગર તત્વજ્ઞાની છીએ એમ ઘડીભર માની લઇએ, તો મારૂં વચન આપને અવિવેક ભરેલું–તોછડું લાગશે. તો પણ મારે આપને એમ કહેવુંજ પડશે કે બંધુ, માત્સર્યમાં આપ સર્વ કાંઇ ગુમાવી બેસશો. માટે અહંકારને જરા અંકુશમાં રાખો. આપ કદાચ બીજાઓના કરતાં શ્રેષ્ઠ હશો, પરંતુ પરમાત્મા આપનાથી પણ વધારે શ્રેષ્ઠ છે."

"આપણા બધાનાથી જ સાહેબ!" કાઉન્ટે એવા જોરથી ભાર દઈને કહ્યું કે વાઇલફોર્ટ તો બિચારો કંપવા લાગ્યો. "મારો મદ-મારો અહંકાર મનુષ્યને માટે છે. મનુષ્યો કાળા નાગ જેવા હોય છે, એટલે જે કોઇ તેમને છુંદી નાંખ્યા સિવાય તેમના આગળથી પસાર થાય તેને એકદમ ઉપડીને દંશ કર્યા સિવાય તેઓ રહેતાજ નથી. પરંતુ જે પરમાત્માએ મને અધમમાં અધમ દશામાંથી હાલની સ્થિતિએ આણ્યો છે, તેના આગળ તો હું મારો સર્વ મદ ઉતારીને વેગળો મૂકું છું."

"ત્યારે તો કાઉન્ટ, હું આપનાથી ઘણોજ પ્રસન્ન થયો છું, અને આપનાં જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાં છે." વાઇલફોર્ટ બો. આટલા લાંબા વખત સુધી ચાલેલા આ વિચિત્ર વાર્તાલાપ દરમ્યાન આ પહેલીજ વખતે આ અજ્ઞાત વ્યકિતને સંબોધતાં તેની પદ્વી તેણે સંભારી. અત્યાર સુધી તે તેને મહાશય, ગૃહસ્થ, વિગેરે વિશેષણોથી સંબોધતો હતો. "હા હા. આપ ભલે અભિમાન રાખો; કારણ સાત્વિક અભિમાન એ એક શ્રેષ્ઠતાનું લક્ષણ છે. અને તેમ છતાં પણ મારે એટલું તો કહેવુંજ પડશે કે આપ ગમે તેવા શ્રેષ્ઠ હશો, ગમે તેટલા પવિત્ર અને ધર્મિષ્ઠ હશો, અગર ગમે તેવા અગમ્ય હશો, તો પણ આપને પણ કાંઇક આકાંક્ષા-તૃષ્ણા તો હશેજ."

"હા હા. છેજ."

"વારૂ શી આકાંક્ષા છે!"

"દરેક મનુષ્યને પોતાની જીંદગીમાં એક વખત પ્રસંગ આવે છે, તેવી રીતે મારે પણ એક વખત સેતાનની સાથે મેળાપનો પ્રસંગ આવેલો હતો. તે વખતે સેતાને મને આ પૃથ્વી ઉપરના ઉંચામાં ઉંચા પર્વ-તના શિખર ઉપર ઉંચકીને મૂકી દીધો. ત્યાંથી મને તેણે આ પૃથ્વી

ઉપરનાં તમામ નાનાં મોટાં રાજ્યો દૃષ્ટિ–ગોચર કરાવ્યાં, અને જેવી રીતે દરેકને તે પૂછે તેમ મને પણ તેણે પૂછ્યું કે 'હે મૃત્યુલોકના માનવિ, તું જો મારો સેવક–મારો અનુયાયી થાય' મારી આજ્ઞાઓ પાળે તો આમાંથી તું માગે તે હું તને આપું, માટે જે જોઇએ તે માગી લે અને મારો પુજારી બની જા.' હું ઘણુાજ ઉંડા વિચારમાં પડી ગયો. કારણુકે એક પ્રકારની અતિતીવ્ર–ભયંકર તૃષ્ણા લાંબા સમયથી મારા હૃદયને કોરી ખાતી હતી. ઘણા વખત સુધી વિચાર કર્યા પછી, મેં ઉત્તર આપ્યો 'હા. હું તારો પુજારી થાઉં, અને તારી સર્વ સરતો કબુલ કરૂં. પણ સાંભળ, તેના બદલામાં મારી ઇચ્છા ફલીભૂત થવી જોઇએ. મારી જે ઇચ્છા છે તે હું તને જણાવું છું. હું હમેશાં બધાને ઇશ્વર વિષે બોલતા સાંભળું છું, છતાં મેં તેને કદી પણ જોયો નથી. એટલુંજ નહિ પણ તેને મળતી આવે તેવી અગર તેના અસ્તિત્વ વિષે મારા મનમાં શ્રધ્ધા ઉત્પન્ન કરે તેવી કાંઇપણ ચીજ મારી દૃષ્ટિએ પડી નથી. મારે પોતાને ઇશ્વર બનવાની ઇચ્છા છે. કારણુ કે આ જગતમાં સર્વથી સુંદર, સર્વથી ઉત્તમ અને સર્વથી શ્રેષ્ઠ એવી એકજ ચીજ છે એમ મારી માન્યતા છે. તે ચીજ તે સત્કર્મ અને દુષ્કર્મનો બદલો આપવાની સત્તા, અને આવી સત્તા માત્ર ઇશ્વરનેજ છે. મનુષ્યનાં શુભ કર્મનો બદલો તે તેને સુખ અને ઐશ્વર્યથી આપે છે. દુષ્કર્મના બદલામાં તેને શિક્ષા કરે છે.' સેતાને માથું નમાવ્યું અને આર્તનાદથી બોલ્યો. 'તારી ભૂલ થાય છે. ઇશ્વરના અસ્તિત્વ વિષે કાંઈ પણ શંકા છેજ નહિ. માત્ર તું તેને જોઇ શકતો નથી. તારાં ચર્મચક્ષુથી તે તને કદી દૃષ્ટિ–ગોચર થાય જ નહિ. તેને જોવાને–નિહાળવાને તો જ્ઞાનનાં દિવ્ય ચક્ષુની જરૂર છે. તેના કાર્ય કરવાના રસ્તા હમેશાં ગુપ્ત અને અગમ્ય હોય છે.

વધારેમાં વધારે તો હું તારે માટે માત્ર એટલુંજ કરી શકું કે ઇશ્વરનાં કાર્યો સફલ કરનાર હેતુ–સાધન–પ્રતિનિધિ તરીકે તારી નિમણૂક કરી આપું.' પછી અમારો સોદો નક્કી થયો અને અમે પરસ્પર કોલકરાર કર્યા. આથી કદાચ આત્માનો ભોગ આપવો પડયો, તો તેમાં શું થઇ ગયું ?" મોન્ટેક્રિસ્ટોએ વધારામાં કહ્યું. "ફરીથી જો પાછો તેવો પ્રસંગ મળે તો ફરીથી પણ હું તે પ્રમાણેજ કરૂં."

વાઇલફોર્ટે તો અત્યંત આશ્ચર્યથી મૂઢ જેવા થઇને તેની સામે જોયાં જ કર્યું. "કાઉન્ટ," ઘણીવાર પછી તેણે પૂછયું. "કાઉન્ટ, આપને કોઇ સગાં સંબંધી છે કે ?"

"ના જી. આ જગતમાં હું કેવળ એકલો જ છું."

"ત્યારે એ વળી વધારે ખરાબ થયું છે."

"કેમ વારૂ ?" મોન્ટેક્રિસ્ટોએ પ્રશ્ન કર્યો.

"કારણ કે તેમ હોત તો જ કોઇક દિવસે આપનો મદ ઉતરવાનો પ્રસંગ આવત. વારૂ, આપને મૃત્યુ સિવાય બીજા કશાનો જ ભય નથી એમ કહેવું છે ખરૂં ને ?"

"તેનો પણ મને ભય લાગે છે એવું તો મેં કદી કહ્યું જ નથી. મેં તો માત્ર એટલું જ કહ્યું હતું કે માત્ર મૃત્યુ જ મારા કાર્યમાં વિઘ્નરૂપ થઇ પડે તેમ છે."

"વારૂ, વૃદ્ધાવસ્થાથી વિઘ્ન નહિ આવી પડે ?"

"તે પહેલાં તો મારી ધારણાઓ બધી ફલીભૂત થવાની જ, એમાં કાંઇ પણ સંશય નથી."

"અને ગાંડપણ ?"

"હું લગભગ ગાંડા જેવો જ છું."

"મેહેરબાન," વાઇલફોર્ટ બોલ્યો. "મૃત્યુ, વૃદ્ધાવસ્થા, અને ગાંડપણ ઉપરાંત બીજી પણ કેટલીક બાબતો છે. દાખલા તરીકે પક્ષાઘાત. તેનો ઝટકો લાગે છે તો પણ તેમાંથી મરણ નિપજતું નથી, છતાં જીવનનો તો અંતજ આવે છે. તમારૂં શરીર હોય તેવું ને તેવું જ રહે છે, છતાં તમે પોતે તેના તે નથી હોતા. પછી તો તમે એક હાડકાં, માંસ, અને ચામડીનો ગોળો જ બની રહો છો. ચાલો, પણ હવે તો ઘણું થયું. બને તો કાઉન્ટ, આપ મારે ત્યાં પધારજો અને આ વાત આગળ ચલાવજો, એટલે હું આપને બરાબર રદીઆ આપીશ. ત્યાં હું આપને સમજી શકે અને જવાબ આપી શકે એવો આપનો એક પ્રતિસ્પર્ધી બતાવીશ. તે બીજો કોઇ જ નહિ પણ મારા પિતા મોં. નોરટીઅર-દ-વાઇલફોર્ટ જ છે. રાજક્રાન્તિમાં ભાગ લેનારાઓમાં તેઓ એક મુખ્ય કાવતરાખોર અને ખાસ ઝનુની હતા. તેમની ધૃષ્ટતા, હિંમત, અને શક્તિ અગાધ હતાં. તે મનુષ્ય એવા છે કે તેમણે આપની માફક દુનીઆનાં તમામ રાજ્યો તો નથી જોયાં, તો પણ જગતમાંના એક અતિ બલવાન્ મહારાજ્યને ઉથલાવી નાખવામાં ઘણી સારી મદદ કરી હતી. તેઓ પણ આપની માફક પોતાને એક દૂત તરીકે માનતા હતા, પરંતુ ઇશ્વરના દૂત તરીકે નહિ પણ એક મહાન શક્તિના દૂત તરીકે તેઓ ઇશ્વરમાં માનતા નહોતા, પણ નસીબ-ભવિતવ્યતાને માનતા હતા. આમ છતાં સાહેબ, મગજની માત્ર એકજ નસ તૂટવાથી આ તેમના સર્વ અભિમાનનો અંત એક ક્ષણમાં આવી ગયો. એક દિવસ-એક કલાક પણ લાગ્યો નહિ, પણ એક ક્ષણમાંજ અંત આવી ગયો. જે નોરટીઅર પહેલે દિવસે રાત્રે તો રાજસભાના એક સભાસદ અને બળવાખોરોના

નેતા હતા, અને સૂળી, તોપો અને બીજી યુદ્ધ સામગ્રી જોઇને હાસ્ય વિનોદ કરી રહ્યા હતા, જે નોરટીઅરને મન રાજક્રાન્તિઓ એ તો એક જાતની રમત થઇ પડી હતી, અને જેઓ ફ્રાંસ દેશને તો એક શેતરંજની રમતનો પટ જોઇ રહ્યા હતા, કે જે પટ ઉપરથી હાથી, ઘોડા, પ્યાદા, વિગરે તમામ અદૃશ્ય થઈ જનાર હતાં; અને તેથી રાજાની ગતિનો અવરોધ થનાર હતો; તેજ નોરટીઅર બીજે દિવસે સવારમાં તો એક તદ્દન નિરાધાર અને અપંગ બુઢ્ઢા બની રહ્યા, અને તેમનો સર્વ આધાર અમારા ઘરમાંની એક નાની નાજુક બાલકી—મારી પુત્રી વેલેન્ટાઇનના ઉપર જ આવી રહ્યો. તેમનો માત્ર એક નિશ્ચેષ્ટ શબવત્ પડી રહેવાનો સમય આવી પહોંચ્યો. હવે તેઓને કાંઇ દુઃખ થતું હોય એમ લાગતું નથી, અને કદાચ થતું હશે તો પણ તે તેમને સમજાતું નથી."

"અરેરે સાહેબ!" મોન્ટક્રિસ્ટોએ કહ્યું "આ સાંભળીને મને ઘણી દિલગીરી થાય છે. પણ આવા દેખાવો મેં જોયા અગર અનુભવ્યા નથી એમ નથી. હું વૈદ્યકનું પણ સારૂં જ્ઞાન ધરાવું છું, એટલે મારા બીજા તેવા બંધુઓ—વૈદ્યોની માફક મારે પણ સજીવ અને નિર્જીવ સૃષ્ટિનો અભ્યાસ કરવો પડેલો છે. મહાશય, હજારો ગ્રંથકારો તત્વજ્ઞાનની ડહાપણ ભરી વાતો કહી ગયા છે; પણ ગમે તેવો જ્ઞાની પુત્ર હોય તોપણ પિતાનું દુઃખ જોઇને તેનું હૃદય દ્રવ્યા સિવાય રહેજ નહિ; જ્યારે આપ મને આપને ત્યાં આવવાનું, અને મારૂં અભિમાન ઉતરી જાય એવો ભયંકર દેખાવ નજરે જોવાનું આમંત્રણ આપો છો, ત્યારે તો હું પોતે જરૂર આપને ત્યાં આવીશ, અને આપના કુટુંબ ઉપર આવી પડેલી ભયંકર આફત નજરે જોઇશ."

"આપના કહેવા પ્રમાણે આ આફત એટલી બધી ભયંકર જ નિવડી હોત, પણ પરમાત્માએ તે દુઃખના બદલા તરીકે મને બીજી બાજુએ બે ફરજંદ આપેલાં છે. મારે એક વેલેન્ટાઇન નામની પુત્રી છે. તે મારી પ્રથમની પત્નીની દિકરી થાય. મારી દ્વિતીય પત્નીનો એક પુત્ર છે. એડવર્ડ કે જેની જીંદગી આપે બચાવી છે, તેજ એ પુત્ર. આ બે છોકરાંને લીધે અમે મનવાળીએ છીએ."

"વારૂ ત્યારે, આ આપને જે બદલો પ્રભુએ આપ્યો છે તે ઉપરથી આપનો શો મત થાય!"

"મારો મત એવો છે કે," વાઇલફોર્ટ બોલ્યો, "મારા પિતાએ વાસનાઓથી દોરવાઇ જઇને કાંઇક ગુન્હા કરેલા હોવા જોઇએ. માનુષી ન્યાય એ ગુન્હો પકડવાને અને તેને માટે તેમને શિક્ષા કરવાને અશક્ત નિવડયો હશે, પણ પ્રભુના ન્યાયમાંથી તેઓ છટકી જઇ શક્યા નહિ. પરમાત્માની ઇચ્છા એ પાપ માટે કુટુંબમાંથી એકજ મનુષ્યને શિક્ષા કરવાની હશે, અને તેથી તેઓને એકલાનેજ તે પાપ માટે શિક્ષા કરી છે."

મોન્ટેક્રિસ્ટોએ બ્હારથી સ્મિત હાસ્ય કર્યું, પણ તેનું અંતર એક છૂપી પણ ભયંકર ચીસ પાડી ઉઠયું. સદ્‌ભાગ્યે એ ચીસ વાઇલફોર્ટના સાંભળવામાં આવી નહિ, નહિ તો તે ત્યાંથી જીવ લઇને નાઠો જ હોત.

"લો ત્યારે, રજા લઉં છું: સાહેબ." મેજીસ્ટ્રેટે ઉઠતાંઉઠતાં કહ્યું. "હું જાઉં છું, પણ આપને હું કદી પણ વિસરી શકનાર નથી. આપને માટે હમેશાં મારા મનમાં માનની લાગણી કાયમ રહેશે. આપ જેમ જેમ મને વધારે સારી રીતે પિછાનશો, તેમ તેમ મારી કિંમત આપને વધારે વધારે સમજાશે; કારણ કે મારા મિત્રોને

ત્રાસદાયક થઇ પડું એવો માણસ હું નથી, એ આપને ધીરે ધીરે જણાશે. વળી મારી પત્ની ઉપર ઉપકાર કરીને આપે તેની મિત્રતા તો સંપાદન કરી લીધેલી છે જ."

કાઉન્ટે નમન કર્યું, અને માત્ર દિવાનખાનાના બારણા સુધી ન્યાયાધીશને વળાવવા ગયો. ત્યાં આગળ ઉભેલા બે ખીજમતદારોને ઇશારત થતાંજ તેઓ તેને માનપૂર્વક ગાડી સુધી વળાવી આવ્યા. તે વિદાય થયો ત્યારપછી મોન્ટેક્રિસ્ટોએ પોતાના વ્યથિત થએલા હૃદયમાંથી એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. "ચાલો, ચાલો, હવે વિષપ્રયોગ ઘણો થઇ ગયો. હવે તો તેના પ્રાતકારની તજવીજ કરીએ." પછી ઘંટડી વગાડતાં અલ્લી હાજર થયો એટલે તેને કહ્યું. "હું તારી શેઠાણીના દિવાનખાનામાં જાઉં છું. ગાડી બરાબર એક વાગે તૈયાર રાખજે."

---

## પ્રકરણ ૫૦ મું.

પેરીસ શહેરના રૂ. મેસ્લીના મોહોલ્લામાં રહેતા મેકઝીમીલીઅન જયુલી, અને એમેન્યુઅલ, એ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના નવાં અગર ખરૂં કહીએ તો જુનામાં જુનાં સ્નેહીઓ હતાં. તેમની સોબતમાં જે આનંદ મળવાનો હતો તેના વિચાર માત્રથીજ કાઉન્ટનું મુખમંડળ પ્રફુલ્લિત થઇ રહ્યું. જે ભયંકર કાર્ય તેણે સ્વેચ્છાથી માથે રાખ્યું હતું, તેમાં તેને એજ માત્ર એક સુખનું કિરણ હતું. તેનાં તે નિર્દોષ અને માયાળુ સ્નેહીઓના સ્મરણ માત્રથી તેના હૃદયમાં ચાલી રહેલું સર્વ તોફાન એકદમ શાંત થઇ જતું. તેથી વાઇલફોર્ટના ગયા પછી પોતાના તપ્ત હૃદયને શાંત

કરવાના હેતુથી તેણે પોતાના મિત્રોને મળવા જવાનો વિચાર કર્યો.

મધ્યાન્હનો સમય થયો હતો. હજી મિત્રોને મળવા જવાની વાર હતી. તેથી તે પહેલાં એકાદ કલાક હેદીની સોબતમાં પસાર કરવાની તેને ઇચ્છા થઇ આવી. તેનું વ્યથિત થએલું હૃદય નિર્દોષ અને પવિત્ર આનંદનો એકાએક અનુભવ કરવાને અશક્ત હોય, અને તેથી તેને ધીરે ધીરે અને મૃદુ ભાવોથી સતેજ કરવાની જાણે કે જરૂર હોય, તેમ હૈદીની સાથેના વાર્તાલાપની તેને જરૂર જણાઇ.

પેલી ગ્રીક યુવતી હૈદીનો નિવાસ મકાનના જે ભાગમાં હતો તે ભાગ કાઉન્ટના પોતાના નિવાસના ભાગથી તદન અલગજ હતો. તે ભાગ બધો પૂર્વના–એશીઆના દેશોના રીવાજ પ્રમાણે શણગારવામાં આવ્યો હતો. જમીન ઉપર તુર્કસ્તાનની બનાવટના ઉત્તમમાં ઉત્તમ મૃદુ ગાલીચાઓ બીછાવેલા હતા. ભીંતો ઉપર રેશમી જરી કામના સુંદર પડદાઓ ચારે બાજુએ ટાંગી દેવામાં આવ્યા હતા. દરેક ઓરડામાં ભોગ વિલાસ–એશઆરામ માટે ઢેર ઢેર વિવિધ પ્રકારના સાધનો ગોઠવી દેવામાં આવ્યાં હતાં. વિરામાસનો ઉપરના ગાદી તકીઆ એટલા મૃદુ હતા કે તેના ઉપર બેઠક લેતાની સાથેજ બેસનારની ઇચ્છા પ્રમાણે તેઓ આપોઆપ ગોઠવાઇ જતા.

હૈદીની સેવામાં ત્રણ ફ્રેંચ દાસીઓ હતી. તે ઉપરાંત એક ચોથી તેના પોતાનાજ દેશની એક ગુલામડી હતી. ત્રણે ફ્રેંચ દાસીઓ હૈદીના દિવાનખાનાની બહારની એક નાની ઓરડીમાં તેની સેવા ઉઠાવવાને હંમેશાં તત્પર રહેતી. દિવાનખાનામાં એક નાની સુવર્ણની ઘંટડી હતી, જેનો અવાજ સાંભળતાંની સાથેજ પોતાની શેઠાણીનો હુકમ ઉઠાવવા તેઓ દોડી આવતી. એક રાણીના

જેટલું હૈદીને માન આપવાને, અને તેના તરફ તેટલાજ વિવેકથી વર્તવાને આ દાસીઓને સખ્તમાં સખ્ત તાકીદ હતી. ઘણી વખત તો પેલી ગ્રીક ગુલામડીજ બહાર આવીને પોતાની શેઠાણીની ઇચ્છા એ દાસીઓને જણાવતી, અને તેનો અમલ થતો. એ ગુલામડીને એવી જાતનું કાર્ય કરી શકે એટલુંજ ફ્રેંચ શિખવવામાં આવ્યું હતું. પેલી ફ્રેંચ દાસીઓ તો ગ્રીક બીલકુલજ જાણતી નહોતી, એટલે તેમના તરફથી કાંઇ પણ ભય રાખવા જેવું નહોતું.

જે ભાગમાં તેનો નિવાસ હતો, તેના બીજા છેડા ઉપર આવેલું દિવાનખાનું હૈદીએ પોતાની ખાસ બેઠક તરીકે પસંદ કર્યું હતું. આ દિવાનખાનું ગોળાકાર હોઇ તેની છત આછા ગુલાબી રંગના બીલોરી કાચની હતી. હૈદી અત્યારે ગાદી તકીઆ ઉપર જરા આડી પડી હતી. ગાદી તકીઆને સોનેરી રૂપેરી ફુલ અને વેલવાળા સાટીનના ગલેફ ચઢાવેલા હતા. તેણે પોતાનું માથું પોતાના એક સુંદર નાજુક હાથ ઉપર ટેકવેલું હતું. પાછળની બાજુએ આવી રહેલા એક કાચની કોરને માથું અડકેલું હતું. બીજો હાથ હુક્કો ગોઠવવામાં રોકાએલો હતો. હુક્કાને કિમતી રત્નો જડેલાં હતાં. હુક્કાની નળી વાટે મગજને શાંત કરે તેવી અતિ સુગંધીદાર ધૂમ્રપાનની લેહેજત તે લઇ રહી હતી. તેની અત્યારની બેઠક અને સ્થિતિ તેના જેવી એક પૌર્વાત્ય યુવતીને સાહજીક હોવા છતાં કોઇ પાશ્ચાત્ય યૂરોપીય મનુષ્ય તેને પોતાના દૃષ્ટિબિંદુથી નિહાળે તો તેના ઉપર લટકાખોર નખરાંબાજ હોવાનો આક્ષેપ મુકયા સિવાય રહે નહિ. તેણે એક બગલાની પાંખ જેવા સફેદ રેશમી કપડાની ઇજાર પહેરી હતી. આ કપડામાં ગુલાબી ફુલ ભરેલાં હતાં. તેમાંથી ખુલ્લી જણાતી તેના

પગની પાનીઓ એટલી બધી નાજુક અને સુંદર હતી કે ગમે તેવો ચાલાક નિહાળનાર પણ તે સફેદ આરસનીજ ધારી લે. તેણે પગે જે સપાટો પહેરી હતી તે સોનેરી ઝીક અને કિમતી સાચાં મોતીથી ભરેલી હતી. બદનમાં તેણે તુર્કી યુવતીઓના જેવા ઘાટનું, વચમાં વચમાં આસમાની લીટીઓવાળું સફેદ મલમલનું કુરતું પહેરેલું હતું. કુરતાની બાંયો લાંબી અને ઘણી ખુલતી હતી. કુરતાને રૂપેરી ઝીક મૂકેલી હતી અને મોતીનાં બટન લગાવેલાં હતાં. આ કુરતાની ઉપરની બાજુએ એક બાંય વગરનો કબજો ચઢાવી દીધો હતો. આ કબજો ઉપરની બાજુએથી ખુલ્લો હોઇ નીચેથી સખત અને બંધ હતો. આથી ગળાનો જરા નીચે સુધીનો ભાગ ખુલ્લો રહેલો હતો, જેની ધવલ સુંદરતા દૃષ્ટિને આંજી નાખ-તી હતી. જરૂર પડતી જગાએ ત્રણ હીરાનાં બટન લગાડેલાં હતાં. કેડે વિવિધ રંગથી રંગીત એક રેશમી સુંદર પછેડી–અંગવસ્ત્ર એવી સફાઇથી લપેટી લીધું હતું કે પેરીસની યુવતીઓ તો તેનાં લટકતાં ફુમતાં જોઇનેજ ગાંડી ઘેલી થઇ જતી. માથા ઉપર એક નાની સરખી સોનેરી ઝીક અને કિંમતી સાચાં મોતીથી ભરેલી ટોપી જરા એક બાજુએ ઢળતી એવી છટાથી મૂકેલી હતી કે કોઇ ઘડીભર જોઇજ રહે. માથામાં બીજી બાજુએ એક જરા ઘેરા રંગનું ગુલાબનું પુષ્પ ખોસેલું હતું. તેના કાળા કેશ છુટા હોય તો ઘડીભર કાળી નાગણનું ભાન કરાવે તેવા હતા.

તેના મુખની સુંદરતાજ એવા ઉત્તમ પ્રકારની હતી કે શ-રીર ઉપર ધારણ કરેલા વસ્ત્રાલંકારોથી તેમાં વધારો કરવાના પ્રયત્નો બધા હસવા જેવા લાગતા હતા. યૂરોપીય ચિત્રકલાભિજ્ઞોમાં વખણાતી ગ્રીસ્યીઅન સુંદરતાનાજ તે એક હાલતા ચાલતા

નમુના રૂપ હતી. તેનાં ચક્ષુ વિશાળ અને પાણીદાર હતાં, નાક સુંદર અને અણીદાર હતું. તેના અધર પ્રવાલ જેવા હતા. દાંતની સુંદરતા અને રંગ મુક્તાફલને લજાવે તેવાં હતાં. આ સર્વ તેના પોતાના દેશનીજ સુંદરતા હતી, અને તે તેને માત્ર વારસામાં ઉતરી આવી હતી. આ સર્વ ઉપરાંત વળી હાલમાં યુવાવસ્થાએ હૈદીને પોતાની સંપૂર્ણ લાવણ્યતા બક્ષી હતી; કારણ હજી તેને અરાડ કરતાં વધારે વરસ થયાં ન હોતાં.

મોન્ટેક્રિસ્ટો હૈદીના દિવાનખાના આગળ આવ્યો, અને પેલી ગ્રીક દાસીને બોલાવીને પોતે આવી પહોંચ્યાની તેની શેઠાણીને ખબર આપવાને અને તે કાઉન્ટની મુલાકાત લેશે કે કેમ તેની તપાસ કરવાની આજ્ઞા કરી.

દાસીએ ખબર કરતાંજ તેના જવાબમાં દિવાનખાતાના દ્વાર આગળનો પડદો ઝટપટ બાજુપર ખેંચી લેવાની હૈદીએ તેને ઇશારત કરી, એટલે એક અતિ મનોહર દૃષ્ય કાઉન્ટની દૃષ્ટિ આગળ ખડું થયું.

કાઉન્ટ આગળ આવ્યો એટલે જે હાથે હુક્કાની નળી ઝાલેલી હતી, તે હાથ ઉપર જરા શરીર ટેકવીને બીજો હાથ કાઉન્ટના તરફ લંબાવતાં અત્યંત મોહક સ્મિત–હાસ્ય કરતાં સુકોમળ મધુર અવાજે હૈદી બોલી: "આપ નામદારને પરવાનગી શા માટે માગવી પડે છે? આપ નામદાર શું મારા સ્વામી–માલિક નથી? અગર આપે આ દાસીને શું આપની સેવામાંથી વિમુખ કરી છે?"

મોન્ટેક્રિસ્ટોએ જવાબમાં સ્મિતપૂર્વક કહ્યું "હૈદી, હવે તે તારાથી ક્યાં અજાણ્યું છે?

"આપ અત્યારે મારી સાથે આવી રીતે ઉંચા મનથી કેમ વર્તો છો?" પેલી લલનાએ પ્રશ્ન કર્યો. "પ્રભો, આજે આપનો બધો સ્નેહ અને ઉમળકો ક્યાં ગયો છે? મેં શું કાંઇ મારા વર્તનથી આપનું મન દુભવ્યું છે? આપ નામદારની મારા ઉપરથી પ્રીતિ ઘટી ગઇ છે? આપની શું મારા ઉપર ખફા મરજી થઇ છે? એવું હોય તો મારા જેવી એક નાચીજ ગુલામડી ઉપર જરા પણ દયા નહિ લાવતાં મને આપની ઇચ્છામાં આવે તે સજા કરો પણ મારી સાથે આવી રીતનું અનાદર ભરેલું વર્તન ન રાખતા! હું આપને પગે પડીને વિનવું છું કે એવી કઠોરતા–નિર્દયતા મારા ઉપર ન બતાવતા!"

"હૈદી, મારૂં કહેવું જરા શાંતિથી સાંભળ." કાઉન્ટે ઉત્તર આપ્યો. "એક બાબતની તને સંપૂર્ણ માહિતી તો છેજ. છતાં પણ હું તને તેનું સ્મરણ કરાવવા માગતો હતો. તે એ કે હવે આપણે ફ્રાંસ દેશમાં આવી પહોંચ્યાં છીએ, અને તેથી તું સર્વ વાતે–સર્વ રીતે સ્વતંત્ર છે. આ દેશમાં પગ મુકતાંની સાથેજ તું મારી ગુલામગીરીમાંથી મુક્ત થઇ ગઇ છે, અને તને તારી સંપૂર્ણ સ્વતંત્રતા પાછી મળી છે."

"સ્વતંત્રતા!" તે યુવતી બોલી. "આપ આ શું બોલો છો? મારે સ્વતંત્રતાને શું કરવી છે?"

"સ્વતંત્રતાથી તું મારાથી મુક્ત થઇ શકશે. મારો ત્યાગ કરી શકશે."

"આપનો ત્યાગ? મારે તેમ કરવાનું કાંઇ પ્રયોજન?"

"તે તો મારાથી શું કહી શકાય? પણ હવે આપણે સુધરેલા દેશમાં અને સુધરેલા સમાજમાં ભાગ લેવાનો છે, એટલે આપણે અનેક લોકોને મળવાનું થશે."

"પણ મારે તો આપના સિવાય બીજા કોઇનું કામજ નથી. મારે તો બીજા કોઇને મળવુંજ નથી."

"ના. ના. હૈદી, તું જરા શાંતિથી મારૂં કહેવું સાંભળ. આ મોજમજાહના સ્થાન રૂપ પેરીસ જેવા રાજધાનીના શહેરમાં અને આવા સુધરેલા સમાજમાં તારાથી આમ ઓઝલ પડદે રહી શકાય તેમ નથી. એટલે હવે તારી ઇચ્છામાં આવે તેને મળ, તારી મરજીમાં આવે તેની મુલાકાત લે, અને તારે ચાહે તેને ત્યાં તું જા. તેમાં મારા તરફથી કાંઇપણ પ્રત્યવાય નથી. એમ ન ધારતી કે હું એવો સ્વાર્થી અગર અન્યાયી છું કે—

"ના ના. હૈદીએ જુસ્સાથી જવાબ આપ્યો." "એ કદી બનનાર નથી. મારાં ચક્ષુને આપના સિવાય બીજો કોઇ પણ પુરૂષ મોહિત કરી શકનાર નથી. આ જગતમાં આપના અને મારા પિતાના સિવાય બીજું કોઇ પણ મારો સ્નેહ મારો પ્રેમ કદી મેળવી શકનાર નથી."

"ગરીબ છોકરી! મોન્ટેક્રિસ્ટો બોલ્યો, "તેનું કારણ એટલુંજ છે કે તેં મારા અને તારા પિતાના સિવાય બીજા કોઇપણ પુરૂષને નિહાળીને જોયો નથી, તેમજ તેં બીજા કોઇ પુરૂષની સાથે વાતચીત પણ કરી નથી."

"મને આ જગતમાંના બીજાઓની શી દરકાર છે?" મારા પિતા મને પોતાનો આનંદ ગણતા હતા. આપ મને આપના સ્નેહનું સ્થાન ગણો છો. આપ મને 'ગરીબ છોકરી!' કહી મારી અંતરથી દયા ખાઓ છો. મારા પિતા મને પોતાની આંખની કીકી ગણતા. આપના બન્નેના સિવાય બીજા કોઇ જીવંત પુરૂષે મને કદી

પણ એટલા સ્નેહથી બોલાવી નથી." યુવતીની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

"તને તારા પિતાનું કાંઇ સ્મરણ છે? તને તારા પિતા યાદ આવે છે?"

આંસુ લુછી નાંખી પેલી ગ્રીક યુવતી જરા હસી. "મારા પિતાની મૂર્તિ આ સ્થાનમાં અહોનિશ ખડી છે." એમ કહીને તેણે પોતાનાં ચક્ષુ અને હૃદય બતાવ્યું.

"વારૂ ત્યારે, પછી મારે માટે સ્થાન ક્યાં છે?" મોન્ટેક્રિસ્ટોએ વિનોદ કરતાં મોટેથી હસીને પૂછ્યું.

"આપ?" હૈદીએ સ્નેહથી ધ્રૂજતા અવાજે ઉત્તર આપ્યો. "આપ ક્યાં છો? આપ આ દાસીના દેહમાં સર્વત્ર વ્યાપી રહ્યા છો. મારી રગે રગમાં આપ વિદ્યમાન છો."

મોન્ટેક્રિસ્ટોએ તે લલિત લલનાનો નાજુક હાથ પોતાના હાથમાં લીધો અને તેને હોઠ લગાડી ચુંબન કરવા જતો હતો, એટલામાં તુરતજ તે ભોળી બાલાએ તે પાછો ખેંચી લીધો, અને પોતાનું મુખ ધર્યું. કાઉન્ટે તેને મધુર ચુંબન આપ્યું.

"હૈદી," કાઉન્ટે કહ્યું. "હવે આ ક્ષણથી સમજી લેજે કે તું તદ્દન સ્વતંત્ર છે. આ ગૃહમાં તારો અધિકાર અમર્યાદિત છે. આ તારો પોતાનો પ્હેરવેશ પણ તારે રાખવો કે બદલવો તે તારી પોતાની મુખત્યારીની વાત છે. આ ગૃહની સ્વામિની તું છે. તારે જોઇએ તે પ્રમાણે તું વર્તી શકશે. તારી મરજીમાં આવે તો બ્હાર ફરવા નિકળજે, અને મરજીમાં આવે તો ઘરમાં બેસી રહેજે. તારે માટે એક સ્વતંત્ર ગાડી હમેશાં તૈયાર રહેશે. અલ્લી અને તારી

એક દાસી તારી ત્હેનાતમાં સતત હાજરજ છે. તારે ફાવે ત્યાં જજે પણ તારી પાસે મારી એકજ માગણી છે—એકજ વિનંતિ છે."

"શું શું? શું? મને આપની ઇચ્છા તુરત જણાવી દો."

"તારા પોતાના જન્મની કથા તું જેમ બને તેમ ગુપ્ત રાખજે. ગમે તે જગ્યાએ ગમે તેવા સંજોગોમાં હોય, પણ ભૂતકાલની વાતનો એક ઉચ્ચાર સરખો પણ કરતી નહિ. ન્હાય તેવો પ્રસંગ આવે પણ તારા સદ્ગત શ્રીમાન્ પિતાનું અગર તારી દુર્ભાગી માતાનું નામ તો કદાપિ કાળે કોઇને પણ મારી પરવાનગી સિવાય જણાવતી નહિ."

"પ્રભો, આપને મેં એ વખત સાફ કહી દીધું છે કે આપ નામદાર સિવાય બીજા કોઇની પણ સાથે વાતચીત કરવાની પણ મારી ઇચ્છાજ નથી."

"હૈદી, આવો સખ્ત પડદો આપણા પૂર્વના દેશોમાં રહી શકે ખરો; કારણ ત્યાંના રીત રીવાજોને તે અનુકુળ છે; પણ પેરીસમાં તેવી વ્યવસ્થા શકય નથી. માટે હવે જ્યારે આપણે આ દેશમાં આવી પડયા છીએ, ત્યારે તો આ દેશના રીતરીવાજો પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કર. રોમ, ફ્લોરેન્સ, મીલાન, માડ્રીડ, એ શહેરોના રીતરીવાજો તું જેવી રીતે અનુકુળ કરી લેતી હતી, તેજ પ્રમાણે અહીંઆં પણ તારે તારી વર્તણુંક રાખવાની જરૂર છે. અહીંઆં રહે અગર તારા પૂર્વના દેશોમાં પાછી જાય તો પણ કોઇક દિવસ એ વર્તણુક તને યારી આપશે."

પેલી મુગ્ધ બાલાએ આંસુ ભરેલી દૃષ્ટિએ કાઉન્ટના સામે જાતાં સ્નેહાળ અને મધુર પણ ગંભીર શબ્દોમાં કહ્યું: "પ્રભો, આપની કહેવાની મતલબ એવી હતી કે આપણે અહિં રહીએ અગર પૂર્વ તરફ પાછા જઇએ તો પણ, ખરૂંને? તું અહિં રહે

અગર પાછી જાય એમ નહિ, પણ આપણે અહિં રહીએ અગર પાછાં જઇએ એવો આપના કહેવાનો હેતુ હતો નહિ વારૂ?"

"બાલા," મોન્ટેક્રિસ્ટોએ પ્રત્યુત્તર આપ્યો. "તું સારી રીતે જાણે છે જ કે કદી-કોઇ દિવસે પણ આપણે છૂટાં પડવાનો-વિખુ-ટાં થવાનો પ્રસંગ આવશે તો તે મારા પોતાના દોષથી અગર ઇચ્છાથી તો નહિજ બને. વૃક્ષ પોતાનાં પુષ્પોનો કદીપણ ત્યાગ કરતું નથી: છુટું પડતું હોય તો તે પુષ્પજ છે કે જે, જે વૃક્ષ ઉપર પોતે ઉછર્યું હતું, તેના ઉપરથી નીચે પડે છે.

"સ્વામિન્," હૈદીએ દૃઢતાથી ઉત્તર આપ્યો. "હું આપનો ત્યાગ કદીપણ કરનાર નથી; કારણ આપનાથી જરા પણ વિખુટી પડી તો મારાથી જીવી શકાવાનું જ નથી. અરેરે! આપનાથી વિયોગ થયા પછી જીવન શું અર્થનું છે?"

"ભોળી બાલા! આજથી દસ વરસમાં તો આપણ બન્નેમાં આ-સ્માન જમીન જેટલો ફેરફાર થઇ જશે. અત્યારે તું માત્ર એક નિર્દોષ બાલિકા છે, પરંતુ તે સમયે તું ભર યૌવનને પ્રાપ્ત થઇશ અને સૌન્દર્યની સંપૂર્ણતાએ પહોંચીશ. જ્યારે મારા માથામાં બધે પળી-આં આવી જશે, ગાલમાં ખાડા પડશે, અને ભવાંએ કરચ-લીઓ વળશે"

"મારા પિતાજીને સાઠ વરસ થયાં હતાં. તેમના શિર ઉપર એક પણ કાળો વાળ રહ્યો નહોતો. તેમ છતાં પણ બીજા યુવાન્ અને સૌન્દર્યવાન છેલબટાઉ ફાંકડા જુવાનીઆ કરતાં તેમને હું વધારે વ્હાલી હતી."

"વારૂ ત્યારે હૈદી, મને એટલું જણાવ કે આપણા હાલના જીવનના સંજોગોને તું અનુકુળ બનાવી લઇ શકીશ ખરી?"

"પ્રથમ હું પ્રશ્ન કરૂં તેનો આપ ઉત્તર આપો. આપના પ્રશ્નનો ઉત્તર તેના ઉપર અવલંબીને રહેશે."

"તારો પ્રશ્ન શો છે ?"

"આપણો દરરોજ મેળાપ થશે ખરો કે ?"

"હા હા. ચોકકસ. આપણો દરરોજ મેળાપ થશેજ"

"ત્યારે ત્યારે, આપને મારા માટે શું ભય લાગે છે? મારે માટે આપ શું ફિકર ચિન્તામાં પડયા છો ?"

"મને માત્ર એકજ ભય છે. તે એ કે તું કંટાળી જઇશ."

"નહિ મારા સરદાર, તેવું કદીપણ બનનાર નથી. દરરોજ પ્રાતઃકાલનો સમય હું આપની સાથેના મેળાપની આશાઓના આનંદમાં વ્યતીત કરીશ. મધ્યાન્હ તો આપના સાથમાં આપના સ્નેહના અનુભવમાં ક્યાંય પસાર થઇ જશે તે પણ સમજાવાનું નથી. રાત્રીનો સમય તો મધ્યાન્હે આપના સમાગમથી ભોગવેલા વિવિધ પ્રકારના આનંદનાં સ્મરણમાં હું ગાળીશ. આ રીતે અહોરાત્ર હું તો આનંદ–સાગરમાં ઝુલતીજ રહીશ. સ્વામિન્ ! હું આપને કહું છું તે સત્યજ માનજો કે જ્યારે શોક, વૈર, પ્રેમ, અને કૃતજ્ઞતા જેવા વિકારો હૃદયને વલોવી રહ્યા હોય, ત્યારે હૃદયમાં બીજા કોઇપણ પ્રકારના વિકારને માટે–અરે બીજી કોઇ બાબતના વિચાર સરખાને માટે પણ જગા હોતી નથી. જેના હૃદયમાં આવા વિકારો ઘર કરી રહ્યા હોય તેને કંટાળો લાવવાની પણ ફુરસદ હોતી નથી."

"હૈદી, તું તો ગ્રીસની એક ઉત્તમમાં ઉત્તમ પુત્રી છે. જે સૌન્દર્ય અને કલાની દેવીઓએ ગ્રીસ દેશને પોતાની જન્મભૂમિ માનેલી છે, તેમનાજ વંશમાંથી તું ઉતરી આવેલી છે એમ તારી કવિત્વ શક્તિ અને તારા વિચારોના સૌન્દર્ય ઉપરથી સ્પષ્ટ થાય છે.

જો તું મારા ઉપર બરાબર વિશ્વાસ રાખીશ, તો તારૂં યૌવન હું ધૂળ-ધાણી નહિ થવા દઉં. હું તને અરૂચિકર એકાન્તમાં તારૂં યૌવન પસાર કરવાનો પ્રસંગ આવવા દેનાર નથી. વળી આટલું તું ખાસ ખાત્રીથી માનજે કે મારા ઉપર ખરેખરો સત્ય પ્રેમ રાખીશ, તો મારૂં હૃદય હમેશાં તારે માટે અગાધ પ્રેમ અને વાત્સલ્યથી ભરપુર રહેશે જ."

"પ્રભો, હું આપને ઠગવાને માગતી નથી. આપને માટે મારા હૃદયમાં જે પ્રેમ છે, તે પ્રેમને મારા પિતા ઉપરના મારા પ્રેમની સાથે જરા પણ સરખાવી શકાય તેમ નથી. પિતાના મૃત્યુ બાદ તો હું જીવતી રહી, પણ જો આપને કાંઇ કજા રજા થાય તો તે જ ક્ષણે—તે માઠા સમાચાર મારા કાને પડશે તે જ ક્ષણે આ જીંદગીનો ચોક્કસ અંત આવશે."

કાઉન્ટે અત્યંત સ્નેહ અને વાત્સલ્યથી પોતાનો હાથ તે સુંદરી તરફ લંબાવ્યો. તેણે તે અતિ માન અને સ્નેહથી પોતાના હોઠે લગાડયો, અને ચુંબન લીધું. પછી કાઉન્ટે તેની રજા માગી. ગાડી તેની આજ્ઞા પ્રમાણે તૈયાર જ હતી. તેણે ગાડીમાં બેઠક લીધી, એટલે ઘોડા વિજળીના વેગે દોડવા લાગ્યા.

---

## પ્રકરણ પર મું.

---

'રૂ-મેસ્લી' ના મોહોલ્લામાંના નંબર સાતવાળા મકાને કાઉન્ટ થોડીક ામનિટોમાં પહોંચી ગયો. મકાન સફેદ પથ્થરનું હતું. આગળની બાજુના આંગણામાં સુંદર પુષ્પોના બે કયારા હતા. દરવાનને જોતાંની સાથે જ કાઉન્ટે ઓળખ્યો. તે પેલો બુઢ્ઢો કાણો

ક્રોકલીસ હતો. તે વૃદ્ધ મનુષ્ય બિચારો મૂળમાં તો કાણો જ હતો, અને તેમાં વૃદ્ધાવસ્થાને લીધે તેની એક આંખ ઘણી નબળી પડી ગઇ હતી, એટલે તે તો કાઉન્ટને ઓળખી શકે તેમ હતું જ નહિ. ગાડી મકાનના બારણા સુધી આવી એટલે વચમાં આવી રહેલા ફુવારાને લીધે તેને એક ચક્કર લેવાની જરૂર પડી. આ ફુવારામાં સોનેરી અને રૂપેરી રંગની માછલીઓ કુદાકુદ કરી રહી હતી. આ ફુવારો આસપાસના લોકોની ઇર્ષ્યાનું કારણ થઇ પડયો હતો.

મકાનમાં તળઘર, નીચલો મજલો, અને તે ઉપરાંત બીજા બે માળ હતા. બીજી બાજુએ બાગના મધ્ય ભાગમાં જ એક મોટી દિવાલ ઉભી કરવામાં આવી હતી. આથી મકાનને લગતો જે અસલ મોટો બાગ હતો તેના બે વિભાગ થઇ ગયા હતા. એક વિભાગમાં હાલનું મકાન હતું. બીજા વિભાગમાંથી બાગ કાઢી નાંખી ત્યાં છાપરાં નાખી એક કારખાનું બનાવવામાં આવેલું હતું. મકાન તથા તેને લગતો નાનો સરખો પણ સુંદર બાગ એમેન્યુઅલે પોતાના ઉપયોગને માટે રાખ્યાં હતાં, જ્યારે કારખાનાવાળો ભાગ ભાડે આપેલો હતો. આથી થોડા પૈસામાં રહેવાને માટે ઘણી સારી વ્યવસ્થા થયા ઉપરાંત ભાડાની ઘણી સારી આવક થઇ હતી. વચમાંની દિવાલ એટલી બધી ઉંચી હતી કે એકાન્તમાં કાંઇ પણ ખલેલ પડે તેમ નહોતું. ભોજનગૃહ, દિવાનખાનું, અને શયનગૃહને યથાયોગ્ય શણગારવામાં આવ્યાં હતાં. આ ઉપરાંત એમેન્યુઅલને માટે એક અભ્યાસગૃહ અને જ્યુલીને માટે એક ગાયનગૃહ એવી રીતે બે ઓરડા ખાસ જુદા રાખવામાં આવ્યા હતા. છતાં એમેન્યુઅલ ભાગ્યે જ કોઇ દિવસ અભ્યાસગૃહનો ઉપયોગ કરતો, અગર જ્યુલી ભાગ્યે જ ગાયનગૃહમાં પગ મૂકતી. બીજો માળ આખો મેક્ઝીમીલીઅનને માટે

ખાસ જુદો રાખવામાં આવ્યો હતો. આ માળ ઉપર નીચેના માળ પ્રમાણેની જ વ્યવસ્થા હતી. માત્ર ભોજનગૃહની જરૂર ન હોવાથી આ માળ ઉપર બીલીઅર્ડ રમવા માટે એક ઓરડો રાખવામાં આવ્યો હતો. મેક્ઝીમીલીઅન આ ઓરડામાં જ પોતાના મિત્રોની મુલાકાત લેતો. કાઉન્ટની ગાડી બારણા આગળ આવીને ઉભી રહી તે વખતે મેક્ઝીમીલીઅન સીગાર પીતો હતો, અને નોકર ઘોડાની ચાકરી કરતો હતો તે ઉપર દેખરેખ રાખતો હતો.

એપ્ટીસ્ટીને કાઉન્ટના આવી પહોંચ્યાની ખબર આપી.

"કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો?" મોરેલે સીગાર ફેંકી દીધી અને ગાડી તરફ દોડયો. "ઓહો! કાઉન્ટ! આપે આપેલું વચન આપ વિસરી ગયા નથી તેને માટે આપનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે!"

આમ કહીને તે યુવાન અમલદારે કાઉન્ટની સાથે એટલા બધા આદર ભાવથી હસ્ત-ધૂનન કર્યું કે કાઉન્ટના મેળાપથી તેના મનને ખરેખર જ આનંદ થયો હતો એ વાતની જરા પણ શંકા કાઉન્ટને રહી નહિ. તેને તુરત જ માલુમ પડયું કે તેના આવવાથી બધાને આનંદ જ થતો હતો.

"પધારો! પધારો!" મેક્ઝીમીલીઅન બોલી ઉઠયો. "હા, હુંજ આપને અંદર લઇ જઇશ. આપના જેવા માણસને નોકર અંદર લઇ જાય એ ઠીક નહિ. મારી બ્હેન બાગમાં પુષ્પ વીણે છે, અને મારા બનેવી એટલામાં જ કાંઇક વાંચે છે. એ બન્ને જણાં સાથેને સાથેજ ફરે છે. એક બીજાને જરા પણ વ્હીલાં મૂકતાં નથી."

આમ વાતો કરતા તેઓ જ્યાં જ્યુલી હતી ત્યાં આવી

પહોંચ્યા. જ્યુલી પુષ્પો વીણતી હતી. તેમનાં પગલાંનો અવાજ સાંભળતાં તેણે ઉંચું જોયું.

અજાણ્યા મનુષ્યને જોતાં જ્યુલીએ ચમકીને ચીસ પાડી. એ જોઇને મેકઝીમીલીઅન હસવા લાગ્યો.

"જ્યુલી, ગભરાતી નહિ." તેણે કહ્યું. "આ તો મારા મિત્ર કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો, જેના સંબંધમાં મેં તને વાત કરી હતી તેજ છે."

"પધારો મહાશય!" જ્યુલીએ કાઉન્ટને આવકાર આપતાં કહ્યું. "આવી રીતે મારો ભાઇ આપને અહિંઆં લઇ આવ્યો એ કાંઇ ઠીક કહેવાય નહી, પણ તેને પોતાની ગરીબ બ્હેનની દયા આવતી જ નથીને! પેનીલોન! પેનીલોન! તેણે હાંક મારી.

બાગમાં પાવડાથી ખોદતો એક બુઢ્ઢો હાંક સાંભળીને હાથમાં ટોપી ઝાલીને ઉતાવળે પગલે ત્યાં આવ્યો. તેના માથાના કેટલાક વાળ સફેદ થઇ ગયા હતા. તેના શ્યામ ચ્હેરા અને તીક્ષ્ણ આંખ ઉપરથી તે ખલાસી હોવો જોઇએ એમ સહજ અનુમાન થાય તેમ હતું.

"મને બોલાવ્યો, બ્હેન?" તેણે પૂછ્યું.

પેનીલોન હજુ પણ પોતાના જુના શેઠની દિકરીને જુના સંબંધથી જ બોલાવતો હતો. હવે તે તેના પિતાનો નહિ પણ તેનો નોકર હતો એ વાત તેના મગજમાં ઉતરતી જ નહોતી.

"પેનીલોન, આ ગૃહસ્થ મળવા આવ્યા છે તે બાબતની તારા શેઠને ખબર આપ. મેકઝીમીલીઅન તેમને દિવાનખાનામાં લઇ જઇને બેસાડે છે."

આકી કાઉન્ટના તરફ ફરીને તેણે કહ્યું. " ક્ષમા કરજો. હું જરા થોડી વાર રહીને આવી પહોંચું છું."

આમ કહીને પ્રત્યુત્તરની રાહ પણ ન જોતાં તે ત્યાંથી અદશ્ય થઇ ગઇ, અને બીજે રસ્તેથી ઘરમાં જતી રહી.

" અરે !" મોન્ટેક્રિસ્ટોએ મોરેલને કહ્યું. " મારા આવવાથી તો તમારા કાર્યમાં જ્યાં ત્યાં ભંગાણુ પડી ગયું લાગે છે."

" જુઓ," મેકઝીમીલીઅન બોલ્યો. " પેલા મારા બનેવી રહ્યા. કપડાં બદલતા જણાય છે."

" તમારે બધાને ઠીક બનતું લાગે છે. તમે બધાં આનંદ અને મોજમજા કરતાં જણાઓ છો !"

" હા, હા, કાઉન્ટ, ખરી વાત છે. અમારે કશી જ વાતની ખોટ નથી. જે જોઇએ તે છે. મારી બ્હેન અને બનેવી બન્ને યુવાન છે; એકબીજાને અંતરથી ચહાય છે. બાર મહિને પચીસ હજાર ફ્રાંકની આવક છે, તેમાં તો તેઓ પોતાને રોથ્સ્ચાઇલ્ડના જેવા શ્રીમન્ત માને છે."

"પચીસ હજાર ફ્રાંક એ કાંઇ બહુ કહેવાય નહિ." મોન્ટેક્રિસ્ટો-એ એવા મધુર અને સ્નેહાળ અવાજે કહ્યું કે મેકઝીમીલીઅનને જાણે પોતાના પિતાની માફક તેના ઉપર ઉમળકો આવ્યો. "પણ એથી કાંઇ તેમને સંતોષ તો થતો નહિજ હોય. તમારા બનેવી બેરીસ્ટર છે કે ડોકટર ?'

"તેઓ વ્યાપારમાં જોડાયા હતા. મારા પિતાના મરણ બાદ તેમનો ધંધો તેઓ સાચવે છે. મારા પિતા તેમના અવસાન સમયે પચાસ હજાર ફ્રાંકની આવક મૂકી ગયા છે. તે મારી અને મારી બ્હેનની વચ્ચે વ્હેંચી દીધી છે. કારણુ તેમને અમે બેજ છોકરાં

હતાં. મારા બનેવી પાસે તે વખતે પૈસા નહોતા; પણ પ્રમાણિકપણું, બુદ્ધિ, ખંત, હિંમત, અને આબરૂ, એ સર્વ ગુણો તેમનામાં હતા. તેમણે પોતાની પત્નીના જેટલી પોતે સ્વતંત્ર મિલકત સંપાદન કરવાનો નિશ્ચય કર્યો. ૭ વરસ જેટલી મુદતમાં તો તેમણે પોતાની ધારણા પૂરી પાડી. ૭ વરસ સુધી ધણીધણીઆણીએ બેએ જે મહેનત કરી છે તેનું મારાથી તો વર્ણન પણ થઇ શકે તેમ નથી. છેવટ એક દિવસે મારા બનેવીએ હિસાબ નકકી કરી જ્યુલીના આગળ આવીને કહ્યું: "આજેજ હિસાબ કરતાં આપણી ધારણા પ્રમાણની રકમની બચત થઇ ગઇ છે. હવે એટલાથી તને સંતોષ થશેને? જો હવે, હું તને એક વાત પૂછું. આપણી પેઢીમાં દરવરસે દસ લાખની ઉથલપાથલ થાય છે, અને ચાલીસ હજારનું ઉત્પન્ન આવે છે. જો આપણે આપણો ધંધો બંધ કરવાનો વિચાર હોય તો બીજો એક જણ ત્રણ લાખ ફ્રાંકની રકમ આપીને તે ખરીદી લેવાને તૈયાર છે.

"ના ના. એટલા સારૂ આપણે મારાં સદ્‌ગત પિતાનું નામ બીજાને વેચીએ એ શું વ્યાજબી છે?"

"મને પણ તારા જેવાજ વિચારો આવતા હતા, પણ તારી સલાહ ઉપર રાખ્યું હતું."

"આપણે દુકાન વેચવાની નથી. પણ હવે આપણે વેપાર ધંધો બંધ કરી દો. હવે આપણે આટલી રકમ તો ઘણી છે.

એ પ્રમાણે વ્યવસ્થા થઇ તેજ દિવસે પેઢીનો ધંધો બંધ કરવામાં આવ્યો. હવે આપ બરાબર સમજી શકયા હશો કે મારી બ્હેન અને બનેવીને દરવરસે માત્ર પચીસ હજાર ફ્રાંકનીજ આવક છે એમ જે મેં કહ્યું તે જરાપણ ખોટું નથી."

આ વાત પૂરી થઇ એટલામાં એમેન્યુઅલ આવી પહોંચ્યો. તેણે કાઉન્ટને તેની સ્થિતિને છાજે એવી રીતે નમન કર્યું. પછી મોન્ટેક્રિસ્ટોને બાગમાં જરા ફેરવીને ઘરમાં લઇ ગયો.

દિવાનખાનામાં એક સુંદર કારીગીરીનું મોટું જાપાનીસ બનાવટનું કુંડું મૂકેલું હતું. તેમાંનાં પુષ્પોથી દિવાનખાનું સુવાસિત થઇ રહ્યું હતું. આગલા ખંડમાં જયુલી બરાબર પોષાક કરીને કાઉન્ટને આવકાર આપવાને તૈયાર થઇને ઉભી હતી.

આ મકાનમાં જયાં ત્યાં આનંદ આનંદ વર્તી રહેલો નજરે પડતો હતો. કાઉન્ટનું હૃદય પણ મકાનમાં દાખલ થતાંની સાથે જ પ્રફુલ્લિત બની ગયું હતું. કેટલાક સમય સુધી તો તે ઉંડા વિચારમાં પડી ગયો અને શાંતજ બેસી રહ્યો. ખબર અંતર પૂછાયા પછી આગળ પોતે વાતચીત ચલાવવી જોઇએ એ વાત જ તે વિસરી ગયો. આખરે તેને પોતાની ભૂલ માલુમ પડી, અને મહામહેનતે વિચારગ્રસ્ત દશામાંથી જાગ્રત થતો બોલ્યો:—

"બાઇ સાહેબ, અવિવેક માફ કરશો. આપ હમેશ આનંદમાં જ કાલ નિર્ગમન કરતાં હોવાથી મારૂં હૃદય ભરાઇ આવેલું જોઇને આપને કદાચ આશ્ચર્ય લાગ્યું હશે: પણ આવો આનંદનો દેખાવ ભાગ્યેજ મારી નજરે પડે છે, અને તેજ કારણને લીધે મારૂં હૃદય જરા ભરાઇ આવ્યું."

"મહાશય, અમે હાલમાં તો ઘણાં સુખી છીએ." જયુલીએ જવાબ દીધો. "પણ અમે પણ પડતી દશા જોઇ છે ખરી. અમારા જેવું દુઃખ પણ ઘણા થોડાને જ સહન કરવાનો પ્રસંગ આવ્યો હશે!"

કાઉન્ટના મુખમંડળ ઉપર જીજ્ઞાસાની આતુરતા જણાઇ.

"અરે, એ તો બધી અમારા કુટુંબની કથા છે." મેક્ઝીમીલીઅન બોલ્યો. "તેમાંની થોડી ઘણી તો મેં આપને જણાવી પણ છે. એ વાતમાં આપને કાંઇ હવે વિશેષ રસ પડે તેમ નથી. કારણ કે આપે મોટા મોટા શ્રીમન્તોની ચઢતી પડતીઓ ઘણી વખત નિહાળી હશે. આમ છતાં અમને પણ દુઃખ પડવામાં કાંઇ બાકી રહી નથી."

"પરમાત્મા ઘણો દયાળુ છે. તે હમેશાં છેવટે અનાથોની વ્હારે ધાય છે જ, અને તે પ્રમાણે તમારી મદદે આવી તમને પણ તેણે આખરે શાંતિ આપી હશે જ."

"હા, હા. કાઉન્ટ, આપનું કહેવું સત્ય છે. કારણ કે આખરે તેણે અમારા સામે જોયું છે, એટલું જ નહિ પણ અમારા ઉપર તેણે સંપૂર્ણ કૃપા કરી છે. તેણે અમારી મદદે એક ખાસ દેવદૂત મોકલ્યો હતો."

કાઉન્ટના મુખ ઉપર લોહી તરી આવ્યું. પોતાની લાગણી દબાવવાને તેને ખોંખારા કરવાની જરૂર પડી અને તેણે પોતાના મુખ આગળ રૂમાલ ધર્યો.

"જેઓ ગર્ભશ્રીમન્ત છે અને જેમને મ્હો માગ્યું મળી શકે છે, તેમને" એમેન્યુઅલ બોલ્યો. "જીંદગીમાં ખરૂં સુખ શું છે તે કદી સમજાતું જ નથી. ભર દરીયે વહાણ ભાગવાથી એકાદ પાટીઆના ટુકડાને આધારે બચીને જેમને સમુદ્રનાં તોફાની મોજાંઓમાં આમથી તેમ અથડાવાનો અનુભવ થએલો હોય, જેમણે એવી આફત જોઇ હોય, તેમને જ સમુદ્ર કિનારે સહિસલામત પહોંચ્યાની ખરી કિંમત સમજાય."

મોન્ટેક્રિસ્ટો ઉભો થયો, અને પોતાના હૃદયની લાગણી છુપાવવાને માટે દિવાનખાનામાં જરા આમ તેમ ફરવા લાગ્યો.

"અમારા આ ભપકાથી આપ હસતા લાગો છો?" મેકઝીમીલીઅને કાઉન્ટને પૂછ્યું.

"ના, ના." કાઉન્ટ બોલ્યો. એટલામાં તેની નજર ટેબલ ઉપર પડેલી એક રેશમી કોથળી ઉપર પડી, અને તે ચમકયો. તેના મુખ ઉપરથી રંગ ઉડી ગયો. "હું કયારનો આ કોથળી વિષે વિચાર કર્યા કરતો હતો." એમ કહીને તેણે પેલી કોથળી લીધી. તેમાંથી એક મોટો પાણીદાર હીરો અને એક કાગળ નીચે પડયાં.

"કાઉન્ટ," મેકઝીમીલીઅને ગંભીરતાથી કહ્યું. "આ તો અમારા કુટુંબનો એક કિમતીમાં કિમતી ખજાનો છે."

"હા હા. આ હીરો જણાય છે તો ઘણો પાણીદાર." કાઉન્ટે કહ્યું.

"અરે મહેરબાન, મારા ભાઇ તેની કિંમતની વાત કરતા નથી. તેમનું કહેવું એવું છે કે આ કોથળીમાંની ચીજો અમને બચાવનાર એક ફીરસ્તાના સ્મરણ–ચિન્હ તરીકે અમે સંભાળી રાખીએ છીએ."

"એ બધામાં મને તો કાંઇ સમજ પડતી નથી; પણ એવી બાબતમાં આપનો ખુલાસો માગવો એ કેવળ અયોગ્ય કહેવાય." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "માફ કરજો બાઇ સાહેબ, અયોગ્ય જીજ્ઞાસાને લીધે મારાથી અવિવેક થઇ ગયો છે, તેને માટે આપની સર્વેની ક્ષમા ચાહું છું."

"અવિવેક ! અરે નારે ! ના ! ઉલટું એ વાત કાઢી તેથી તો તેના સંબંધની બધી વાત આપના આગળ વર્ણવવાનો અમને લાભ મળશે એથી અમને તો ઉલટો આનંદ થશે.

આ કોથળી જે ઉદારતાના કાર્યનું અમને સ્મરણ કરાવી રહી છે, તે કાર્ય જો છુપું રાખવા જેવું હોત, તો અમે આ કોથળીને આવી રીતે કોઇની નજરે પડવા દેત જ નહિ. અરે, અમારા મનમાં તો ઉલટું એમ થાય છે કે જાણે દરેક જણને અને દરેક સ્થાનમાં અમે તે બીનાનું હમેશાં વર્ણન કરતાં જ રહીએ, કે કોઇક વખત પણ અમારા તે અજ્ઞાત હિતસ્વીનો પત્તો અમને મળી આવે."

"હા, હા. ખરી વાત." કાઉન્ટ બોલ્યો. પણ તેનો અવાજ જરા ગુંગળાયો.

"મહાશય," મેકઝીમીલીઅને તે કોથળી પોતાના હાથમાં લઇ ઘણા માનથી તેને ચુંબન કરતાં કહ્યું. "આ કોથળીને એક એવા મનુષ્યનો સ્પર્શ થએલો છે કે જે મનુષ્યે અમારા પિતાને આત્મ-ઘાતના પાતકમાંથી, અમને આફત અને વિનાશમાંથી, અને અમારા કુટુંબ અને નામને બેઆબરૂમાંથી બચાવેલાં છે. અમારા જેવાં ગરીબ નિરાધાર બાલકોને વિપત્તિ, દુઃખ, અને ભૂખમરાથી બચાવનાર તેજ મનુષ્ય હતો. આ પત્ર (પેલો કાગળ બતાવતાં તે બોલ્યો, જે દિવસે મારા પિતાએ આત્મઘાતનો ભયંકર નિશ્ચય કર્યો તે દિવસે લખાએલો છે; અને હીરો તે ઉદારચરિત મનુષ્યે મારી બ્હેનને કન્યાદાનમાં આપેલો છે." એમ કહીને પેલો પત્ર કાઉન્ટના હાથમાં મૂકયો.

મોન્ટેક્રિસ્ટોએ તે પત્ર ઉઘાડયો, અને અનહદ આનંદથી વાંચ્યો. જ્યુલીને તેણે પોતે જે પત્ર લખેલો હતો તે જ આ પત્ર હતો. તેની નીચે "સીન્બાદ ખલાસી" એવી સહી હતી.

"શું આ માણસને તમે ઓળખતા નથી? જે મનુષ્યે તમારી આવી કિમતી સેવા બજાવી છે તે મનુષ્યને તમે ઓળખતા પણ નથી?"

"ના, ના. અમે તેને ઓળખતા નથી જ. તે મનુષ્યને નજરે જોવાનો હજી સુધી અમને કદી લાભ મળ્યો નથી." મેકઝીમીલીઅને કહ્યું. "અમે પ્રભુને હમેશાં પ્રાર્થના કરીએ છીએ કે નિદાન એક વખત તો તે મનુષ્યનાં દર્શન અમને કરાવે! પણ અમારી વિનંતિ હજી ધ્યાનપર લેવાતી જ નથી. હજી એ બધી વાત ગુપ્તજ રહી છે. એક જાદુગરના જાદુ જેવો તાલ થયો છે."

"અરે, તે માણસની સાથે કોઇક દિવસ પણ અમારે મેળાપ થશેજ. મેં કાંઇ તદન આશા છોડી દીધી નથી. ચાર વરસ ઉપર એક વખત એવું બન્યું કે પેનીલોન ટ્રીએસ્ટ બંદરમાં હતો ત્યારે પેનીલોન કોણ છે તે તો આપ જાણતાજ હશો કાઉન્ટ. આપે બાગમાં જોયો તે અમારા બુઢ્ઢા નોકરનું નામ પેનીલોન છે. પહેલાં તો તે બિચારો એક બાહોશ ખલાસી હતો અને અમારા વહાણુ ઉપર એક અમલદાર હતો. હાલમાં તો બિચારાને માળી બનવાનો પ્રસંગ આવ્યો છે.—એ પેનીલોન જ્યારે ટ્રીએસ્ટ શહેરમાં હતો ત્યારે તેણે એક દિવસે એક અંગ્રેજ ગૃહસ્થને વહાણુમાં બેસવા જતાં જોયો. મારા પિતાને બચાવનાર અને અમારા ઉપર હાલનો આ પત્ર લખનાર તેજ ગૃહસ્થ હતો એમ પેનીલોને તેને ઓળખ્યો. તેના મનમાં આ બાબતની ચોક્કસ ખાત્રી હતી પણ તેની સાથે વાતચીત કરવાની પેનીલોનની હિંમત ચાલી નહિ."

"અંગ્રેજ ગૃહસ્થ!" જ્યુલી તેના તરફ નિહાળી નિહાળીને જોઇ રહી હતી એથી જરા ગભરાતાં મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "અંગ્રેજ ગૃહસ્થ!"

"હા જી." મેકઝીમીલીઅને જવાબ આપ્યો. "હા. રોમની ટોમ્સન અને ફ્રેંચની પેઢીનો જે મુનીમ અમારે ત્યાં આવ્યો હતો, તે એજ અંગ્રેજ ગૃહસ્થ હતો. આપે જ્યારે તે દિવસે મોર્સર્ફને ત્યાં વાતમાં એમ જણાવ્યું કે ટોમ્સન અને ફ્રેંચની પેઢીવાળા આપના શરાફ છે ત્યારે હું ચમક્યો હતો તેનું કારણ પણ તેજ હતું. અમારા કુટુંબની આફતની વાત સને ૧૮૨૯ના વરસની છે. વારૂ કાઉન્ટ, આપ તે ગૃહસ્થને ઓળખો છો ખરા?"

"પણ તમે તો એવું કહેતા હતા કે ટોમ્સન અને ફ્રેંચની પેઢીવાળાઓ તો આ બાબત કાંઇજ જાણતા નથી એમ જણાવે છે?"

"હા, હા"

"વારૂ ત્યારે એમ પણ કેમ ન બન્યું હોય કે આ અંગ્રેજ ગૃહસ્થના ઉપર તમારા પિતાએ કાંઇક ઉપકાર કરેલો હોય, અને પાછળથી તમારા પિતા તે વાત તદ્દન વિસરીજ ગયા હોય, અને તેથી આ ગૃહસ્થે પોતાના ઉપર થએલા ઉપકારનો બદલો વાળવાને આવો વિચિત્ર રસ્તો લીધેલો હોય."

"હા, હા. એવે પ્રસંગે ગમે તેમ બની શકે."

"વારૂ, પણ તેણે પોતાનું નામ કાંઇ જણાવ્યું હશેને?"

"પોતાનું ખરૂં નામ તો જણાવ્યું નહોતું." જ્યુલીએ તેના તરફ જોઇ રહેતાં કહ્યું. "પણ આ પત્ર નીચે સહી કરી છે તે પ્રમાણે તે પોતાને "સિન્બાદ ખલાસી"ને નામે ઓળખાવે છે."

"ત્યારે એ તેનું ખરૂં નામ નહિ હોય પણ ખોટું નામ ધારણ કરેલું હશે."

પછી જ્યુલીને પોતાના અવાજથી ચમકેલી જોઇને તેણે કહ્યું. "તે મારા જેટલોજ ઉંચો હશે. કદાચ જરા વધારે ઉંચો હશે, અને દેખાવમાં પણ મારા જેવો હશે."

" ઓહો, ત્યારે તો આપ તેને ઓળખતા હોવા જોઇએ ?" જ્યુલીની આંખો આનંદથી ચમકવા લાગી.

" ના, ના. " કાઉન્ટ બોલ્યો, " હું તો અનુમાન કરૂં છું. મારે એક લોર્ડ 'વિલ્મોર' નામના અંગ્રેજ ગૃહસ્થ સાથે ઓળખાણ હતું. તે માણસ આવાં કામો ઘણાં કરતો. "

"પોતાનું ઓળખાણ આપ્યા સિવાય ?"

"અરે એ તો ઘણો વિચિત્ર માણસ હતો. ઉપકારની કૃતજ્ઞતામાં તે માનતોજ નહોતો."

"ઓ બાપરે! " જ્યુલી હાથ જોડતી બોલી. "ત્યારે "તે માનતો શામાં હતો ?"

"મારો જ્યાં સુધી તેની સાથે મેળાપ રહ્યો ત્યાં સુધી તો તે ઉપકારની કૃતજ્ઞતામાં જરાપણ માનતો નહોતો. જ્યુલીનાં વચનોથી અંતઃકરણ પીગળવાથી કાઉન્ટ બોલ્યો. "પણ તે પછી હવે તો કદાચ તેના મનને ખાત્રી થઇ હશે કે ખરેખરાં કૃતજ્ઞ માણસો પણ જગતમાં પડયાં છે ખરાં."

"વારૂ ત્યારે, એ ગૃહસ્થને અને આપને તો સારી ઓળખ લાગે છે? " એમેન્યુઅલ બોલ્યો.

"અરે, આપને જો તેની સાથે ઓળખ હોય" જ્યુલી બોલી. તો મેહરબાની કરીને અમને જણાવો ને કે તે કયાં છે ? અને અમે તેને કયાં શોધીએ ? તેનો કાંઇ પત્તો લાગે તો હું તેને ખાત્રી કરી આપું કે જગતમાં બધાંજ મનુષ્યો કાંઇ કૃતઘ્ન અને નિર્ગુણી હોતાં નથી."

"હા, હા. આપ જાણતા હો તો જરા અમને કહો" મેકસી-મીલીઅને પણ ઉમેર્યું.

"અરેરે !" મોન્ટેક્રિસ્ટો પોતાના હૃદય ઉપર અંકુશ રાખતાં બોલ્યો. "જો લોર્ડ વિલ્મોરજ તમને મદદ કરનાર હોય તો તો હવે તમને તેનો પત્તો લાગવો કેવળ મુશ્કેલ છે. પાલેર્મો શહેરમાં અમે બન્ને છુટા પડયા તેને આશરે બે એક વરસ થયાં હશે. વખતે દુનીઆના અતિ દૂરના ભાગમાં પ્રવાસે જવાનું તે કહેતો હતો, એટલે મને તો લાગે છે કે હવે એ ભાગ્યેજ જીવતો પાછો આવી શકશે."

"મહાશય, આપ તો ઘણાજ નિર્દય મનુષ્ય લાગો છો." જ્યુલીની આંખમાં આંસુ આવી ગયાં.

"બાઇ સાહેબ," જ્યુલીના ગાલ ઉપરનાં અશ્રુબિંદુ જોઇને ગંભીરતાથી મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "અત્યારે જે દેખાવ મારી નજરે પડે છે, તે દેખાવ જો લોર્ડ વિલ્મોરના જોવામાં આવ્યો હોત તો તે આમ જીંદગીથી કંટાળી કદી નાસતો ફરત.જ નહિ. આપનાં અશ્રુ જોઇને ગમે તેવા નાસ્તિકના મનમાં પણ મનુષ્ય જાત ઉપરથી ઉઠી ગએલી શ્રદ્ધા પાછી આવ્યા સિવાય રહે જ નહિ."

"પણ લોર્ડ વિલ્મોરને સગાંવ્હાલાં કુટુંબ કબીલો વિગેરે તો હોવું જ જોઇએ. કોઇક તો તેને ઓળખતું હોવું જ જોઇએ." જ્યુલી બોલી.

"અરે, એ તજવીજ કરવી નકામી છે." કાઉન્ટે જવાબ આપ્યો. "તમે જે મનુષ્યનો શોધ કરી રહ્યા છો તે લોર્ડ વિલ્મોર હોય એમ મને તો લાગતું નથી. તે મારો મિત્ર હતો, અને કાંઇ પણ વાત મારાથી કદી પણ છાની રાખતો નહિ. એટલે આ તમારી વાત પણ મને જણાવ્યા સિવાય રહેજ નહિ."

"શું તેણે આપને આ વિષે કાંઇજ કહ્યું નથી?"

"ના, ના. એક શબ્દ પણ નહિ."

"તેમ છતાં આપે તો લાગલું તેનું જ નામ લીધું હતું."

"એ તો અનુમાન—"

"બ્હેન," મેક્સીમીલીઅન કાઉન્ટની મદદે આવ્યો. "આ મહાશય કહે છે તે જ વાત સત્ય લાગે છે. આપણા સદ્‌ગત પૂજ્ય પિતાજી કહેતા હતા તે શું ભુલી ગઇ. તેઓ કહેતા હતા કે આપણને બચાવનારો તે ગૃહસ્થ અંગ્રેજ તો નહોતોજ."

મોન્ટેક્રિસ્ટો ચોંકયો.

"તમારા પિતા શું કહેતા હતા?" તેણે પૂછ્યું.

"મારા પિતા કહેતા હતા કે આ કાર્ય એક જાદુનુંજ હતું. તેમનું એવું ચોક્કસ માનવું હતું કે અમને આફતમાંથી બચાવનાર મનુષ્ય કબરમાંથી નિકળી આવ્યો હતો; મરણ પામેલો જીવતો થયો હતો. આ એક તેમના મનનો વ્હેમ હતો અને હું તે વાત માનતો નહોતો. પણ મારી પિતાની તે માન્યતા દૂર કરવાનું મને જરા ગણુ ગમતું નહોતું. કેટલીએ વખત તે આ બાબત ઉપર વિચારો કર્યા કરતા, અને તેમના એક ખાસ મિત્રનું નામ લેતા હતા. તે મિત્ર તો તેમની દૃષ્ટિ આગળથી સદાને માટે લોપ થઇ ગયો હતો. તેજ મિત્રે તેમને બચાવ્યા હતા એમ તેઓ ધારતા હતા. તેઓ માંદગીને બિછાને પડયા અને મરણોન્મુખ થયા, ત્યારે તેમના મગજમાંથી એકાએક બધો જ પડદો ખસી ગયો, અને જેને અમે બધા વ્હેમ ગણતા હતા, તે વ્હેમ નહોતો પણ સત્ય વાત હતી એવી તેમની ખાત્રી થઇ; અને તેઓએ કહ્યું: "મેક્સી‌મીલીઅન, દિકરા, આપણને બચાવનાર બીજો કોઇજ નહિ પણ એડમન્ડ દાંતે જ હતો."

છેવટના શબ્દો સાંભળીને તો કાઉન્ટનો ચ્હેરો કેવળ ધોળો પૂણી જેવો થઇ ગયો. તેનાથી કાંઇ બોલીજ શકાયું નહિ. જાણે કે વાતમાંને વાતમાં સમયનું કાંઇ ભાનજ રહ્યું ન હોય તેવી રીતે તેણે પોતાનું ઘડીઆળ કાઢીને જોયું અને એકાએક ઉઠયો, એમેન્યુઅલ અને મેકઝીમીલીઅન સાથે હસ્તધૂનન કર્યું અને જ્યુલીને નમન કરીને તે બોલ્યો:—"બાઇ સાહેબ," હું ધારૂં છું કે આપને વખત બે વખત મળવા આવવાની આપ મને પરવાનગી આપશો. આપની મિત્રતાથી મને ઘણો આનંદ થયો છે. આપના આવકારથી હું આપનો ઉપકૃત થયો છું. ઘણાં વરસે આજે જ મારા મનને આટલો આનંદ થયા છે." એમ કહીને તે ઉતાવળે ત્યાંથી ચાલતો થયો.

"આ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો પણ કોઇ અજાયબ માણસ જણાય છે!" એમેન્યુઅલ બોલ્યો.

"હા, હા." મેકઝીમીલીઅને જવાબ આપ્યો. "મને તો ચોક્કસ ખાત્રી થઇ ગઇ છે, કે તે ઘણોજ ઉદાર હૃદયી ગૃહસ્થ છે, અને આપણા ત્રણે જણ ઉપર ઘણો સ્નેહ રાખે છે"

"તેનો અવાજ સાંભળીને હું ઘણી ગુંચવણમાં પડી ગઇ છું. બે ત્રણ વખત તો મને એમ પણ શંકા આવી કે મેં તેનો અવાજ પ્રથમ કોઇક વખત કયાંય પણ સાંભળેલો છે."

## પ્રકરણ પર મું.

ફોબર્ગસેન્ટ ઓનરના નામથી ઓળખાતો પેરીસ શહેરનો લત્તો ઘણો ખરો માત્ર શ્રીમન્ત લોકોથીજ વસેલો હતો. આ લત્તામાં વિશાળ અને સુંદર મકાનો એક બીજાની હરીફાઇ કરી રહ્યાં હતાં. આ લત્તાના મધ્ય ભાગમાં એક ભવ્ય મકાનની પાછળની બાજુએ

પણ મકાનના પાછળના કૉમ્પાઉન્ડની બ્હાર એક મોટો બાગ આવી રહેલો હતો. આ બાગ પહેલાં તો ઘણી સારી સ્થિતિમાં હશે, પણ અત્યારે તો તેની કોઇ સંભાળ લેતું હોય એમ જણાતું નહોતું. તેનો માલિક તે વેચી નાખવાને માટે તૈયાર હતો, પરંતુ તેણે ખર્ચેલાં નાણાં આપીને ખરીદનાર કોઇ આગળ આવતું નહોતું એટલે તે વખતોવખત પોતાનો બાગ કેટલાક માળીઓને ભાડે આપતો; અને તે લોકો તેમાંથી પોતાને માટે કાંઇક ઉત્પન્ન કરી ખાવા પુરતીજ તેની દરકાર રાખતા. મકાન અને બાગ કોઈક વખતે એક ઇસમની માલકીનાં હશે; કારણ તે બંનેની વચ્ચે એક મોટો લોખંડનો દરવાજો હતો. પાછળથી બન્ને જગાઓની માલકી જુદી પડતાં મકાનના માલિકે પોતાના પાછળના કૉમ્પાઉન્ડમાં કોઇની નજર ન પડે તેટલા માટે દરવાજાને છ ફીટની ઉંચાઇ સુધી પાટીઆં ભરી લીધાં હતાં. તો પણ પાટીઆં જોઇએ તેટલી કાળજીથી ચોઢી લેવામાં આવ્યાં ન હોવાથી તેની તડોમાંથી મકાનના પાછળના ભાગમાં આવેલા નાના સરખા બાગમાં નજર કરી શકાય તેમ હતું. પણ આ બેદરકારીનો કોઇ ગેરલાભ લેશે એવો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. મકાનને લગતા નાના બાગમાં કેટલેક ઠેકાણે પથ્થરનાં વિરામાસનો ગોઠવી દેવામાં આવ્યાં હતાં. દરવાજા નજીકના એક ખુણામાં તો વૃક્ષોની ઘણી સુંદર ઘટા થઇ રહી હતી. આ જગાએ ખરા મધ્યાન્હના સમયે પણ સૂર્યનાં કિરણો પ્રવેશ કરીને વિશ્રાન્તિ લેનારને જરાપણ ત્રાસ આપી શકે તેમ નહોતું. અહિં એક પથ્થરનો બાંકડો મૂકેલો હતો, તે ઉપરાંત બીજાં એક બે વિરામાસનો પડેલાં હતાં. સે ઉપરથી આ જગા મકાનમાં નિવાસ કરનાર સર્વ મનુષ્યોનું સામાન્ય વિશ્રાન્તિ–સ્થાન હોતું જોઇએ, અગર તો એકાદ જણના

એકાન્ત અને ગુપ્ત વિશ્રાન્તિસ્થાન તરીકે તેનો ઉપયોગ થતો હોવો જોઇએ એમ અનુમાન થતું હતું.

જેણે આ સ્થાનને પોતાના એકાન્ત વિશ્રાન્તિ અગર મનન સ્થાન તરીકે પસંદ કર્યું હશે તે કેવળ યોગ્યજ કર્યું હતું.

વૃક્ષરાજિની શીતળ છાયામાં ગ્રીષ્મ ઋતુના પ્રખર તાપના દિવસો-માં પણ શીતળતાજ પથરાઇ રહેતી. રસ્તા ઉપરના બ્હારના ઘોંઘાટનો અગર મકાનની અંદરની ધમાલનો અવાજ સરખો પણ ત્યાં પ્હોંચી શકતો નહોતો. વૃક્ષોની ઘટાઓમાં કલ્લોલ કરી રહેલાં પક્ષીઓનાં મધુર ગીતથી હૃદય શાંત અને આલ્હાદિત બની જતું.

વસંત ઋતુમાં એક અતિ સખત તાપના દિવસે ઉપર જણાવેલા વિશ્રાન્તિસ્થાનમાંની એક પથ્થરની બેઠક ઉપર એક બાજુએ એક પુસ્તક પડેલું હતું અને બીજી બાજુએ એક નાની સરખી છત્રી અને એક નાજુક સુંદર છાબડી પડેલી હતી. છાબડીમાંથી એક અડધો ગુંથેલો રૂમાલ બહાર લટકતો હતો. આ સર્વ ચીજો અસ્તોવ્યસ્ત પડેલી હતી. તેમનાથી થોડે દૂર લોખંડના દરવાજાની નજીક એક યુવતી ઉભેલી હતી, અને પાટીઆંની તડોમાંથી દરવાજાની બીજી બાજુએ કાંઇક જોવાને માટે પ્રયત્ન કરી રહી હતી. તેની આતુરતા ઉપરથી આ બાબતમાં તે કેટલી મશગુલ બની ગઇ હતી એ સહજ સમજાઇ આવતું હતું.

તેજ વખતે બહારના બાગમાં એક યુવાન ચુપચુપ દાખલ થયો. તેને પોતાને કોઈ ઓળખે નહિ તે માટે પોતાનો પોષાક ત્યજી દઇ તેને બદલે જુદીજ જાતનો પોષાક ઘણી કાળજીથી તે યુવાને ધારણ કર્યો હતો. આસપાસ નજર કરી પોતાને કોઇ જોતું નથી એવી ખાત્રી થતાં

તે અંદર દાખલ થઇને પેલા લોખંડના દરવાજા તરફ વળ્યો. પેલી યુવતીએ તેનો દીઠો, પણ જુદા પોષાકમાં હોવાથી ઓળખી શકી નહિ તેથી તે જરા ચમકી અને પ્રથમ તો ત્યાંથી તે જરા બાજુ ખસી ગઇ. પણ તેના પ્રણયીના સમજવામાં તે વાત તુરતજ આવી ગઇ. બંધ દરવાજામાંથી તેણે કહ્યું: " વેલેન્ટાઇન, ગભરાતી નહિ. એ તો હું—મેકઝીમીલીઅન છું."

પેલી યુવતી પાછી દરવાજાની છેક નજીકમાં આવીને બોલીઃ " આજે આટલા બધા મોડા કેમ આવ્યા? ભોજન સમય થવા આવ્યો છે. મારી સાવકી માતાની નજર ચુકાવતાં આજે મને ઘણી યુક્તિપ્રયુક્તિઓનો ઉપયોગ કરવો પડયો. એટલામાં મારી દાસી વચમાં નડી. તેના પંજામાંથી છટકવાને તો મને ઘણો પ્રયાસ પડયો. કારણ મારી માતાએ મારા ઉપર સખત જાપ્તો રાખવાને માટેજ તેને રાખેલી છે, અને મારી તમામ હીલચાલોની સંપૂર્ણ બાતમી તે મારી માતાને પહોંચાડે છે. વળી પેલા મારા નાના સાવકા ભાઇ એડવર્ડને તો મેં જેમ તેમ કરીને સમજાવી કાઢયો. આવી સ્થિતિમાં હું અહિંઆં રાહ જોતી ઉભી રહું, અને તમે તો વખતસર આવવાની દરકાર પણ કરો નહિ! એવું તે શું કારણ આવી પડયું હતું? જે કાંઇ બ્હાનું હોય તે મને પ્રથમ જણાવો, અને તે પછી આવો પોષાક કેમ ધારણ કર્યો છે તે મને સમજાવો. મેં તો તમને પ્રથમ ઓળખ્યા પણ નહિ."

" વ્હાલી વેલેન્ટાઇન," પેલા યુવકે કહ્યું. " આપણી બન્નેની વચ્ચેના સામાજિક અંતરાયને લીધે પ્રેમની વાતો કરવાથી તું નાખુશ થઇ મારા ઉપર ગુસ્સે થઇશ એવો મને ભય રહે છે; છતાં પણ

તારા સાન્નિધ્યમાં હોઉં છું ત્યારે મારા હૃદયગત સ્નેહના ઉભરા કાઢયા સિવાય મારાથી રહી શકાતું નથી. અત્યારના જેવી મધુર ક્ષણોનાં સ્મરણોનો પ્રસાદ મને મળવાનો હોય તો પછી તું મને કાઢી મૂકે તો તેનીએ મને જરાપણ દરકાર નથી: કારણ કે એથી મારા હૃદયમાં આશાનું એક નવું કિરણ પેદા થાય છે. આ ઉપરથી મને એટલી તો ખાત્રી થાય છેજ કે તું મારા વિષેજ વિચાર કર્યા કરતી હતી. આવા સંજોગોમાં તું મને ગમે તેવો ઠપકો આપે, અને કાઢી મૂકે, તો પણ મને તેની શી દરકાર? હવે તારા પૂછેલા બે પ્રશ્નોનો મારે જવાબ આપવો જોઇએ. એક તો હું આટલો બધો મોડો કેમ આવ્યો તે, અને બીજું કે આવો વિચિત્ર વેશ કેમ ધારણ કર્યો છે તે. આ બન્ને બાબતોનો હું તને સત્ય ખુલાસો કરીશ અને મને આશા છે કે તું મને ક્ષમા આપશેજ. પણ એકવાર તો મેં એક નવીન ધંધો પસંદ કર્યો છે તે વાત મારે તને જણાવવી જોઇએ."

"ધંધો! મેક્ઝીમીલીઅન, આવા ચિન્તાના સમયમાં ઠઠ્ઠા મશ્કરી કરવાનું વળી તમને કયાંથી સુજી આવે છે?"

"જે વસ્તુ મારા જીવન કરતાં પણ અધિક પ્રિય છે તેની મશ્કરી કરવાની દુર્બુદ્ધિ પ્રભુ મને કદી પણ ન આપે! સાંભળ વેલેન્ટાઇન, હું તને બધી હકીકત જણાવું છું. તને મળવાને માટે આમતેમ ભટકીને, કોટ અને દિવાલો કુદીને, અંધારામાં લપાઇને છુપાઇ રહીને હવે હું થાકયો છું. વળી આવી રીતે અહિં લપાતો છુપાતો જો હું પકડાયો તો તારા પિતા મને એક સાધારણ નીચ ચોર ઠરાવીને કારાગૃહમાં મોકલી આપશે, એવી તારી સુચનાથી મારા મનને જરા ભય લાગ્યો છે. કારણ મારા જેવા એક લશ્કરી અમલદારને આવી જગાએ ભટકવાનું અને છુપાઇ રહેવાનું કારણ

કોઇનાથી સમજી શકાય નહિ, અને મારાથી તેનો કાંઇપણ ખુલાસો કરી શકાય નહિ. એટલે સૌ કોઇને વ્હેમ પડે અગર આશ્ચર્ય લાગે. આથી મેં માળીનો ધંધો પસંદ કર્યો છે, અને મારા ધંધાને છાજે તેવો પોષાક મેં ધારણ કર્યો છે. "

" છટ છટ, આ તે વળી કેવી અક્કલ વગરની વાત ! "

" અક્કલ વગરની ! મેં મોટામાં મોટું ડહાપણનું કામ કર્યું, તેને તું અક્કલવગરની વાત કહે છે ? મહેરબાની કરીને એવું કાંઇ કહેતી નહિ. જો આ માળીના વેશને લીધે આપણી આ મુલાકાતોના સંબંધમાં કોઇને કાંઇ શંકા આવવાનું કારણ નથી. આથી આપણે ભયથી મુક્ત થઇ જઇએ છીએ. "

"મેકઝીમીલીઅન, મહેરબાની કરીને હવે વધારે મશ્કરી જવા દો, અને સત્ય વાત શું છે તે મને જણાવો. "

" ચાલ ત્યારે, હવે તને બધી વાત ખુલ્લે ખુલ્લી સમજાવી દઉં. અત્યારે હું ઉભો છું તે જમીન એટલે આ બાગ ભાડે આપવાનો છે એવી બાતમી મને મળી, એટલે મેં તે ભાડેથી રાખવાને માગણી કરી. માલિકે મારી માગણી કબુલ રાખી છે, અને તેથી હાલ વેરાન જેવા થઇ પડેલા આ બાગનો હવે હું કાયદેસર કબજેદાર છું. જો વેલેન્ટાઇન, હવે આ જગાએ એક નાની ઝુંપડી બાંધીને તારાથી માત્ર વીસજ વાર દૂર રહેવાને મને કાંઇપણ પ્રતિબંધ નડે તેમ નથી. એથી મને કેટલો બધો આનંદ થશે તેની તું માત્ર કલ્પનાજ કરી લે ! મારા પોતાના આનંદનો તો પારજ રહ્યો નથી ! આવી સવડ તો કદી મળી શકેજ નહિ ! એમ બનવું જ અશક્ય ! આવી સવડ માટે જેટલા પૈસા ખર્ચવા પડે તેટલા ઓછા. વળી વધારામાં આટલા બધા સુખને માટે મારે ફક્ત દર વરસે

પાંચસો ફ્રાંક જેવી નજીવી રકમનુંજ ભાડું આપવાનું છે! હવે આપણે બન્નેને ભીતિ રાખવાનું કાંઇ પણ કારણ નથી. મારી પોતાની જમીનનો હું માલિક છું અને અહિંઆં મારે ફાવે તે કરૂં! આ ભીંતે એક સીઢી મૂકીને તારા બાગમાં નજર કરૂં છતાં મારા વર્તન માટે કોઇથી જરા પણ શંકા આણી શકાય તેમ હવે નથી રહ્યું. તું જે વખતે આ તારા વિશ્રાન્તિસ્થાનમાં આવે તે વખતે તારા માટેના નિઃસીમ અને અદ્વિતીય પ્રેમના ઉભરા હું તારા આગળ કાઢી શકીશ. પણ જો મારા જેવા એક માળીના—એક મજુરનાં કપડાં પહેરનારના મુખમાંથી નિકળતા સ્નેહના શબ્દો સાંભળવાથી તારા માનનો ભંગ થતો હોય તો તે વાત જાણે જુદી છે."

વેલેન્ટાઇનના મુખમાંથી આનંદ અને આશ્ચર્યની એક ધીમી ચીસ નિકળી ગઇ. પણ એક ક્ષણ પછી જાણે કે તેના હૃદયગત આનંદમાં કાંઇ વિક્ષેપ પડયો હોય તેવી રીતે બોલીઃ—

"ના, ના, મેકઝીમીલીઅન, આવું કરવું વ્યાજબી નથી. તેનાં ઘણાં કારણો છે! આનું પરિણામ એવું આવશે કે આપણા બલનું અને બુદ્ધિ-ચાતુર્યનું આપણને અભિમાન થશે, અને છેવટે આપણા દોઢ ડહાપણથી આંધળા બની જઇ કાંઇ ન કરવાનું કરી નાંખીશું, અને આખરે આપણે સપડાઇ જઇશું."

"વેલેન્ટાઇન, તેને આવો હલકો વિચાર આવે છે જ કેમ? આપણી ઓળખાણ શરૂઆત થઇ ત્યારથી જ તારી લાગણીઓ અને વિચારોને માન આપી તે પ્રમાણે જ ચાલવું એવી મેં શું પ્રતિજ્ઞા કરી નથી? અને તે પ્રમાણે મેં મારા હૃદય ઉપર અંકુશ રાખેલો નથી શું? તને મારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે તો તે વિશ્વાસનો હું કદી પણ દુરૂપયોગ કરનાર નથી. તારા ઉપર કાંઇ

અજ્ઞાત ભય આવી પડશે એમ તારા હૃદયમાં જ્યારે ભાસ્તી લાગવા માંડી, ત્યારે તારી સેવામાં જીવન અર્પણ કરવાની અને જરા પણ આનાકાની કર્યા સિવાય તારી આજ્ઞા માથે ચઢાવવાની મેં શું તત્પરતા બતાવી નહોતી? જે અસંખ્ય યુવાનો તારે માટે પોતાના જીવન અને સર્વસ્વનો ભોગ આપવાને તૈયાર હતા, તેમાંથી જ્યારે તેં મને તારા પ્રણયી તરીકે પસંદ કર્યો, ત્યારથી અત્યાર સુધીમાં મેં તને તારી પસંદગી માટે પસ્તાવો કરવો પડે અગર દિલગીર થવું પડે એવું કાંઇ પણ કારણ આપ્યું છે શું? વ્હાલી, તેં મને એમ કહ્યું કે ફ્રાંઝ–દ–એપીનેની સાથે તારો વિવાહ નક્કી કરવામાં આવેલો છે; તારા પિતા તારૂં લગ્ન તેની સાથેજ કરવા માગે છે, અને તેમની મરજી વિરૂદ્ધ કાંઇ પણ બની શકે તેમ નથી, કારણ તારા પિતાનો નિશ્ચય કોઇ ફેરવી શકે તેમ નથી; છતાં હું માત્ર શાંતિથી બેસી રહ્યો. તે એવી આશાથી કે કદાચ પ્રભુ આપણા ઉપર દયા લાવે, અને સંજોગો આપણા લાભના થાય. આ બધું ગમે તેમ હોય પણ મને તેની શી પરવા છે? ગમે તેવાં દુઃખો પડે, ગમે તેવી અડચણો વેઠવી પડે, અને ચાહે તેટલાં વિઘ્નો આવી પડે, પણ જ્યાં સુધી મારી વ્હાલી વેલેન્ટાઇનનો મારા ઉપર સપૂર્ણ સ્નેહ છે ત્યાં સુધી એ બધાની મને શી દરકાર છે? અરે એ વિચાર માત્રથી જ મારૂં સર્વ દુઃખ અને નિરાશા નાસી જાય છે. તારા મુખમાંથી સ્નેહના શબ્દો સાંભળવા એજ મારે તો માત્ર જોઇએ છીએ. એ માટે મારે હાલના કરતાં બમણી અશાંતિ, બમણી અડચણો, અને બમણું દુઃખ વેઠવું પડે તો તેને માટે પણ હું તૈયાર છું.”

“મેકઝીમીલીઅન, આ જ કારણને લીધે તમને એટલી બધી

હિંમત આવે છે, પણ એથી મારા હૃદયમાં એક સામટું સુખ અને દુઃખ બન્ને પેદા થાય છે.”

“અરે, અરે, તું મનમાં એવું કાંઇ જરા પણ લાવતી નહિ.” પેલા યુવકે કહ્યું. “એથી તો તું મારા તરફ નિર્દયતા અને અન્યાયથી વર્તે છે. શું મારા કરતાં વધારે નમ્ર દાસ તને બીજો કોઇ મળી શકશે? તું વખત બેવખત મારી સાથે વાતચીત કરવાનો મને લાભ આપે છે ખરી; પણ તારી પાછળ પાછળ મારે કદી આવવું નહિ એવી તેં મને જે સખ્ત તાકીદ આપેલી છે તે શું મેં માન્ય રાખી નથી? તારી સાથે વાતચીત કરવાનો લાભ મળશે એવા ઇરાદાથી આ જગાએ આવીને અત્યારે હું ઉભો છું. આ દરવાજો બંધ હોવાને લીધે હું તને નજરે જોઇ શકતો નથી, છતાં તે સંબંધમાં જરા પણ ફરીઆદ કરૂં છું કે? મારા જેવા બલવાળા મનુષ્યને આ દિવાલ શું હિસાબમાં છે? તારી ઇચ્છાને માન આપવાની મારી ફરજ સમજવાને લીધેજ હું આ બધું માન્ય રાખું છું. નહિ તો એક ક્ષણ માત્રમાં તારી જોડે આવીને ઉભો રહું. આ તારી સખ્તાઇ બદલ ફરીઆદનો એક શબ્દ પણ મારા મુખમાંથી નિકળ્યો છે? પ્રાચીન કાલના વીરો પોતાની પ્રિયતમાઓને આપેલા વચનથી જેવા સદા સર્વદા બંધાએલા રહેતા હતા, તેવી સખ્ત પ્રતિજ્ઞાથી હું પણ બંધાએલો છું. જો વેલેન્ટાઇન, હું કહું છું તે તમામ સત્ય છે એમ કબુલ કર, નહિ તો તું નિર્દય અને અન્યાયી છે, એમ મારે કહેવું પડશે.”

“હા, હા. તમે કહો છો તે સર્વ હકીકત સત્ય છે.” આમ બોલતાં પાટીઆમાંના એક બાકામાંથી વેલેન્ટાઇને પોતાનો હાથ પોતાના પ્રિયતમને ચુંબન આપવા માટે લંબાવ્યો. “તમે જ મારા

એક સાચા મિત્ર અને હિતસ્વી છો. પણ આ બધી તમે જે વાત કરી રહ્યા છો, તેમાંજ આપણું બન્નેનું હિત સમાએલું છે; કારણ કે આથી વિરૂદ્ધ વર્તન કરશો કે તુરતજ આપણે સદાને માટે છૂટા પડવાનો પ્રસંગ આવશે. મારે માટે દરકાર કરે એવું તમારા સિવાય આ જગતમાં બીજું કોઈજ નથી. મારા પિતા તો મારી દરકાર પણ કરતા નથી. મારી અપર માતા મને દુઃખ દેવામાં જરા પણ બાકી રાખતી નથી. શરીરે રહી ગએલા, બ્હેરા, અને મૂગા એક વૃદ્ધ મનુષ્યના સહવાસમાં મારે દિવસો ગાળવાના છે. એ વૃદ્ધ બિચારા મારા માથે હાથ ફેરવવાને પણ અશક્ત છે. તેઓ માત્ર પોતાની દૃષ્ટિથીજ મારી સાથે વાતચીત કરે છે. માત્ર તેઓના જ હૃદયમાં મારે માટે ખાસ લાગણી છે. મારાથી બળવાન મનુષ્યોની શત્રુતાનો ભોગ થઇ પડવાનું મારા નસીબમાં લખાએલું છે. મારા દાદાજી મારા સાચા મિત્ર અને સ્નેહી છે, ત્યારે તેઓ બિચારા શબવત્ પડેલા છે. આવા સંજોગોમાં તમે જ માત્ર મને ખરા અંતરથી ચ્હાઓ છો."

"વ્હાલી," પેલા યુવકનું હૃદય ઉપરની વાત સાંભળીને ભરાઇ આવ્યું. તે બોલ્યો: "મારે એક ભગિની છે તેને પણ હું મારા અંતરથી ચ્હાઉં છું. તેના પતિને માટે મને ઘણી લાગણી છે, પણ તેઓના ઉપરનો મારો સ્નેહ શાંતિથી ભરપૂર છે. તારે માટે મારા હૃદયમાં જે કાંઇ લાગણી છે તેની સાથે તેની જરા પણ સરખામણી થઇ શકે તેમ નથી. તારા વિચાર માત્રથી મારૂં હૃદય ધબકારા કરવા માંડે છે. મારી નસોમાં લોહી અતિ વેગથી દોડવા માંડે છે, અને ન સમજી શકાય અને ન સમજાવી શકાય એવી મુંઝવણ અંતરમાં થાય છે. પણ તું પોતે થઇને જ્યાં સુધી તે

જાણુવાની ઇચ્છા ન બતાવે ત્યાં સુધી તે સર્વ લાગણીઓને અંકુશમાં રાખવાને મેં પ્રતિજ્ઞા લીધી છે. આથી આપણે સારા પરિણામની જ આશા રાખીએ! આશા અમર છે! આશાના જેવો દિલાસો બીજા કશામાં જ નથી! આમ છતાં મારે એટલું તો કહેવું જ પડશે કે તું તો મારી સાથે કેવળ નિર્દયતાથી જ વર્તે છે. જાણે કે તું જીવંત સુંદરી હોવાને બદલે પાષાણની એક મનોહર મૂર્તિ–પ્રતિમા હોય તેવી રીતે બીલકુલ લાગણી વગરનું જ વર્તન રાખે છે. હું તારી જે સેવા બજાવું છું, જે આજ્ઞા ઉઠાવું છું, તેના બદલામાં તેં મને ભાવી સુખનું એક વચન સરખું પણ આપ્યું છે? બીલકુલ નહિ! અત્યાર સુધીમાં તેં મારા ઉપર જરા પણ કૃપા કરી છે? કાંઇજ નહિ! ફ્રાંઝ–દ–એપીનેની સાથે તારો વિવાહ નક્કી થયાની વાત તું મને કરે છે! તેની પત્ની થવાના વિચાર માત્રથી તારા દિલને કંપારી વછૂટે છે! પણ એ સિવાય તારા હૃદયમાં બીજું કાંઇ છે કે કેમ તે તો તું મને કહેતી જ નથી. હું તારો દાસ બની રહ્યો છું, આ દેહ અને આત્મા સર્વ તારી સેવામાંજ અર્પણ કર્યાં છે, મારી નસોમાં વ્હેતું રૂધિર તારીજ સેવામાં રેડવાને માટે તૈયાર છું; અરે મારૂં સર્વસ્વ—મારૂં જીવન માત્ર તારા અર્થેજ છે. મારાથી તારો વિયોગ જરા પણ સહન થઇ શકે તેમ નથી. આમ છતાં તું તો બીજાની સાથેના તારા વિવાહની વાતો શાંતિથી કરી રહી છે!

વેલેન્ટાઇન, જો તારી જગાએ હું હોઉં અને મારા ઉપર જો કોઇ આટલો બધો સ્નેહ રાખતો હોય, મારી આવી સેવા બજાવતો હોય, તો હું તો મારા તેવા સાચા પણ દુઃખી પ્રિયતમને તુરત જણાવી દઉં કે, " લો આ વચન છે વ્હાલા, કે જીવતી

અગર મુવેલી પણ હવે હું તમારી છું. માત્ર તમારી એકલાનીજ, અને બીજા કોઇની પણ નહિ—અને સદાને માટેજ તમારી!"

પેલી બાલા બિચારી કાંઇજ ઉત્તર આપી શકી નહિ, પણ તેના પ્રિયતમને કાને તેનાં ડસકાંનો અવાજ પડયો. તે સાથેજ તે યુવકની લાગણીઓમાં એકાએક ફેરફાર થઈ ગયો. "વેલેન્ટાઇન, વ્હાલી, તારી લાગણી દુઃખાવવા માટે મને ક્ષમા કર. મારાં વચનોથી અજાણતાં તારા હૃદયને મેં જે દુઃખ દીધું તે ભૂલી જા, અને મને માફ કર.

"ના, ના. મેકઝીમીલીઅન, મને કાંઇ માઠું લાગ્યું નથી." વેલેન્ટાઇને જવાબ આપ્યો. "પણ તમે એટલું પણ નથી જોઇ શકતા કે મારા પિતાનાજ મકાનમાં હું કેટલી નિરાધાર સ્થિતિમાં છું. મારા પિતાની સાથે પણ મારો ક્વચિતજ મેળાપ થાય છે. હું જાણે ઘરની અંદર કોઇક આગંતુક મનુષ્ય હોઉં તેવી રીતે મારી તરફ વર્તન રાખવામાં આવે છે. મારા સ્પર્શ માત્રથી જાણે બધાં અપવિત્ર બની જાય છે. હું દસ વરસની હતી ત્યારથી મારી તરફ આવી રીતનું જુલમી વર્તન ચાલતું આવે છે. તેથી મારો જુસ્સો અને હિંમત નાશ પામ્યાં છે. ક્ષણે ક્ષણે મારા ઉપર ત્રાસ વર્તાવવામાં આવે છે. મારા દુઃખની, મારી વિપત્તિઓની કોઇએ કદીપણ દરકાર કરી નથી. મેં પણ કદી તમારા સિવાય કોઇને મારા દુઃખની વાત કરી નથી. જગતની નજરે હું ઘણી સુખી દેખાઉં છું, પણ સત્ય વાત તેથી તદ્દન ઉલટીજ છે. જગત સઘળું અંધકારમાંજ છે. મારા પિતાને મારી જરાપણ દરકાર નથી, જ્યારે મારી સાવકી માતા તો મને અંતરથી કેવળ ધિક્કારેજ છે. જેટલો

મારા ઉપર બહારથી સ્નેહ બતાવે છે તેટલોજ તેનો અંતરનો દ્વેષ ભયંકર છે."

"તારા ઉપર દ્વેષ રાખે છે? અરે વેલેન્ટાઇન, તારા ઉપર કોઇ દ્વેષ રાખી શકેજ શી રીતે?"

"મારી સાવકી માનો મારા પ્રત્યેનો દ્વેષ સાહજિક છે. તે પોતાના પુત્રના કારણે મારા પ્રત્યે દ્વેષ રાખે છે."

"તેનું કારણ?"

"તે તો મને બરાબર માલુમ નથી. આપણી વાતચીત દરમ્યાન પૈસા સંબંધી નજીવી વાત કાઢવી એ યોગ્ય નથી, તોપણ મારે એટલું તો કહ્યા સિવાય ચાલતું નથી કે એ સૌ પૈસાનીજ ખુબીઓ છે. મારી માતા તરફથી મને સારો વારસો મળેલો છે. વળી મારી માતાનાં માતા પિતા હજી જીવે છે. તેઓના મરણ બાદ તેમની મિલકતની પણ હું જ વારસ છું. એટલે મારી માતા તરફથી જે વારસો મને મળ્યો છે તે બમણો થશે. મારી સાવકી માતા પાસે પોતાની એક બદામ પણ નથી, અને તેથીજ મારી સ્થિતિની તે ઈર્ષ્યા કરે છે. પણ મારા પિતાનો સ્નેહ જો મને મળતો હોય તો આમાંની અડધી મિલકત હું અત્યારેજ આપી દેવાને તૈયાર છું! અરે એટલું તો શું પણ જો મને શાંતિ અને સુખ મળે તો મારો બધો વારસો છોડી દેવાને પણ હું રાજી છું."

"મારી દુઃખી વેલેન્ટાઇન!"

"હું કેવળ ગુલામગીરીની જીંદગી ગાળું છું. મારૂં હૃદય એટલું બધું નિર્બલ થઇ ગયું છે કે મારાથી તેમાંથી છૂટી શકાય તેમ નથી. વળી મારા પિતા આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ કાંઇ નાની

સુની વાત નથી. તેમની સામાજિક સ્થિતિ, રાજ્યના એક મોટા અધિકારી તરીકેની સત્તા, પ્રમાણિકપણું અને બુદ્ધિમત્તા માટે તેમની કીર્તિ, આ સર્વ કારણોને લીધે કોઇથી તેઓની વિરૂદ્ધ એક શબ્દનો ઉચ્ચાર પણ કરી શકાય તેમ નથી. અરે, જ્યાં જુઓ ત્યાં તેમની લાગવગ ખરીજ! રાજા પણ તેમના હાથમાંજ! એક શબ્દ માત્રથી તેઓ તમને કચરી નાંખી શકે! અને હું તો તેમના ભયથીજ તેમના પગ આગળ મડદું થઇને પડું! મેક્ઝીમીલીઅન, વ્હાલા, ખાત્રીથી માનજો કે હું મારા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન નથી કરતી તે એકલી મારી ખાતરજ નહિ, પણ તમારી ખાતર પણ ખરૂંજ! કારણ હું પોતે તો મરવાને પણ તૈયાર છું, પણ તમને દુઃખમાં પડેલા મારાથી જોઇ શકાય તેમ નથી."

"પણ વેલેન્ટાઇન, મધુરી વેલેન્ટાઇન, દુઃખદાયક પરિણામ આવશે એવુંજ તું કેમ ધારી બેસે છે? ભવિષ્ય વિપત્તિમયજ કેમ માની લે છે?"

"કારણ હું ભૂતકાલના અનુભવ ઉપરથી ભાવીનું અનુમાન કરૂં છું."

"તારો હાથ મેળવવાને માટે જોઇએ તેવી લાયકી કદાચ મારામાં નહિ હશે, તો પણ હું એટલી બધી હલકી પંક્તિનો તો નથીજ. હવે ફ્રાંસ દેશમાં એવા તફાવતને કોઇ એટલું વજન આપતું નથી. કુલીનતાનું અભિમાન હવે દિવસે દિવસે નાશ પામતું જાય છે. અમીર ઉમરાવો અને સરદારોનાં કુટુંબો હવે સાધારણ કુટુંબોની સાથે સંબંધ બાંધવામાં કાંઇ હલકું માનતા નથી. વળી હું પણ લશ્કરમાં એક અમલદાર છું અને ભવિષ્યમાં મારી સારી ઉન્નતિ થઇ, મને સારો દરજ્જો, માન, આબરૂ, અને પૈસા

મળવાનો સંભવ છે. મારી પાસે જો કે દ્રવ્ય થોડું છે, તો પણ તેમાં કોઇનું કાંઇ ડખલ નથી. મારા પિતાએ પ્રમાણિકપણા અને શરાફી આંટને માટે જે નામ મેળવેલું છે, તે ફ્રાંસ દેશના આપણા તરફના ભાગમાં જાણીતું છે. આપણા તરફના કહેવાનું કારણ એટલુંજ કે તારો જન્મ પણ માર્સેલ્સમાં થયો હતો."

"મેકઝીમીલીઅન, કૃપા કરીને માર્સેલ્સની વાત તો કાઢતાજ નહિ. તે નામ સાંભળતાની સાથેજ મને મારી માતાનું સ્મરણ થાય છે. તે બિચારી મારી સંભાળ લેવાને આ દુનીઆમાં ઝાઝો સમય રહી શકી નહિ. પણ સ્વર્ગમાં બેઠી બેઠી મારા તરફ અમી દૃષ્ટિ વરસાવતી હશે! અને મારી દુ:ખદ અવસ્થા નિહાળી દુ:ખી થઇ રહી હશે! આજે તે જો જીવતી હોત તો આપણે જરા પણ ભયનું કારણ હોત નહિ. આપણા પ્રેમની વાર્તા મેં તેને ગુપ્ત રીતે જણાવી હોત, અને તે આપણને મદદ કરત, અને આપણું રક્ષણ પણ કરત."

"પણ વેલન્ટાઇન," તેના પ્રણયીએ કહ્યું. "જો તે જીવતી હોત તો આપણો મેળાપ થવાનો પ્રસંગજ આવ્યો ન હોત! કારણ તે સંજોગોમાં તો મારા જેવા એક ગરીબ મનુષ્ય તરફ દૃષ્ટિપાત કરવા જેટલી પણ તું દયા કરત નહિ."

"મેકઝીમીલીઅન," વેલેન્ટાઇન બોલી. "હવે તો બીજાની પેઠે તમે પણ નિર્દયતા બતાવવા લાગ્યા છો. પણ મને એક વાત જણાવશો?"

"એવી શું વાત છે?" વેલેન્ટાઇનને જરા આંચકો ખાતી જોઇને પેલા યુવકે પૂછ્યું.

"મેક્ઝીમીલીઅન, જુઓ, મને સાચેસાચી વાત જણાવજો. જો સાચીજ વાત ન કહો તો તમને મારા સોગન છે. જ્યારે તમારા અને મારા પિતા કેટલાંક વરસ પહેલાં માર્સેલ્સમાં રહેતા હતા, ત્યારે તેમની બન્નેની વચ્ચે કોઇ જાતનો અણબનાવ અગર ગેરસમજુત થએલી કે કેમ ?"

"ના ના. તેવું કાંઇ બન્યાનું મને તો બીલકુલ માલુમ નથી. તેઓ બન્ને જુદા જુદા પક્ષના હિમાયતી હોવાને લીધે એક બીજાની ગેર સમજુત થએલી હોય તોજ. તારા પિતા જુના બુરબન રાજકુલના હિમાયતી હતા, મારા પિતા શહેનશાહ નેપોલીઅનના અનુયાયી હતા. એ સિવાય તેમની બન્નેની વચ્ચે બીજી કોઈ જાતનું વૈમનસ્ય હોવાનું કારણ નહોતું. જો હવે મારાથી બની શકયો તેવો મેં તારા પ્રશ્નનો જવાબ આપ્યો. વારૂ હવે આ પ્રશ્ન તારે કેમ પૂછવો પડયો ?"

"તેનો હું ઉત્તર આપીશ !" પેલી યુવતીએ પ્રત્યુત્તર આપતાં કહ્યું. "કારણકે એ બાબત તમારે જાણવા જેવી છે. સૈન્યમાં અમલદાર તરીકેની તમારી નિમણોકની વાત વર્તમાન પત્રોમાં જ્યારે પહેલવહેલી પ્રગટ થઇ ત્યારની આ વાત છે. તે દિવસે અમે બધાં મારા દાદ્દાજીના દિવાનખાનામાં બેઠેલાં હતાં.—બેરન ડેંગ્લર્સ પણ ત્યાંજ હતા. એ શરાફને શું તમે નથી ઓળખતા ? અરે જેના ઘોડા ભડકવાથી ગાડી ભાગી ગઇ અને મારી સાવકી મા અને તેનો પુત્ર મૃત્યુના મુખમાંથી પરાણે પરાણે બચ્યાની વાત આખા પેરીસ શહેરમાં ફેલાઇ હતી તેજ એ માણસ.—ડેંગ્લર્સની પુત્રીનાં લગ્ન થવાનાં છે તેની બધાં વાતો કરતાં હતાં. મારૂં લક્ષ વર્તમાનપત્રમાં જ હતું. હું મારા દાદાજીને તે વાંચી સંભળાવતી હતી. એટલામાં

વર્તમાનપત્રમાં તમારા વિષેનો ફકરો આવ્યો. તમે મને પહેલે દિવસે સાંજે બધી જ વાત કરી હતી. અને સવારમાં એ ફકરો ઘણી વખત વાંચ્યો હતો. છતાં જ્યારે ફરીથી પાછો વાંચવા માંડયો ત્યારે મારા મનને એટલો બધો આનંદ થયો કે એટલા બધાની વચમાં તમારૂં નામ મોટેથી બોલવાને મારી જીભ ઉપડી નહિ. પણ એથી કદાચ બીજાંઓને શંકા આવશે એવા ભયથી મેં હિંમત લાવીને તે ફકરો પુરેપુરો મોટેથી વાંચ્યો."

"તેં પણ ખુબ કરી!"

"વારૂ, હવે તમારા માન્યામાં આવશે? મારા પિતા તમારૂં નામ સાંભળતાંની સાથેજ પાછું ફરીને જોવા લાગ્યા. હું તો મારી ગતિ ઉપર થીબીજાંની ગતિ જાણું. તેથી મેં જાણ્યું કે તેઓ પણ ખુશી થઇ ગયા હશે. પણુ મેં જોયું તો મારા પિતા જરા ચોંકેલા હતા, અને કાંઇક ધ્રુજતા હતા. વળી. ડેંગ્લર્સના મનની પણ કાંઇક તેવી જ સ્થિતિ થઇ હોય એમ મને લાગ્યું. જો કે વખતે કદાચ મારી ભૂલ પણ થતી હોય. 'મોરેલ! મોરેલ!' મારા પિતા બોલી ઉઠયા. 'જરા થોભ.' પછી કાંઇક ભવાં ચડાવીને બોલ્યા. 'જે એક મોરેલ કુટુંબ માર્સેલ્સમાં રહેતું હતું.' અને જે લોકોએ આપણને એટલી બધી આફતમાં નાંખ્યા હતા તેમાંનો તો આ મનુષ્ય હોઇ શકેજ નહિ.' હું ધારૂં છું કે 'ડેંગ્લર્સ બોલ્યો.' 'જેના સંબંધમાં આ ફકરો લખાએલો છે તે માણસ આપણને જેણે વિપત્તિમાં નાખ્યા હતા તે બુઢ્ઢા વહાણવટીનો છોકરોજ હોવો જોઇએ."

"એમ કે?" મેકઝીમીલીઅને પૂછ્યું "અને પછી તારા પિતા શું બોલ્યા?"

"અરે એ તો એવી ભયંકર વાતો બોલ્યા કે મારાથી તેની પુનરૂક્તિ થઇ શકે તેમ નથી."

"ના ના. એમ મને જણાવવાને ગભરાતી નહિ. બોલ, બોલ."

વેલેન્ટાઇને છેવટે કહ્યું. "'અરે' મારા પિતાએ ગુસ્સાથી આગળ ચલાવ્યું. 'શહેનશાહ એ મૂર્ખા લોકોને બરાબર ઉપનામ આપતો હતો. તે એ ઉન્મત્ત લોકોને' તોપોના ગોળાનો ભોગ" કહેતો, અને બરાબર તેઓ તેજ નામને લાયકના હતા; અને હાલની સરકારે પણ તેજ વિચાર અમલમાં મૂકવા માંડયો છે, એ જોઇને મને ઘણો આનંદ થાય છે. આફ્રીકામાંનો આલજીઅર્સનો ભાગ કાંઇક ઉપયોગનો ન હોય તો પણ તે માટે સરકાર યુદ્ધમાં ઉતરે તેજ ઠીક થાય; કારણ કે તો પછી આવા આવા લશ્કરમાં જોડાએલા નાલાયક બદમાસો તોપનો ખોરાક—તોપના ગોળાઓનો ભોગ થઇ પડે. એ જંગલી દેશમાં પોતાની સત્તા જમાવવાને જો કે આપણને એટલો મોટો ભોગ આપવાની જરૂર તો નહિ પડે, તો પણ આવા આવા કેટલાક રસ્તે પડી જાય.'

"તારા પિતાએ જરા નિર્દયતા ભરેલા વિચારો બતાવ્યા ખરા," મેકસીમીલીઅન બોલ્યો. "પણ એથી તારે પોતાને શરમાવાનું જરા પણ કારણ નથી. કારણ કે મારા પિતા પણ પોતાનાથી વિરોધી રાજકીય પક્ષનો તિરસ્કાર કરવામાં તારા પિતાથી જરા પણ ઉતરે તેવા નહોતા. તેઓએ એક વખતે કહ્યું હતું કે 'શહેન-શાહ યુદ્ધકલા સુધારવાને માટે આટલી આટલી નવી નવી પ્રયુક્તિઓ શોધી કાઢે છે, ત્યારે આ કાયદાના હિમાયતીઓ, વકીલો, અને ન્યાયાધીશોની એક પલટણ બનાવીને તેમને શત્રુના ગોળાઓનો ભોગ થઇ પડવાને કેમ મોકલતા નથી કે જેથી એટલા તો બીજા

સારા માણુસોનો બચાવ થાય!' એ તો વિરૂદ્ધ પક્ષ પડયા એટલે વૈમનસ્ય થાયજ, અને તેથી એમજ બોલાય. પણ વારૂ ડેંગ્લર્સ આ સંબંધમા શું બોલ્યો ?"

"ના, ના." વેલન્ટાઇને જવાબ આપ્યો. "તે કાંઇ બોલ્યો તો નહિજ, પણ તેની હમેશની રીત પ્રમાણે તેણે એક વિચિત્ર પ્રકારનું હાસ્ય કર્યું. તેની હસવાની રીત ઘણી ખરી એવી અસ્વાભાવિક હોય છે કે મને તો તેથી ભય લાગે છે. પછી તો તે તુરતજ ઉઠીને ચાલતો થયો. તે પછી મારા દાદાજીને થતો ગભરાટ મારા ધ્યાનમાં આવ્યો. તેઓની હાલની અનાથ સ્થિતિમાં મારા સિવાય બીજા કોઇથી તેમના મનની વાત સમજી શકાય તેમ નથી. તેઓ હાલી ચાલી શકતા નથી બોલી પણ શકતા નથી. માત્ર તેમની આંખ ઉપરથીજ બધું સમજવાનું હોય છે. તેઓ સાંભળી તો સારી રીતે શકે છે. પણ તેમના સાંભળવાની હવે કોઇને કાંઇ દરકાર રહીજ નથી, મારા પિતા અને ડેંગ્લર્સની વચ્ચેની વાતચીત સાંભળીને મારા દાદાજીના મનને દુઃખ થયું હોતું જોઇએ એમ મને લાગ્યું. શહેનશાહ નેપોલીઅન અને તેના અનુયાયીઓનું ભૂંડું બોલાય તે તેમનાથી સાંખી રહેવાય નહિ."

"તારા દાદા—નોરટીઅરનું નામ આખા યુરોપખંડમાં મશહુર છે." મેક્ઝીમીલીઅન વચમાંજ બોલી ઉઠયો. "તેઓ ઉચ્ચ પ્રતિના રાજદ્વારી પુરૂષ હતા. તેઓ નેપોલીઅનના એક ખાસ અનુયાયી હતા."

"હા, હા. મેં સાંભળેલું છે. કેટલીક વિચિત્ર વાતો સાંભળેલી છે." વેલેન્ટાઇન બોલી. "પિતા નેપોલીઅનના પક્ષમાં અને પુત્ર બુરબન રાજકુલના પક્ષમાં. આવો તફાવત હોવાનું શું કારણ હશે? પણ હવે

વાત આગળ ચલાવીએ. હું મારા દાદાજી તરફ જોવા લાગી. તેમણે હું જે વર્તમાનપત્ર વાંચતી હતી તેની તરફ દૃષ્ટિ કરી. 'દાદાજી, કેમ આ વર્તમાનપત્ર સામે જોઇ રહ્યા છો? તેમાંની ખબર સાંભળીને આપને આનંદ થયો?' તેમણે હકારમાં જવાબ આપ્યો

'મારા પિતાજી બોલ્યા તેથી આનંદ થયો કે?'

"તેમણે નકારમાં જવાબ આપ્યો.

'વારૂ બેરન ડેંગ્લર્સ બોલ્યા તે આપને પસંદ પડયું કે?'

"બીજી વખતે નકારમાં જવાબ આપ્યો."

"હાં હા. મેકઝીમીલીઅનની" તમારા નામનો ઉચ્ચાર મેં પરાણે પરાણે કર્યો. "'લીજીઅન ઓફ ઓનર' ની પલટણમાં અમલદાર તરીકે નિમણોક થઇ, તે સાંભળીને આપને ઘણો આનંદ થયો લાગે છે?"

"તેમણે હકારની સંજ્ઞા એવી રીતે કરી કે તે સંબંધમાં મારા મનમાં કાંઇ શંકા રહીજ નહિ. તમને તો તેમણે કદી નજરે જોયા પણ નથી, છતાં તમારે માટે તેમની એટલી બધી લાગણી!"

"કેટલું વિચિત્ર" મેકઝીમીલીઅન બબડયો. "કે મારા નામ માત્ર તરફ તારા પિતા તિરસ્કાર બતાવે! જ્યારે તેથી ઉલટું તારા દાદા મને ઓળખતા નથી છતાં મારે માટે એટલી બધી લાગણી ધરાવે! હશે! હશે! જવા દો એ વાત. આવી બાબતોનાં કારણો શોધી શકાયજ નહિ! પક્ષાપક્ષના તિરસ્કાર અને દ્વેષની વાતો હમેશાં વિચિત્ર જ હોય છે."

"ચુપ! ચુપ!" વેલેન્ટાઇન એકાએક મચકીને બોલી, "સંતાઇ જાઓ! એકદમ છુપાઇ જાઓ! જાઓ! જાઓ! કોઇ

આવતું લાગે છે !" મેકઝીમીલીઅન લાગલો જ બાજુ ઉપર ખસી ગયો, અને કોદાળો લઇને પોતાના માળીના કામે વળગ્યો.

"બ્હેન, બ્હેન," વૃક્ષોની પાછળથી અવાજ આવ્યો. "બા તમને શોધી રહ્યાં છે. અરે, કોઇક મળવા આવેલું છે અને તે ખોટી થાય છે."

"કોણ આવ્યું છે?" વેલેન્ટાઇને ગભરાતાં પૂછ્યું.

"કોઇ આઇઓ છે?"

"અરે, અરે, બ્હેન, મને તો લાગે છે કે આવનાર કોઇ અમીર, ઉમરાવ, મોટો સરદાર, રાજપુત્ર, અગર તો કોઇ રાજાજ હોવો જોઇએ, હાં, હાં. યાદ આવ્યું. તેનું નામ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો છે, તેઓ આપને પણ ખાસ મળવા માગે છે." દાસીએ ખુલાસો કર્યો.

"ચાલ. હું આવી." વેલેન્ટાઇન મોટેથી બોલી.

આ શબ્દો દરવાજાની બીજી બાજુએ કામ કરતા માળી (મેકઝીમીલીઅન)ના કાન ઉપર પડયા અને તે દિવસને માટે ફરીથી મેળાપની તેની આશાનો અંત આવ્યો.

"ત્યારે હવે," પોતાના અસાધારણ કાર્યથી થાકી ગએલો મેકઝીમીલીઅન જરા મનમાં જ બબડયો. "આ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને વાઇલફોર્ટની સાથે વળી કયાંથી ઓળખ છે, એ તો ગમે તેમ કરીને પણ જાણવું જોઇએ."

---

# પ્રકરણ ૫૩ મું.

ગત પ્રકરણમાં દાસીએ જણાવ્યા પ્રમાણે નવીન આવનાર મનુષ્ય ખરેખર કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો જ હતો. મેજીસ્ટ્રેટની વળતી મુલાકાતે તે આવ્યો હતો. તેનું નામ સાંભળતાં વાઇલિફોર્ટના મકાનમાં બધાં જ ઉંચાંનીચાં થઇ રહ્યાં. તેના આવ્યાની ખબર મળી તે વખતે મેડમ વાઇલફોર્ટ પોતાના દિવાનખાનામાં હતી. ખબર આપનાર નોકરને તુરત જ પોતાના પુત્રને શોધી લાવવાની તેણે આજ્ઞા કરી. છેલ્લા બે દિવસથી ઘરમાં આખો દિવસ કાઉન્ટની જ વાતો ચાલી રહી હતી, અને એડવર્ડ પણ આખો દિવસ તેની જ વાતો સાંભળ્યા કરતો હતો. એટલે કાઉન્ટ આવ્યાની ખબર મળતાં તે દોડતો આવ્યો. પોતાની માતાની આજ્ઞા પાળવાના અગર કાઉન્ટનો ઉપકાર માનવાના હેતુથી નહિ, પણ માત્ર બાલજીજ્ઞાસાને લીધે જ તે આવ્યો હતો.

પરસ્પર નમન પ્રતિનમનના શિષ્ટાચાર સમાપ્ત થતાં કાઉન્ટે વાઇલફોર્ટની ખબરો પૂછી.

“ મારા સ્વામીને આજે ન્યાયખાતાના પ્રધાનને ત્યાં જમવાનું છે. ” યુવાન પત્નીએ જવાબ આપ્યો.

“ તેઓ હમણાં જ ગયા. આપનો મેળાપ થઇ શકયો નહિ એ વાત જાણીને તેઓ ઘણા દિલગીર થશે. ”

કાઉન્ટ આવી પહોંચ્યો તે વખતે તેના પહેલાં મળવાને આવેલા બીજા બે પરોણાઓ ત્યાં બેઠેલા હતા. તેઓ થોડીવાર તેની સામે જોઇ રહ્યા. તે પછી વિવેક અને શિષ્ટાચાર સાચવવા અને થોડી

ઘણી જીજ્ઞાસા તૃપ્ત કરવા પુરતા તેઓ થોડી વાર ત્યાં રોકાઇને રજા લઇ ચાલતા થયા.

"એડવર્ડ, તારી બ્હેન વેલેન્ટાઇન શું કરે છે રે?" મેડમ વાઇલફોર્ટે એડવર્ડને પૂછ્યું. "કોઇક નોકરને કહે કે તેને અહિં બોલાવી લાવે એટલે હું કાઉન્ટને તેની ઓળખ કરાવી આપું."

"બાઈ સાહેબ, આપને ત્યારે તો એક પુત્રી પણ છે શું?" કાઉન્ટે પૂછ્યું. "આપની દિકરી ઘણી નાની હશે હું ધારૂં છું?"

"જેની વાત ચાલે છે તે મારી પોતાની પુત્રી નહિ પણ મારા સ્વામીની પુત્રી—એટલે મારી સાવકી દિકરી થાય. મારા સ્વામીની પ્રથમની પત્નીની પુત્રી. તે એક સુંદર બાલા છે."

"પણ ઉદાસીન વૃત્તિવાળી છે." એડવર્ડ વચમાં જ બોલી ઉઠયો. પોપટની પુંછડીમાંથી પીંછાં ખેંચી કાઢી પોતાની ટોપીમાં તેની કલગી ખોસવાના મહત્વના કાર્યમાં તે રોકાએલો હતો.

"ચુપ રહે એડવર્ડ." તેની માએ આજ્ઞા કરી. પછી તેણે કાઉન્ટ તરફ ફરીને કહ્યું:

"આ બાલક કહે છે તે કેટલેક અંશે ખરૂં છે. હજારો વખત દિલગીરી સાથે મારે જે જણાવવું પડે છે, તેની તે માત્ર પુનરૂક્તિ કરે છે. કારણ તેને સુધારવાને માટે અમે હજારો પ્રયત્નો કરીએ છીએ છતાં વેલેન્ટાઇન અલ્પભાષી અને ઉદાસીન વૃત્તિવાળી જ રહી. આથી તેના સૌન્દર્યને પણ કેટલીક વખતે તો ખરેખર ખામી આવે છે. પણ હજી સુધી તે કેમ આવતી નથી? જા તો એડવર્ડ, તું જઇને તેને બોલાવી લાવ તો." છેલ્લાં વાકયો તેણે પોતાના પુત્રને ઉદ્દેશીને કહ્યાં.

"કારણ, તેને બધા એવી જગાએ શોધે છે કે જ્યાં તે અત્યારે છે જ નહિ." એડવર્ડે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરતાં કહ્યું.

"કેમ નોકરો તેને ક્યાં શોધે છે?"

"દાદાજીના ઓરડામાં."

"વારૂ ત્યારે શું તે ત્યાં નથી?"

"ના, ના, ના. તે ત્યાં નથી."

"વારૂ ત્યારે ક્યાં છે? તું જાણે છે ત્યારે ક્યારનો બોલતો કેમ નથી?"

"અરે તે તો એ આપણા બાગના પેલા છેડા ઉપર હવા ખાય" એડવર્ડે જવાબ આપ્યો.

મેડમ વાઈલ્ફોર્ટ નોકરને બોલાવવાને ઘંટડી વગાડવા જતી હતી એટલામાં વેલેન્ટાઇન પોતે જ દાખલ થઇ. તે ઘણી ઉદાસ-નિરાશ થઇ ગએલી દેખાતી હતી. ધારીને જોનારને તેની આંખમાં આંસુ જણાય તેમ હતું. વેલેન્ટાઇનની ઉમ્મર તે વખતે આશરે ઓગણીસેક વરસની હતી. તે શરીરે જરા ઉંચી અને સુકોમળ હતી. તેના કેશ ચળકતા પણ જરા કાળાશ પડતા ભુખરા રંગના હતા. તેના ઘાટીલા હાથ, તેની નાજુક આંગળીઓ, મોતી જેવા શ્વેત રંગનો તેનો કંઠ, તેની ચાલવાની ગતિ, વિગેરેમાં કાંઇક અજાયબ મોહિની રહેલી હતી. તે દિવાનખાનામાં દાખલ થઇ અને પોતાની માતાની પાસે જે અપરિચિત મનુષ્યના સંબંધમાં તેણે એટલું બધું સાંભળ્યું હતુ, તેને બેઠેલો જોતાં તેને તેણે નમન કર્યું. તેના મનમાં જરા પણ બ્હીક, ગભરામણ અગર તોછડાઇ નસ્તાં તેમાં કાંઇક સુન્દરતા રહેલી કાઉન્ટને લાગી, અને કાઉન્ટનું ધ્યાન તેના તરફ બમણું ખેંચાયું.

"આ મારી દિકરી—આપણે હમણાં વાત કરતાં હતાં તે—વેલેન્ટાઇન." વિરામાસન ઉપર જરા આડી પડીને વેલેન્ટાઇન તરફ હાથ કરતાં કાઉન્ટને તેની ઓળખ કરાવી.

"અને આ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો, ચીનના રાજા, બ્રહ્મદેશના બાદશાહ, કોચીન ચીનના શહેનશાહ વિગેરે વિગેરે." પેલા તોફાની એડવર્ડે પોતાની બ્હેનના તરફ ફરીને બદમાસીમાં કહ્યું.

મેડમ વાઇલફોર્ટનું મ્હોં ઉતરી ગયું. તે તે બદમાસ છોકરા ઉપર ગુસ્સે થઇ ગઇ. પણ કાઉન્ટ જરા હસ્યો, અને છોકરા તરફ જરા આનંદથી જોવા લાગ્યો. થોડીવાર પછી તે બોલ્યો: "બાઈ સાહેબ, મને લાગે છે કે આપની તથા આ બ્હેનની સાથે મારે એકાદ વખત મેળાપ થયો હોવો જોઇએ. અત્યારે મને કાંઇ બરાબર યાદ આવતું નથી. હું બે દિવસથી વિચાર કર્યા કરૂં છું. વળી હમણાં આ બ્હેનને આવતાં જોયાં એટલે મને જરા વધારે શંકા ઉત્પન્ન થઇ છે કે, ગમે તેમ હો પણ આપણો પ્રથમ મેળાપ થએલો હોવો જોઇએ."

"ના, ના. એ તો અશકય લાગે છે. વેલેન્ટાઇનને મંડળીનો શોખ નથી. ધણું જવું આવવું ગમતું નથી, એટલે અમે ઝાઝું ક્યાંય જતાં આવતાં નથી."

"ત્યારે આપણે શું પ્રથમ બીલકુલ કોઇ જગાએ મળ્યાં જ નથી? પેરીસમાં તો આપણો મેળાપ થએલો નથી એ વાત જાણે ચોક્કસ જ છે; કારણ મેં આપને કયારનુંએ જણાવી દીધું છે કે પેરીસ હમણાં થોડા દિવસથી જ હું આવ્યો છું. પણ જરા રહો તો; મને જરા યાદ લાવવા દો." એમ કરી કાઉન્ટ જાણે કાંઇ યાદ કરતો હોય તેમ કપાળે હાથ ફેરવવા લાગ્યો.

"ના, ના. અહિંઆં તો નહિજ—બીજી કોઇક જગાએ—કાંઇ ચોક્કસ યાદ આવતું નથી—પણ કોઇક સારી જગાએ—મને એમ સ્મરણ આવે છે કે જાણે આ બાલાના હાથમાં કાંઇ પુષ્પના ગુચ્છ હતા. આ બાલક એડવર્ડ એક મોરની પાછળ દોડતો હતો અને અપ એક પુષ્પના મંડપમાં ઉભાં હતાં. બાઇ સાહેબ, આપને કાંઇ યાદ આવતું નથી શું? જરા કાંઇક સંભારી કાઢોને!"

"ના, ના,' મેડમ વાઇલફોર્ટે જવાબ આપ્યો. "મને તેવું કાંઇ યાદ આવતું નથી. જો આપની સાથે મારો મેળાપ થયો હોય તો આપને કદી ભુલી શકાય તેમ નથી"

"કદાચ કાઉન્ટે આપણને ઇટાલીમાં જોયાં હશે?" વેલેન્ટાઇને ધીમે રહીને કહ્યું.

"હા, હા. બરાબર! બરાબર! ઘણું કરીને ઇટાલીમાંજ" કાઉન્ટે કહ્યું. "આપે ઇટાલીમાં મુસાફરી કરી છે ને બાઇ સાહેબ?"

"હા—હા, અમે બે વરસ ઉપર ત્યાં ગયાં હતા. વેલેન્ટાઇનની તબીઅત સારી નહોતી, તેથી હવા ફેર માટે ગયાં હતા.'

"બરાબર, બરાબર." કાઉન્ટ બોલ્યો. "હવે બરાબર યાદ આવ્યું. આપણે 'પેરૂસા'માં ભેગાં થયાં હતાં. ત્યાં એક નિવાસગૃહમાં આપણો મેળાપ થયો હતો. તે વખતે તેહેવારના દિવસો હતા, અને કાંઇક ઉત્સવ ઉજવાતો હતો."

"હા, હા. એ તો જાણે મને બરાબર યાદ આવ્યું." મેડમ વાઇલ્ફોર્ટે કહ્યું. "પણ આપણો મેળાપ થવાનું મને બીલકુલ યાદ આવતું નથી."

"જરા વિચિત્ર લાગે છે ખરૂં. મને પણ કાંઇ યાદ આવતું નથી." વેલેન્ટાઇને કહ્યું.

"પણ મને ચોક્કસ યાદ છે." એડવર્ડે વચમાં ટાપસી પુરી.

"જુઓ, હું આપને યાદ કરાવું. બાઇ સાહેબ." કાઉન્ટે આગળ ચલાવ્યું. "ઘણી સખત ગરમીના દિવસો હતા. આપ ગાડી-ની રાહ જોતાં હતાં. ઉત્સવને લીધે પત્તો લાગવો મુશ્કેલ હતો. આ બહેન બાગમાં ઝાડોની ઘટામાં આમ તેમ ફરતાં હતાં. આ ભાઇ એક પક્ષીની પાછળ દોડતો હતો."

"અને તે પક્ષીને હું પકડી લાવ્યો તે શું તને યાદ નથી બા?" એડવર્ડ બોલ્યો. "તેની પુંછડીમાંથી મેં ત્રણ સુંદર પીછાં ખેંચી કાઢયાં હતાં. ઘણાં સારાં પીંછાં હતાં હોંકે બા!"

"બાઇસાહેબ, આપ એક લતામંડપમાં બેઠાં હતાં." કાઉન્ટે ઉમેર્યું. "એક પત્થરના વિરામાસન ઉપર આપ બેઠેલાં હતાં. આપ એકલાંજ હતાં. આપની દિકરી પુષ્પ વીણતી હતી, એડવર્ડ પક્ષીને પકડવા દોડયો હતો; તે વખતે કોઇકની સાથે લાંબા સમય સુધી વાતચીત કર્યાનું શું આપને યાદ આવતું નથી?"

"હા, હા. હવે કાંઇક યાદ આવે છે ખરૂં." મેડમ વાઇલફોર્ટે જવાબ આપ્યો. "એક મોટો ગરમ ડગલો પહેરીને એક ગૃહસ્થ ત્યાં આવ્યા હતા ખરા. પણ તેઓ તો ઘણું કરીને કોઇ ડાકટર હતા એમ મને યાદ આવે છે."

"બરાબર, બાઇસાહેબ. તેજ મનુષ્ય હું. હું તે નિવાસગૃહમાં પંદરેક દિવસથી ઉતર્યો હતો. એકાએક મારા ખીજમતદારને વિષમ જ્વર ત્યાં આગળ લાગુ પડયો, એટલે મારે રોકાઇ જવાની જરૂર પડી. વળી નિવાસગૃહના માલિકને કમળો થયો હતો તે પણ મેં મટાડયો. આ બન્ને દરદીઓની સ્થિતિ ઘણી ભયંકર છતાં મારી સારવાર અને દવાપાણીથી તેઓ બચ્યા, તેથી એક હુંશીઆર ડૉક્ટ-

રમાં મારી ગણના થવા લાગી હતી. આપણે લાંબા સમય સુધી વિવિધ પ્રકારના વિષયો ઉપર વાતો કરી હતી. બધી વાતચીત તો હવે અત્યારે કાંઇ યાદ આવતી નથી, પણ બીજાની માફક તમે પણ મને ડોકટર ધારી લઇને આ બાલાના વ્યાધિના સંબંધમાં મારી સલાહ પૂછી હતી."

"હા જી, હા. બરાબર, બરાબર. હવે યાદ આવ્યું ખરૂં!"

"પણ ખરૂં પુછો તો બાઇસાહેબ, હું ડોકટર નહોતો તેથીજ તે દરદીઓને હું બચાવી શકયો. મેં રસાયણ અને વૈજ્ઞાનિક શાસ્ત્રોનો કાંઇક ઉંડો અભ્યાસ કરેલો છે એ જણાવતાં મને સંતોષ થાય છે, છતાં હું તો હજી શિખાઉ અને બિનઅનુભવી છું."

એટલામાં છ વાગ્યાના ટકોરા થયા.

"અરે છ વાગ્યા!" મેડમ વાઇલફોર્ટ જાણે ગભરાઇ હોય તેવો દેખાવકરતાં બોલી. "વેલેન્ટાઇન, જોને જરા તારા દાદાજીને હમણાં જમવાનો વિચાર છે કે કેમ તેનો તપાસ ન કરી આવે?"

વેલેન્ટાઇન ઉઠી, કાઉન્ટને નમન કર્યું, અને એક શબ્દ પણ બોલ્યા સિવાય ચાલતી થઇ.

"બાઇ સાહેબ," વેલેન્ટાઇનના ગયા પછી કાઉન્ટે કહ્યું. "મારે લીધેજ શું આપે આપની દિકરીને મ્હાર મોકલી દીધી?"

"ના, ના. તેવું કાંઇ નથી." પેલી યુવતીએ જરા ગભરાતાં તુર્ત જવાબ આપ્યો. "આ તો મારા સસરાજીનો જમવાનો સમય થયો છે, એટલે તેને તપાસ કરવા મોકલ્યા સિવાય છૂટકો નહોતો. તેઓ અપંગ અને પથારીવશ છે, એ તો આપને માલુમ હશે જ?"

"હા. હા. મને આપના સ્વામીએ વાત કરી હતી ખરી. પક્ષાઘાત થયો છે શાથી કરીને, નહિ વારૂ!"

"હા જી. જરા પણ હાલી ચાલી શકાતું નથી. આખા દેહરૂપી યંત્રમાં માત્ર એક મગજ જ હજી કામ કરી શકે છે. અને તે પણ હોલવાતા લેવાની જ્યોતના જેવી અસ્થિર અને નિર્બલ સ્થિતિમાં છે. પણ મહાશય, આવી રીતે અમારા કુટુંબની કર્મકથા આપને સંભળાવીને આપને દુઃખી કરવા એ કોઇ પણ રીતે વ્યાજબી ગણાય નહિ. વારૂ, આપણે આ બીજી વાત ઉપર ચડી ગયાં તે પહેલાં આપ કાંઇક એમ કહેતા હતા કે આપ એક હોંશીઆર રસાયણ શાસ્ત્રી છો"

"ના, ના. બાઇસાહેબ, એટલું બધું તો કાંઇ મેં કહ્યું નથી." હસતાં હસતાં કાઉન્ટ બોલ્યો. "હું તો ઉલટું એમ કહેતો હતો કે પૂર્વના દેશોમાં મારો સતત નિવાસ હોવાને લીધે મારી મરજી પેલા મિથ્રિડેટસ રાજાનું અનુકરણ કરવાની હતી, અને તેથી જ મેં રસાયણ શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે."

"મિથ્રિડેટસ! મિથ્રિડેટસ!" એક ચિત્રોના સુંદર પુસ્તકમાંથી ચિત્રો ફાડતો એડવર્ડ બોલી ઉઠયો. "પેલો દરરોજ સવારના પહોરમાં એક ઝેરનો પ્યાલો દૂધના પ્યાલાની માફક પી જતો હતો તેજ માણસને ?"

"એડવર્ડ ? એડવર્ડ !" તેની માતાએ અડધું ફાટેલું પુસ્તક તેના હાથમાંથી ઝુંટાવી લેતાં કહ્યું. "આ છોકરો તો જરા પણ જંપવાનો નથી !" તેણે પાછું તે છોકરાને ધમકાવતાં કહ્યું "એડવર્ડ, હવે તો મારાથી નથી સહન થતું આ તારૂં તોફાન ! અહિંયાં વાતચીતમાં હરકત પડે છે. જા. જા અહિંથી જા. તારી બ્હેનની સાથે દાદાજીના ઓરડામાં જઇને રમ."

"પુસ્તક, પુસ્તક." એડવર્ડ બરાડવા લાગ્યો.

"પુસ્તકને શું છે ?" "મારે જોઇએ છીએ."

"તેમાંના ચિત્રો ફાડવાને? એવું તે ફાન કેમ કરે છે તે?"

"મને તેમાં મઝા પડે છે."

"જા. જા. હવે ચાલ્યો જા."

"એ ચિત્રોનું પુસ્તક નહિ આપો ત્યાં સુધી હું જનાર નથી." એમ કહીને તે છોકરો હઠ લઇને ખુરશી ઉપર બેઠો.

"જા. જા. લઇને જા. પણ હવે વચમાં ડખલ કરતો નહિ.' મેડમ વાઇલફોર્ટે કહ્યું. એડવર્ડ પોતાની માના હાથમાંથી પુસ્તક ઝુંટવીને દોડી ગયો. તે બહાર ગયો એટલે તેની માતાએ તેની પાછળ દિવાનખાનાનું દ્વાર બંધ કર્યું. કાઉન્ટે જોયું ન જોયું કર્યું. પછી દિવાનખાનામાં ચારે બાજુએ બારિક દૃષ્ટિ ફેરવીને મેડમ વાઇલફોર્ટે આવીને પાછી પોતાની ખુરશી ઉપર બેઠક લીધી.

"બાઇ સાહેબ," જરા માયાભરેલા અવાજે કાઉન્ટ બોલ્યો. કેટલીક વખત તે એવો અવાજ કાઢી શકતો.

"બાઇસાહેબ, આ સુંદર વ્હાલસોયા નાના બાળકના ઉપર આપ ઘણી સખ્તાઇ રાખતાં જણાઓ છો."

"કેટલીક વખતે સખ્તાઇની ખાસ જરૂર હોય છે." મેડમ વાઇલફોર્ટે એક માતાને છાજે તેવી દૃઢતાથી જવાબ આપ્યો.

"પણ આપનો બાલક જેટલો સુંદર છે તેટલોજ ચાલાક, હોંશીઆર અને જ્ઞાની લાગે છે. મિથ્રિડેટસ રાજાની આપણે બન્ને વાત કરતા હતાં તે વખતે તે વચમાં જે બોલી ઉઠયો હતો, તેને માટે આપ તેના ઉપર ખીજવાઇ ગયાં હતાં; પણ તે કાંઇ ખોટું બોલતો નહોતો. એ વાત તો ઇતિહાસ-પ્રસિદ્ધ છે. આ ઉપરથી એમ પણ સાબીત થાય છે કે તેનો ગુરૂ-તેનો શિક્ષક શિક્ષણ તરફ જરા

પણ બેદરકારી રાખતો નથી; પણ તેના શિક્ષણની ઘણી સારી સંભાળ લેવાતી જણાય છે. આટલી નાની ઉમ્મરમાં આવો ચાલાક, હોંશીઆર, અને સમજુ છોકરો આપણે તો હજી સુધી કદી દીઠો નથી !"

" કાઉન્ટ, ખરી વાત એવી છે ?" પુત્રના વખાણથી ફુલાઇ જતાં માતાએ જવાબ આપ્યો. " કે તેનામાં ચાલાકી અને શિક્ષણ લેવાની શક્તિ ઘણી છે. તેને જે કાંઇ શિખવવા ધારો તે તે શિખી શકે તેમ છે. તેનામાં માત્ર એકજ દોષ છે તે એ કે તે જરા જીદ્દી છે. હા, પણ આપણે હવે પાછાં મૂળ વિષય ઉપર આવીએ! વારૂ ત્યારે આપ એમ ખરેખર માનો છો કે મિથ્રિડેટસ એવી સાવચેતીઓ હમેશાં રાખતો અને તેમાં ખરેખર કાંઇ ગુણ રહેલો હતો."

" હું તો એમ ધારૂં છું ખરો, બાઇ સાહેબ." કાઉન્ટે ગંભીરતાથી કહ્યું. " કારણ હું–હું પોતે–મેં પોતે તેનો ઉપયોગ કરી જોયો છે. નેપલ્સ, પાલેર્મો અને સ્મર્ના શહેરમાં મારી જીંદગી જોખમમાં હતી. તેથી મારા શત્રુઓ મને વિષપાન કરાવીને યમ–સદન પહોંચાડી દે નહિ તેવા હેતુથી મેં પણ તેવી સાવચેતી લીધી હતી; અને જો મેં તેવી રીતે સાવચેતી રાખી ન હોત તો મારૂં જરૂર જ આવી બન્યું હતું."

" ત્યારે આપની સાવચેતી ફત્તેહમંદ નિવડી ખરી ?"

" તદ્દન ફત્તેહમંદ."

" હા હા. ઇટાલીમાં પણ આપે એક વખત મને આવીજ વાત કરી હતી એમ હવે મને યાદ આવે છે."

" એમ ? મેં આપને તે સંબંધમાં વાત કરી હતી ખરી ?" કાઉન્ટે આશ્ચર્ય પામ્યાનો ખરેખરો ઢોંગ કરતાં કહ્યું. " મને તો ખરેખર કાંઇજ યાદ આવતું નથી."

"મેં આપને તે વખત એવો પ્રશ્ન કર્યો હતો કે યુરોપના દક્ષિણ પ્રદેશના રહીશો ઉપર વિષ જેટલી અને જેવી અસર કરે છે, તેટલી અને તેવીજ અસર યુરોપના ઉત્તર પ્રદેશના રહીશો ઉપર થાય છે કે કેમ? આપે મને તે વખતે એવો પ્રત્યુત્તર આપ્યો હતો કે દક્ષિણના લોકો ઉપર જેટલી અસર કરે છે તેટલી ઉત્તરના લોકો ઉપર કરતું નથી."

"હા, હા. તેમજ છે." કાઉન્ટે કહ્યું. "કેટલીક વનસ્પતિ-ભાજીપાલો એવો છે કે જે એકાદ આરબ અગર ઇટાલીઅનના ખાવામાં આવે તો થોડા સમયમાં તેમના પ્રાણ લે; પણ તેજ વન-સ્પતિ-ભાજીપાલો રશીઆના લોકો સુમાર વગરની ખાય છે, અને તેમ છતાં તેમને કાંઇપણ થતું દેખાતું નથી."

"વારૂ, પૂર્વમાં તો કદાચ તેમ હશે; પણ અમારે અહિં પશ્ચિમમાં પણ તેવુંજ હશે ખરૂં કે? અહિંની થંડી હવામાં તો ધીરે ધીરે તેવા વિષથી લોકો સ્હેલાઇથી ટેવાઇ જાય!"

"હા, હા. પણ જે વિષનાથી તે ટેવાએલો ન હોય તેવા વિષના પ્રયોગ માટે તેનું શારીરિક બંધારણ પુરતું સશક્ત હોવું જોઇએ."

"હા હા. એ તો જાણે હું બરાબર સમજી. વારૂ, પણ એ ટેવ કેવી રીતે પાડવી? આપે કેવી રીતે ટેવ પાડી હતી.?"

"અરે એ તો તદ્દન સ્હેલું છે. ધારો કે આપને જે વિષનો પ્રયોગ થવાનો સંભવ છે, તે વિષ અગાઉથી આપના જાણવામાં આવ્યું છે. ધારોને કે 'બ્રુસીન' નામનુંજ ઝેર–"

"'બ્રુસીન' તો 'બ્રુસીઆ ફેરૂગીનીઆ' નામના છોડમાંથી બને છે નહિ વારૂ?"

"હા જી. તેમાંથીજ." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "બાઇ સાહેબ, આ ઉપરથી મને તો એમજ લાગે છે કે આપને કાંઇ શિખવવાનું મારે બાકી રહેતું નથી. ખરેખર, આ ઘણી આનંદની વાત છે. આવું જ્ઞાન કોઇકજ સન્નારીએ મેળવ્યું હોય છે !"

"હા. હા. મને તેવું કાંઇક જ્ઞાન તો છે." મેડમ વાઇલફોર્ટે કહ્યું. "મને તેવી ગુપ્ત વિદ્યાઓનો ઘણો શોખ છે; કારણ કાવ્યની માફક તેવી વિદ્યાઓ મગજને ખીલવે છે. પણ આપ આગળ ચાલવા દો. આપની વાતમાં મને ઘણો રસ પડે છે."

"વારૂ ત્યારે એમ ધારો કે," મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "આપણે જાણે કે 'બ્રુસીન'નોજ દાખલો લઇએ. પહેલે દિવસે આપ એક ગ્રામના એક હજારમા ભાગ જેટલું બ્રુસીન લેવાનું શરૂ કરો. અને દરરોજ તે પ્રમાણે એક ગ્રામના એક હજારમા ભાગ (મીલીગ્રામ) જેટલું લેવાનું જારી રાખો તો દસ દિવસમાં એક ગ્રામના સોમા ભાગ (સેન્ટીગ્રામ) જેટલુ બ્રુસીન આપના શરીરમાં પ્રવેશ કરશે. બીજા દસ દિવસમાં તેટલુંજ બીજું જશે. એક માસમાં તો એક ગ્રામના લગભગ તેત્રીસમા ભાગ જેટલું બ્રુસીન આપના લેવામાં આવી જશે. આવી રીતે ધીરે ધીરે રોજ લેવાનો અભ્યાસ પાડવાને બદલે જો કોઇ એકદમ એટલું બ્રુસીન લઇ લે તો તે ઘણી ભયંકર સ્થિતિમાં આવી પડે. એક માસ પછી તો તમે એટલી બધી સુરક્ષિત સ્થિતિએ પહોંચી જાવ કે એટલું બ્રુસીન મેળવીને એક પાણીનો પ્યાલો તૈયાર કરીને મૂકેલો હોય, અને તેમાંથી બીજા કોઇ મનુષ્યની સાથે એકી વખતેજ આપ પણ તે પ્યાલામાંથી પાણી પીઓ, તો આપની સાથે પાણી પીનાર થોડાજ સમયમાં યમ—સદનમાં પહોંચી ગયા સિવાય રહેજ નહિ; જ્યારે આપને માત્ર રહેજસાજ

તેની અસર લાગે, અને પાણીમાં કાંઇ ઝેરી પદાર્થનું મિશ્રણ થએલું હોવું જોઇએ એવી શંકા માત્ર આવે. એથી વિશેષ આપને કાંઇ પણ થાય નહિ; પણ આપના સાથીને તો પ્રભુના દરબારમાં હાજર થઇ જવુંજ પડે."

"વારૂ ત્યારે, કાઉન્ટ, બીજું કાંઇ એવું પ્રતિવિષ આપના જાણવામાં છે કે?" "ના જી."

"મિથ્રિડેટસનો ઇતિહાસ મેં વારંવાર વાંચ્યો છે અને તેનું અનેક વખત મનન પણ કર્યું છે." મેડમ વાઇલ્લિફોર્ટે ઊંડા વિચારમાં હોય તેવા અવાજે જણાવ્યું. "પણ હું તો તેને હમેશાં એક દંતકથા તરીકે ગણતી આવી છું."

"ના, ના. એ વાત તદ્દન સત્યજ છે. એમાં દંતકથા અગર ગપ્પાં જેવું કાંઇજ નથી. પણ બાઈ સાહેબ, આપના આ બધા પ્રશ્નો અને પૂછપરછ કાંઇ સ્હેજ અગર સ્વાભાવિક હોય એમ મને લાગતું નથી; કારણ બે વરસ ઉપર પણ આપે મને આજ પ્રશ્ન કર્યો હતો. તે વખતે પણ આપ એમજ કહેતાં હતાં કે મિથ્રિડેટસનો ઇતિહાસ ઘણા લાંબા સમયથી આપનું ધ્યાન ખેંચી રહ્યો હતો."

"હા, આપનું કહેવું તદન સત્ય છે. નાનપણમાં વનસ્પતિશાસ્ત્ર (બોટેની) અને ધાતુશાસ્ત્ર (મીનરોલોજી) ના અભ્યાસનો મને ખાસ શોખ હતો. પૂર્વના દેશોની કેટલીક આખી પ્રજાઓનાં અને કેટલીક વ્યક્તિઓનાં જીવનનાં રહસ્યોના ભેદો—જે હજારો વર્ષો સુધી ગૂઢ મનાતા આવ્યા છે તે ભેદો, કેટલીક વનસ્પતિઓ અને ઓષધીઓના ગુણધર્મ અને ઉપયોગોનું જ્ઞાન થતાં સ્હેજમાં સમજાઇ જાય છે. જેવી રીતે પુષ્પોનાં રહસ્યો સમજનારનાથી પુષ્પોની મંદ-

દથી ગોઠવાતા પ્રેમ-પ્રસંગો, ગુપ્ત ચલાવવામાં આવતા પ્રણય સંદેશાઓ, અને પ્રેમી યુગલોનાં મનોગતો ગુપ્ત રહી શકતાં નથી; તેવી રીતે વનસ્પતિના ગુણદોષોના અભ્યાસીથી ઉપર જણાવેલા ભેદો ગુપ્ત રહી શકતા જ નથી. પરમાત્માએ મને પુરૂષ જાતિમાં જન્મ આપ્યો નથી, મને એક સ્ત્રી બનાવી છે, તેથી મને ઘણી દિલગીરી થાય છે; કારણ નહિ તો મેં પણ આવા આવા રહસ્યપૂર્ણ વિષયોનો અભ્યાસ કરી તેવા વિષ-પ્રયોગોથી રક્ષણ કરવાના અનેક ઉપાયોની શોધખોળ કરી કાંઈક નામના મેળવી હોત."

"એટલું જ શા માટે? આપ એથી પણ વિશેષ કાંઈક કરી શક્યા હોત; અગર હજી પણ ધારો તો કરી શકો." કાઉન્ટે કહ્યું. "મિથ્રિડેટ્સે વિષનો ઉપયોગ વિષથી પોતાનું રક્ષણ કરવાના બખ્તર તરીકે જ કર્યો હતો. પણ પૌર્વાત્ય લોકો મિથ્રિડેટસની માફક તેનો કવચ તરીકે જ માત્ર ઉપયોગ કરી પોતાના બચાવના ઇલાજ લઈને જ બેસી રહે તેવા નથી. તેમના હાથમાં આવેલી વિદ્યા-કલાનો એકલા બચાવના સાધન તરીકે જ ઉપયોગ કરવાથી તેમને સંતોષ થતો નથી. ઘણી વખતે તેઓ તેનો ઉપયોગ શત્રુના ઉપર હુમલો કરવાના અગર વૈર શાંત કરવાના હથીઆર તરીકે કરે છે. પોતાના વિરોધીઓને હમેશની શાંત નિદ્રાને આધીન કરવાના તેઓ આવા અનેક ઉપાયો જાણે છે. ઇજીપ્શીઅન, તુર્કી, અને ગ્રીક સ્ત્રીઓ—જેમની આપના જેવી પાશ્ચાત્ય સ્ત્રીઓ 'સન્નારીઓ' અને 'ભલી લલનાઓ'માં ગણત્રી કરો છો,—તેમાંની એક પણ સ્ત્રી એવી નહિ હોય કે જે રસાયણ શાસ્ત્રના જ્ઞાન અને પ્રયોગથી ભલભલા હોંશીઆરમાં હોંશીઆર અને ચાલાકમાં ચાલાક ડોકટરોને કેવી રીતે હંફાવવો તે જાણતી નહિ હોય! અગર તો આપના ગમે તેવા

વિદ્વાન ધર્માચાર્યને પોતાના અધ્યાત્મ વિદ્યાના જ્ઞાનથી કેવી રીતે મ્હાત કરવો, અગર આશ્ચર્યચકિત કરવો તે તેને માલુમ ન હોય!"

"શું કહો છો? ખરેખર?" મેડમ વાઇલફોર્ટે પૂછ્યું. આ વાત સાંભળીને તેનાં નેત્ર કોઈ વિચિત્ર પ્રકારના તેજથી ઝળકવા લાગ્યાં.

"હા. હા. ખરેખર, એમજ છે. આ બધી કેવળ સત્યજ હકીકત છે બાઇ સાહેબ." મોન્ટેક્રિસ્ટોએ આગળ ચલાવ્યું."

"પૂર્વના દેશોમાંનાં ઘણાં ખરાં ગૂઢ નાટકો બધાં આવી જ રીતે ભજવાય છે. વનસ્પતિના પ્રયોગથી વશીકરણ વિદ્યાનું તેઓ ઘણું સારૂં જ્ઞાન ધરાવે છે. ત્યાંના લોકોએ કેટલીક એવી અજબ પ્રકારની વનસ્પતિની શોધખોળ કરી રાખી છે કે જેના પ્રયોગથી ગમે તેવા પાષણ હૃદયમાં પણ તેઓ—ત્યાંની સ્ત્રીઓ પ્રેમના સંસ્કારો જાગ્રત કરે છે; એટલું જ નહિ પણ ગમે તેવા નિષ્ઠુર મનુષ્યને પણ મોહવશ—કેવળ મુગ્ધ બનાવી દે છે. ત્યાંનાં કેટલાંક ગુપ્ત પ્રણયનાટકોની આવી રીતે શરૂઆત થઇ, વિષપ્રયોગથી તેમનો અંત પણ આવે છે. મોહપાશમાં ફસાવવાની પ્રક્રિયાઓ જેવી રીતે તેમના જાણવામાં હોય છે, તેવી રીતે પોતાના માર્ગમાં કંટકરૂપ થઇ પડનારને સ્હેલાઇથી પણ અગમ્ય રીતે દૂર કરવાના ઇલાજો પણ તેમને કાંઇ લેવા જવા પડે તેમ નથી. એક વનસ્પતિના પ્રયોગથી તમને તેઓ સાક્ષાત સ્વર્ગનાં સુખોનાં દર્શન કરાવે છે; તો બીજાના પ્રયોગથી તમારી દૃષ્ટિ આગળ ભય અને ત્રાસથી રોમાંચ ઉભાં થાય એવાં કૃત્યો પણ ખડાં કરી શકે છે. મનુષ્યની શારીરિક,

માનસિક, અને નૈતિક પ્રકૃતિઓમાં જેટલે જેટલે અંશે તફાવત હોય છે, તેટલે તેટલે અંશે તેવા તફાવતને અગર ખાસ લક્ષણોને અનુકુળ પડે તેવી જુદી જુદી અનેક પ્રકારની બનાવટો એકજ વસ્તુમાંથી તેઓ બનાવી શકે છે. પ્રેમની વિહ્વલતા–વિવશતા અને રોગની સ્થિતિના પ્રમાણમાં તેના ઉપચારનો પ્રયોગ કરવાની, અગર વૈરની લાગણી અને તૃષ્ણાના પ્રમાણમાં તેની તૃપ્તિના ઉપાયો યોજવાની કલાનું પૌર્વાત્ય રસાયણશાસ્ત્રીઓ ઘણું ઉત્તમ પ્રકારનું જ્ઞાન ધરાવે છે એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી."

"પણ મહાશય," પેલી સુંદરીએ કહ્યું. "આપે પૂર્વના જે સમાજોમાં અત્યાર સુધી આપના જીવનનો કેટલોક કાલ વ્યતીત કર્યો છે, તે સમાજો, આપણે જેની તેમના દેશો વિષે વિચિત્ર વાતો સાંભળીએ છીએ તેટલાજ અશિક્ષિત, જંગલી, મનસ્વી અને તુરંગી હોય છે. એટલે ત્યાં કંટકરૂપે નડતા એકાદ મનુષ્યને માર્ગમાંથી દૂર કરવાનું કાર્ય ઘણી સ્હેલાઇથી થઇ શકે છે. એ તો બધી બસરા અને બગદાદની વાતો! ફ્રાંસની રાજ્યસત્તાને આપણે સરકાર તરીકે ઓળખીએ છીએ. આપ જે દેશોની વાતો કરો છો તે દેશોમાં તેવી સરકારો નસ્તાં સુલતાનો અને વજીરો રાજસત્તા ભોગવે છે. આ સુલતાનો અને વજીરો ખરૂં પૂછાવો તો હજી પણ ઘણા ખરા પેલા હારૂન–અલ–રશીદ જેવા જ હોય છે. એટલે તેઓ પ્રસંગે વિષપ્રયોગ કરનારને પણ તેના ગુન્હામાં કાંઇ ખાસ ચાલાકી અગર બુદ્ધિમત્તા જેવું લાગે તો તેને માફી બક્ષે છે; એટલું જ નહિ પણ તેને પોતાના બડા વજીરની જગા આપી પોતાની પાસે જ અંગત ત્હેનાતમાં રાખી લે છે; તેવા ગુન્હાની અથેતિ સર્વ કથા સોનરી અક્ષરે લખાવી રાખે છે; અને બીજો કાંઇ કામ ધંધો ન હોવાથી સમય

વ્યતીત કરવાના હેતુથી તે વારંવાર વાંચી અગર વંચાવી મનનો કંટાળો દૂર કરે છે."

"ના ના બાઇ સાહેબ, ના. હવે તો પૂર્વમાં પણ તેવું મનસ્વીપણું બીલકુલ રહ્યું નથી. ત્યાં પણ હવે આપણા સુધારેલા દેશોની માફક પોલીસના બાતમીદારો અને ગુપ્તચરો હોય છે. હવે તો ત્યાં પણ મેજીસ્ટ્રેટો, ન્યાયાધિકારીઓ, અને ન્યાયની કચેરીઓ થઇ છે. એ બધાને તેઓ કદાચ જુદાં જ નામોથી ઓળખતા હશે, અને તેમના પહેરવેશ આપણે ત્યાંના કરતાં જુદા હશે, પણ તે તે સંસ્થા અને યોજનાઓ તો ત્યાં પણ હયાત છે. તેઓ પણ ગુન્હેગારોને ફાંસીની, શિરચ્છેદની, અગર કારાગૃહની શિક્ષાઓ કરે છે. પણ આ શિક્ષાઓ અમલમાં મૂકવાની તેમની કેટલીક વ્યવસ્થા અને રીતભાતો જરા વધારે પસંદ કરવા જેવી હોય છે. આટલું છતાં ત્યાં પણ કેટલાક ચાલાક બદમાસો માનુષી ન્યાયના પંજામાંથી છટકી જાય છે, અને યુક્તિ પ્રયુક્તિથી પોતાની ઠગાઇ અને બદમાસીમાં ફાવી જાય છે. આપણા આ ફ્રાંસ જેવા દેશમાં કોઇ ભોળા, અક્કલવગરના આદમીને લોભ અગર દ્વેષને લીધે પોતાના શત્રુનો નાશ કરવો હોય છે, અગર કોઇ નજીકના સગાનું કાટલું કરવું હોય છે, તો તેવો બુદ્ધિહીન–ભોઠ જેવો આદમી પોતે જ તરત દવાઓ વેચનારની દુકાને પહોંચી જાય છે; અને રાતમાં પજવતા ઉંદરોને બ્હાને પોતાનું ખોટું નામ આપીને સોમલ–(આર્સેનિક) ખરી દે છે. તેવા ઇસમને પોતાની ચતુરાઇનો જો જરા વધારે ફાંકો હોય છે, તો એકને બદલે પાંચ સાત વેચનારાઓને ત્યાં જાય છે, અને તેથી વળી વધારે જલદીથી અને સ્હેલાઇથી સપડાઇ જાય છે. આ પછી લાંબો ટુંકો જરા પણ વિચાર કર્યા સિવાય લાગલું જ તે ઝેર

પોતાના શત્રુને અગર સગાને ખવરાવી દે છે. તેનું પ્રમાણ એટલું બધું હોય છે કે તેનો ભોગ થઇ પડેલાની વ્યથાની ચીસોથી આસપાસના બધા પડોશીઓ પણ ખળભળી ઉઠે છે. લાગલાજ પોલીસના સિપાઇઓ અને અમલદારોનું ટોળું ભરાઇ જાય છે. તેઓ ડાક્ટરને બોલાવી લાવે છે. ડોકટર શબને ચીરે છે અને તેના જઠર અને આંતરડાંમાંથી આર્સેનિક કાઢી બતાવે છે. બીજે દિવસે તો પેલા ખૂની અને તેના અત્યાચારનો ભોગ થઇ પડેલાનાં નામો અને ગુન્હાનો ઇતિહાસ સેંકડો વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થઇ જાય છે. આ ઇતિહાસ વાંચતાની સાથે તેજ દિવસે સાંજે જેને ત્યાંથી તેણે ઝેર ખરીદ્યું હોય છે, તે મનુષ્ય હાજર થઇ "આરોપી મારે ત્યાંથી અમુક વખતે આટલું આર્સેનિક લઇ ગયો છે," એવો જવાબ આપે છે, અને આરોપીને ઓળખી બતાવે છે. પછી પેલા મૂર્ખ આરોપીને કેદમાં નાંખી તેના ઉપર કામ ચલાવવામાં આવે છે. તેની ઉલટસુલટ તપાસ થાય છે, તે સપડાય છે, ગુન્હો સાબીત થાય છે, અને તેને ફાંસીની અગર શિરચ્છેદની શિક્ષા થાય છે. ગુન્હેગાર જો કોઇ આબરૂદાર કુટુંબની સ્ત્રી હોય તો તેને દેહાંત દંડની શિક્ષાને બદલે જન્મટીપની સજા થાય છે, અને આખી જીંદગી કારાગૃહમાં ગાળવી પડે છે. બાઈ સાહેબ, આપના ઉત્તર તરફના દેશોમાં, લોકો રસાયણશાસ્ત્ર આવું જ સમજે છે!" છેલ્લાં વાકયો કાઉન્ટે એક તિરસ્કારયુક્ત હાસ્ય સાથે ઉચ્ચાર્યાં.

"પણ મહેરબાન, આપ તેમની જગાએ હો તો આપ પોતે શું કરો?" પેલી સ્ત્રીએ હસતાં હસતાં પૂછ્યું.

"એ બિચારા પોતાની આવડત પ્રમાણે વર્તન કરે છે. દુનીઆમાં બધાનામાં તે એક સરખું ડહાપણ અગર જ્ઞાન કયાંથી હોઇ શકે?"

"એ બધામાં ખરેખરી મૂર્ખાઇ ક્યાં થાય છે તે હું આપને સમજાવું ? આમ થવાનું કારણ એવું છે" કાઉન્ટ જરા ખભા ચઢાવતાં બોલ્યો. "કે તમારી નાટક શાળાઓમાં—તમારી રંગભૂમીઓ ઉપર જે નાટકો ભજવાય છે, તેમાં કોઇક પાત્રને એકાદ શીશીમાંથી દવા પી જઇને અગર વીંટીમાં છૂપાવેલું ઝેર ચુસી લઇને તત્ક્ષણ ત્યાંને ત્યાંજ ધબ લઇને શબવત્ નીચે પડતું તેઓ જુએ છે. તે પછી પાંચજ મિનિટમાં પડદો પડે છે, ખેલ ખતમ થાય છે, અને પ્રેક્ષકો પોતપોતાના માર્ગે પડે છે. આવી રીતે માર્ગે પડનાર પ્રેક્ષકને સ્હેલાઇથી મૃત્યુ કેવી રીતે નિપજાવવું તે નજરે જોવાનો પ્રસંગ મળે છે પણ ખૂનના પરિણામની માહિતી હોતી નથી. પોલીસના સિપાઇને અગર અમલદારનો જોવાનો તેને પ્રસંગ આવતો નથી, અને તેથી કરીને નિર્બલ મનના મનુષ્યો એમ માની લે છે કે જેવી રીતે આ નાટકો રંગભૂમિ ઉપર ભજવાય છે, તેવીજ રીતે જીંદગીમાં ખરા બનાવો પણ બનતા હશે. પણ ફ્રાંસથી જરા દૂર જુઓ.—ઓલેપ્પો અગર કેરો જાઓ, અથવા એટલે બધે નહિ તો નેપલ્સ અને રોમ શહેરમાં જાઓ, તો તમને રસ્તે જતા લોકો મળશે. તેમાંના કેટલાએ ઇસમો છાતી કાઢીને ટટાર ચાલતા, હાસ્ય કરતા, આનંદમાં ડોલતા જતા જણાશે. તેમના મુખ ઉપર આરોગ્યનાં સર્વ લક્ષણો જોઈ શકશો અને તેમ છતાં જો ધન્વંતરી જેવો કોઇ દૈવી વૈદ્ય તમારી સાથે હોય તો તે તમને તરતજ કહી આપશે કે' આ તમારી આગળ થઇને હમણાંજ પસાર થયો તે માણસ ઉપર ત્રણ અઠવાડીઆ પહેલાં વિષ-પ્રયોગ કરવામાં આવેલો છે; એક માસમાં તો તે મૃત્યુને શરણ થઇ જશે.'

"ત્યારે તો" મેડમ વાઇલફોર્ટ બોલી. " પ્રાચીન સમયના

લુપ્ત થએલા વિષ-પ્રયોગનો ભેદ તેઓએ પાછો શોધી કાઢયો લાગે છે ?"

હા, હા. જગતમાં ખરેખરો નાશ તો કશાનો થતોજ નથી. માણસ જાતે અત્યાર સુધીમાં કયી વિદ્યા ગુમાવી છે ? વિજ્ઞાન અને કલા કદી ગુમ થતાંજ નથી. એકાદ દેશમાં અલોપ થાય છે, તો બીજા કોઇ દેશમાં પ્રગટ થાય છે. કલા-કૌશલ્ય પણ જગતનો પ્રવાસ કરે છે. વસ્તુઓનાં નામ કદાચ બદલાય છે, એટલે સાધારણ અજ્ઞાત મનુષ્યો તેમને સમજી અગર જાણી શકતાં નથી એટલુંજ માત્ર. બાકી પરિણામ તો હંમેશાં તેનું તેજ રહે છે.

વિષ હમેશાં ગમે તે એકાદ અવયવ ઉપર અસર કરે છે જ. એકાદ જાતનું વિષ જઠર ઉપર અસર કરે છે, તો વળી એકાદ મગજ ઉપર અસર કરે છે, તો બાજું વળી આંતરડા ઉપર અસર કરે છે. ઠીક. હવે એકાદ તેવા વિષના પ્રયોગથી કફ ઉત્પન્ન થાય છે, કફથી ફેફસામાં સોજો આવે છે, અગર તેવુંજ બીજું કાંઇક દરદ ઉત્પન્ન થાય છે. વૈદ્યકશાસ્ત્ર તે દરદને ગમે તે એક નામથી ઓળખાવે છે, પણ તેથી તે મનુષ્યનું મૃત્યુ નહિ નિપજે તેવું કાંઇ નથી વારૂ. ઘડીભર એમ માનો કે તે દરદ જીવલેણ ન નિવડયું તો મૂર્ખ ડોકટરો પોતાની મૂર્ખાઇને લીધે તે દરદને આખરે જીવલેણ બનાવ્યા સિવાય રહેવાનાજ નહિ. ડોકટરો તે રોગની બરાબર ચિકિત્સા અને નિદાન કરી શકતા નથી. રોગનું કારણુજ તેમને માલુમ હોતું નથી, એટલુંજ નહિ પણ તે શોધી કાઢવાને તેઓ તદ્દન અસમર્થ હોય છે. વળી તેઓને રસાયણ શાસ્ત્રનું જોઇએ તેવું ઉંડું જ્ઞાન હોતું નથી. આ કારણોને લીધે તેઓ ગમે તેવા મૂર્ખાઇ

ભરેલા ઇલાજો લે, અને તેથી દરદમાં નહિ સમજી શકાય તેવો ગમે તેવો વધારો ઘટાડો થાય છે. પરિણામે વિષ-પ્રયોગ કરનારની વિજ્ઞાનકલા અને બુદ્ધિમત્તાનો વિજય થાય છે, અને તેનો ભોગ મૃત્યુને શરણ થાય છે કાયદા અને ન્યાયના જાણવામાં આમાંનું કાંઇપણ આવતું નથી. તપાસના અંતે કુદરતી રીતે આબાદ મૃત્યુ થયાનું બ્હાર આવે છે, અને ગુન્હેગાર કાયદાની ચુંગલમાંથી છટકી જાય છે. સીસીલીમાં એક પાદરી છે તે મારો ખાસ સ્નેહી છે. તે એક બાહોશ રસાયણ શાસ્ત્રી છે. તેણે આ વિષયનો ઘણો ઉંડો અભ્યાસ કરેલો છે. તેનો પણ આવોજ મત છે."

"આપે આ બધી વાત કરી તે ઘણી ભયાનક છે, પણ બાબત ઘણી રસિક છે." પેલી યુવતીએ ગંભીરતાથી કહ્યું. "હું તો અત્યાર સુધી એમજ માનતી હતી કે આ બધાં ગપ્પાંજ હોવાં જોઇએ."

"આપના ધારવામાં પણ કાંઇક સત્ય રહેલું છે. આવી બાબતો શરૂઆતમાં તો ગપ્પાંજ ગણાય છે, અને હોય છે પણ તેમજ. પણ તેવાં ગપ્પાં ઉપર વિચાર ચલાવી શોધખોળ કરવામાં આવે છે, અને જતે દિવસે તે ગપ્પાં ખરાં પડે છે. એવું ન હોય તો સમયનો પણ ઉપયોગ શો? જુદી જુદી જાતનાં ઇનામો, પદકો, ચાંદો, ઇલકાબો પદ્વીઓ, વિગેરે ઉત્તેજનની યોજનાઓથી દિવસે દિવસે વિજ્ઞાન અને વિદ્યાકલાની અભિવૃદ્ધિ થઇને તેઓ વિશેષ સંપૂર્ણતાએ ન પહોંચે તો પછી તે બધાની શી જરૂર? આમ છતાં જ્યાં સુધી સૃજન અને સંહાર બન્નેની કલા હાથ ન આવે ત્યાં સુધી મનુષ્ય સંપૂર્ણ થઇ શકેજ નહિ. વિનાશ અને સંહાર કેવી રીતે કરવો તેવું જ્ઞાન તો તેને મળ્યું છે જ; એટલે તે અર્ધે સુધી પહોંચ્યો છે."

"એટલે," મેડમ વાપ્લફોર્ટે કહ્યું. (તે વારંવાર પાછી પોતાનાજ વિષય ઉપર આવતી.) "આપનું કહેવું એમ છે કે બોરજીઆ, મેડીસી, રેની અને છેક અર્વાચીન સમયના બેરન ટ્રેંકનાં ઝેરો—"

"એ બધાં ઝેરો મહાભારત પ્રયત્ન અને અભ્યાસને અંતે જડી આવેલા. વિજ્ઞાન અને કલાકૌશલ્યના વિષયો અને પરિણામો હતાં." કાઉન્ટે ઉત્તર આપ્યો. "તમે શું એમ ધારો છો કે એવા ખરા વિદ્વાન મહાપંડિતો અને નિષ્ણાતો સાધારણ અજ્ઞાન પ્રજાના આગળ પોતાના જ્ઞાનનાં બણગાં ફુંકવાની મૂર્ખાઇ કરતા હશે ? ના ના. એવું સમજતાં હો તો તમારી ભૂલ છે. વિજ્ઞાન શાસ્ત્રનેતો વિચિત્રતા, મનસ્વીપણું, તુરંગજ વધારે પસંદ પડે છે, અને તેના જ્ઞાતાઓ એવી પ્રકૃતિના ઇસમોને શોધી કાઢીને તેમને જ પોતાના ચેલા બનાવે છે. વળી તેઓ પોતે જે પ્રયોગો કરે છે, તેમાં પણ જ્યાં જુઓ ત્યાં બધે વિચિત્રતાજ દૃષ્ટિએ પડે છે. હમણાં જે મારા સ્નેહી ધર્મગુરૂની વાત મેં આપને કરી, તેણે પોતાના તુરંગીપણામાં ને તુરંગીપણામાં કેટલાએક અતિશય અજાયબી ભરેલા પ્રયોગો સિદ્ધ કર્યા છે."

"એમ ?"

"હા હા. તેમાંના માત્ર એકજ પ્રયોગનું હું આપને દૃષ્ટાંત આપું. એ પાદરીનો એક સુંદર બાગ હતો. તેમાં અનેક જાતનાં ફૂલ, અને બીજી વનસ્પતિઓ થતી હતી. આમાંથી તેણે એક સાદામાં સાદી વનસ્પતિ–એક મૂળો પસંદ કર્યો. ત્રણ દિવસ સુધી તેણે તે મૂળાના છોડને આર્સેનિક–સોમલનું પાણી સિંચ્યા કર્યું. ત્રીજે દિવસે તે મૂળો ચીમળાવા લાગ્યો, અને તેનો રંગ બદલાઇને

પીળો થઇ ગયો. તે વખતે જ તેણે તે ઉખાડી લીધો. હજી તેના દેખાવમાં કાંઇ કોઇને શંકા પડે તેવો ફેરફાર થઇ ગયો નહોતો, એટલે સાધારણ મનુષ્ય તો તેને જોઇને ખાવાને યોગ્યજ તેને ધારે. પેલો પાદરીજ માત્ર તેની ખરી હકીકત જાણતો હોવાથી તેનેજ મન તે ઝેરી હતો. તે પાદરીએ કેટલાંક સસલાં, દેડકાં, બીલાડાં વિગેરે પાળ્યાં હતાં. તેને જેવો વનસ્પતિનો શોખ હતો, તેવોજ એવાં પ્રાણીઓ પાળવાનો પણ શોખ હતો. આમાંના એક સસલાને પેલા મૂળાનું એક પાન તે પાદરીએ ખવરાવ્યું એટલે સસલું મરી ગયું. કયો ન્યાયાધીશ આની તપાસ કરીને શોધી કાઢે અગર આ બાબતની શંકા પણ લઇ શકે? આવાં તો હજારો સસલાં, કુતરાં, દેડકાં, બિલાડાં વિગેરે પ્રયોગોનાં ભોગ થઇને મરી જાય છે પણ તેનો કોણે ન્યાય કર્યો? હજી સુધી તો કોઇના ઉપર આવા ગુન્હા માટે તહોમત મૂકાયાનું જાણવામાં નથી. ઠીક હવે તે પ્રમાણે પેલા મૂળાથી પેલું સસલું મરી ગયું તેનો કોઇએ ન્યાય કર્યો નહિ. પેલા પાદરીએ તેનાં આંતરડાં કાઢી લીધાં અને ઉકરડા ઉપર નાંખ્યાં. આ ઉકરડા ઉપર એક મરઘી બસી રહેતી હતી. તેણે તે સસલાનાં આંતરડાંને ચાંચો મારી. તે પણ માંદી પડી અને બીજે દિવસે મરણ પામી. તે છેવટનાં તરફડીઆં મારતી હતી તેવામાં એક ગીધ ત્યાં ઉડતો હતો. ગીધે પેલી મરઘીને પોતાના પંજામાં પકડી લીધી, અને તે મરેલી મરઘીને લઇને ઉડીને એક ટેકરી ઊપર ગયો. ત્યાં તેણે પોતાના શિકારનું યથેચ્છ ભોજન કર્યું. તેજ વખતથી તે ગીધનું બિચારાનું આવી બન્યું. ત્રણ દિવસ સુધી તેણે ગભરામણમાં આમતેમ ભમ્યાંજ કર્યું, અને આખરે પછડાઇને એક તળાવમાં પડયો. તેમાંની માછલીઓએ તેને ફોલી

ખાધો. આ માછલીઓ ઉપર પરોક્ષ રીતે પેલા પાદરીએજ વિષ–પ્રયોગ કર્યો એમ આપણે કહ્યા સિવાય ચાલશે નહિ. પણ આ પ્રયોગ ચાર જુદી જુદી સ્થિતિમાંથી પસાર થયો. ધારો કે એકાદ દિવસ આપને ત્યાં કાંઇ ભોજન સમારંભ હોય, અને એ માછલી પૈકીનીજ એકાદ માછલી ભોજનમાં આવી ગઇ હોય, અને તે માછલી તૈયાર કરીને આપના એકાદ પરોણાના ભાણામાં પિરસવામાં આવી હોય, તો આપના અતિથીને જે વિષ–પ્રયોગ થાય તે પાંચમી પેઢીએ ઉતરેલો કહી શકાય તે બિચારો આઠ દસ દિવસની માંદગી ભોગવી એકાએક યમ–સદન પહોંચી જશે. બિચારા અજ્ઞાન ડૉકટરો તેનું શબ ચીરશે, અને પોતાની વિદ્યા અને જ્ઞાનનો મો[illegible] ડાળ કરીને કહેશે. "મરનાર ફેફસાંના સોજાને લીધે અગર વિષમ [illegible] ને લીધે મરણ પામ્યો છે"

ા પ્રકૃતિ
ને છે.

"વારૂ, આપે આ બધી વાતો કરી" મેડમ વાઇલફોર્ટ બોલી. "પણ તેમાં કોઇ જગાએ જરાક અકસ્માત થાય, એટલે બધું જ ધૂળ મળી જાય. મરઘી ગીધના પંજામાં સપડાય નહિ અગર ગીધ તળાવમાં પડે નહિ તો?"

"આમાં જ ખરી ખૂબી રહેલી છે તો!" કાઉન્ટે જવાબ આપ્યો, "પૂર્વના વિદ્વાનો, ડાહ્યા માણસો, અને નિષ્ણાત્ પુરૂષો, દૈવને પણ પોતાને વશ કરી શકે છે. આપણે હજી તે શિખવાનું બાકી છે."

મેડમ વાઇલફોર્ટ ઉંડા વિચારમાં પડી ગએલી છતાં ધ્યાન દઇને સાંભળતી હતી."

"પણ," તે એકાએક બોલી ઉઠી, "સોમલ તો પચી શકતું નથી. તે બીજા પદાર્થમાં સંપૂર્ણ રીતે મિશ્ર થઇ જતું નથી, તેમજ

તેનો નાશ પણ થઇ શકતો નથી. ગમે તે રીતે તે ખવરાવવામાં આવ્યું હોય તો પણ જેના ઉપર તેનો પ્રયોગ કરવામાં આવ્યો હોય તેના શરીરમાંથી તે મળી આવ્યા સિવાય રહેતું નથી."

"ખરી વાત, ખરી વાત." મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "આપનું કહેવું તદન સત્ય છે બાઇ સાહેબ. પેલા પાદરીને મેં પણ તેમજ કહ્યું હતું. તેણે જરા વિચાર કરીને હસતાં હસતાં જવાબ આપ્યો: 'દોસ્ત, તારૂં કહેવું સત્ય છે; પણ કાંઇ ઉતાવળે આંબા પાકે નહિ. પરમાત્મા જેવાને પણ જગત્ બનાવતાં સાત દિવસ લાગ્યા હતા. આવતા રવીવારે મને મળજે, એટલે તારી શંકાનું નિવારણ થશે.' તેની આજ્ઞા પ્રમાણે તે પછીના રવીવારે હું પાછો તેને ત્યાં ગયો. આ વખતે તેણે મૂળાને સોમલનું પાણી સિંચ્યું નહોતું, પણ તેને બદલે તેણે ઝેર–કુચૂરાના સત્વની એક જાતની ઔષધિ બનાવીને તેમાં કોઇક ...કે, ...ણ કર્યું હતું, અને તેના જલથી મૂળાને સિંચન કર્યું હતું. હવે તે મૂળાના દેખાવમાં કાંઇપણ શંકા પડે તેમ નહોતું. સસલાને જરા પણ વ્હેમ ન આવવાથી તેનું પાંદડું તે ખાઇ ગયું, અને પાંચજ મિનિટમાં તે મરી ગયું. મરઘી તે સસલાને ખાઇને બીજેજ દિવસે મરી ગઇ. આ વખતે અમારે ગીધની શોધમાં જવાની જરૂર પડી નહિ. અમે બન્ને જણે મળીને તે મરઘીને ચીરી અને જોયું તો તેમાં કાંઇપણ ખાસ વિલક્ષણતા નજરે પડી નહિ. સ્વાભાવિક મરણનાંજ બધાં લક્ષણો હતાં. વિષનું તો નામ પણ મળે નહિ. કોઇપણ અવયવમાં ખાસ ધ્યાન ખેંચાય તેવું કાંઇપણ નહોતું. મગજે લોહિ ચઢવાના રોગ (એપોપ્લેકસી) થી તે મરઘી મરણ પામ્યાનું સાબીત થયું. હવે આવો રોગ પક્ષીઓને કવચિતજ થાય છે, પણ મનુષ્યમાં તો તે એક સાધારણ રોગ થઇ પડેલો છે."

મેડમ વાઇલફોર્ટ વધારેને વધારે ઉંડા વિચારમાં પડતી ગઇ.

"આવી બનાવટો માત્ર એકલા રસાયણ–શાસ્ત્રીઓજ બનાવી શકે છે એ વળી એક મોટું સદ્ભાગ્ય! નહિ તો દુનીઆમાં હમેશાં માણસો એક બીજાને ઝેર દેવાનોજ ધંધો આદરી બેસત!"

"રસાયણ–શાસ્ત્રીઓ, તેમજ રસાયણ શાસ્ત્રના અભ્યાસીઓ, અને રસિકોને મન આવી બનાવટો તો બધી સ્હેલ છે." મોન્ટે-ક્રિસ્ટોએ જરા બેદરકારીથી કહ્યું.

"અને વળી," મેડમ વાઇલફોર્ટે મહાપ્રયત્ને વિચારના વમળ-માંથી જાગ્રત થતાં કહ્યું. "ગમે તેટલી બાહોશીથી બનાવટ બનાવી હોય તો પણ ગુન્હો તે આખરે ગુન્હોજ: અને માનુષી ન્યાયની ચુંગલમાંથી કદાચ તેવો ગુન્હેગાર છટકી જાય, તોપણ પ્રભુની દૃષ્ટિમાંથી તે કદી પણ છટકવા પામે નહિ. પૌર્વાત્ય લોકો આપણા કરતાં હૃદય–બલમાં ઘણા ચઢીઆતા છે. તેઓ અંતઃકરણના દંશને માનતાજ નથી. એટલુંજ નહિ પણ વળી તેમના ધર્મમાં નર્ક અગર દોજખ જેવું કાંઇ છેજ નહિ. આજ તે સઘળા અનર્થનું મુખ્ય કારણ છે."

"આવી શંકા અગર ધર્મભીરૂતા આપના જેવાં કોઇ પવિત્ર અંતઃકરણમાંજ હોય. પણ કારણ પ્રસંગે તેને પણ બાજુ પર મૂક-વાની જરૂર પડે છે. મનુષ્યનું જીવન આવીજ રીતે પસાર થાય છે, અને આવા વિષયોનો વિચાર કર્યા કરવાથી મનુષ્યની બુદ્ધિ ક્ષીણ થાય છે. એવા મનુષ્યો તો થોડાજ જોવામાં આવશે કે જેઓ બીજા મનુષ્ય ઉપર એકાએક ધસારો કરીને તેની છાતીમાં છરી ખોસી ઘાલશે; અગર આ પૃથ્વીના તળ ઉપરથી પોતાના શત્રુને

ખસેડવાને એકદમ એટલા બધા વિષનો પ્રયોગ કરશે. સાધારણ સંજોગોમાં મનુષ્યો તેમ કરતા નથી. સાધારણ સંજોગોમાં તેમ કરવું એ તો મૂર્ખાઇજ કહેવાય. એવો પ્રસંગ આવવાને મનુષ્યને એટલો બધો ક્રોધ વ્યાપ્યો હોવો જોઇએ કે તેનો જુસ્સો બિલકુલજ હાથ રહે નહિ. લોહી અનહદ તપી ગયું હોય, રગે રગમાં રૂધિર જુસ્સાથી દોડી રહ્યું હોય, અને લાગણીઓ ઉપર કોઇ પણ પ્રકારનો જરાપણ અંકુશ રહ્યો ન હોય, તોજ માણસ તેવું અઘાટ કર્મ કરે. પણ જેવી રીતે ભાષા શાસ્ત્ર—શબ્દ શાસ્ત્રમાં જ્યારે એકાદ શબ્દ આપણને વધારે કર્કશ લાગે છે, ત્યારે તેનો ઉપયોગ કરવાનો પડતો મૂકી તેને બદલે આપણે તેનો તુલ્યાર્થ પણ કર્ણને મૃદુ લાગે તેવો બીજો એકાદ પર્યાય—શબ્દ શોધી કાઢીએ છીએ, તેવી રીતે આ વિષયમાં પણ લાગણીને કઠોર લાગે તેવું કાર્ય છોડી દઇ તેને બદલે આપણો હેતુ પાર પાડવાને તેટલું પણ જરા વધારે સાવધાની ભરેલું બીજું કાર્ય કરવાની આપણે યોજના કરી જોઇએ. આમાં માત્ર શબ્દનો તફાવત છે. આવેશથી એકાએક છરી ખોસી દેવાના અગર વિષ પ્રયોગ કરવાના કાર્યને ઘાતકી—ક્રોર્ણિ—ખૂન—હત્યા વિગેરે શબ્દોથી ઓળખવામાં આવે છે. ત્યારે એકાદ કોર્ણિ હત્યા કરવાને બદલે જે ઇસમ તમારા માર્ગમાં આડે આવતો હોય તેને માત્ર તમારા માર્ગમાંથી ધીમે રહીને ચુપચુપ તમારે દૂર કરવો જોઇએ; અને તે પણ એવી રીતે કે કોઇની લાગણી દુખાવાનો અગર કોઇના ઉપર જુલમ ગુજારવાનો પ્રસંગ આવે નહિ. કારણ જેને માર્ગમાંથી ખસેડવાનો હોય તેને દુઃખ ભોગવવાનો પ્રસંગ આવે છે, ત્યારે તેણે પોતે ગમે તેવો અપરાધ કરેલો હોય તો પણ દુનીઆ તેની દયા ખાય છે, અને તેને શિક્ષા કરનારને કસાઇના ઉપનામથી ઓળખે

છે. ટુંકામાં એવું કાર્ય કરવામાં જો મરનારનું લોહી રેડવાનો, તેને ચીસો પાડવાનો, હાથપગ પછાડવાનો, અગર પરાણે પ્રાણ ત્યાગ કરવાનો પ્રસંગ આવે નહિ, તો ખૂની માનુષી કાયદાની ચુંગલમાંથી આબાદ છટકી જાય છે. કારણ આપણો કાયદો માત્ર આપણને એટલુંજ સૂત્ર ભણાવે છે કે ' સમાજમાં વિક્ષેપ પાડતા–ખલેલ કરતા નહિ." પૂર્વના દેશોમાં લોકો આવી જ રીતે વ્યવસ્થા કરતા હોવાથી તેઓ હમેશાં ફાવે છે; કારણ કે ત્યાં એવા કેટલાય મનુષ્યો પડયા છે કે જેઓ માત્ર કાર્ય–સિદ્ધિનીજ દરકાર કરે છે, અને પોતાનો હેતુ પાર પાડવાને માટે લાગનારા સમયનો તેમને કાંઇજ હિસાબ નથી. "

" વારૂ, પણ તેમનાં અંતઃકરણ–તેમની સદસદ્ વિવેક–બુદ્ધિ તો તેમને ડંખ દેતી હશેજને ? " પેલી યુવતીએ થથરતા અવાજે નિઃશ્વાસ દાબી દેતાં પૂછ્યું.

"હા હા. તેમને પણ અંતઃકરણ તો હોય છે જ. જો આપણને અંતઃકરણ ન હોય તો આપણે ઉલટાં અતિ ઘણાં દુઃખી થઇ જઇએ. શ્રમ પડે તેવું દરેક ભયંકર કાર્ય કર્યા પછી અંતઃકરણજ માત્ર આપણો બચાવ કરે છે. કારણ, તે આપણને હજારો બ્હાનાં શોધી આપે છે, અને તેના સત્યાસત્યનો ન્યાય કરવાનું માત્ર આપણા એકલાનાજ હાથમાં હોય છે. આ બ્હાનાં આપણને શાંત નિદ્રા મેળવવાને ઘણાં ઉપયોગી થઇ પડે છે. તોપણ તેજ કાળે જો આપણને ખૂનના આરોપસર ન્યાયાસન આગળ ઉભા કરી દેવામાં આવે, તો ત્યાં તે બ્હાનાં આપણને જરા પણ ઉપયોગી થઇ પડે નહિ. ઇતિહાસમાંથીજ આપણે એકાદ બે દાખલા લઇએ. ઇંગ્લંડના રાજા ચોથા એડવર્ડના મરણ પછી ગા-

દીનાં વારસ અને રાજ્યનાં માલિક તેનાં છોકરાઓને મૈયત રાજા એડવર્ડના ભાઇ અને છોકરાઓના કાકા અને વાલીએ મરાવી નાખી પોતાના માર્ગમાંથી દૂર કર્યા. ત્યારપછી રીચર્ડના અંતઃકરણેજ અજાયબી ભરેલાં બ્હાનાંથી તેનો બચાવ કર્યો. તે એવું કહી શકયો કે "એક ઘાતકી, ક્રૂર, અને જુલમી રાજાના આ બે છોકરાઓમાં તેમના પિતાના તમામ દુર્ગુણો વારસામાં ઉતરી આવેલા હતા. બીજા કોઇને હજી તેમના દુર્ગુણો સમજાયા નથી, પણ આ બાલકોના સ્વેચ્છાચારી વર્તનમાં તેમના વારસામાં ઉતરેલા દુર્ગુણો માત્ર હું એકલોજ સમજી શકું છું. આ બાલકો જો જીવતા રહ્યા હોત અને રાજ્ય કરવા પામ્યા હોત તો તેઓએ પ્રજાના ઉપર જુલમ ગુજારીને પ્રજાનું સત્યાનાશ વાળી નાંખ્યું હોત! ઈંગ્લાંડની સમસ્ત પ્રજાના સુખને માટેના મારા સતત યત્નમાં આ બાલકો કંટકરૂપ હોવાથી તેમને માર્ગમાંથી દૂર કરવામાં આવ્યા તેજ યોગ્ય છે." વળી બીજું ઉદાહરણ લેડી મેકબેથનું છે. પોતાના પુત્રને માટે રાજ્યાસન મેળવતાં તેને પણ અંતઃકરણે તેવાંજ બ્હાનાં શોધી આપીને મદદ કરી હતી. શેક્સપીઅર ગમે તેમ કહે પણ લેડી મેકબેથ પોતાના પતિને માટે રાજ્યગાદી મેળવવાને ખૂન કરવા પ્રવૃત્ત થઇ નહોતી, પણ પોતાના પુત્રને માટે જ તે સર્વ વલખાં મારતી હતી. બાઇ સાહેબ, આ જગત્‌માં માતાના વાત્સલ્ય જેવી બીજી કાંઇ જ ચીજ નથી. માતૃ-પ્રેમ તો જગત્‌માં એકજ છે. આખી દુનીયામાં તેનો જોટો મળવો મુશ્કેલ છે. તે એક એવો બલવાન્ હેતુ છે કે જેમાં બીજા અનેક હેતુઓ સમાઇ જાય છે."

મેડમ વાઇલફોર્ટ તો આવાં ચોંકાવનારાં વિપરીત વચનો અને ભયંકર સિદ્ધાંતોને આતુરતાથી સાંભળી રહી.

તે જરાવાર શંકામાં પડી ગઇ. ક્ષણુવાર શાંત રહ્યા પછી તેણે પૂછ્યું: " કાઉન્ટ આપ કેટલાક અતિ ભયંકર સિદ્ધાંતોનું પ્રતિપાદન કરી રહ્યા છો એ શું આપની ધ્યાનમાં છે કે? કોઇ વિચિત્ર રંગના રંગીન ચશ્માથી આપ જગત્‌ને નિહાળી રહ્યા છો. જગત્‌નો અભ્યાસ કરીને તેને આપે તપાસી જોયું છે કે ભઠ્ઠીઓમાં તેને તાવી જોયું છે? આપે શી રીતે તેની કસોટી કરી જોઇ છે? આપ એક મહાન્ રસાયનશાસ્ત્રી છો: એમાં તો જરા પણુ સંશય નહિ; કારણુ આપે જે અર્ક મારા બાળકને ઔષધિ તરીકે આપ્યો તેનાથી તે તુરતજ—"

" અરે, અરે, તેના ઉપર બીલકુલ ભરોંસો રાખતાં નહિ બાઇ સાહેબ. તે અર્કના એક બિંદુ માત્રથી આપના મરણોન્મુખ બાલકને પુનર્જીવન પ્રાપ્ત થયું, પણુ એક ટીપાને બદલે જો તેનાં ત્રણુ ટીપાં તેને આપવામાં આવ્યાં હોત તો તેનાં ફેફસાંમાં લોહી એટલા જોસથી ધસી જાત કે તેના હૃદયમાં ભયંકર ધબકારા થાત. છ ટીપાંથી તેનો શ્વાસ એકાએક બંધ થઇ જાત અને તે જેટલો બેશુદ્ધ હતો તેનાથી પણુ વધારે બેશુદ્ધ થઇ જાત દસ ટીપાંએ તો તત્કાલ તેના પ્રાણુ હરણુ કર્યા હોત. આપને યાદ તો હશે જ, બાઇ સાહેબ, કે મેં તેના હાથમાંથી તે અર્કની શીશી કેટલી ઝડપથી ઝુંટાવી લીધી હતી?"

" ત્યારે શું તે એટલું બધું ભયંકર વિષ છે?"

" ના રે ના. પહેલું તો આપણે એક એ વાત નક્કી સમજવી જોઇએ કે 'વિષ' એવો કોઇ શબ્દજ અસ્તિત્વમાં નથી. કારણુ કે ઔષધિમાં ભયંકરમાં ભયંકર વિષનો ઉપયોગ થાય છે

તેનો ઉપયોગ જો વિધિપુરઃ સર કરવામાં આવે તો તેના જેવી ફાયદાકારક બીજી ઔષધિઓજ નથી."

"વારૂ ત્યારે, એ અર્ક શું છે?"

"મેં જે પાદરીની આપને હમણાંજ વાત કરી હતી, તેજ મારા મિત્રની બનાવેલી આ એક બનાવટ છે. તેનો ઉપયોગ પણ તેણેજ મને બરાબર સમજાવેલો છે."

"ત્યારે તો એ ખરો રામબાણ ઇલાજ હોવો જોઇએ?"

"ખરેખરો ચોક્કસ રામબાણ ઇલાજ. આપે પોતેજ તેની અસર નજરે જોઇ છે." કાઉન્ટે જવાબ આપ્યો. "હું ઘણી વખત તેનો ઉપયોગ કરૂં છું, પણ તે ઘણીજ કાળજીપૂર્વક કરૂં છું." તેણે જરા હસતાં હસતાં ઉમેર્યું.

"હા હા. તે તો બરાબરજ છે." મેડમ વાલ્ડફોર્ટે તેવાજ અવાજે જવાબ આપ્યો. "તમારા પાદરી મિત્રના જેવો એકાદ ડોક્ટર મને પણ મળી જાય તો કેવું સારૂં? મને પણ વારંવાર તાણો આવે છે, શ્વાસ બંધ થઇ જાય છે, અને હું બેભાન થઇ જઇને થંડી પડી જાઉં છું. આથી મને સતત એવો ભય રહે છે કે એકાદ વખત ઓચિન્તુંજ મારૂં હૃદય બંધ પડી જશે, અને તેની ગભરામણમાંજ મારા પ્રાણ નિકળી જશે. આ દરદને માટે મને કોઇ ખાસ દવા બનાવી આપે તો ઠીક! પણ આ ફ્રાંસ દેશમાં તેવો કોઇ ડોક્ટર અગર તેવી કોઇ ઔષધિ મળવી મુશ્કેલ છે, અને આપનો પાદરી મિત્ર કાંઇ પેરીસ સુધી આવવાની તસ્દી લે એમ લાગતું નથી; એટલે હાલમાં તો હું જે તાણ–આંકડીની સાધારણ દવા વાપરૂં છું, તેનોજ ઉપયોગ કરતા રહ્યા સિવાય બીજો માર્ગ નથી. વળી મેં આ કેટલીક ગોળીઓ ખાસ તૈયાર કરી મંગાવી છે."

એમ કહેતાં તે સુંદરીએ એક સુંદર ડબી કાઢીને કાઉન્ટના આગળ ધરી. કાઉન્ટે ડબી હાથમાં લીધી અને તેમાંની ગોળીઓને ધારી ધારીને જોઇ તથા નાક આગળ ધરી જોઇ, અને જાણે કે તે ખાસ ઔષધિના ખરી કદર કરતો હોય તેમ દેખાવ કર્યો.

“ઔષધિ તો ઘણી સારી છે.” કાઉન્ટે કહ્યું. “પણ આ ગોળીઓને ગળી જઇને ગળામાં ઉતારવી પડે. મૂર્છિત થઇ જતા માણસથી તે કાર્ય બની શકે નહિ. બેભાન થયા પછી ગોળી ગળવા જેવી શક્તિ તેનામાં રહેજ નહિ. એટલે હું તો મારી પોતાની બનાવટજ વધારે પસંદ કરૂં છું.”

“બેશક, અને મને પણ તેજ વધારે પસંદ પડે છે; કારણ મેં તેની તાત્કાલિક અસર થતી નજરે જોઇ છે. પણ એ આપની ગુપ્ત દવા હોવાથી તેની આપની પાસેથી માગણી કરવા જેવો અવિવેક મારાથી બતાવી શકાય નહિ.”

“પણ” મોન્ટેક્રિસ્ટોએ ઉઠતાં ઉઠતાં કહ્યું. “હું મારો વિવેક ભૂલી જાઉં તેમ નથી તો! આવતી કાલે હું આપને મારી પોતાની પાસેની ઔષધિ મોકલાવી આપીશ. મારા તરફની એક નજીવી ભેટ તરીકે તે સ્વીકારવાની હું આપને ખાસ વિનંતિ કરૂં છું. પણ બાઇ સાહેબ, આટલું માત્ર ખાસ સ્મરણમાં રાખજો કે તેની માત્રા તેનું પ્રમાણ ઘણુંજ થોડું રાખવાનું છે. થોડા પ્રમાણમાં જો તે લેવામાં આવે તોજ તે અજાયબ ફાયદો કરે છે. પણ જો વધારે પ્રમાણમાં લેવામાં આવે તો તે એક મહા ભયંકર વિષ છે. આ વાત કદીપણ ભૂલતાં નહિ. એક ટીપાથી ગમે તેવી મૂર્છાવસ્થાવાળા મનુષ્યને બેઠો કરી શકાશે; પણ પાંચ છ ટીપાં લેવામાં આવ્યાં તો લેનારના રામજ

રમી ગયા એમ સમજજો. વળી વધારામાં એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે કે જો મદ્યના પ્યાલામાં તેને મિશ્ર કરવામાં આવે તો તેના સ્વાદ અગર વાસમાં લેશમાત્ર પણ ફરક પડતો નથી; એટલે આથી ભયંકર ભૂલ થવાનો સંભવ છે. પણ આપના જેવાં શાણાં અને સુશિક્ષિત સન્નારીને વિશેષ કહેવું એ કોઇપણ રીતે યોગ્ય કહેવાય નહિ. હું આપને શિખામણ દેવા યોગ્ય નથી."

તેજ ક્ષણે ઘડીઆળમાં સાડા છનો ટકોરો થયો. નોકરે આવીને મેડમ વાઇલફોર્ટની એક સાહેલી આવી પહોંચ્યાની ખબર આપી. નવીન આવનાર યુવતીને ભોજન માટે નિમંત્રણ કરવામાં આવેલું હતું.

"કાઉન્ટ, આપનો અને મારો વધારે પરિચય હોત, આપને અને મારે જરા લાંબી મિત્રતાનો સંબંધ હોત, તો આજે હું આપને ભોજન માટે રોકી પાડયા સિવાય રહેત જ નહિ. પણ આપણા પરિચયની શરૂઆતમાંજ આપને શિષ્ટાચારના નિયમ પ્રમાણે પ્રથમથી નિમંત્રણ આપ્યા સિવાય તેવી રીતે રોકાવાને વિનંતિ કરવી એ અયોગ્ય ગણાય. મને ભય એ લાગે છે કે હું વિનંતિ કરૂં, અને આપ મારી વિનંતિનો સ્વીકાર કરો નહિ, ત્યારે મને નીચું જોવાનું થાય!" મેડમ વાઇલફોર્ટે વિવેકનો અતિરેક કર્યો.

"આપનો અનહદ આભાર બાઇ સાહેબ." કાઉન્ટે પ્રત્યુત્તર વાળ્યો. "પણ મારે બીજા ઘણા વ્યવસાયો અને પ્રવૃત્તિઓ છે કે જેના ઠરેલા કાર્યક્રમમાં મારાથી વિક્ષેપ પાડી શકાય તેમ નથી. વળી આજે તો વધારામાં એક ગ્રીક રાજકુમારીની તેહેનાતમાં મારે રહેવાનું નિર્માણ થએલું છે. એટલે તે સુંદરીની સેવા બજાવવાને મારે વખતસર હાજર થઇ જવું જ જોઇએ. તેને નાટક અને સંગીતના જલસામાં મારે લઇ જવાની છે. તેને મેં વચન આપ્યું છે.

તે મારા ઉપર વિશ્વાસ રાખી બેસી રહેશે, અને મારી રાહ જોયા કરશે." કાઉન્ટે મેડમ વાઇલફોર્ટનો વિવેકથી આભાર માનતાં રજા માગી અને ચાલતો થયો.

મેડમ વાઇલફોર્ટ ઉંડા વિચારમાં નિમગ્ન થઈ ગઇ.

"આ તો ઘણો વિચિત્ર માણસ લાગે છે." કેટલીક વારે તે મનમાંને મનમાં જ બબડી. મને તો લાગે છે કે પેલા જે પાદરીની વાત એણે કરી તે તો ગપજ હોવી જોઇએ; અગર તો પોતે જ એ પાદરી હોવો જોઇએ."

મોન્ટેક્રિસ્ટો તો આનંદમાં આવી ગયો હતો. તેના ધારવા કરતાં પણ તેની યુક્તિ પ્રયુક્તિઓનું પરિણામ વધારે સારૂં આવ્યું હતુ.

"ચાલો, આ ઘણા સારા શુકન થયા છે."

રસ્તે જતાં તે પોતાના મનમાં બબડયો. "આ જમીન તો ખરેખરી રસાળ અને ફલદ્રુપ છે, અને મને પકી ખાત્રી છે કે તેમાં મેં આજે જે વાવ્યું છે તે કદી અફલ જનાર જ નથી."

વચન આપ્યા પ્રમાણે બીજે દિવસે સવારમાંજ તેણે પેલી દવા મેડમ વાઇલફોર્ટને મોકલાવી આપી.

---

## પ્રકરણ ૫૪ મું.

---

કાઉન્ટે જે સંગીત નાટકનું બ્હાનું બતાવ્યું હતું તે વધારે માનવા લાયક હતું; કારણ તે દિવસે રાતના 'રોયલ એકેડેમી' નાટકશાળામાં હંમેશ કરતાં વધારે આકર્ષણ હતું. ત્યાંની રંગભૂમિ ઉપર વખણાએલો પ્રધાન નટ 'લી. વાસર' જે કેટલાક વખતથી સખ્ત બીમારી ભોગવતો હતો, તે તે દિવસે ફરીથી પાછો

રંગભૂમિ ઉપર ઉતરનાર હતો. તે સમયના પ્રખ્યાત સંગીત નાટકકારની કૃતિ રંગભૂમિ ઉપર ભજવી બતાવવાની ખબરો બહાર પડેલી હોવાને લીધે પેરીસ શહેરના લ્હેરી અને રસિક જનોના શિષ્ટ મંડળથી તે દિવસે નાટકગૃહ ચિકાર ભરાઇ ગયું હતું. બીજા શ્રીમન્ત અને આબરૂદાર યુવાનોની માફક આલ્બર્ટ મોર્સર્ફે પણ આ નાટકશાળામાં પોતાની ખાસ બેઠક કાયમને માટે રોકી રાખેલી હતી જ. આ ઉપરાંત તેના પરિચિત ઇસમો સાથે બેસવાની તેની ઇચ્છા થાય તો પાંચ પચીસ જગાએ બેઠક લેવાનું નિમંત્રણ તેને મળે તેમ હતું. આ ઉપરાંત બીજી એક ખાસ વિશાળ બેઠકમાં જઇને બેસવાનો હક્ક પણ તેને હતો. આલ્બર્ટની સાથેની જગા શાતો રીનોડે રાખી લીધી હતી. બોકમ્પ પોતે એક જાણીતા વર્તમાન પત્રના અધિપતિ તરીકે આખી નાટકશાળામાં મરજી ચાહે ત્યાં બેઠક મેળવવાનો હક્ક ધરાવતો હતો.

સ્વદેશ ખાતાનો પ્રધાન કેટલાંક કારણોસર તે દિવસે નાટક જોવા આવનાર ન હોવાથી તેણે પોતાના મદદનીશ અને સેક્રેટરી લુશીઅન ડીબ્રેને પોતાને માટે ખાસ રાખવામાં આવેલી જગાનો મોજથી ઉપયોગ કરવાની પરવાનગી આપી હતી. લુશીઅને આલ્બર્ટ મોર્સર્ફને તે જગાનો ઉપયોગ કરવા માટે નિમંત્રણ આપ્યું, પણ આલ્બર્ટની માતાએ ના પાડયાથી આલ્બર્ટે બેરન ડેંગ્લર્સની પત્ની ( પોતાની ભાવી સાસુ ) ને અને તેની પુત્રી (પોતાની ભાવી પત્ની)ને નિમંત્રણ આપ્યું, અને જો તે બન્ને સન્નારીઓ નિમંત્રણ સ્વીકારે તો પોતે જાતે તેમની ત્હેનાતમાં હાજર રહેવાનું કબુલ કર્યું. તે બન્ને સન્નારીઓ તો આનંદથી ગાંડી ઘેલી થઇ ગઇ. શ્રીમન્ત લક્ષાધીશો નાટક અને સંગીતના જલસા જોવાની ફોગટીયા સવડથી

જેટલા ખુશ થાય છે, એટલા બીજા કોઇ વર્ગના લોકો ભાગ્યે જ ખુશ થતા હશે ! આવા લોકો શ્રીમન્તાઇ અને ઉદારતાનો ડોળ બતાવતા છતાં અંદરખાનેથી ખરેખરા મખ્ખીચુસ હોય છે.

બેરન ડેંગ્લર્સને પોતાને આ વાત પરવડે તેમ નહોતી. સરકારી અમલદાર અને તેમાં પણ સ્વદેશ ખાતાના પ્રધાનની ખાસ જગામાં પોતે જઇને બેસવાને તે બીલકુલ રાજી ન હોતો; કારણ તેના રાજકીય સિદ્ધાંતોથી તે કેવળ વિરૂદ્ધ વર્તન થતું હતું. વળી તે હાલની સરકારના વિરૂદ્ધ પક્ષમાં હતો. આ બધાં કારણોને લીધે જાહેરમાં આવું વર્તન કરવાથી તેની આબરૂ જાય તેમ હતું. હવે બન્ને મા દિકરીઓથી એકલાં જઇ શકાય નહિ, કારણ તે શિષ્ટાચારથી વિરૂદ્ધ હતું. તેથી બેરોનેસ ડેંગ્લર્સે લ્યુશીઅન ડીબ્રેને એક પત્ર લખીને તેમને પોતાની સાથે લઇ જવાને વિનંતિ કરી. નાટકશાળા જેવી જાહેર જગાએ જો આ બન્ને માતા–પુત્રી કોઇ પુરૂષની સોબત સિવાય એકલીજ જાય તો તેનો ભુંડો અર્થ કરવામાં આવે એમાં કાંઇપણ શંકા જ નહિ. આથી તેમની બન્નેની સાથે જવાને એક મરદની ખાસ જરૂર હતી. આ કારણે જ લ્યુશીઅન- ડીબ્રેની પસંદગી કરવામાં આવી હતી. લ્યુશીઅન ડીબ્રે અને બેરોનેસ ડેંગ્લર્સનો સંબંધ લગભગ સૌ કોઇના જાણવામાં હતો, છતાં એક અવિવાહિતા પુત્રી પોતાની માતાના રમણ–આશક–જારની સોબતમાં આવી જાહેર જલસાની જગાએ જાય તોપણ તેને અદેખા અને દુષ્ટ લોકો તરફથી કાંઇ બીતિ રાખવાનું કારણ ન હોતું. તેવા મરદની સોબતથી સમાજનો શિષ્ટાચાર જળવાતો હતો ! કારણ તે મરદ હતો ! માતા પુત્રી બન્ને ગમે તેવાં નિર્દોષ અને પવિત્ર હૃદયનાં હોય, છતાં માતા પોતે પુત્રીને પોતાની સાથે લઇને એવી જાહેર જગાએ એકલી જ

જાગ તો તે સામાજિક શિષ્ટાચારની વિરુદ્ધ હતું; પરંતુ જે માણુ-સને આખો સમાજ તેની માતાના આશક તરીકે સ્પષ્ટ રીતે ઓળ-ખતો હતો, તેવો પુરૂષ સાથે હોય તો તેથી સમાજનો નિયમ પરિ-પૂર્ણ સચવાતો હતો! અને જગત્ જખ મારતું હતું! આવા પરસ્પર વિરોધી શિષ્ટાચારના નિયમોથી તેમના હિમાયતીઓને સંતોષ થતો હોય તો તે તેમને મુબારક રહો! અમારામાં તો તે સમજવા જેટલી અગર તેમનાથી સંતુષ્ટ થવા જેટલી શક્તિ નથી!

પડદો ખુલ્યો ત્યારે તો આખું નાટકગૃહ હમેશની માફક ખાલી જ હતું. પેરીસના શોખીન લોકો નાટક શરૂ થતા પહેલાં નાટકશાળામાં કદી પગ મૂકતા જ નહિ. આથી પહેલા અંક વખતે તો રંગભૂમિ ઉપર શું ચાલતું તે તરફ બીલકુલ ધ્યાન અપાતું જ નહિ. જેઓ આવી ગયા હોય તે લોકો નવીન આવનાર લોકોને નિહાળી નિહાળીને જોવામાં રોકાયા હતા. લગભગ દરેક જણ આવી નોંધ લેવામાં રોકાએલ હોવાથી રંગભૂમિ તરફ કોઇને કાન ધરવાની અગર દષ્ટિ કરવાની ફુરસદ જ નહોતી. પ્રેક્ષકો પકીના થોડા ઘણા નહિ જેવા માણસો જેમની ઇચ્છા રંગભૂમિ ઉપર શું ચાલી રહ્યું છે તે જોવાની અગર ધ્યાનપૂર્વક સાંભળવાની હોય તેવા લોકોને બીચારાને ઘોંઘાટ અને અવાજને લીધે કાંઇપણ કાને પડે તેમ નહોતું.

"અરે! આ તો ખરેખર કાઉન્ટેસ જી." પહેલી હારમાંની એક બેઠકના બારણામાંથી એક સ્ત્રીને પ્રવેશ કરતાં જોઇને આલ્બર્ટ બોલી ઉઠયો.

"પણ તે છે કોણ તે તો કહે?" રીનોડે પૂછ્યું.

"અરે! આ વળી કેવો પ્રશ્ન! યાર મને તારી સાથે એક વખત ખરેખરી ધમાધમી ઉડાવવાનું મન થાય છે! આખું જગત તેને ઓળખે અને તું તેને માટે આવા પ્રશ્ન કરે?"

" હા, હા. હવે યાદ આવ્યું. " તેના મિત્રે કહ્યું. " તેં પેલી ઇટાલીની વાત કહી હતી, તેમાં જેના વિષે તું બોલતો હતો તેજ આ હોવી જોઇએ. તારે ઘણું કરીને વેનીસમાં તેની સાથે પરિચય થયાનું તું કહેતો હતો ! "

" હા હા. તેજ ! "

આજ ક્ષણે કાઉન્ટેસે આલ્બર્ટને જોયો. આલ્બર્ટે તેને નમન કર્યું. કાઉન્ટેસે મધુર હાસ્યપૂર્વક જવાબ આપ્યો.

" તું મને તેની ઓળખ ન કરાવી આપે ? "

" અરે ઘણી ખુશીથી કરાવી આપીશ. "

" ચુંપ રહો ! " પ્રેક્ષક વર્ગનો અવાજ આવ્યો.

તે અવાજની આ બે યુવકો ઉપર કાંઇ અસર થઇ નહિ. તેમણે તેના તરફ કેવળ દુર્લક્ષ કર્યું.

" કેમ્પ-દ-માર્સની શરતોમાં કાઉન્ટેસ હાજર હતી. " શાતો રીનોડે કહ્યું.

" આજની શરતોમાં ? " આલ્બર્ટે પૂછ્યું. " હા. "

" ઓહો ! શરતોની વાત તો હું વિસરીજ ગયો. તું ગયો હતો ત્યારે. તેં તેમાં ભાગ લીધો હતો કે ? "

" હા હા. માત્ર એક પચાસેક લુઇ જેટલી નજીવી રકમ બગાડી ખરી. "

" પણ વારૂ જીત્યો ખરોને ? " " હા હા. એકમાં જીત તો મળી. "

" પણ બધી મળીને ત્રણ શરતો હતી નહિ વારૂ ? "

" હા હા. ' જોકી કલબ ' તરફનું ઇનામ પણ હતું. એક સુવર્ણનો પ્યાલો. પણ તે શરતમાં એક ઘણોજ વિચિત્ર બનાવ બન્યો. "

"શું થયું?" "ચુપ રહો" ફરીથી પોકાર આવ્યો.

"એ શરતમાં એક તદ્દન અજાણ્યો સ્વાર અને ઘોડો જીતી ગયા!"

"શું કહે છે?"

"હા હા. સત્ય વાત! 'વેમ્પા' નામનો ઘોડો અને 'જોન' એવા નામના સ્વાર વિષે કોઇ કાંઇ જાણતુંજ નહોતું. છેલ્લી ઘડીએ એક સુંદર ઘોડો અને તેના ઉપર તદ્દન ઠીંગણો વ્હેંતીઓ સ્વાર શરત શરૂ થવાની જગાએ આવીને ઉભા રહ્યા. પેલો વ્હેંતીઓ સ્વાર પવનમાં ઉડી ન જાય તે માટે તેના ખીસ્સામાં અધમણ તો વજન ભરવાની જરૂર પડી. આમ છતાં તેજ ઘોડાએ અને સ્વારે બીજા તમામને પાછળ પાડી દીધા અને જીત મેળવી!"

"વારૂ, પણ તે ઘોડો અને સ્વાર કોણ હતા તે પાછળથી તો માલુમ પડયું જ હશે?" "ના ના. બીલકુલ નહિ."

"ઘોડાનું નામ શું વેમ્પા રાખવામાં આવ્યું હતું?"

"હા હા."

"ત્યારે તો તારા કરતાં મને વધારે માહિતી છે. તે ઘોડો કોનો છે તે હું કહી શકું તેમ છે."

"એઇ ચુપ રહો! વાતો બંધ કરો!" ત્રીજી વખતનો પોકાર થયો. છેલ્લા વર્ગના લોકો છેડાઇ પડયા! ગટર કલાસ ગંધાઇ ઉઠયો. આ વખતે પોકારના અવાજમાં એટલી બધી ધમકી જણાતી હતી કે આ બન્ને મિત્રોનો હવે વાતચીત બંધ કર્યા વગર છૂટકો નહોતો. તેઓ હવે રંગભૂમિ તરફ ધ્યાન આપવા લાગ્યા.

આજ પળે સ્વદેશખાતાના પ્રધાનની બેઠકનું બારણું ખૂલ્યું. મેડમ ડેંગ્લર્સ અને તેની પુત્રી દાખલ થયાં. સાથે લ્યુશીઅન ડીબ્રે હતો. તેણે તેમને આદરસત્કારથી બેસાડયાં.

"હા ! હા ! હા !" શાતો રીનોડ ખડખડ હસવા લાગ્યો. "આ તમારી કેટલીક મિત્રમંડળી આવી પહોંચી. અરે તમે પણ ક્યાં જુઓ છો ? જુઓ એ લોકો તમારૂં ધ્યાન ખેંચવા માગે છે."

આલ્બર્ટે જરા પાછા ફરીને નજર કરી. બેરોનેસે પંખો હલાવી તેને નમન કર્યું. તેની પુત્રીએ તો તેના તરફ જોવાની પણ તસ્દી લીધી નહિ.

"દોસ્ત, મારે તને એક વાત કહેવાની છે." શાતો રીનોડે આલ્બર્ટને કહ્યું. "જો માઠું ન લગાડતો. આ બેરન ડેંગ્લર્સની પુત્રીને માટે તને આટલો બધો તિરસ્કાર હોવાનું મને તો કાંઇ પણ કારણ સમજાતું નથી. હા, તેની કુલિનતા ઘણી પેઢીઓથી ઉતરી આવેલી નથી; તેમજ તારા કરતાં તેના પિતાનો દરજ્જો જરા ઉતરતો છે એ વાત સાચી; પણ તું કાંઇ તેવી બાબતોની દરકાર કરે તેવો માણસ નથી ! એટલે એ ખામીઓ બાદ કરીએ તો તે એક ઘણી સુંદર બાલા લાગે છે !"

"હા હા, સુંદર તો છેજ. એમાં જરા પણ સંશય નથી." આલ્બર્ટે જવાબ આપ્યો. "પણ આપણને પસંદ પડે તેમ નથી. આપણને તો એના કરતાં જરા વધારે મૃદુ સ્વભાવની, જરા વધારે નાજુક અને વધારે શાંત પ્રકૃતિની સ્ત્રી ગમે !"

"વાહરે !" શાતો રીનોડ આલ્બર્ટના કરતાં ઉમ્મરમાં ચાર પાંચ વરસે મોટો હતો, એટલે મુરબ્બી તરીકેનો અધિકાર બતાવતાં બોલ્યો. "તમારા જેવા જુવાનીઆઓને કદી સંતોષ થવાનો જ નહિ. લ્યો વળી તમારે વધારે શું જોઇએ ? તમારાં માતા પિતાએ એવી સુંદર કન્યા પસંદ કરી છે કે જે મૃગયાએ નિકળેલી વનદેવીને પણ લજાવે તેમ છે ! છતાં ભાઇ સાહેબનું મન માનતું નથી !"

"અરે પણ તમે જે ઉપમા આપી તેને લીધેજ મારૂં મન માનતું નથી." આલ્બર્ટે જવાબ આપ્યો. "એવી વનદેવી–શિકારે ચઢેલી વનદેવી આપણે ન જોઇએ. અરે, એવી વનદેવી તો પોતાની પરીઓ અને અપ્સરાઓની મદદથી કોઇ દિવસ મારો પોતાનો પણ શિકાર કરી નાંખે!"

બેરન ડેંગ્લર્સની પુત્રી 'યુજીની'ને કોઇ નિહાળીને જુએ તો આલ્બર્ટની ટીકામાં કાંઇક તથ્ય રહેલું છે એમ તેને તુરતજ સમજાય. તે સૌન્દર્યવતી હતી, એમાં જરા પણ શંકા નહોતી. પણ તેનું સૌન્દર્ય આલ્બર્ટ જેવા શોખીન આદમીને પસંદ પડે તેવું નહોતું. તેના કેશ સુંદર કાળા રંગના હતા, પણ જરા ઉંચાજ રહેતા. તેની આંખોમાં કાંઇક અજબ તરેહની સુરખી હતી, પણ તેનાં ભવાં હમેશાં ચઢેલાંજ રહેતાં. તેના જેવી સુંદરીના મુખ ઉપર જે શાંતિ, મૃદુતા, અને માધુર્યના ભાવો જોઇએ તેમાંનું કાંઇ જણાતું નહોતું. મુખ જરા વધારે ભરાવદાર હતું. હોઠ એટલા બધા રાતા હતા કે જેથી દાંતની સુંદરતામાં વધારો થતો નહોતો. મુખનો રંગ પણ જરા ફીક્કાશ પડતો લાગતો હતો. મુખના ખુણા ઉપર એક મોટો તલનો ડાઘ હતો. તેનો એકંદર દેખાવ બધો એક નાજુક સુંદરીને છાજતો હોવાને બદલે મરદાની વધારે લાગતો હતો. તેના મુખમંડળને ધારીને નિહાળીને જોનારને તે તેના દૃઢ નિશ્ચયી સ્વભાવ, સ્વતંત્ર મિજાજ, અને સ્વાશ્રયીપણાનું ભાન કરાવતો હતો. આલ્બર્ટના મિત્રે વર્ણન કર્યા પ્રમાણે તે મૃગયાએ નિકળેલી વનદેવીના જેવીજ ખરેખર દીસતી હતી. વનદેવીના કરતાં પણ તે વધારે નિશ્ચયી અને અભિમાની દેખાતી હતી. તેની શિક્ષણ–વિષયક નિપુણતા પણ તેવીજ હતી. તેનો ભાષાશાસ્રનો અભ્યાસ સંપૂર્ણ હતો. તેનું કલાવિજ્ઞાન

ઉત્તમ પ્રતિનું હતું. તે કવિતા લખી શકતી, અને સંગીતનાં ગાયનો બનાવી જાણતી. સંગીતના વિષયનો ખાસ અભ્યાસ તેણે જારી રાખ્યો હતો. આ વિષયમાં તેની એક સહાધ્યાયિનીની તેને સારી મદદ હતી. તેની સાહેલી આ વિષયમાં પ્રાવીણ્ય મેળવવાને મથતી હતી, અને સૌ કોઇનો મત એવો હતો કે એક વખત તે આ વિષયમાં વિજય મેળવશે. તેની આ બેનપણી ઉતરતા કુલમાં જન્મી હતી એટલે યુજીની તેની સાથે જાહેરમાં હરવા ફરવાનું પસંદ કરતી નહિ; પણ તેમનો ખાનગી સંબંધ ઘણો સારો ચાલતો હતો. શિક્ષિકા તરીકેના ધંધાથી ગુજરાન ચલાવનારના નસીબમાં આવું દુર્ભાગ્ય લખાએલું હોય છે જ.

મેડમ ડેંગ્લર્સના બેઠક લીધા પછી થોડીજ વારમાં પડદો પડયો. અડધા કલાકની વિશ્રાંતિનો સમય થયો. સંગીત બંધ થયું. પ્રેક્ષકોને આમ તેમ મરજી માફક હરવા ફરવાની છૂટ મળી. આલ્બર્ટ અને તેનો મિત્ર સૌથી પહેલાજ ઉઠયા. બેરોનેસ ડેંગ્લર્સે એમજ માની લીધું કે તેઓ તેની તરફજ આવતા હતા. આ વાત તેણે પોતાની પુત્રીને જણાવી. પુત્રીએ માત્ર શંકામાં ડોકું ધુણાવ્યું અને જરાવાર પછી જ્યાં પેલી કાઉન્ટેસ જી. બેઠી હતી તે બેઠક તરફ આંગળી કરી. આલ્બર્ટ તેની પાસેજ ઉભો હતો.

"ઓહો! આપણે પાછાં ઘણે દિવસે ભેગાં થયાં ખરાં!" કાઉન્ટેસે જુના પરિચયનું સ્મરણ કરતાં આલ્બર્ટને આવકાર આપ્યો. "આટલી ઝડપથી તમે મને ઓળખી કાઢી એ તો ખરેખર નવાઇ જેવુંજ! વળી પહેલવહેલા તમે મનેજ મળવાને આવ્યા!"

"તમે પેરીસમાં આવ્યાં છો એવી મને ખબર મળી હોત, અને તમારૂં સરનામું મને માલુમ હોત, તો તો હું તમને ક્યારનોયે

મળવાને આવી ગયો હોત, એમ નક્કી માનજો. કાઉન્ટસ, મારા આ મિત્રની તમારી સાથે ઓળખ કરાવવા હું પરવાનગી માગું છું. મારા મિત્ર ફ્રાંતો રીનોડ એક ઘણા લાયક ગૃહસ્થ છે. ફ્રાંસમાં હાલના સમયમાં તેમના જેવા ગૃહસ્થો શોધ્યા પણ જડે તેમ નથી. આજે આપ શરતોમાં ગયાં હતાં એમ તેમના કહેવાથી મેં જાણ્યું છે."

કાઉન્ટેસે આલ્બર્ટના મિત્રનું નમન સ્વીકારતાં તેનો સત્કાર કર્યો.

"ત્યારે તમે પણ શરતોમાં આવ્યા હતા કે શું?" કાઉન્ટેસે રીનોડને પૂછ્યું. "હા, હા, હું હાજર હતો."

"તો," કાઉન્ટેસે આતુરતાથી કહ્યું. "પેલું 'જોકી કલબ'વાળું ઇનામ કોણે જીત્યું તે તમે મને કહી શકશો ખરા?"

"હું દિલગીર છું કે મને તેની કાંઇજ માહિતી મળી નથી. હુંજ પોતે હમણાં આલ્બર્ટને તેજ પૂછતો હતો."

"કાઉન્ટેસ, એ જાણવાની તમને એટલી બધી આકાંક્ષા છે?" આલ્બર્ટે પ્રશ્ન કર્યો.

"શું જાણવાની?"

"જીત મેળવનારનું નામ જાણવાની?"

"હા, હા. પણ શું તમને ખરેખર તે બાબતની ખબર છે?"

"હા, હા, પણ કાઉન્ટેસ તમે કાંઇ કહેવા જતાં હતાં તે શું છે? તે પહેલાં જણાવો."

"વારૂ ત્યારે સાંભળો. મને તે ઘોડો અને તેનો સ્વાર જોઇને એટલો બધો આનંદ થયો કે તેમને જ જીત મળે એવી મારી ઇચ્છા થઇ. જાણેકે મારો પોતાનો જ ઘોડો હોય, અને મારે પોતાને જ દાવની હારજીત કરવાની હોય, તેમ મેં ઇશ્વરની પ્રાર્થના કરવા

માંડી. જ્યારે ઘોડા આગળ ગયો ત્યારે મારાથી વધારે વખત રહી શકાયું નહિ, એટલું હું તાળીઓ પાડી ઉઠી. ઘેર પહોંચી ત્યારે જીના ઉપર મને તેજ વ્હેંતીઓ ઘોડાવાળો સામો મળ્યો. મેં ધાર્યું કે કદાચ તે પણ મારાવાળા મકાનમાંજ રહેતો હશે. પણ મારા દિવાનખાનામાં પગ મૂકતાંની સાથે તો પેલો જોકી કલબનો સુવર્ણ પ્યાલો મારા ટેબલ ઉપરજ મૂકેલો મેં દીઠો, અને મારા આશ્ચર્યનો તો પાર રહ્યો નહિ ! તે પ્યાલામાં એક નાની સરખી કાગળની કાપલી મૂકેલી હતી. તેમાં લોર્ડ રૂથવેન તરફથી કાઉન્ટેસ જી. ને સવિનય ભેટ—"

"બરાબર મને ખાત્રીજ હતી." આલ્બર્ટે કહ્યું.

"શાની ખાત્રી હતી ?"

"તે ઘોડા લોર્ડ રૂથવેનનો જ હોવો જોઇએ."

"કયો લોર્ડ રૂથવેન તે ?"

"કેમ વળી ? લોર્ડ રૂથવેન પેલો પિશાચ, જેના સંબંધમાં ઇટાલીમાં એક દિવસ આપણે એટલી બધી વાતચીત થઇ હતી તે!"

"ઓ બાપરે !" કાઉન્ટેસ ગભરાતી બોલી ઉઠી. "શું તે પાછો અહિંઆં પણ આવેલો છે ?"

"હા, હા. કેમ ન આવે ?"

"અને તમે તેને મળવા જાઓ છો ? તમારે પોતાને ત્યાં અને બીજી જગાએ તેને મળો છો ?"

"તે તો મારો પરમ મિત્ર થઇ પડયો છે. આ મારા મિત્રને પણ તેનો પરિચય થઇ ગયો છે."

"વારૂ, પણ તે ઘોડો એનોજ છે એવું શા ઉપરથી કહો છો ?"

"કેમ, જે જાણીતા બ્હારવટીઆએ મને કેદ કર્યો હતો, અને જેના હાથમાંથી તેણે મને છોડાવ્યો હતો, તેનું નામ શું તમને યાદ નથી ?"

"હા, હા, તેનું નામ પણ વેમ્પા હતું, હવે મને બરાબર યાદ આવ્યું."

"હવે આ ઘોડાનું પણ તેજ નામ રાખવામાં આવેલું છે. એટલાજ ઉપરથી તે ઘોડો કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનોજ હોવો જોઇએ એમ મારી પક્કી ખાત્રી થઇ છે."

"પણ તેણે ઇનામમાં મેળવેલો સુવર્ણ પ્યાલો મારા તરફ મોકલવામાં તેનો શો હેતુ હશે?"

"એક તો મેં તેને તમારા વિષે ઘણી ઘણી વાતો કરી છે; બીજું તમે તેના પોતાના દેશનાં છો અને તેની જીતમાં ઘણો રસ લેતાં હતાં."

"હું ધારૂં છું કે જેટલી જેટલી મૂર્ખાઇ ભરેલી વાતો મેં કરી હતી તે બધીજ તમે તેને નહિ કહી દીધી હોય?"

"મેં નથી કહી દીધી એમ સોગન ઉપર હું કહી શકું તેમ નથી. વળી તે તમને લોર્ડ રૂથવેનના નામથી ભેટ મોકલેલ છે એ ઉપરથી લોર્ડ રૂથવેનની સાથે તમે એક વખત તેની તુલના કરી હતી એ વાત તેના જાણવામાં છે."

"અરે તમે પણ ખરા છો! આ તો ઘણી ભયંકર મૂર્ખાઇ કહેવાય! અરે તે માણસ મારા ઉપર ઘણો ગુસ્સે ભરાયો હશે!"

"તમને ભેટ મોકલાવી તે ઉપરથી તેમ લાગે છે?

"ના ના. તે ઉપરથી તો તેમ લાગતું નથી."

"ત્યારે પછી?—"

"હાં, હાં, ત્યારે તો એ વિચિત્ર મનુષ્ય હાલ પેરીસમાં છે?"

"હા, હા. અહિંજ છે."

"વારૂ, અહિંઆં લોકોમાં તે કેવોક સત્કાર પામે છે?"

"અરે એમાં વળી પૂછવાનુંજ શું હોય?" આલ્બર્ટે જવાબ આપ્યો. "પહેલા અઠવાડીઆમાં તો જ્યાં જુઓ ત્યાં તેનીજ વાતો! દરેક જણ તેનાંજ વખાણ કરે! કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો અને તેનાં અદ્દભૂત પરાક્રમોનાં વર્ણનોજ કાને પડતાં! એટલામાં ઈંગ્લંડમાં મહારાણીના રાજ્યાભિષેકનો પ્રસંગ આવી લાગ્યો, એટલે તેનીજ વાતો થવા લાગી, અને તે પછી એક હીરાની અજાયબી ભરેલી ચોરીનો બનાવ બન્યો તેમાં લોકોને વધારે રસ પડવા લાગ્યો. આ છેલ્લા બે બનાવો તરફ લોકોનું ધ્યાન વધારે ખેંચાયું."

"નહિ, નહિ, કાઉન્ટેસ," આલ્બર્ટનો મિત્ર બોલ્યો. "ખરી હકીકત એમ છે કે મોન્ટેક્રિસ્ટો આલ્બર્ટનો ખાસ મિત્ર હોવાથીજ આ પ્રમાણે જરા બીતાં બીતાં વાત કરે છે. બાઇ સાહેબ, આલ્બર્ટ કહે છે તે વાત સાચી માનતાં નહિ. કાઉન્ટના આવવાથી પેરીસમાં જે દોડધામ ચાલી રહી હતી તે હવે ઓછી થઇ ગઇ છે એમ જરા પણ નથી. હું ખાત્રીથી કહું છું કે કાઉન્ટની વાતોથી લોકો હજી જરા પણ ધરાતા નથી. અને તેમ થાય પણ શી રીતે? અહીં આવતાંની સાથે પહેલું ચોંકાવનારૂં કાર્ય તો તેણે એ કર્યું કે બત્રીસ હજાર ફ્રાંકની કિંમતની ઘોડાની જોડી મેડમ ડેંગ્લર્સને તેણે ભેટ આપી. મેડમ વાઇલફોર્ટનો જાદુઇ રીતે મૃત્યુના મુખમાંથી બચાવ કર્યો, એ તેનું બીજું પરાક્રમ. હવે વળી પાછું 'જોકી કલબ' વાળું ઇનામ પણ તેજ ઉઠાવી ગયો. આ બધાં કારણોને લીધે આલ્બર્ટ ગમે તેમ કહે પણ કાઉન્ટના ઉપર લોકો ફીદા ફીદા થઇ ગયા છે એમાં કાંઇ પણ શક નહિ. જ્યાં ત્યાં તેની અને તેની જ વાતો ચાલી રહી છે, એટલુંજ નહિ પણ જ્યાં સુધી તે એવાં એવાં કાર્યો કરતો રહેશે, અને એવું વિચિત્ર વર્તન રાખશે ત્યાં સુધી તો લોકો તેને કદી ભૂલી શકશેજ નહિ. તેને પોતાને મન તો આ

બધા કદાચ કાલક્ષેપ કરવાના સાધારણ ઉદ્યોગોજ હશે, પણ જગત તો તેને લીધે આશ્ચર્યમાંજ ગરક થઇ જાય છે."

"કદાચ તારૂં કહેવું ખરૂં પણ હોય!" આલ્બર્ટે કહ્યું. "પણ રશીઅન એલચી માટે પ્રથમ જે જગા ખાસ અલગ રાખેલી હતી તે જગા તરફ નજર કર અને કહે જોઇએ, હાલ તે જગા કોણે રાખેલી છે?"

"એ તો સમજાય તેમ નથી."

"પહેલા અંક વખતે ત્યાં કોઇ બેઠેલું હતું કે?"

"ના ના." કાઉન્ટેસ બોલી ઉઠી. "પહેલા અંક વખતે તો જગા તદન ખાલીજ હતી." પછી મોન્ટેક્રિસ્ટોની વાત સંભારતાં તેએ પૂછ્યું: "શું તમારૂં એમ ધારવું છે પેલો ભેદી કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોજ ઇનામ ઉપાડી ગયો?"

"ધારવું શું? ચોકકસ વાત."

"અને તેણેજ પેલો સુવર્ણ પ્યાલો પછીથી મને મોકલાવી આપ્યો?"

"એમાં જરાપણ શંકા નથી."

"જો એમજ હોય તો તો" કાઉન્ટેસે કહ્યું. "તે પરત આપી દેવાનો મારો ઇરાદો થાય છે." એક તદન અજાણ્યો આદમી એવી ભેટ શા કારણે મોકલાવી આપે છે એ મને જરાપણ સમજાતું નથી."

"મેહેરબાની કરીને તેવું કાંઇ પણ કરતાં નહિ.' આલ્બર્ટ બોલ્યો. "કારણ તમે જો આ પ્યાલો પરત મોકલશો તો એ વળી તમને કોઇ બીજો નવી જાતનો પ્યાલો મોકલાવી આપશે. સુવર્ણને બદલે હિરામાણેક કે પાનાનો પ્યાલો પાછો લેવો પડશે. તેને એવીજ એક જાતની ટેવ પડી ગએલી છે. એટલે એને નારાજ કરવો મુશ્કેલ છે."

એટલામાં બીજો અંક શરૂ થવાનો સમય થવાના સુચન તરીકે ઘંટ વાગ્યો. આલ્બર્ટ પોતાની જગાએ જવાને ઉઠયો.

"ફરીથી પાછા મળશો ખરાને ?" કાઉન્ટેસે પૂછ્યું.

"બીજી વારની વિશ્રાંતિ વખતે જો આપની પાસે આવવાની આપની પરવાનગી હોય તો આપની ત્હેનાતમાં હાજર થાઉં. વળી આ પેરીસ શહેરમાં આપના મુકામ દરમ્યાન મારા લાયક કાંઇ કામ સેવા ફરમાવશો તો સેવક તે બજાવવાને ચુકશે નહિ."

"જુઓ, "કાઉન્ટેસ બોલી. "હાલમાં હું 'રૂ–દ–રીવોલી' નામના મોહોલ્લામાં નંબર બાવીસના મકાનમાં રહું છું. મારૂં સરનામું બરાબર ધ્યાનમાં રાખજો. વળી દર શનીવારે સાંજના મારા મિત્રોની હું મુલાકાત લઉં છું એ પણ યાદ રાખજો. એટલે જો તમારે બન્ને જણને મને મળવા આવવાની ઇચ્છા હોય તો હવે તમે મારૂં ઠેકાણું જાણતા નથી, અગર મને કયારે મળવા આવવું એ તમને ખબર નથી, એવાં તમારાં બ્હાનાં બીલકુલ ચાલે તેમ નથી."

બન્ને યુવાનો નમન કરીને ત્યાંથી ચાલતા થયા. તેઓ પોતાની જગાએ જઇ પહોંચ્યા, અને આસપાસ નજર કરવા લાગ્યા તો રશીઅન એલચીવાળી જગા તરફ બધાંને ઉંચાં થઇ થઇને નિહાળતાં તેમણે જોયાં. બધાની માફક તેઓએ પણ તે તરફ દૃષ્ટિ કરી તો એક પાંત્રીસ ચાલીસ વરસના સુંદર પણ તદન કાળો પોષાક ધારણ કરીને દાખલ થતા એક ગૃહસ્થને તેમણે જોયો. તેની સાથે પૌર્વાત્ય પોષાકમાં સજ્જ થએલી એક સ્ત્રી હતી. તે સ્ત્રી અત્યંત સ્વરૂપવાન યુવતી હતી. તેના કિમતી પોષાકના પુર ભપકાથી સૌ કોઇનું ધ્યાન તેના તરફ દોરાયું હતું.

"ઓહો!" આલ્બર્ટ બોલ્યો. "આ તો મોન્ટેક્રિસ્ટો છે! પોતાની ગ્રીક સુંદરીને લઇને આવ્યો લાગે છે!"

હતું પણ ખરેખર તેમજ. તે ગ્રીક સુંદરીના સાન્દર્ય અને પુર ભપકાથી તમામ શ્રોતાજનોની દૃષ્ટિ તેના તરફ જ ઠરી ગઇ. પુરૂષો તો શું પણ સ્ત્રીઓ પણ ડોકાં તાણી તાણીને તેને નિહાળી રહી હતી. હૈદીએ પહેરેલાં વિવિધ પ્રકારનાં આભૂષણો અને હિરાના હારના ઝગઝગાટથી સૌ કોઇ અંજાઇ ગયાં. હિરા પણ કોઇ અલૌકિક પાણીદાર હતા.

બીજા અંક દરમ્યાન જાણે કોઇ ઘણો મહત્વનો બનાવ બન્યો હોય તેમ આખી નાટકશાળામાં એક જબરો ઘોંઘાટ થઇ રહ્યો. સૌ કોઇ તે લલિત લલનાનીજ વાતો અને તેના સંબંધમાંજ વિચાર કરતાં હતાં. રંગભૂમિ ઉપર ભજવાતા પ્રયોગ તરફ તો કોઇનું લક્ષ જ નહોતું.

આ વખતે મેડમ ડેંગ્લર્સે એક ચોક્કસ ખાસ સંજ્ઞા કરીને બીજો અંક પુરો થતાં પોતાને આવીને મળી જવાને આલ્બર્ટને વિનંતિ કરી. આવી સ્પષ્ટ વિનંતિને કાંઇ નહિ તો વિવેકની ખાતર પણ માન આપ્યા સિવાય ચાલે તેમ નહોતું. તેથી અંક પૂરો થતાંજ તે મેડમ ડેંગ્લર્સની બેઠક તરફ ગયો. મા દિકરી બન્નેને નમન કર્યા પછી ડીબ્રેની સાથે તેણે હસ્તધૂનન કર્યું. મેડમ ડેંગ્લર્સે ઘણા સ્નેહથી તેનો સત્કાર કર્યો, પણ યુજીનીએ તો હમેશની માફક તેની તરફ બેદરકારી જ બતાવી.

“વાહ દોસ્ત,” ડીબ્રે બોલ્યો. “મારા જેવા ગભરાઇ ગએલા અને નિરૂપાય બની ગએલા મનુષ્યને મદદ કરવાને તું બરાબર વખતસર જ આવી પહોંચ્યો છે. મેડમ ડેંગ્લર્સે ક્યારનો મને કાઉન્ટના સંબંધમાં ઉપરા ઉપરી અનેક પ્રશ્નો પૂછીને ગભરાવી નાંખ્યો! કાઉન્ટ કોણ છે? કયા દેશનો રહીશ છે? ક્યાં જન્મ્યો છે? તેનાં

માતાપિતા કોણ ? તેણે કેટલું અને કેવા પ્રકારનું શિક્ષણ લીધેલું છે ? તે હાલ ક્યાંથી આવે છે ? અને ક્યાં જવાનો તેનો ઇરાદો છે ? વિગેરે અનેક પ્રશ્નોથી મને હેરાન હેરાન કરી નાંખ્યો. હું નથી ભવિષ્યવેત્તા કે નથી જાણતો જાદુ ! એટલે મારાથી તેના પ્રશ્નો પૈકીના એક પણ પ્રશ્નનો ઉત્તર આપી શકાય તેમ નથી. તેથી એ પીડામાંથી છૂટવાને મારે કહેવું પડયું કે આલ્બર્ટને પૂછો. તેના માનીતા મિત્ર કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનો તમામ ઇતિહાસ તે સારી રીતે જાણે છે. આથી તેણે તને અહિં બોલાવ્યો છે. એટલે હવે તેના પ્રશ્નોના જવાબ આપીને તેની જીજ્ઞાસા શાંત કર."

"આલ્બર્ટ, આ ડીબ્રેનો જવાબ શું તમને બરાબર લાગે છે?" સ્વદેશ ખાતાના પ્રધાનના સક્રેટરી આવો જવાબ આપે એ શું શોચનીય નથી ? ગુપ્ત પોલીસના નિભાવ અર્થે જેના હાથથી પાંચ સાત લાખ પૌન્ડ જેટલી ગંજાવર રકમ ખર્ચાય, તે ઇસમને આવી એક સાધારણ બાબતની પુરતી માહિતી ન હોય એ શું માની શકાય ખરૂં કે ?"

"બાઇ સાહેબ," લ્યુશીઅન ડીબ્રેએ જવાબ આપ્યો. "હું આપને ખાત્રીથી કહું છું કે આપ કહો છો એટલી રકમ જો મારા હાથમાં હોત તો કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના સંબંધમાં માહિતી મેળવવાની તસ્દી લેવાને બદલે કોઇ વધારે સારા અને ઉપયોગી કામે તે વાપરૂં. કાઉન્ટનામાં તેની શ્રીમન્તાઇ સિવાય બીજું વિશેષ કાંઇ મને તો જણાતું નથી. હશે, ગમે તેમ હોય, પણ આલ્બર્ટ આવ્યો છે તો હવે તમારી ઇચ્છામાં આવે તે તેને પૂછો અને જે જોઇએ તે માહિતી તેના તરફથી મેળવો. મને પોતાને તો તમારાં કાઉન્ટની અગર તેનાં પરાક્રમોની જરા પણ દરકાર નથી. પૂર્વના

દેશોમાંના નવાબો કરતાં તે બમણો શ્રીમન્ત હોય તો પણ તેમાં મારે શું ?"

"પણ મને તો ચોક્કસ ખાત્રી છે કે, હાલનો આપણા સમયનો કોઇ પણ નવાબ બત્રીસ હજાર ફ્રાંકની કિંમતની ઘોડાની જોડી મારા જેવીને કદી ભેટ તરીકે મોકલી આપેજ નહિ! વળી વધારામાં પાછું દરેક ઘોડાના માથા ઉપર બબ્બે તો હિરા લગાડેલા! આવા ચાર હિરા! અને તે દરેક હિરો વળી પાંચ પાંચ હજારનો!"

"મને તો લાગે છે કે તેને હિરાની ઘેલછા લાગેલી છે." આ-લ્બર્ટે હસતાં હસતાં કહ્યું. "અને રસ્તામાં ગમે તેમ વેરવાની ખા-તરજ તે હમેશાં પોતાનાં ખીસ્સાં હિરાથી ભરેલાં રાખે છે!"

"તેને કદાચ એકાદ હિરાની ખાણ હાથ લાગી હોવી જોઇએ." મેડમ ડેંગ્લર્સે જવાબ આપ્યો. "તેને ગમે તેટલા પૈસા ઉપાડવા દેવાના, અમર્યાદિત કર્જ આપવાના ભલામણ પત્રો, રોમ, લંડન વિગેરે શહેરોના અમારા આડતીઆઓની પ્રખ્યાત શરાફની પેઢીઓ તરફથી મારા સ્વામી ઉપર આવેલા છે, અને તેઓએ તેને માટેની સંપૂર્ણ જવાબદારી પોતાના માથા ઉપર લીધી છે."

"મને એવી તો કાંઇ ખબર નહોતી, પણ તે સત્ય હોવું જો-ઇએ એમ હું માનું છું."

"વળી તે મારા સ્વામીને એમ પણ કહેતો હતો કે પેરીસમાં માત્ર એક વરસ રહેવાનો તેનો ઇરાદો છે, અને એટલામાં સાઠ લાખ જેટલો ખર્ચ કરવાનો તેનો વિચાર છે. મને તો લાગે છે કે તે ઇરાનનો શાહ હોવો જોઇએ અને ગુપ્ત વેશે મુસાફરી કરવાને નિકળ્યો હોવો જોઇએ."

"વારૂ, પણ તેની સાથે જે પેલી ગ્રીક યુવતી છે તેનું સૌન્દર્ય તમારા ધ્યાનમાં આવ્યું કે?" મેડમ ડેંગ્લર્સે લ્યુશીઅનને પ્રશ્ન કર્યો.

"બીજી સ્ત્રીના સૌન્દર્યની યોગ્ય પ્રશંસા કરનાર આપના જેવી કોઇ પણ સ્ત્રી આજસુધી મારી નજરે પડી નથી. તમારી પ્રશંસા ખરેખર સત્યજ છે. મારા સમ ! એ યુવતીનું સાન્દર્ય તો અતુલ છે!"

"પણ આ સ્ત્રી કોણુ છે તે ?" યુજીનીએ પ્રશ્ન કર્યો. "કોઇને ખબર છે કે ?"

"તે સ્ત્રીના સંબંધમાં તેમજ કાઉન્ટના સંબંધમાં કેટલીક હકીકત મારા જાણવામાં છે, તે જો તમારી ઇચ્છા હોય તો હું તમને જણાવું." આલ્બર્ટે જવાબ આપ્યો. "તે સ્ત્રી એક ગ્રીક સુંદરી છે."

"હવે એ તો જાણે કે તેના પોષાક ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. એમાં તે તમે શું નવાઇ કરી ? એ તો હરકોઇ માણસ નજરે જુએ તે કહી શકે."

"ત્યારે તો હવે એથી વિશેષ માહિતી તો હું આપી શકું તેમ નથી. પણ એક વાત હું તમને કહી શકું તેમ છે કે તેણે સંગીતમાં સારી નિપુણતા મેળળી છે. એક દિવસે કાઉન્ટને ત્યાં હું જમવા ગયો હતો, ત્યારે તેની એક ગઝલ મેં સાંભળી હતી, અને હું તો ભાન જ ભૂલી ગયો હતો."

"ત્યારે કાઉન્ટ લોકોને નિમંત્રણુ આપીને પોતાને ત્યાં બોલાવે છે પણ ખરો કે ?"

"હા, હા. નિમંત્રણુ કરીને પરોણાઓનું ઉત્તમ પ્રકારનું આતિથ્ય અને સત્કાર કરે છે એ હું પોતે ખાત્રીથી કહું છું."

"ત્યારે અમારૂં આતિથ્ય સ્વીકારવાને તેને નિમંત્રણુ આપવાને હું મારા સ્વામીને સમજાવીશ કે જેથી તે જો અમારે ત્યાં આવે તો પછી તે અમને વળતું આમંત્રણુ આપે." મેડમ ડેંગ્લર્સે કહ્યું.

"શું ?" ડીબ્રેએ પુછ્યું. "તમે ખરેખર તેને ઘેર જવાનાં ?"

"શામાટે નહિ ? મારા સ્વામી મારી સાથે આવશે." તેણે

જવાબ આપ્યો.

"પણ તમને શું એ ખબર નથી કે કાઉન્ટ હજી અવિવાહિત છે ?" ડીબ્રેએ ફરીથી પૂછ્યું.

"જરા સામે બરાબર નજર કરો એટલે તમારૂં ધારવું કેટલું ભૂલ ભરેલું છે તે તમને સમજાશે." મેડમ ડેંગ્લર્સે જવાબ આપ્યો, અને હસતાં હસતાં પેલી ગ્રીક સુંદરી તરફ આંગળી કરી.

"ના, ના." ડીબ્રે બોલ્યો. 'તે યુવતી કાઉન્ટની સ્ત્રી ન્હોય. તેણે પોતેજ કહ્યું હતું કે તે તો કાઉન્ટની એક ગુલામડી છે! આલ્બર્ટ, કેમ તને યાદ છે ને?"

"વારૂ," મેડમ ડેંગ્લર્સે ઉત્તર આપ્યો. "તે ગુલામડી હશે તોપણ રાજકુમારીના જેવો તેનો ઠાઠ અને દેખાવ છે."

"અરેબીઅન નાઇટસની વાતોમાંનીને ?

"હા, હા, તમારી ઇચ્છામાં આવે તો તેમ ગણો. પણ લ્યુશીઅન, હું તમને એમ પૂછું છું કે કેવી સ્ત્રી હોય તો તેને રાજકુમારી કહેવાય? હિરા માણેક સુવર્ણના અલંકાર અને ઉત્તમ પ્રકારનાં કિમતી વસ્ત્રાભૂષણોથી વિભૂષિત થએલી યુવતીનીજ સાધારણ રીતે રાજકુમારીમાં ગણના થાય. હવે આ ગ્રીક સુંદરીનાં વસ્ત્રાભૂષણ અને શૃંગાર જુઓ. આટલો બધો ઠાઠ, આવી રસિકતા, આવું ગાંભીર્ય, આવું સૌન્દર્ય અને લાલિત્ય તો એકાદ ખરેખરી મહારાણીમાં પણ ભાગ્યેજ જોવામાં આવે છે!"

" મને તો આટલો બોજો ન ગમે. " યુજીની બોલી. " ઓછાં આભૂષણો પહેર્યાં હોત તો તે આથી વધારે સુંદર લાગત; તેમજ તેની નાજુક ડોક અને હાથનાં કાંડાં આપણે સારી રીતે નિહાળી શકત."

"કારીગર અને કલાભિજ્ઞ કયાંય છાના રહેજ નહિ!" પુત્રીનાં વખાણ કરતી માતા બોલી. "યુજીની, કલાને માટેનો તારો જુસ્સો જ્યાં ત્યાં દરેક જગાએ બતાવવો બરાબર નહિ."

"કલામાં અને કુદરતમાં જ્યાં જ્યાં સૌન્દર્ય જણાય ત્યાં ત્યાં તેનાં વખાણ કર્યા સિવાય મારે ચાલે નહિ." પુત્રીએ ઉત્તર આપ્યો.

"વારૂ, કાઉન્ટને માટે તમારો શો અભિપ્રાય છે?" ડીબ્રેએ પૂછ્યું. "એનો દેખાવ પણ કાંઇ છેક કાઢી નાંખવા જેવો તો નથીજ."

"કાઉન્ટ?" જાણે કે કાઉન્ટને અત્યાર સુધી નિહાળીને જોયો જ ન હોય તેવી રીતે યુજીની બોલી. "કાઉન્ટ? મને તો તેનો ચ્હેરો ફીકકો લાગે છે."

"હા હા. મારો મત પણ તે પ્રમાણેનોજ છે." આલ્બર્ટે કહ્યું. "અને એ ફીક્કાસનો ભેદજ આપણે ખાસ શોધી કાઢવાનો છે. કાઉન્ટેસ જી–નું કહેવું એવું છે કે તે એક પિશાચ છે."

"ત્યારે કાઉન્ટેસ પેરીસમાં પાછી આવી કે શું?" મેડમ ડેંગ્લર્સે પૂછ્યું.

"હા, હા. હમણાંજ આવી છે."

"આલ્બર્ટ, એક કામ કરશો?" મેડમ ડેંગ્લર્સે આલ્બર્ટને પૂછ્યું.

"શી આજ્ઞા છે? સેવક હાજર છે."

"જો અમારૂં કહ્યું કરવું હોય તો તમે કાઉન્ટને ગમે તેમ કરીને પણ અમારી પાસે લઇ આવો."

"શામાટે?" યુજીનીએ પૂછ્યું.

"શા માટે? કેમ વારૂ તેની સાથે વાતો ચીતો કરવાને માટે. તે કેવી રીતે વાતચીત કરે છે તે જાણવાની તને જીજ્ઞાસા ન

હોય તો તું જાણે. મારા મનમાં તો તેવી ઘણી આકાંક્ષા છે. આવા વિચિત્ર મનુષ્યની ઓળખ કરવાની તને ઇચ્છા થતી નથી ?"

"ના ના. મને તો તેવી કાંઇજ ઇચ્છા નથી."

"કેવી વિચિત્ર છોકરી !" મા બડબડી.

"ઘણું કરીને તો તે પોતેજ અહિં આવશે" આલ્બર્ટ બોલ્યો. "પેલો રહ્યો જોયો ? તેમણે તમને ઓળખ્યાં છે અને તે નમન કરે છે જુઓ."

મેડમ ડેંગ્લર્સે ઘણા વિવેકથી હસતાં હસતાં કાઉન્ટનું નમન સ્વીકારી તેનો પ્રત્યુત્તર વાળ્યો.

"ચાલો ત્યારે હવે હું આપની રજા લઉં. બને તો હું કાઉન્ટને જઇને ખબર આપું કે આપ તેની સાથે વાતચીત કરવા ઇચ્છો છો. જોઉં કાંઇક રસ્તો શોધી કાઢું."

"વળી એમાં બીજો રસ્તો શો કાઢવાનો હતો ? સીધા સીધા તેની પાસે જવું. સૌથી સારામાં સારો અને સ્હેલામાં સ્હેલો રસ્તો તો એજ."

"પણ મને મુલાકાતનું માન નથી તો."

"કેમ કોની મુલાકાતની વાત કરો છો ? કાઉન્ટ તો તમારો ખાસ મિત્ર છે. તમારે પોતાને ત્યાં પણ આવી ગયેલ છે. હવે વળી મુલાકાતનો પ્રશ્નજ કયાં રહ્યો ?"

"કાઉન્ટનો તો પ્રશ્ન નથીજ. પણ પેલી ગ્રીક સુંદરીની સાથે મુલાકાત કદી થઇજ નથી.

"પણ તમેજ હમણાં કહેતાં હતાં ને કે તે તો એક ગુલામડી છે ?" "અને તમે પોતે તો તેને હમણાં એક રાજકુમારી અગર મહારાણીની ઉપમા આપતાં હતાં ? ના, ના, અહીંઆં તેની

પાસે તો મારાથી જવાય નહિ, પણ મને તમારી પાસેથી ખસેલો જોશે એટલે તે પોતેજ અહિં આવશે."

હા, હા. કદાચ તેમ પણ થાય. માટે તમે હવે ચાલ્યા જાઓ અહીંથી."

"ચાલો ત્યારે રજા લઉં છું, પણ રાજીખુશીથી નથી જતો હાંકે!" નમન કરીને આલ્બર્ટ ચાલતો થયો.

તેનું ધારવું ખરૂં પડયું. તે કાઉન્ટની બેઠક આગળ થઇને જતો હતો એટલામાં બારણું ખુલ્યું, અને કાઉન્ટ બહાર નિકળ્યો. બહાર ચાલીમાં અલી ઉભો હતો તેને કાંઇક સુચના કરીને તે જતો હતો એટલામાં તેણે આલ્બર્ટને જોયો. એટલે તેનો હાથ ઝાલીને તે ચાલવા લાગ્યો. અલીએ સંભાળથી બેઠકની ઓરડીનું બારણું બંધ કર્યું અને ત્યાં ઉભો રહ્યો. તેની આસપાસ વિસ્મય પામતું લોકોનું ટોળું ભરાઇ ગયું.

"ખરેખર," મોન્ટેક્રિસ્ટોએ આલ્બર્ટને કહ્યું. "આ તમારૂં એક ઘણુંજ વિચિત્ર શહેર છે. જુઓને, પેલા બિચારા અલીની ચારે તરફ લોકોનું ટોળું ભરાયું છે તે! અલીને પણ તેથી તેમના જેટલુંજ આશ્ચર્ય લાગે છે! જાણે કે આ સીધીને તે લોકો આખી જીંદગીમાં પહેલીજ વખતે જોતા હોયની શું! જો એકાદ ફ્રેંચ માણુસ ટ્યૂનીસ, કોન્સ્ટાન્ટીનોપલ, બગદાદ, અથવા કેરો જેવા એકાદ સ્થળે જાય તો તેને જોવાને આવું લોકોનું ટોળું ભેગું થશે નહિ."

"એ ઉપરથી તો એમ સ્પષ્ટ નિકળી આવે છે કે પૂર્વની પ્રજાઓને એવી ક્ષુલ્લક બાબતો તરફ ધ્યાન આપવાને અવકાશ જ નથી. છતાં અલીના સંબંધમાં મારે એટલું કહેવું પડશે કે આપનો નોકર હોવાના કારણે જ લોકો તેના તરફ એટલી બધી જીજ્ઞાસાથી જુએ

છે; કારણ આજકાલ પેરીસ શહેરમાં ઘેર ઘેર આપની જ વાતો ચાલી રહી છે."

"એમ કે? અને એટલું બધું માન મને મળવાનું કારણ શું?"

"શું? કારણ શું? વળી બીજું શું કારણ હોય? આપ પોતેજ તેનું કારણ. હજાર પૌન્ડની કિંમતની ઘોડાની જોડીઓ ભેટ તરીકે આપો, પેરીસની શ્રીમન્ત કુટુંબની સુંદરીઓની જીંદગીઓને મોતમાંથી બચાવો, શરતોમાં ભારેમાં ભારે ઇનામો ઉપાડી જાવ, અને ઇનામમાં મળેલો સુવર્ણનો પ્યાલો પાછો કોઇ લલિત લલનાને ઉપહાર તરીકે મોકલાવી દો, અને તેમ છતાં લોકો આપની વાતો ન કરે, આપના વિષે ચર્ચા ન કરે, એમ આપ કેવી રીતે માની શકો છો?"

"પણ મારે માટે આવી બધી મૂર્ખાઇ ભરેલી વાતો તમારા ભેજામાં કોણે ભરાવી દીધી છે તે?" કાઉન્ટે પૂછયું.

"પહેલું તો મેં મેડમ ડેંગ્લર્સની પાસેથી કેટલીક હકીકત સાંભળી. તે બિચારી આપનાં દર્શનને માટે તલપાપડ થઇ રહી છે. કેટલુંક બોકેમ્પના વર્તમાન પત્રમાંથી વાંચ્યું, અને બાકીની કેટલીક અપૂર્ણતા મારી કલ્પના શક્તિની મદદથી પૂર્ણ કરી લીધી. જો આપને આપનાં બધાં પરાક્રમ ગુપ્ત રાખવાની જ ઇચ્છા હતી તો પછી આપે શરતમાં ઉતારેલા ઘોડાનું નામ વેમ્પા શામાટે રાખ્યું?"

"હા, હા. એ જરા સરતચુક થઇ ગઇ ખરી." કાઉન્ટે જવાબ આપ્યો. "પણ શું આપના પિતા કોઇ દિવસ નાટક જોવાને માટે આવતા જ નથી કે? હું તો આજે જ્યાં ત્યાં નજર કરી રહ્યો છું પણ ક્યાંય જણાતા નથી."

"આજે તો ચોક્કસ આવનાર છે જ."

"ક્યાં બેસવાના છે?"

"ધણું કરીને મેડમ ડેંગ્લર્સની સાથેજ બેસશે એમ હું ધારૂં છું."

"વારૂ, પણ તેની સાથે પેલી સુંદર બાલા છે તે કોણ છે? તેની પુત્રી જ હશે?" "હા, હા."

"એમ કે! ત્યારે તો મારે તમને અભિનંદન આપવા જેવું છે આલ્બર્ટ."

"હવે એ વાત આપણે ફરીથી કોઈક વખત ફુરસદે કરીશું." આલ્બર્ટે વાત ઉડાવી. "વારૂ, પણ અહિંના સંગીતને માટે આપનો શો મત છે?"

"ડાયોજીનીસ નામના પ્રાચીન વિદ્વાન અને પ્રખ્યાત તત્વવેત્તાએ મનુષ્યની વ્યાખ્યા કરતાં 'બે પગે ચાલનારાં પીંછા વગરનાં પ્રાણી' એવી કરેલી છે. આમાંનાજ એકાદ મનુષ્યની કૃતિ આ છે, અને તેવાજ બીજા મનુષ્યોની મંડળી તેનો પ્રયોગ કરનાર છે. એટલે કાંઈ ખોટું તો કહેવાયજ નહિ!" કાઉન્ટે ટકોર કરતાં નાખુશી બતાવી.

"કાઉન્ટ, આપના જેવાને દેવદૂતોનાં સ્વર્ગીય સંગીત સાંભળવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થએલું હોય, તેથી આવાં માનુષી સંગીતને આપ વખોડી કાઢો એ શું યોગ્ય છે?"

"તમારૂં કહેવું કેટલેક અંશે સત્ય છે. પણ ખરૂં સંગીત તો તેનુંજ નામ કે જેથી મનુષ્ય આસપાસનું સર્વ ભાન ભૂલી જાય, અને તેમાંજ તલ્લીન થઇ નિદ્રા દેવીને વશ થઇ જાય."

"પણ તેવુંજ હોય તો નિદ્રા દેવીનું શરણ લેતાં આપને કોણે ખાળ્યા છે તે?"

"આ સુચના માટે તમારો આભારી છું. પણ આપનું સંગીત એટલું બધું ઘોંઘાટ અને ધમચકડ ભરેલું છે કે મન કદી તેમાં તલ્લીન

થઇ શકેજ નહિ, અને તે સિવાય નિદ્રા દેવીનાં દર્શન પણ દુર્લભજ. એને માટે તો અતિશય શાંતિની જરૂર છે. વળી તેમાં કાંઇ બીજી ચીજની પણ મદદની જરૂર હોય છે."

"હાં! હાં! સમજ્યો! પેલી ભાંગની વાત આપ કરતા હશો?"

"હા, હા, તેનીજ. હવે જ્યારે મારો આ ભેદ તમારા જાણવામાં આવેલોજ છે, તો એકાદ દિવસ તમે મારે ત્યાં ભોજન લેવા પધારવાની કૃપા કરો, અને પછી જુઓ મઝા! ભોજન અને સંગીતની બન્નેની!"

"હા. હા. એક વખતે આપની સાથે ભોજન લેતાં સંગીતનો આનંદ પણ અનુભવ્યો છે ખરો!" આલ્બર્ટે જવાબ આપ્યો.

"રોમમાં હશે?" "હા. હા. ત્યાંજ."

"ત્યારે તો તમે હૈદીની ગઝલ સાંભળી હશે. તે બિચારી દુઃખી, દેશપાર થએલી, નિર્દોષ બાલા કેટલીક વખત પોતાના દેશના સંગીતથી મને આનંદ આપે છે અને થોડો વખત પોતાના મનને જરા પ્રફુલ્લિત કરે છે."

આલ્બર્ટે હવે વધારે વાત ચલાવી નહિ. કાઉન્ટ પણ વિચારમાં પડી ગયો.

"લો, ચાલો ત્યારે સાહેબજી, "કાઉન્ટે પોતાની બેઠક ભણી પાછા ફરતાં કહ્યું.

"કેમ? આપ ક્યાં જાઓ છો?" "પાછો મારી જગા ઉપર. જુઓ, પણ પેલી કાઉન્ટેસ-જી-ની મારા તરફથી-તેના પિશાચમિત્ર તરફથી ખબર પૂછજો."

"વારૂ, પણ મેડમ ડેંગ્લર્સને શો સંદેશો કહેવાનો છે?"

"એટલો જ કે હવેના અંકની વિશ્રાંતિ વખતે હું તેને મળી જઇશ."

એટલામાં ત્રીજો અંક શરૂ થયો. મોન્ટેક્રિસ્ટો જતો હતો તે દરમ્યાન આલ્બર્ટનો પિતા કાઉન્ટ મોર્સર્ફ વચન આપ્યા પ્રમાણે આવી પહોંચ્યો. કાઉન્ટ મોર્સર્ફ એવો માણસ નહોતો કે જેના આવવાથી લોકોમાં કાંઇ ખળભળાટ થાય. આથી જે જગાએ તે આવીને બેઠો તે જગાના લોકો સિવાય બીજા કોઇએ તેના તરફ જોવાની પણ કાળજી કરી નહિ. માત્ર મોન્ટેક્રિસ્ટોની તીક્ષ્ણ દૃષ્ટિની બહાર તે વાત જઇ શકી નહિ અને તેના મુખ ઉપર એક ક્ષણિક ગુપ્ત હાસ્ય પથરાઇ રહ્યું. ભોળી બિચારી હૈદીનું ધ્યાન તો રંગભૂમિ ઉપર ભજવાતા પ્રયોગ અને સંગીતમાં પરોવાએલું હતું. તે નિર્દોષ સરલહૃદયા બાલા ભાગ્યેજ આસપાસ નજર નાંખતી. ત્રીજો અંક પૂરો થયો. પડદો પડયો એટલે પ્રેક્ષકો પોતપોતાની જગાએથી ઉઠીને ફરવા લાગ્યા. કાઉન્ટ એકદમ પોતાની જગાએથી ઉઠયો, અને મેડમ ડેંગ્લર્સની પાસે પહોંચ્યો. તેને જોતાં આનંદના અને વિસ્મયના ઉદ્‌ગાર તેના મુખમાંથી નિકળી ગયા.

"પધારો, પધારો કાઉન્ટ," તે બોલી. "હું કયારની આપની જ રાહ જોયા કરૂં છું, કે જો આપ આ તરફ આવો તો ફરીથી એક વખત જાતે આપનો આભાર માનવાનો લાભ મને મળી આવે."

"બાઇ સાહેબ, એવી ક્ષુલ્લક બાબતોનું સ્મરણ કરવાની આપ આટલી બધી શા માટે તસ્દી લો છો? હું તો તે વાત કયારની વિસરી પણ ગયો છું."

"પણ એવી વાતો કાંઇ જલદીથી અગર રહેલાઇથી ભૂલી જવાય નહિ. ઘોડાની ભેટ આપીને મારી નિરાશા દૂર કરીને તેને બીજે જ દિવસે આપે મારી પ્રિય સખી મેડમ વાઇલફોર્ટ અને તેના બાલકને મોતના પંજામાંથી બચાવ્યા. નહિ તો મેં ગાડી

ઘોડા તેને વાપરવાને આપેલા એટલે મારે તો જગતમાં મ્હોં બતાવવું પણ મુશ્કેલ થઇ પડત."

"આ બાબતમાં તો તમારાં વખાણ અને ઉપકારનો મારાથી સ્વીકાર થઇ શકે તેમ નથી! આમાં તો મેં કાંઇ જ કર્યું નથી. તમારી સાહેલીની જે નજીવી–ક્ષુલ્લક સેવા બજાવ્યાની વાત તમે કરો છો, તે બજાવવાનું સદ્ભાગ્ય તો મારા નોકરને મળેલું છે."

"ત્યારે મારા પુત્ર આલ્બર્ટને લુટારાના પંજામાંથી પણ અલ્લીએ જ છોડાવેલો કે શું?" કાઉન્ટ મોર્સર્ફે વચમાં જ પ્રશ્ન કર્યો.

"ના જી." મોન્ટેક્રિસ્ટોએ મોર્સર્ફનો લંબાવેલો હાથ પોતાના હાથમાં લેતાં જવાબ આપ્યો. "એ બાબતમાં તો આપનો આભાર મારે જ સ્વીકારવો પડશે. પણ હવે એ બાબત તો કયારનીએ પતી ગઇ છે. આપના પુત્ર–મારા મિત્ર–આલ્બર્ટને લુટારાના પંજામાંથી છોડાવવો એ તો મારી ફરજ હતી. એમાં આટલો મોટો કાગનો વાઘ કરવા જેવું મેં કાંઇ જ કર્યું નથી."

"કાઉન્ટ," યુજીનીએ વચમાં જ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને પ્રશ્ન કર્યો. "આપની સાથે પેલી સુંદર બાલા છે તે આપની પુત્રી હશે ખરૂં ને?"

"ના, ના." એક કુમારિકાની આવો પ્રશ્ન પૂછવાની ધૃષ્ટતાથી આશ્ચર્ય પામતાં કાઉન્ટે ઉત્તર આપ્યો. "એ તો એક ગરીબ નિર્ભાગી બાલા ભાગ્યવશાત્ મારા સંરક્ષણ નીચે આવી પડેલી છે."

"તેનું નામ શું?" "હૈદી."

"ત્યારે તો તે ગ્રીસની રહીશ હોવી જોઇએ?" કાઉન્ટ મોર્સર્ફ ધીમેથી બબડયો.

"હા જી. આપનું ધારવું સત્ય છે." મેડમ ડેંગ્લર્સે કહ્યું. "આપે તો અલ્લી તેબેલીન સેવાઓ બજાવી છે. કહો જોઇએ 'અલ્લી તેબેલીન'ના દરબારમાં આના કરતાં વધારે સૌન્દર્યવતી યુવતી અગર આના કરતાં વધારે કિંમતી વસ્ત્રાભૂષણો જોયાં હતાં ખરાં કે?"

"કાઉન્ટ, આપ યેનીના એક વખત નોકરી ઉપર ગયા હતા એમ મારા સાંભળવામાં આવ્યું છે. તો શું તે વાત સાચી છે?" મોન્ટેક્રિસ્ટોએ કાઉન્ટ મોર્સર્ફને પૂછ્યું.

"હું પાશા 'અલ્લી તેબેલીન'ના લશ્કરનો સેનાધિપતિ હતો." મોર્સર્ફે જવાબ આપ્યો. "એટલું જ નહિ પણ હાલમાં હું જે સ્થિતિએ પહોંચ્યો છું તે તે મહાન સરદારના ઔદાર્યને જ આભારી છે."

"અરે, પણ જુઓ, જુઓ તો ખરા! જરા નજર તો કરો!" મેડમ ડેંગ્લર્સ એકદમ ગભરાતી બોલી ઉઠી.

"ક્યાં? ક્યાં? શું? શું?" આલ્બર્ટે ગભરાતાં પૂછ્યું.

"પણે, પણે." મેડમ ડેંગ્લર્સે કાઉન્ટ મોર્સર્ફનું ધ્યાન ખેંચતાં કહ્યું.

મોન્ટેક્રિસ્ટો કેટલાક સમયથી ગએલો છતાં પાછો નહિ આવેલો હોવાથી હેદીના મનમાં સહજ આતુરતા થઇ આવવાથી તેણે તેની શોધમાં નાટકશાળામાં આમ તેમ બધે નજર કરવા માંડી, તો તેને મેડમ ડેંગ્લર્સની બેઠક આગળ ઉભો ઉભો કોઇની સાથે વાતચીત કરતાં જોયો. વધારે ધારીને જોતાં જેની સાથે મોન્ટેક્રિસ્ટો વાતો કરતો હતો તે ઇસમને તેણે ઓળખી કાઢયો. વધારે ખાત્રી કરવાને તેણે જરા આગળ આવીને નીચા નમીને તેને નિહાળીને જોયો. કોઇ ભયંકર સ્વપ્ન જોતી હોય, અગર કોઇ હૃદયભેદક

અત્યાચાર તે વખતે જ જાણે તેની દૃષ્ટિ આગળ બનતો હોય તેમ તેના મુખમાંથી એક ધીમી પણ ભયંકર ચીસ નિકળી ગઇ, અને તે મૂર્છિત થઇને ખુરશીમાં ઢળી પડી. અલ્લી તુરત જ તેની પાસે દોડી ગયો.

"કાઉન્ટ, કાઉન્ટ," યુજીની બોલી ઉઠી. "આ તમારી પાલિત ગ્રીક યુવતીને એકાએક શું થઇ આવ્યું? જુઓ જરા જુઓ તો ખરા. તેને કાંઇક થઇ આવ્યું હોય તેમ જણાય છે! અરે તે એકાએક મૂર્છિત થઇ ગઇ લાગે છે!"

"તેમ પણ કદાચ હોય!" મોન્ટેક્રિસ્ટોએ જવાબ આપ્યો. "પણ તે સંબંધમાં આપને કોઇને જરાપણ ચિન્તા કરવાનું કારણ નથી. હૈદીની પ્રકૃતિ ઘણીજ નાજુક છે. અરે, વધારે તો શું પણ પુષ્પોની સુગંધ પણ તેના મગજને તાત્કાલિક અસર કરે છે! કેટલાંક પુષ્પોની સુગંધ માત્રથી તે એકાએક મૂર્છિત બની જાય છે! તો પણ" પોતાના ખીસ્સામાંથી એક નાની સરખી શીશી બ્હાર ખેંચી કાઢતાં, મોન્ટેક્રિસ્ટોએ આગળ ચલાવ્યું. "આ શીશીમાં એવાં દરદોનો અકસીર ઇલાજ મારી પાસે તૈયાર છે."

આમ કહીને તેણે મોર્સર્ફ તથા ડીબ્રેની સાથે હસ્તતધૂનન કર્યું, અને બન્ને યુવતીઓને નમન કરીને ત્યાંથી ઝપાટાબંધ ચાલતો થયો. હૈદીની પાસે આવીને જુએ છે તો તેને અતિશય ગભરાઇ ગએલી જોઇ. તેના મુખ ઉપરથી લ્હોહી ઉડી ગયું હતું, અને તેનો ચ્હેરો સફેદ પુણી જેવો થઇ ગયો હતો. કાઉન્ટને જોતાંજ તેણે તેનો હાથ પોતાના હાથમાં પકડી લીધો. તેનો હાથ એટલો બધો થંડો લાગ્યો કે કાઉન્ટ એકદમ ચમક્યો.

"પ્રભો, આપ થોડીવાર ઉપર કોની સાથે વાતચીતમાં રોકાએલા હતા?" થથરતા અવાજે તેણે બ્હીતાં બ્હીતાં પૂછ્યું.

"કાઉન્ટ-દ-મોર્સર્ફની સાથે." મોન્ટેક્રિસ્ટોએ ઉત્તર આપ્યો. "તે મને પોતાના જીવનની કેટલીક જાણવા જોગ હકીકત કહેતો હતો. એક વખત તે તારા પ્રતાપી પિતાની નોકરીમાં હતો, અને તે નામવર પાશાની ઉદારતા અને મેહેરબાનીને લીધેજ પોતે હાલની સ્થિતિએ પહોંચ્યો છે એમ જણાવી તેઓના તરફની પોતાની ઉપકારવૃત્તિ પ્રદર્શિત કરતો હતો !"

"પાપી ! હિચકારો ! વિશ્વાસઘાતી ! નામર્દ!" હૈદી બોલી ઉઠી. તેની આંખમાંથી ક્રોધનો અગ્નિ વરસતો લાગ્યો. "તે દુષ્ટેજ દગો દઇને મારા પિતાનો ભોગ લીધો, અને તે રાક્ષસેજ મારી માતાને તુર્ક લોકોને ગુલામ તરીકે વેચી ! જે ઉચ્ચ સ્થિતિ અને સદ્ભાગ્યથી તે હાલમાં ફુલાઇ ફુલાઇને ફરે છે, તે સૌ તેણે વિશ્વાસઘાતથી મેળવ્યું છે. પ્રભો, આપને શું આ બાબતની ખબર નથી ?"

"હું જ્યારે એપીરસમાં હતો ત્યારે મેં આવું કાંઇક સાંભળ્યું હતું ખરૂં !" મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "પણ મને હજી બધી વિગતવાર માહિતી નથી. હવે તું પોતેજ મને તે બધી વાત કહી સંભળાવજે. વાત ઘણી રસભરેલી અને જાણવા જેવી હોવી જોઇએ !"

"હા ! હા ! પણ હવે અહિંથી તો આપણે હમણાંને હમણાંજ ચાલો. તે ભયંકર મનુષ્યના દર્શનમાત્રથી મારો જીવ નિકળી જતો હોય તેમ થાય છે !"

આમ કહેતાં હૈદી પોતાની બેઠક ઉપરથી ઉઠીને ઉભી થઇ અને મોતીની ઝુલવાળી એક અતિ ઉમદા બનાવટની સફેદ શાલ તેણે પોતાના શરીર ઉપર લપેટી લીધી. ચોથો અંક શરૂ થતો હતો. પડદો ઉઘડતો હતો, છતાં તુરતજ હૈદી અને કાઉન્ટ બન્ને નાટકશાળા છોડીને ચાલતાં થયાં.

"જોયું કે?" કાઉન્ટેસ-જી-એ આલ્બર્ટને પોતાની પાસે આવતો જોઇને કહ્યું. "આ તમારો કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો તો બધાના કરતાં કાંઇ ઓરજ તરેહનો માણસ દેખાય છે! આવો માણસ તો આપણે કોઇજ જોયો નહિ! જુઓને, ત્રીજો અંક તે ખાસ ધ્યાનપૂર્વક જુએ છે, અને ચોથો અંક શરૂ થતાં તો એકદમ ઉઠીને ચાલતો થાયછે!"

## પ્રકરણ ૫૫ મું.

પાછલા પ્રકરણમાં વર્ણવેલી હકીકત બન્યા પછી થોડેક દિવસે આલ્બર્ટ મોન્ટેક્રિસ્ટોને મળવા તેને ઘેર ગયો. કાઉન્ટના મકાનમાંની વ્યવસ્થા અને શણગાર એક રાજમહેલને લજાવે તેવાં હતાં. કાઉન્ટની શ્રીમન્તાઇને લીધે તેનાં ટુંક મુદતનાં નિવાસ-સ્થાનોમાં પણ રાજમહેલના જેવા વૈભવ અને ઠાઠ જ્યાં ત્યાં નજરે આવતા હતા. મેડમ ડેંગ્લર્સે પોતે રૂબરૂમાં કાઉન્ટનો ઉપકાર માન્યો હતો. તે ઉપરાંત આભાર પ્રદર્શિત કરવાને એક પત્ર પણ લખ્યો હતો. છતાં ફરીથી પાછો આલ્બર્ટને તેણે તે કારણે મોકલ્યો. આલ્બર્ટની સાથે લ્યુશીઅન-ડીબ્રે પણ હતો. આલ્બર્ટની સાથે તેણે પણ કાઉન્ટનાં કેટલાંક વખાણ કર્યાં. આ વખાણનું મૂળ શોધી કાઢવાને કાઉન્ટને જરા પણ મુશ્કેલી પડી નહિ. લ્યુશીઅન તો દ્વિગુણિત જીજ્ઞાસા તૃપ્ત કરવાના હેતુથીજ ત્યાં આવેલો હતો, એ પણ કાઉન્ટ જોઇ શક્યો. જે ઇસમ ત્રીસ હજાર ફ્રાંક જેટલી કીમતની ઘોડાની જોડી ભેટ તરીકે આપે, અને નાટક, સંગીત, વિગેરે જાહેર જલસાઓની જગાએ પોતાની સાથે દસ દસ લાખની

કિંમતના હિરા માણેક વિગેરેના અલંકારો ધારણ કરનારી ગુલામ-ઓને લઇ જાય, એવા મનુષ્યના ઘરની વ્યવસ્થા અને શ્રીમન્તાઇ-ના ઠાઠ નજરે નિહાળવાનો પ્રસંગ પોતાને મળવો અશક્ય હોવાથી મેડમ ડેંગ્લર્સે એવી એક વ્યકિતને એ બાબતની તપાસ કરવાને મોકલ્યો હતો, કે જેની આંખોથીજ પોતે જોતી હતી. આ અગમ્ય મનુષ્યના વિચિત્ર જીવનનો અહેવાલ આથી પોતાને બરાબર મળશે એવી તેને પકકી ખાત્રી હતી. કાઉન્ટે આ સર્વ પોતે જાણતો હોવા છતાં જાણે પોતે આમાનું કાંઇપણ સમજતોજ ન હોય એવો ઢોંગ રાખ્યો.

"ત્યારે હવે તો તમારૂં અને મેડમ ડેંગ્લર્સના કુટુંબનું સંઘ-ટન ગાઢ થતું જાય છે."

"હા, હા. કાઉન્ટ, મેં તમને પ્રથમથી બધી વાત જણાવી દીધેલી છે જ."

"ત્યારે હજી તમારો સંબંધ તેવોને તેવોજ ચાલે છે ને?"

"અરે એ તો બધી વાત નક્કીજ છે." લ્યુશીઅને કહ્યું. પછી તેણે દિવાનખાનામાં ચારે બાજુ દૃષ્ટિ ફેરવીને નિહાળી નિહાળીને જોવા માંડયું.

"આમ જલદીથી બધી ગોઠવણો થઇ જશે એમ મારૂં ધારવું ન હોતું." મોન્ટેક્રિસ્ટોએ ટીકા કરી.

"કેટલીક વાતો આપણા પ્રયત્ન સિવાય પણ આપોઆપ બને જ જાય છે. ભાવી આપણી રાહ જોતું બેસી રહેતું નથી. મારા પિતા અને બેરન ડેંગ્લર્સ બન્ને સ્પેનમાં સાથે નોકરી કરતા હતા. મારા પિતા લશ્કરમાં હતા. ડેંગ્લર્સ મોદીખાનામાં હતો. રાજ્ય-ક્રાન્તિને લીધે મારા પિતાની પડતી સ્થિતિ આવી ગઇ હતી. ડેંગ્લ-

ર્સની પોતાની પાસે તો બાપદાદાની એક પાઇની પણ મિલકત હતી જ નહિ. આ બન્ને જણાના ઉદયનો પાસો સ્પેનમાં એક સાથેજ નખાયો. " .

"હા હા." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "હું ડેંગ્લર્સને મળવાને ગયો ત્યારે એક વખત તેમણે પણ મને આવી કાંઇક વાત કરી હતી. વારૂ, પણ" તેણે લ્યુશીઅનની તરફ નજર કરતાં આગળ ચલાવ્યું. "આપની ભાવી પત્ની-હું ધારૂં છું તેનું નામ યુજીની છે. એમ મને યાદ છે—આપની પત્નીના સૌન્દર્ય—"

"હા, હા, કાઉન્ટ, તે ઘણીજ ખુબસુરત છે." આલ્બર્ટે કાઉન્ટને વચમાંજ અટકાવીને કહ્યું. "પણ તેનામાં એવા પ્રકારનું સૌન્દર્ય છે કે જેની મારાથી કદર કરી શકાય તેમ નથી. હું ઘણો નાલાયક માણસ છું."

" પણ તમે તો હાલથીજ આ બધી એવી રીતની વાત કરો છો કે તમે જાણે તેના સ્વામી બની ગયાજ હો!" કાઉન્ટે ટીકા કરી.

" અહા!" લ્યુશીઅન શું કરતો હતો તે જાણવાને તેના તરફ નજર કરતાં આલ્બર્ટે ઉદ્ગાર કાઢયો.

" ખરેખર," મોન્ટેક્રિસ્ટો ઘણો જ ધીમેથી બોલ્યો. " આ લગ્ન માટે કાંઇ તમે ઘણા આતુર હો એમ મને તો લાગતું નથી."

" તેનું કારણ એવું છે કે આવી શ્રીમન્ત કન્યા મારે કામની નહિ. મને તો તેનો અત્યારથીજ ભય લાગે છે."

" ઓ બાપરે! આ તો વળી ઘણુંજ સુંદર કારણ તમે આપ્યું! શું તમે પોતે શ્રીમન્ત નથી?" મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું.

" મારા પિતાની આવક વાર્ષિક પચાસહજાર ફ્રાંકની છે. મારા

લગ્ન વખતે તેઓ તેમાંથી મને દર વરસે દસ બાર હજારની આવક ઉત્પન્ન થાય એટલી રકમ કદાચ આપશે. "

" એ કાંઇ ઘણી મોટી રકમ ગણાય નહિ. વળી ખાસ કરીને પેરીસ જેવા શહેરમાં તો તે કાંઇ હિસાબમાં નજ ગણાય, એ વાત ખરી છે." કાઉન્ટે કહ્યું. " તેમ દ્રવ્યમાંજ બધું સમાતું નથી. સમાજમાં ઉચ્ચ દરજ્જો ભોગવવો, અને આબરૂ મેળવવી એ પણ તેટલું જ, બલ્કે તેના કરતાં પણ વધારે અગત્યનું છે. તમારી આબરૂ પ્રતિષ્ઠા સારી છે. તમારો દરજ્જો પણ ઘણો ઉંચો છે. વળી આપના પિતા એક વીર યોદ્ધા છે ન્યાય, પ્રમાણિકપણું, અને નિઃસ્વાર્થતાની ખાતર આયુધ ધારણ કરવાં અને યુદ્ધમાં ઉતરવું એના જેવું મહદ્દભાગ્ય બીજું શું હોઇ શકે? મારા મત પ્રમાણે તો આ લગ્ન બધી રીતે યોગ્ય જ છે. તે તમને શ્રીમન્ત બનાવશે, અને તમે તેને સમાજમાં ઘણે ઉંચે દરજ્જે સ્થાપિત કરશો."

આલ્બર્ટે ડોકું ધુણાવ્યું, અને વિચારગ્રસ્ત દેખાયો.

" એ ઉપરાંત વળી બીજી પણ એક બાબત છે." તે જરા રહીને બોલ્યો.

" ગમે તેમ હોય," કાઉન્ટે તેને અટકાવીને કહ્યું. " આવી એક સૌન્દર્યવતી અને શ્રીમન્ત કન્યાની સાથે સંબંધ જોડવામાં તમે જે વાંધા બતાવો છો તે મારા ધ્યાનમાં તો બીલકુલ ઉતરતાજ નથી."

" અરે, મારો એકલાનો જ વાંધો છે એમ નથી."

" ત્યારે બીજા કોના તરફથી વાંધો હોય? તમે પોતેજ મને એમ કહેતા હતા કે તમારા પિતા તો આ લગ્ન થએલું જોવાને માટે ઘણાજ આતુર છે."

" મારી માતાનો મત વિરૂદ્ધ છે. આ લગ્ન તેને બીલકુલ પસંદ નથી. તેની વિચારશક્તિ અજાયબ છે. કારણ તો મને સમ-

જાતું નથી, પણ તેને બેરન ડૅંગ્લર્સને માટે કાંઇ સારો અભિપ્રાય હોય એમ જણાતું નથી."

"અરે એ તો સ્હેલાઇથી સમજી શકાય તેમ છે. તમારી માતા જેવી ઉચ્ચ કુલની સુશિક્ષિત યુવતીને એવી હલકા કુલની કન્યા પસંદ પડે નહિ એ કેવળ સ્વાભાવિકજ છે."

"એજ કારણ હોય એમ મને તો લાગતું નથી." આલ્બર્ટે જણાવ્યું. "પણ એક વાતની મને ખાત્રી છે કે જો આ લગ્ન થયું તો તેના મનને ઘણું દુઃખ થશે. આ બાબતની વાતચીત કરીને છેવટનો નિશ્ચય કરવાને બધાં ભેગાં થનાર હતાં પણ એટલામાં મારી તબીઅત એવી બગડી આવી કે–"

"શું ખરેખર ?" કાઉન્ટે તેને હસતાં હસતાં વચમાંજ અટકાવ્યો.

'હા હા. ખરેખર. મારી તબીઅત ચિન્તાને લીધેજ બગડી હતી. તેઓને બે માસ સુધી તે બાબત લંબાવવાની જરૂર પડી. એટલી બધી ઉતાવળની પણ વળી શી જરૂર છે? મને હજી એકવીસ વરસ પણ પૂરાં થયાં નથી અને કન્યાની ઉમ્મર માત્ર સત્તર વરસની જ છે. પણ બે માસની મુદત હવે આવતા અઠવાડીઆમાં પૂરી થાય છે. મારા મનને શું વ્યથા થાય છે તે તમારાથી સમજી શકાય તેમ નથી. કાઉન્ટ, તમે આ બધી પીડામાંથી છૂટા છો એથી કેવા સુખી છો!"

"તમને પણ છૂટા રહેવાને શું અડચણ છે? તેમાં શો વાંધો આવે છે?"

"જો હું આ કન્યા સાથે લગ્ન ન કરૂં તો મારા પિતા ઘણા નિરાશ થશે."

"ત્યારે લગ્ન કરો!" કાઉન્ટે જરા ખભા ચઢાવતાં કહ્યું.

"પણ તેથી મારી માતાને ઘણું દુઃખ થશે"

"ત્યારે ન પરણશો."

"ઠીક, જોઇશું. શું કરવું તેનો હું વિચાર કરી કાઢીશ. તમે મને તમારી સલાહ આપશો જ. નહિ વારૂ? જરૂર પડે તો મને આફતમાંથી બચાવશો પણ ખરૂંને? મારી માતાના મનને દુઃખ કરવા કરતાં પિતાને માઠું લગાડવું એ વધારે સારૂં!"

કાઉન્ટ જરા આડો ફર્યો. આલ્બર્ટના છેલ્લા શબ્દોથી તેનું હૈયું જરા પિગળ્યું હતું.

"ઓહો!" આલ્બર્ટે ડીબ્રેને કહ્યું. "તમે ત્યાં બેઠા બેઠા શું કરો છે? શું ચિત્રો કાઢો છો?" ડીબ્રે એક ખૂણામાં ખુરશી ઉપર પડયો પડયો પેન્સીલથી કાગળ ઉપર કાંઇક આંકડા ગણતો હતો તેથી તેને પૂછ્યું.

"ના ના. હું તો તેથી કાંઇક વિરૂદ્ધ જ કાર્ય કરી રહ્યો છું. હું ગણિત કરૂં છું." "ગણિત!"

"હા હા. હું ગણત્રી કરૂં છું. એ ગણત્રી સાથે આલ્બર્ટ, તમારે તો વળી પરોક્ષ સંબંધ પણ છે. 'હાઇતી'ના શેરોના ભાવો ચઢવાથી બેરન ડેંગ્લર્સની પેઢીને કેટલો નફો મળશે તેની હું ગણત્રી કરતો હતો. ત્રણ દિવસમાં તેનો ભાવ બસોને છથી વધીને ચારસોને નવે પહોંચ્યો છે. ડેંગ્લર્સે ડહાપણ વાપરીને બસોને છમાં લીધા છે એટલે આ ધંધામાં તેને ત્રણ લાખ લીવરનો નફો મળ્યો છે."

"હવે એમાં તે શું મોટી વાત હતી?" આલ્બર્ટ બોલ્યો. "એ તે એને શું હિસાબમાં હતા? ગયે વરસે આવોજ ધંધો કર્યો હતો તેમાં એકી વખતે દસ લાખ જેટલી રકમ શું તે નહોતો કમાયો?"

"હા, હા. પણ ગઇ કાલે વેચી દેચી દેવાને બદલે જો તેણે આજે વેચ્યા હોત તો આજે તેને ઉલટી વીસ પચીસ હજારની

ખોટ જાત. કારણ આજે તેનો ભાવ પાછો બસોને પાંચનો થઇ ગયો છે."

"વારૂ, ચારસોને નવથી ઉતરીને એકાએક બસોને પાંચસો ભાવ થવાનું કારણ શું?" મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું. "આ શેર-બજારના ધંધાની મને બીલકુલ માહિતી નથી તેથી પૂછું છું."

"કારણકે," આલ્બર્ટ હસતાં હસતાં બોલ્યો. "એક ગપ્પ ઉડી અને તેની પાછળ વળી પાછી બીજી એથી વિરૂદ્ધ ગપ ઉડી! આવાં વિરૂધ્ધ ગપ્પાનું પરિણામ એવુંજ થાય છે."

"ઓહો!" કાઉન્ટ બોલ્યો. "એ ઉપરથી તો એમ જણાય છે કે ડેંગ્લર્સને તો રોજ ત્રણ લાખ કમાવાની કે ત્રણ લાખ ગુમાવાની ટેવ છે! ત્યારે તો તે ઘણોજ શ્રીમન્ત હોવો જોઇએ."

"અરે આ તો તેની વાત નથી." લ્યુશીઅન બોલ્યો. "એ તો તેની પત્ની આવા સટ્ટા ખેલે છે! તે બડી હિંમતબાજ છે!"

"પણ લ્યુશીઅન, તમારા જેવા સમજુ માણસે તો તેને સમજાવીને તેમ કરતાં રોકવી જોઇએ. આવી બુમો ઘણીખરી પાયા વિનાની હોય છે, એ તમારા જેવા રાજ્યકર્મચારીઓથી અજાણ્યું હોતું નથી." આલ્બર્ટે હસતાં હસતાં કહ્યું.

"તેના સ્વામીને જ જો તે ન ગાંઠે તો પછી મારાથી શું થઇ શકે? તેને કોઇ કાંઇજ કહી શકે તેમ નથી. પોતાની મરજી માફક તે વર્તે છે."

"પણ જો હું તમારી જગાએ હોત તો આલ્બર્ટ" આગળ બોલવા જતાં અટક્યો.

"તો શું?"

"હું તેને સુધારત, અને તેના ભાવી જમાઇની આશિષ લેત."

"પણ તમે શી રીતે કરત ?"

"અરે રહેલાઇથી. હું તેને એકાદ વખત બરાબર શિક્ષા—શખામણુ આપત."

"શિખામણુ ?"

"હા, હા, શિખામણુ. અને તે પણુ બરાબર આપત. રાજ્કીય બાબતોની ખબરોના સંબંધમાં પ્રધાનના સેક્રેટરી તરીકે તમને બધા કરતાં વધારે માહિતી અને સવડ હોય છે. તમારા મ્હોમાંથી શબ્દ નિકળતાંની સાથેજ તે વાત તુરત વિજળીની ઝડપે બધે ફરી વળે છે. એક વખત તેને બે ત્રણેક લાખના નુકસાનના ખાડામાં ઉતારો એટલે તેને તરતજ અક્કલ આવશે."

"મારા સમજ્યામાં આવ્યું નહિ." લ્યુશીઅન બબડયો.

"અરે તદ્દન રહેલી બાબત છે." આલ્બર્ટે જણાવ્યું.

"એકાદ દિવસ તેના આગળ એકાએક એકાદ ગપ્પગોળો છોડયો. એકાદ બાતમી ગુપ્ત રીતે તાર મારફતે તમનેજ મળી છે એમ જણાવવું. લાગલોજ ભાવ વધવા માંડશે એટલે તે તે ગપ્પના આધારે ખરીદ કરવા માંડશે. બીજે દિવસે ઓકેમ્પ પોતાના વર્તમાનપત્રમાં તે વાત તદ્દન ખોટી છે એવું જાહેર કરશે, એટલે તેને નુકસાન થયા સિવાય રહેશે નાહ"

લ્યુશીઅન જરા હરયો. મોન્ટેક્રિસ્ટોનું ધ્યાન જાણે બીજી બાબતમાં રોકાયું હોય તેમ તે બેસી રહ્યો હતો. પણુ આ વાતચીતમાંનો એક શબ્દ પણુ તેના લક્ષ બહાર ગયો નહોતો, એટલું જ નહિ પણ પેલા સેક્રેટરીના મુખ ઉપર કાંઇક ગભરામણુનાં ચિન્હો પણુ તેણે જોયાં હતાં. આલ્બર્ટ તે સમજી શકયો નહિ, પણુ તેથી લ્યુશીઅન તો એકાએક જવાને તૈયાર થયો. કાઉન્ટે તેને વિદાય કરતાં તેના કાનમાં કાંઇક કહ્યું, અને લ્યુશીઅને જવાબ આપ્યો "હા. હા. ખુશીથી કાઉન્ટ, તમારી માગણી કબુલ છે."

કાઉન્ટ આલ્બર્ટ પાસે પાછો આવ્યો.

"આ લ્યુશીઅન ડીબ્રેની હાજરીમાં તમારી સાસુને માટે તમે આવું આવું બોલો એ બરાબર થતું નથી, એમ શું તમને નથી લાગતું ?" કાઉન્ટે આલ્બર્ટને પૂછ્યું.

"કાઉન્ટ," આલ્બર્ટે જવાબ આપ્યો "અત્યારથી એવી સગાઇના સંબંધથી આપ વાત કરતા નહિ !"

"વારૂ ત્યારે, હવે એ વાત જવા દો. હવે મને ખરેખરી વાત કહો જોઇએ કે તમારી માતા શું આ લગ્નની વિરૂદ્ધ છે ?"

"હા, હા. એટલી બધી વિરૂદ્ધ છે કે ડેંગ્લર્સની પત્ની ભાગ્યેજ કોઇક દિવસ મારે ત્યાં આવે છે. મારી માતા તો આખી જીંદગીમાં ભાગ્યેજ એકાદ બે વખત ડેંગ્લર્સને ત્યાં ગઇ હશે !"

"જો એમજ હોય તો તો તમારી સાથે ખુલ્લે ખુલ્લી વાત કરવાને મને વાંધો નથી. ડેંગ્લર્સ મારો શરાફ છે. વાઇલફોર્ટની મેં સદ્‌ભાગ્યે કાંઇક સેવા બજાવી છે તે માટે તે મારો અનહદ ઉપકાર માને છે. આથી મિજબાનીનાં અને જલસાઓનાં અસંખ્ય આમંત્રણો મને થશે. પણ આવા પ્રકારના આમંત્રણની રાહ હું જોઉં છું એમ ન બતાવવાની ખાતર અને તેમનાથી આગળ વધવાની અને એ રીતે મારો હાથ ઉપર રાખવાની ખાતર, જો તમારી સંમતિ હોય તો મેડમ વાઇલફોર્ટને અને મેડમ ડેંગ્લર્સને મારા ઓટવીલના વિશ્રામસ્થાનમાં મીજબાની માટે આમંત્રણ કરવાની મારી ઇચ્છા છે. પણ જો તે પ્રસંગે તમને અને તમારા માતાપિતાને પણ હું આમંત્રણ આપું તો બધા પક્ષના લોકો ભેગા થઇ જાય, અને જો ડેંગ્લર્સ પણ પોતાની પુત્રીને લઇને ત્યાં આવે, તો જાણે લગ્નનો છેવટનો નિશ્ચય કરવાને માટેજ ખાસ કરીને જાણીબુજીનેજ બધાને ભેગાં કર્યાં હોય એવો અર્થ થાય, અને તમારી

માતાને મારા ઉપર માઠું લાગે. એમ કરવાની મારી જરાપણ મરજી નથી; ઉલટું મારે તો તેનો મારે પોતાને માટે સારો અભિપ્રાય મેળવવો છે."

"ખરેખર, કાઉન્ટ," આલ્બર્ટે કહ્યું. "આટલી બધી છૂટથી મારી સાથે વર્તન રાખવા માટે હું તમારો ઘણોજ આભારી છું. અમને નિમંત્રણ નહિ આપો તેથી અમને જરા પણ માઠું લાગવાનું નથી. ઉલટું એથી તો તમે અમારા ઉપર એક મોટો ઉપકાર કરશો. તમે પોતેજ કહો છો કે મારી માતાનો સારો અભિપ્રાય તમારે મેળવવો છે. હું આપને ખાત્રી આપું છું કે અત્યાર પહેલાં કયારનોએ તમે તેનો સારો અભિપ્રાય મેળવી ચુકયા છો."

"શું ખરી વાત છે?"

"અરે મને પાકી ખાત્રી છે. તે દિવસે તમે અમારે ત્યાંથી ગયા પછી કલાક બે કલાક સુધી અમે તમારીને તમારીજ વાતો કર્યા કરી હતી. પણ આપણે પાછા પ્રસ્તુત વિષય ઉપર આવીએ. તમે મારી માતાની લાગણી માટે જે માન રાખો છો તે વિષે હું જરૂર તેને કહેવાનો, અને જયારે તે જાણશે ત્યારે તે પણ પોતાને તમારી ઋણી સમજશે. પણ મારી માતા જેટલી ખુશી થશે તેટલાજ મારા પિતા ગુસ્સે થશે."

કાઉન્ટ હસવા લાગ્યો.

"ઠીક," કાઉન્ટે કહ્યું. "એકલા તમારા પિતાજ મારા ઉપર કોપાયમાન થશે એમ નથી. ડેંગ્લર્સ અને તેની પત્નીના જાણવામાં જ્યારે એ વાત આવશે, ત્યારે તેઓ મને ખરેખરો જંગલીજ ધારશે. તમારા કુટુંબ સાથે મારે આટલો બધો ગાઢ સંબંધ છે, એ વાત તેઓના જાણવામાં છે. પેરીસમાં તમારી સાથે મારે સૌથી પહેલો સંબંધ બંધાયા છે. આટલો જુનો સંબંધ હોવા છતાં જ્યારે તમારામાંથી કોઇને પણ મારે ત્યાંની મિજબાનીમાં ન

જુએ, અને તમને આમંત્રણ પણ કરવામાં આવ્યું નથી એમ તેમના જાણવામાં આવે, તો તેઓ મારે માટે ખોટો વિચાર બાંધેજ એમાં કાંઇ નવાઇ નથી. તમને મેં આમંત્રણ શા માટે ન આપ્યું તે સંબંધે તેઓ મને પ્રશ્ન કર્યા સિવાય રહેવાનાંજ નહિ. તેથી મારે તમને નિમંત્રણ મોકલ્યા સિવાય છૂટકો નહિ. એટલે આવી સ્થિતિમાં એક મિત્ર તરીકે મારે તમને ખાનગી રીતે એવી સલાહ આપવાની છે કે તમે કાંઈક બીજી જગ્યાએ ખાસ રોકાણનુ બ્હાનું તૈયાર કરી રાખજો. મને તેમાં જરા પણ માઠું લાગનાર નથી. બ્હાનું એવું કાઢજો કે જે મનાય તેવું હોય. અને મને લેખી જવાબ મોકલજો. માત્ર બે શબ્દો હશે તો પણ ચાલશે. કારણ ડેંગ્લર્સ જેવા વ્યાપારી લોકોને લેખી દસ્તાવેજ વગર કદી સંતોષ થાયજ નહિ."

"અરે તેના કરતાં પણ વધારે સારી ગોઠવણ અમે કરીશું." આલ્બર્ટ બોલ્યો. "મારી માતાની ઇચ્છા હવાફેર કરવાને સમુદ્ર કિનારાના કોઇ સ્થાને જવાની છે. તમારી મિજબાની ક્યારે રાખેલી છે?" "શનીવારે."

"આજે મંગળવાર છે. ઠીક, અમે આવતી કાલે સાંજે જ ઉપડી જઇશું, અને પરમ દિવસે તો 'ટ્રીપોર્ટ' પહોંચી જઇશું. ખરે-ખર, કાઉન્ટ, તમારા જેવા ડાહ્યા માણસો થોડાજ હશે! તમે તમારી પોતાની સગવડ સાચવવામાં બીજાની સગવડ અને લાગણી-ઓનો પણ ખાસ વિચાર કરો છો."

"આલ્બર્ટ, તમે તો મારા હદ ઉપરાંતના વખાણ કરો છો. તમારી સગવડ અને મરજી સાચવવાની ખાતરજ માત્ર આમ કરવાનું મને સુઝયું છે."

"વારૂ, પણ તમારાં નિમંત્રણ ક્યારે બહાર પડશે?"

"આજે જ."

" ત્યારે હું અહિંથી બારોબાર ડેંગ્લર્સને ત્યાંજ જાઉં છું, અને તેને ખબર આપું છું, કે હું અને મારી માતા બન્ને આવતી કાલે પેરીસ છોડીને બહાર ગામ જવાનાં છીએ. વળી તમારી મિજબાનીની વાત તો જાણે કે મને બીલકુલ માલુમજ નથી એવો ઢોંગ કરવાનો છું."

" ના ના, એમ કરશો તો કોઇના માન્યામાં આવશેજ નહિ. કારણ તમે અહિં અત્યારે આવેલા છો એ વાત તો તેમના જાણવામાં કયારનીએ આવી ગઇ છે. લ્યુશીઅન ડીબ્રેને તમે સાથે લઇ આવ્યા હતા તે વાત એટલામાંજ વિસરી ગયા કે શું? એના કરતાં હવે તમારે એવું જાહેર કરવું કે તમે મારે ત્યાં આવ્યા હતા તે વખતે મેં તમને ખાસ આગ્રહ કરેલો, પણ તમારે બહાર ગામ જવાનું હોવાથી મારૂ આમંત્રણ સ્વીકારવાની તમે અશકિત બતાવી દિલગીરી જાહેર કરી."

" વારૂ ત્યારે, એ બધી વાત નક્કીજ. પણ અમે જઇએ તે પહેલાં તમે મારી માતાને મળવાને તો આવશોને?"

" એ તો જરા મુશ્કેલ છે. વળી મારા આવવાથી તમારી જવાની તૈયારીઓ કરવાના કાર્યમાં વિક્ષેપ પડશે."

"હવે જયારે આટલી બધી અમારા ઉપર લાગણી રાખો છો, ત્યારે એટલી વધારે તસ્દી તો લોજ. અમે તમારો આભાર માનીશું."

" એમ? શું કહો છો?"

" આજે તમારે કાંઇપણ બીજું કામકાજ હોય એમ જણાતું નથી. તો મારે ત્યાં આજેજ ચાલો, અને જમવાનું પણ ત્યાંજ રાખજો. બીજું કોઇજ નથી. તમે, મારી માતા, અને હું ત્રણ જ જણ. હજી તો તમે મારી માતાને ભાગ્યેજ જોઇ છે. આજે આવશો તો તેની સાથે વધારે પરિચયમાં અવાશે. મારી

માતા ઘણી અસાધારણ—અલૌકિક સ્ત્રી છે. મને એટલી જ દિલગીરી થાય છે કે તેના જેવી જ પણ તેના કરતાં વીસેક વરસે નાની બીજી કોઇ સ્ત્રી હજી સુધી મારી નજરે પડતી નથી. કારણ જો તેવી એકાદ સ્ત્રી નજરે પડે તો ગમે તે રીતે પણ તુર્તજ તેની સાથે લગ્ન કરી નાંખવાને હું ચુકું નહિ. મારા પિતા આજે ઘેર મળવાના જ નથી. તેઓ બીજા કોઇ કામમાં રોકાએલા છે. કોઇ મોટા પ્રધાનને મળવા જનાર છે. આપણે પ્રવાસની વાતો કરતાં કરતાં આનંદમાં સમય વ્યતીત કરી શું. તમે તો આખા જગતની મુસાફરી કરી છે, એટલે તમારા અનેક જાતના સાહસિક અનુભવોનું તમે વર્ણન કરી બતાવશો. પેલી આપની ગ્રીક સુંદરીનો ઇતિહાસ તમે અમને કહી બતાવશો. તે સુંદરીને તમે તમારી દાસી તરીકે ઓળખાવો છો છતાં એક રાજકુમારીની માફક તેની તમે માવજત રાખો છો. આપણે ઇટાલીઅન અને સ્પેનીશમાં વાતોચીતો કરીશું. આટલું આમંત્રણ તો સ્વીકારો જ ! મારી માતા પણ ખુશી થશે અને તમારો આભાર માનશે."

"તમારો હજાર વખત આભારી છું," કાઉન્ટે ઉત્તર આપ્યો. "પણ તમારા આટલા બધા માન ભરેલા આમંત્રણનો હું સ્વીકાર કરી શકતો નથી તે માટે હું અત્યંત દિલગીર છું. તમે ધારો છો તેમ હું આજે નવરો નથી; ઉલટું આજે તો હું એક ખાસ અગત્યના કાર્યમાં રોકાએલો છું."

"કાઉન્ટ, જરા ધીરા પડો. આમંત્રણનો અસ્વીકાર કરવો હોય, અને તેમ છતાં કોઇને માઠું લગાડવું ન હોય તો બચાવમાં માની શકાય એવું બ્હાનું શી રીતે શોધી કાઢવું, તે બાબતનો પાઠ તો તમે પોતે મને હમણાંજ શિખવ્યો છે. એટલે હવે એમ કાંઇ સ્હેલાઇથી છટકી શકો તેમ નથી. તમે અગત્યના કાર્યમાં રોકાએલા છો એવી સાબીતી આપો, તે સિવાય હું કાંઇ જ માનનાર નથી.

એરન ડેંગ્લર્સના જેવો હું એક વ્યાપારી નથી એ વાત ખરી, પણ હું પણ તેની માફક સાબીતી સિવાય કોઇ વાત માનતો નથી."

"ચાલો ત્યારે તમને સાબીતી આપું." એમ કહીને કાઉન્ટે ઘંટડી વગાડી.

"જુઓ!" આલ્બર્ટ બબડયો. "મારી માતાનું આ બીજું નિમંત્રણ તમે પાછું ઠેલ્યું છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તમે તેને મળવા ઇચ્છતા જ નથી. તેનાથી દૂરના દૂર રહેવા માગો છો."

મોન્ટેક્રિસ્ટો ચમકયો.

"ના, ના. એવું કાંઇ ધારતા નહિ." તે બોલ્યો. "વળી તમારા માન્યામાં નથી જ આવતું તો લ્યો, ખાત્રી કરો."

'બેપ્ટીસ્ટીને' બારણું ખોલ્યું અને ઉમરામાંજ ઉભો રહ્યો.

"વારૂ, આલ્બર્ટ, તમે આજે મને મળવા આવવાના હતા એ વાતની કાંઇ મને ખબર હતી?"

"તમારા જેવા વિચિત્ર માણસને એ પ્રશ્નનો જવાબ આપી શકાય તેમ નથી."

"ઠીક, એ ગમે તેમ હોય પણ એટલું તો તમે કબુલ કરશોને કે તમે આવી રીતે ભોજનનું નિમંત્રણ મને આપશો એ તો મારા ધારવામાં હોઇ શકે જ નહિ. તમે જયારે અહિં આવ્યા ત્યારે તમે પોતે પણ આ વિચારથી આવ્યા નહોતા."

"કદાચ આપને માલુમ ના પણ હોય."

"ઠીક. હવે સાંભળો ત્યારે." કાઉન્ટે આલ્બર્ટને કહ્યું. પછી બેપ્ટીસ્ટીનને અંદર આવવા ઇશારત કરી અને તેને પૂછયું.

"બેપ્ટીસ્ટીન, આજ મેં પ્રયોગશાળામાં તને બોલાવીને શું કહ્યું હતું?"

" પાંચ વાગ્યા પછી ગમે તે માણસ મળવા આવે તો તેને ના પાડવી. ચાહે તેવો મોટો ગૃહસ્થ હોય તોપણ તેને આપ મળી શકશો નહિ એવો જવાબ દેવાનું આપ નામદારે ફરમાન કર્યું હતું." પેલા ખીજમતદારે જવાબ આપ્યો.

" પછી બીજું શું ? "

" અહા ! કાઉન્ટ–" આલ્બર્ટ વચમાંજ બોલ્યો.

" ના. ના. વચમાં બોલતા નહિ. જરા થોભો. તમે બધાએ મળીને મને એક ભેદી અને છદ્મવેશી પુરૂષની ઉપમા આપી છે, તે તમારી માન્યતા દૂર કરવાની જરૂર છે. હું કદાચ ખરેખરજ એક જાદુગર હોઉં અને ઈંદ્રજાળ પાથરવાનો જ ધંધો આદરી બેઠો હોઉં તોપણ ચોવીસે કલાક તેવી પ્રવૃત્તિનો પણ મને કંટાળો આવ્યા સિવાય રહે નહિ. માટે મારે તમારી એક વખત ખાત્રી કરી આપવી છે. બેપ્ટીસ્ટીન, બોલ બોલ. આગળ ચલાવ. "

" પછી મેજર બાર્ટોલોમીઓ કેવલકેન્ટી અને તેનો પુત્ર એ એમાંથી ગમે તે એક જણ અગર બન્ને જણ મળવા આવે તો માત્ર તેમને જ દાખલ કરવા. "

" કેમ ? તમે સાંભળ્યું ને આલ્બર્ટ ? હવે તો ખરૂં કારણ જાણવામાં આવ્યું ને ? મેજર બાર્ટોલોમીઓ કેવલકેન્ટી. તમે તેને ઓળખો છો કે ? ઇટાલીમાં જુનામાં જુના કુલીન અને શ્રીમન્ત વંશમાં તે ઉતરી આવેલો છે. દાંતે જેવા ઇટાલીઅન કવિવરે પોતાના 'લ–ઇનફર્નો' નામના કાવ્યમાં જો વંશનાં વખાણ કર્યા છે તે વંશમાં તે જન્મેલા છે. મને લાગે છે કે એ વાત તમારી ધ્યાન બહાર તો નહિ જ હોય ! વળી મેજરની સાથે તેનો પુત્ર પણ આવનાર છે. ઘણોજ લાયક યુવાન છે. તમારા જેટલી જ ઉમ્મરનો છે. તે પણ વાઇ કાઉન્ટની પદ્દી ધરાવે છે, અને પેરીસ શહેરના જનસમાજમાં દાખલ થઇ પોતાના પિતાની લાખ્ખોની મિલકતની

મદદથી નામના કાઢવા ઇચ્છે છે. મેજર પોતાના પુત્રને લઇને આજે સાંજના આવી પહોંચશે. તેને મારી સંભાળ અને સંરક્ષણ નીચે મૂકવાને તે માગે છે. તે છોકરાને લઇને જાતે આવવાને મેં મેજરને લખ્યું છે. જો તે છોકરો બરાબર લાયક છે, એવું મારી નજરમાં આવશે તો તેને મારાથી બનતી હરેક પ્રકારની મદદ હું આપીશ. તમે પણ તે કાર્યમાં મને મદદ કરશો જ, નાહ વારૂ ?"

"બેશક! ત્યારે આ મેજર કેવલકેન્ટી આપના ઘણા જુના મિત્ર અને ગાઢ પરિચયના આદમી હશે ?"

"ના, ના. જરાપણ નહિ. તે તો એક ખરો સરદાર બહાદૂર છે. ઘણો વિવેકી, નમ્ર અને મિલનસાર છે. પ્રાચીન આબરૂદાર અને શ્રીમન્ત કુટુંબોના બીજા વંશજોની માફક તેનામાં પણ સજ્જનતાની જરાપણ ખામી નથી. ફ્લોરેન્સ, બોલોના, અને લ્યુકામાં ઘણી વખત તેની સાથે મારે મેળાપ થયો છે, અને હાલમાં તે પેરીસમાં આવી પહોંચ્યો છે એવી તેણે મને ખબરો મોકલી છે. જુઓને, આલ્બર્ટ, પ્રવાસમાં ઓળખાણ પીછાન થાય છે તેની ખુબી ઓરજ હોય છે. તેવા પરિચયવાળા મનુષ્યોનો પરસ્પર એક બીજાના ઉપર એક જાતનો મદદ માગવાનો હક્ક ઉત્પન્ન થાય છે. વળી એકાદ વખત જો તમે તેવા તમારા પરિચયવાળો માણસને કોઇક બાબતમાં જરા મદદ કરી તો પછી તેવી જ મદદની તેઓ હમેશાં આશા રાખે છે. આ બિચારો ભલો મેજર પેરીસ બીજી વખતનો આવે છે. નેપોલીઅનના સમયમાં તે અહિં આવેલો પણ તે તો મોસ્કો ( રશીઆ ) જતાં અહિં થોડો વખત રોકાવાને જ. મેં તેના સ્વાગત માટે સર્વ તૈયારી કરી મૂકી છે. તે પોતાના પુત્રને કદાચ મને સોંપશે. તે યુવાન શ્રીમન્તનો પુત્ર હોવાથી કાંઇ કાંઇ મૂર્ખાઇઓ કરશે. પણ જ્યાં સુધી હદમાં રહીને વર્તશે, અને આબરૂને ધોકો લાગે તેવા કશા ધાંધળમાં ભળશે નહિ, ત્યાંસુધી હું તેને તેની મરજી માફક વર્તવા દઇશ."

"બરાબર." આલ્બર્ટે કહ્યું. "તમારા જેવા દેખરેખ રાખ-નારા થોડાજ હશે! ચાલો ત્યારે હું તો રજા લઇશ. સાહેબજી, વારૂ પણ એક વાત તમને કહેવાની રહી ગઇ. ફ્રાંઝના તરફથી ખબરો આવી છે."

"શું કહો છો? ખરેખર? ઠીક. હજી શું તે ઇટાલીમાંજ મઝા મારે છે કે?" કાઉન્ટે પૂછ્યું.

"હા. હા. ધારૂં છું કે તેમજ છે. પણ તમારા સિવાય તેને ગોઠતું નથી. તે તો પોતાના પત્રમાં તમને રોમ શહેરના સૂર્યની ઉપમા આપે છે, અને તમારા સિવાય સર્વત્ર અંધકાર અને વાદળાં છવાઇ રહેલાંની વાતો કરે છે."

"ત્યારે તો મારા વિષેનો તેનો અભિપ્રાય સુધરતો જતો હોય એમ લાગે છે?"

"ના, ના. હજી આપને તેટલાજ અગમ્ય, ગૂઢ, અને છદ્મવેશી તે માને છે."

"અરે, એ પણ એક ઘણોજ ફક્કડ આદમી છે." મોન્ટે-ક્રિસ્ટોએ કહ્યું. "જે દિવસે મારે તેમની સાથે પહેલી મુલાકાત થઇ ત્યારથીજ તેના તરફ મારૂં મન આકર્ષાયું. ગયા યુદ્ધમાં જાણીતા થએલા સેનાધિપતિ-'જનરલ-દ-એપીને'નોજ તે પુત્ર થાયને?"

"હા. હા. તેનોજ પુત્ર થાય,"

"જે સેનાધિપતિનું સને ૧૮૧૫માં નિર્લજ્જ રીતે ખૂન કર-વામાં આવ્યું હતું તેજ ને?"

"હા. હા. જેનું બોનાપાર્ટના અનુયાયીઓએ ખૂન કર્યું હતું તેજ."

"બરાબર! ખરેખર મને તો તે યુવાન ઘણોજ ગમી ગયો છે. વારૂ, તેના લગ્નની પણ કાંઇ વાતો ચાલતી હતી. તો શું હજી વિવાહની ગોઠવણો થઇ ગઇ નથી!"

"હા. હા. તેના વિવાહ વાઇલફોર્ટની પુત્રી વેલેન્ટાઇનની સાથે થનાર છે."

"એમ!" "અને મારાં લગ્ન બેરન ડેંગ્લર્સની પુત્રી સાથે થનાર છે." આલ્બર્ટે હસતાં હસતાં કહ્યું.

"તમે તો હસો છો?" "હા." "તેનું કારણ શું?

"મને હસવું આવવાનું કારણ અમારા બન્નેના વચ્ચેની સામ્યતા છે. મારા હાલના લગ્ન માટે મને જેટલી ઇચ્છા છે તેટલીજ ઇચ્છા ફ્રાંઝને વેલેન્ટાઇન સાથે લગ્ન કરવાની છે. પણ કાઉન્ટ આજે તો આપણે આખો વખત સ્ત્રીઓનીજ વાતો કર્યા કરી છે. એ તો સ્ત્રીઓનો ધંધો કહેવાય. તેઓ આવી રીતે મરદોના સંબંધમાં વાતો અને કુથલીઓ કર્યા કરે. આપણે તેમ કરવું યોગ્ય ન ગણાય!"

આલ્બર્ટ ઉઠ્યો.

"કેમ, જશોજ ત્યારે?"

"વાહ, કાઉન્ટ તમે પણ ખરા છો હાં?—બે કલાક થયાં હું તમારૂં ભેજું પકવ્યા કરૂં છું, છતાં પણ વળી પાછા જતી વખતે જાણે કે હું એકાએક જલદી ઉઠીને ચાલતો થતો હોઉં તેવો તમે વિવક બતાવો છો. આપના જેવો વિવેકી મનુષ્ય તો મેં હજી સુધી કોઇ જોયોજ નથી. વળી તમારા નોકરો તો જુઓ! કેટલા નમ્ર અને કેવા વિવેકી! ચાલાકી પણ તેમનીજ! આ તમારો બેપ્ટીસ્ટીન! હું ઘણીએ શોધ કરૂં છું પણ મને તેવો માણસ મળતોજ નથી. મારાં નોકરોને જ્યારે હું ઘણી ઘણી શિખામણ અને ઠપકો આપું છું, ત્યારે કેટલીક વખતે તેઓ હસવા જેવી રીતે વર્તે છે. માટે જો કોઇ વખત બેસ્ટીસ્ટીનને રજા આપવાની ઇચ્છા થાય તો મારે ત્યાં મોકલી આપજો."

"કબુલ."

"વળી તમારા એવા નામવર પરોણા મેજર કેવલકેન્ટી આવે ત્યારે તેમની મારા તરફથી ખબર પૂછજો. જો પોતાના પુત્રને હવે

અહિંઆંજ રાખવાનો તેનો વિચાર હોય તો તેને માટે એકાદ ઘણાજ શ્રીમન્ત અને કુલિન કુટુંબની કન્યા પણ શોધી આપજો. હું પણ તમને તે કાર્યમાં મદદ કરીશ."

"ઓહો વાહરે! શું કહો છો? એટલું બધું કરવાને પણ તૈયાર છો કે?" "હા. હા. જરૂર"

"ઠીક જુઓને, દુનીઆમાં શું અશકય અગર શકય હોય છે? કાંઇ પણ નકકી કહી શકાતું નથી."

"કાઉન્ટ. જો તમારી મદદથી હું હાલના લગ્નની બલામાંથી છુટું તો હું તમારો આભારી થાઉં. હજી બીજાં પાંચ સાતેક વરસ કુંવારાજ રહેવાની મારી ઇચ્છા છે. તમે મને બચાવશો તો હું આપનો આભાર કદીજ ભૂલનાર નથી."

"જુઓ ભાઇ, જગતમાં જેમ કાંઇ શકય નથી, તેવીજ રીતે કાંઇ અશકય પણ નથીજ." મોન્ટેક્રિસ્ટોએ ઘણાજ ગંભીર અવાજે જવાબ આપ્યો. પછી આલ્બર્ટને વિદાય કરીને તે ઘરમાં આવ્યો અને તેણે ત્રણ વખત ઘંટડી વગાડી. બરટુશીઓ હાજર થયો.

"બરટુશીઓ, શનીવારના દિવસે, ઓટવીલના આપણા બંગલામાં મિજબાનીનો બેત રાખવાનો છે સમજ્યો કે?"

બરટુશીઓ જરા ચોંકયો.

"બધી વ્યવસ્થા બરાબર થવી જોઇએ. તારે પોતે જાતે દેખરેખ રાખવાની છે. બંગલો સુંદર છે. છતાં તેમાં જે કાંઇ ખામી હોય તે દૂર થવી જોઇએ."

"તેને બંગલાના ઉપનામથી ઓળખાવાને માટે તો તેમાં ઘણા ઘણા સુધારા વધારા અને ફેરફારો કરવાની જરૂર છે. વળી ગૃહ–શૃંગારનો સામાન પણ બધો ઘણોખરો જુનો થઇ ગયો છે."

"જે જે સામાન જુનો થઇ ગયો હોય તે તમામ બદલી નાંખો. માત્ર ત્યાં જે શયનગૃહ છે તે હાલ જે સ્થિતિમાં છે તેને તેજ સ્થિતિમાં કાયમ રાખવાનું છે. તેમાં જરા પણ ફેરફાર કરવાનો નથી. અગર તેમાંની કાંઇપણ ચીજને હાથ લગાડવાનો નથી." બરટુશીઓએ ઉત્તરમાં નમન કર્યું.

"પાછળના બાગને પણ જેમનો તેમજ રાખવાનો છે. આગલા આંગણામાં તમારી બધાની જેમ ઇચ્છામાં આવે તેમ ફેરફારો અને સુધારા વધારા કરજો. એકંદરે એવો ફેરફાર કરી નાંખો કે કોઇના ઓળખવામાં આવેજ નહિ."

આપ નામદારની ઇચ્છા પ્રમાણેની તમામ વ્યવસ્થા મારાથી બનતી તજવીજે જરૂરથી કરીશ. વારૂ, પણ ભોજન સામગ્રી માટે આપ નામદારની ઇચ્છા સમજાય તો ઠીક."

"બરટુશીઓ," કાઉન્ટ બોલ્યો. "પેરીસમાં આવ્યા પછી તું જરા જરામાં ગભરાઇ જાય છે. તારી બધી હિંમત અને ચાલાકી જતી રહી લાગે છે. મારૂં કહેવું તું હવે બરાબર સમજી પણ શકતો નથી."

"પણ આપ નામદાર એટલું તો મહેરબાની કરીને જણાવશોને કે કેટલાક પરોણાઓ જમવા આવવાના છે, અને કોણ કોણ આવનાર છે?"

"તે તો અત્યારે મને પોતાને પણ ખબર નથી. હજી તે કાંઇ નક્કી થયું નથી. વળી એ બધું જાણવાની તારે કાંઇ જરૂર નથી."

બરટુશીઓએ જમીન સુધી નીચા વળીને નમન કર્યું અને ચાલતો થયો.

(બીજો ભાગ સમાપ્ત.)

